# રાવબહાદુર
# બેચરદાસ અંબાઈદાસ લશ્કરી
# વીરલ વિભૂતિ

લેખક : ડૉ. મંગુભાઈ પટેલ

: પ્રકાશક :
**પાટીદાર હિતવર્ધક ટ્રસ્ટ**
૦૨, 'કલિંગ' કોમ્પ્લેક્ષ, માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે,
આશ્રમરોડ, અમદાવાદ-૯, ● ફોન : ૨૬૫૮૪૯૬૩



**રાવબહાદુર**
**બેચરદાસ અંબાઈદાસ લશ્કરી**

લેખક : ડૉ. મંગુભાઈ પટેલ
૪૩૨/બી, મંથન ટ્વીન્સ, આલય અને તન્મય ફ્લેટ સામે
જજીસ બંગલોઝ રોડ, બોડકદેવ, અમદાવાદ-૩૮૦ ૦૫૪
ફોન : (૦૭૯) ૨૬૮૪૧૪૪૦

**પહેલી આવૃત્તિ :** ૦-૦-૨૦૦૭

**કિંમત :** રૂ. ૦૦૦

**મુદ્રક :**
હરેશ પટેલ ● પ્રિન્ટોગ્રાફ
૦૨, 'કલિંગ' કોમ્પ્લેક્ષ, માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે,
આશ્રમરોડ, અમદાવાદ-૯, ● ફોન : ૨૬૫૮૪૯૬૩

# અર્પણ

**ચંદ્રવદન લશ્કરી**

જન્મ : ૩-૧-૧૯૨૨ અવસાન : ૮-૭-૧૯૭૬

રા. બ. બેચરદાસ લશ્કરી દ્વારા શ્રી છગનલાલ મોદી દ્વારા અનુવાદિત કરાવેલ સર જોન લિખિત ‘Use of Life’ પુસ્તકના આદર્શો અને મૂલ્યો પર જીવન ન્યોછાવર કરી દેનાર, કડવા પાટીદાર સમાજના અગ્રણી સમાજ સેવક, ‘ધરતી’ માસિકપત્રના આદ્યતંત્રી, જાણીતા સર્વોદય કાર્યકર ને ગાંધી વિચારસરણીને આચારમાં મુકનાર, પૂ. વિનોબા ભાવે, પૂ. રવિશંકર મહારાજ, પૂ. જયપ્રકાશ નારાયણ, પૂ. જુગતરાય દવે, શ્રી બબલભાઈ મહેતાના પ્રીતિપાત્ર ગાંધીભક્ત સ્વ. શ્રી ચંદ્રવદન દુર્ગાપ્રસાદ લશ્કરીને આ પુસ્તક અર્પણ કરતાં ધન્યતા અનુભવું છું.

**ડો. મંગુભાઈ પટેલ**



# અનુક્રમ

# પ્રસ્તાવના

'રા.બ. બેચરદાસ અંબાઇદાસ લશ્કરી (૧૮૧૮-૧૮૮૯) સી.એસ.આઇ. ગુજરાતના સામાજિક અને ઔદ્યોગિક નેતા. 'પુસ્તક પ્રકાશિત થતા આ આનંદની લાગણી અનુભવું છું. ઈ.સ. ૧૯૮૮માં મારો પીએચ.ડી.નો મહાશોધ નિબંધ યુ.જી.સી.ની આર્થિક સહાયથી પુસ્તક સ્વરૂપે ગુજરાત યુનિવર્સિટીએ પ્રકાશિત કર્યો હતો.

આ પુસ્તક માત્ર શેઠશ્રી રા.બ. બેચરદાસ લશ્કરીના જીવનને જ સ્પર્શતું નથી. પરંતુ તત્કાલિન સમાજનું દર્શન કરાવે છે. આ મેં ૧૮મી સદી અને ૧૯મી સદીના ગુજરાતના પુસ્તક સામાજિક અને આર્થિક જીવન તેમજ ઔદ્યોગિક પરિસ્થિતિનો તલસ્પર્શી અભ્યાસ રજૂ કર્યો છે.

બેચરદાસ લશ્કરીના જન્મનું વર્ષ એક દૃષ્ટિએ સૂચક હતું કારણ કે ઈ.સ. ૧૮૧૮માં તેઓ જન્મ્યા. તે વર્ષો જ ગુજરાત પર બ્રિટિશ શાસનનું આધિપત્ય આ રૂઢ થઈ ગયું હતું. તેથી દેખીતી રીતે જ બ્રિટિશ શાસકોએ ગુજરાતમાં વિકસાવેલી નવી પરંપરાઓની અસર તેમની ઉપર થઈ. આ સમયે કડવા કણબી જ્ઞાતિમાં અનેક દુષણો ફેલાયાં હતાં. જેમકે કન્યાવિક્રિય, બાળલગ્ન, દહેજપ્રથા, ગોળપ્રથા, શાંતિપરા, રોવા-કૂટવાનો રિવાજ, સ્ત્રી શિક્ષણનો રાહંદતર અભાવ, બાંધ્યાવિવાહ, એક પર બીજી કરવાની ચાલ, તેમજ દુધપીતીની ચાલ, બેચરદાસ લશ્કરી જ્ઞાતિના આવા કુરિવાજો સામે ઝઝૂમ્યા અને તેમાં તેઓ કેટલોક અંશે સફળ પણ થયા. તેમની કંડારેલી કેડી પર ચાલનારાઓને પાછળથી આ કુધારાઓ સામે લડવાનું બળ અને પ્રેરણા મળી હતી. તેમજ ભારે સફળતા મળી હતી. પાટીદાર જ્ઞાતિના વિભાગો પેટાજ્ઞાતિઓના રીતરિવાજો કુલિનશાહીનો આબેહુબ ચીકાર આપ્યો હતો. બેચરદાસ લશ્કરીની સામાજિક પ્રવૃત્તિ માત્ર જ્ઞાતિસુધારા પૂરતી જ મર્યાદિત નહતી. ગુજરાતની અને અમદાવાદની તે સમયની અનેક સામાજિક સંસ્થાઓના વિકસામાં તન, મન અને ધનથી યોગદાન આપ્યું હતું. પરદેશમાં પણ આંધળા-લૂલાની સંસ્થામાં દાન આપ્યું હતું. તેમજ મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ, બેચરદાસ ડીસપેન્સરી આરામગૃહ, ગુજરાત કોલેજ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, શાહપુર લાઈબ્રેરી, રીલીફફંડ, વિધવાવિવાહ ઉત્તેજક મંડળી, સંસ્કૃત પાઠશાળા જેવી અનેક સંસ્થાઓ નિર્માણ અને સંવર્ધન કર્યું હતું.

રા.બ. બેચરદાસ લશ્કરી માત્ર સમાજ સુધારક જ ન હતા, તેઓ એક ઔદ્યોગિક નેતા પણ હતા. લગભગ ૧૮૪૫માં જ્યારે તેઓ ઈસ્ટ ઇન્ડિયા કંપનીની નોકરીમાં હતા ત્યારે તેમણે તેમનો શરાફી અને વ્યાપારી વ્યવસાય હાથમાં લીધો અને તેને વિકસાવ્યો. પરંતુ તેમણે તેમની ધંધાકી.ય પ્રવૃત્તિઓ શરાફી અને વ્યાપાર પૂરતી જ



મર્યાદિત ન રાખી. ૧૮૬૭માં તેમણે સુતરાઉ કાપડની મિલ ઊભી કરીને અમદાવાદના મિલ ઉદ્યોગમાં પ્રવેશ કર્યો અને અમદાવાદ કે ગુજરાત નહિ પણ ભારતના ઉદ્યોગ પતિઓની હરોળમાં બેઠા. પોતાની બેંક ઊભા કરી શેર બહાર પાડ્યા પાછળથી તેમને તે મૂડી ચૂકવી પોતાની માલિકીની મિલ બનાવી દીધી. પ્રેમાભાઈ હીમાભાઈ હટીસીંગ પરિવાર, મગનલાલ વખતચંદ જેવા શ્રેષ્ઠીઓમાં સ્થાન પામ્યા.

શ્રી દુર્ગાપ્રસાદ મહેતા, નર્મદ, દલપતરામ, હરગોવિંદદાસ કાંટાવાળા, અંબાલાલ, ભોળાનાથ, કરશનદાસ મૂળજી, ગોપાળહરિ દેશમુખ જેવા ૧૯મી સદીના સુધારકોમાં તેમનું નામ પોતાના કાર્યો દ્વારા સ્થાપિત કરી દીધું. તેઓ ગુજરાતના સુધારકો, મહારાષ્ટ્રના સુધારકો અને ઉદ્યોગપિતઓ સાથે તેમજ અગ્રેજ ગવર્નનર, કલેક્ટર, અધિકારીઓ સાથે ઘરોબો રાખતા. આર્યસમાજના સ્થાપક દયાનંદ સાથે પણ સંબંધ હતો. દેશી રજવાડાના રાજવીઓ નવાબો તેમની મહેમાનગતિ માણવામાં ગૌરવ અનુભવતા.

આવું એક વિરલ વ્યક્તિત્વ ધરાવનાર કડવા કોમમાં જન્મેલા બેચરદાસનું પુસ્તક પ્રગટ કરતાં સ્વજ્ઞાતિ અભિમાન અનુભવું છું. ગુજરાતભરના પુસ્તકાલયો તેમજ ધરતી વિકાસ મહિલા પાંખના પૂર્વ મંત્રી મારા ધર્મપત્ની પાર્વતી દ્વારા ગીતો ફટાણા, રીતરિવાજો, કહેવતો, ઉખાળા વગેરેના જ્ઞાનનો મને લાભ મળ્યો છે. અત્રે તે સૌનો આભાર માનું છું.

લશ્કરી પરિવારના સ્વજનોનો મને સાથ સહકાર અને પ્રેમ મળ્યો છે. સ્વ. સુધીર લશ્કરી અને બેચરદાસ પુત્રી પૂ. સ્વ. કાન્તાબહેને પણ મને યોગ્ય માર્ગદર્શન આપ્યું હતું. 'શ્રી ચંદ્રવદન દુર્ગાપ્રસાદ લશ્કરી ચેરીટેબલ ટ્રસ્ટે' આ પુસ્તક પ્રગટ કરવાનો નિર્ણય લીધો. તે ખરેખર યોગ્ય છે. કારણ આ પુસ્તક દ્વારા ઘણા યુવકો વેપારીઓ ઉદ્યોગપતિઓ, સમાજ સુધારકોને માર્ગદર્શન મળશે.

આ પુસ્તક પ્રગટ કરવાના શુભ હેતુ માટે લશ્કરી પરિવાર અનેટ્રસ્ટના સભ્યોને અભિનંદન આપું છું.

પુસ્તક સુઘડ બનાવવામાં સહયોગ આપનાર શ્રી હરેશ પટેલ તથા નયનભાઈ પટેલનો આભાર.

**Dr. Mangubhai R. Patel**
**Ph., (079) 26841440**

432/B, Manthan Twins
Opp. AAlay & Tanmay Flats
Judges Bunglows Road.
Bodakdev, Ahmedabad-380 0054
Gujrat (India)

# આવકાર

જેના કુળમાં પ્રતિભાશાળી પુરુષ થયેલા હોય તો પેઢીઓ સુધી એનાં ગુણગાન ગવાતા હોય છે. જે ઇતિહાસો લખાય છે એમણે પૂર્વજોનાં ખમીર, ખુમારીને ખાનદાનીના જીવનની કથની જ હોય છે. એવા આપણા પૂર્વજોને આજે પણ યાદ કરીએ છીએ. આમ પૂર્વ જ એ ગૌરવ વધારનારું સમાજનું જમા પાસું છે. ઋગ્વેદમાં કહ્યું છે, 'કે આપણા પૂર્વજો એટલે કે પહેલાના માર્ગનો ઉપદેશ આપનારા અને જીવનનો રાહ ચિંધનારા.' એમને આપણે વંદન કરીએ છીએ. જીવનનું વહેણ કઈ દિશામાં કેવી રીતે લઈ જવું એની સાચી સમજ આપનારા આપણા પૂર્વજોને આપણે કેવી રીતે ભૂલી શકીએ?

આ પુસ્તક દ્વારા ડો. મગુભાઈએ અમારા પૂર્વજોની અમને અને સમાજને સાચી ઓળખ કરાવી છે.

અમારા મુરબ્બી સ્વજનશ્રી, મંગુભાઈ પટેલને લશ્કરી કુટુંબના પૂર્વ જન્મના ઋણાનુબંધના કારણે એક લશ્કરી કુટુંબના સભ્યથી વધું વધારે હેત અને આદર શેઠશ્રી બેચરદાસ લશ્કરી તથા તેમના કુટુંબીજનો માટે છે જે અમારા કુટુંબનું એક સદ્‌ભાગ્ય ગણાય.

મનુષ્યના સમાજ પ્રત્યેના ઋણ અદા કરવાના નિઃસ્વાર્થ કાર્યો ઉત્તમ ગણી શકાય અને તેથી જ જ્યારે હાલના સમાજના ઘણા ખરા ઔદ્યોગિક અને વ્યાપારિક ક્ષેત્રે ઉમદા યોગદાન આપનારા વ્યક્તિએ સામાજિક કાર્યો માટે ઉદાસીનતા બતાવે છે ત્યારે ક્ષોભ અને દુઃખની લાગણીનો અનુભવ થાય છે.

ગુજરાતમાં અને તેમાં પણ અમદાવાદના મોભાદાર વ્યક્તિઓ પાસેથી આજે સમાજ કશુંક માંગી રહ્યો હોય તેવું ભાસે છે. આપણાં શહેરનાં ગૌરવવંતા ભૂતકાળના ૧૯મા સૈકામાં સામાજિક અને ઔદ્યોગિક ક્ષેત્રે જેમનું અભૂતપૂર્વ યોગદાન હતું. તેવા રાયબહાદુર બેચરદાસ અંબાઇદાસ લશ્કી (સી.એસ.આઇ.) ગુજરાતના સામાજિક અને ઔદ્યોગિક નેતાનું પુસ્તક સમાજ આગળ મુકતાં વિરલ વિભૂતિ રાવબહાદુર બેચરદાસ લશ્કરીના પ્રપૌત્ર તરીકે ગૌરવની લાગણી અનુભવું છું.



ભવિષ્યમાં તેમના કરેલા સામાજિક કાર્યો અને સમયનો કેવી રીતે સદ્‌ઉપયોગ કરવો તેની શીખ અમને અને સમાજને આ પુસ્તકમાંથી હરહંમેશ મળતી રહેશે તેવી આશા સાથે આ પુસ્તકનું પ્રકાશન કરી રહ્યા છીએ અને આ ઉમદા કાર્યનું અનુદાન અમારા પિતાશ્રીનું પબ્લિક ચેરિટેબલ ટ્રસ્ટ 'શ્રી ચન્દ્રવદન દુર્ગાપ્રસાદ લશ્કરી ચેરિટેબલ ટ્રસ્ટ' કરી રહ્યું છે તે સોનામાં સુગંધ મળ્યા બરોબર ગણાય. મારા પિતાશ્રીનું સમગ્ર જીવન બેચરદાસના આદર્શો પર ચાલનારું હતું. મીલ માલિક હોવા છતાં ગાંધીભક્ત બની ભૂદાનયજ્ઞ અને સર્વોદય ચળવળમાં ઓતપ્રોત થઈ ગયા હતા.

આ પુસ્તકના વેચાણ દ્વારા અર્થ પ્રાપ્તિનો કોઈ ઉદ્દેશ નથી પણ શૈક્ષણિક સંસ્થાઓ, સામાજિક સંસ્થાો, ઔદ્યોગિક સંસ્થાઓ, જાહેર પુસ્તકાલયો, તેમજ યુવક સંસ્થાઓને વિના મૂલ્ય ભેટ આપવામાં આવશે. આ પુસ્તક લોકશિક્ષણના હેતુથી યુવાપેઢીને જાગૃત કરવાનું મુખ્ય પ્રયોજન છે.

**પૌલોમી-જાબાલ　　અમીતા-દિનેશભાઈ　　અનુરાધા-રાજેન્દ્રભાઈ**

તા. ૨૬ જાન્યુઆરી, ૨૦૦૭
અમદાવાદ

# પ્રકરણ ૧ બેચરદાસ લશ્કરી : સામાજિક-સાંસ્કૃતિક પૂર્વભૂમિકા

**૧૯મા સૈકાના સમાજસુધારાના સંદર્ભમાં બેચરદાસ લશ્કરી :**

ભારત અને ગુજરાતના ઈતિહાસમાં ઓગણીસમો સૈકો સામાજિક પરિવર્તન અને જીવનમાં મૂલ્યોની નવરચનાની દૃષ્ટિએ મહત્ત્વપૂર્ણ લેખાય છે. આર્થિક અને ઔદ્યોગિક દૃષ્ટિએ પણ આ સૈકા દરમિયાન ભારત અને ગુજરાતમાં નવાં પરિબળો શરૂ થયાં. બ્રિટિશ શાસન દ્વારા ગુજરાત એક વિશિષ્ટ સંસ્કૃતિ ધરાવતા દેશના સંપર્કમાં આવ્યું. સંપર્કની આ પ્રક્રિયા મહત્ત્વપૂર્ણ હતી, કારણ કે પંદરમા અને સોળમા સૈકા દરમિયાન ઈંગ્લેન્ડ નવજાગૃતિ અને ધર્મસુધારણાના બૌદ્ધિક (intellectual) અને માનવતાવાદી (humanitarian) વિચારો દ્વારા નૂતન સાંસ્કૃતિક તબક્કામાંથી પસાર થઈ વ્યક્તિને રૂઢિગત સામાજિક અને ધાર્મિક વ્યવસ્થાનાં બંધનોમાંથી મુક્ત કરવાનો પુરુષાર્થ કર્યો હતો; એટલું જ નહીં પરંતુ એક જટિલ પ્રક્રિયાના-ઔદ્યોગિક ક્રાંતિનાં વમળોમાંથી એ દેશ પસાર થયો હતો, જેને પરિણામે માનવસંબંધોના સ્વરૂપમાં મૂલગત ફેરફાર અસ્તિત્વમાં આવ્યા. પશ્ચિમની સંસ્કૃતિની ભૌતિક અને બૌદ્ધિક અસરોને લીધે ગુજરાતમાં કદાચ પહેલીવાર વ્યવસ્થિત રીતે સમાજસુધારાનો નૂતન યુગ શરૂ થયો. જેમાં કવિ નર્મદાશંકર, દુર્ગારામ મહેતાજી, મહીપતરામ રૂપરામ, કવિ દલપતરામ, હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા, કરસનદાસ મૂળજી અને નવલરામ લક્ષ્મીરામ જેવા પ્રથમ પંક્તિના ગુજરાતી સુધારકોએ સમાજમાં પ્રચલિત કુરિવાજો અને અનિષ્ટો સામે પ્રહારો કરી સમાજની પુનઃરચનાર્થે ઝુંબેશ શરૂ કરી. આ મહાન સુધારકોએ લૌકિક અને બુદ્ધિગમ્ય મૂલ્યોના આધારે સતીપ્રથા, પુત્રપ્રાપ્તિ માટેના ધાગાદોરા અને જંતર-મંતર, કણબી-પાટીદાર તથા જાડેજા-જેઠવા જેવી જ્ઞાતિઓમાં થતી નવજાત બાળકીઓની હત્યા, મૃત્યુ બાદ બારમા-તેરમાના થતા ખર્ચા, મૃત્યુ બાદ રોવા-કૂટવાના રિવાજ, સ્ત્રીઓ અને ખાસ કરીને વિધવાઓ સાથેના શારીરિક અને માનસિક જુલમો, બાળલગ્નો તથા ધર્માચાર્યોનાં દુરાચરણો જેવા સદીઓથી ઘર કરી બેઠેલા કુરિવાજો સામે જેહાદ ઉઠાવી જેને પરિણામે ગુજરાતી સમાજે નવી દિશામાં ગતિ કરવા શરૂઆત કરી.

ઉપર દર્શાવેલા સમાજસુધારકો વિષે એક યા બીજા સ્વરૂપે માહિતી ઉપલબ્ધ



છે અને તેમના વિષે લખાયેલાં પુસ્તકો અથવા તો લેખો દ્વારા ગુજરાતનો સામાજિક ઈતિહાસ સચવાયેલો છે. પરંતુ આ સુધારકોની નામાવલીમાં બેચરદાસ લશ્કરી વિષેની માહિતી ઘણી અલ્પ પ્રમાણમાં ઉપલબ્ધ છે અને તેમને વિષે જે કાંઈ ગ્રંથસ્થ અથવા તો અગ્રંથસ્થ માહિતી અને લખાણો છે તે એટલાં બધાં છૂટક છૂટક અને વેરવિખરાયેલી હાલતમાં છે કે તેમને વિષે વ્યવસ્થિત રીતે ગ્રંથ લખવો તે અત્યંત મુશ્કેલ કામ છે. બેચરદાસ લશ્કરી કણબી જ્ઞાતિના સંનિષ્ઠ સમાજસુધારક હતા અને જ્યાં સુધી સમાજની 'નીચી' અને આર્થિક રીતે 'પછાત' જ્ઞાતિઓ અને કાર્યો વિષે આપણે અજાણ રહીએ ત્યાં સુધી ગુજરાતના સામાજિક ઈતિહાસનું મૂલ્યાંકન કરવામાં ગંભીર ક્ષતિઓ રહેવા પામે તે વાત નિઃશંક છે. ગુજરાત એટલે માત્ર બ્રાહ્મણ-વાણિયા જેવી જ્ઞાતિઓનો જ પ્રદેશ નહીં; ગુજરાત એટલે પાટીદારો, ભીલો, રબારીઓ તેમજ અનેક કારીગર જ્ઞાતિઓ, અસ્પૃશ્યો અને આદિવાસીઓની જ્ઞાતિઓનાં સ્ત્રી-પુરુષોથી વસવાટ પામેલો પ્રદેશ; અને જ્યાં સુધી આપણે બ્રાહ્મણ-વાણિયાના સાંસ્કૃતિક ચોકઠામાં જ સમગ્ર ગુજરાતને જોવાનું ચાલુ રાખીએ અને કહેવાતી 'હલકી' જ્ઞાતિઓના સાંસ્કારિક રીતરિવાજોની અવગણના કરીએ ત્યાં સુધી ગુજરાતમાં સમાજસુધારણાના પ્રવાહોને તેમના વિશાળ સંદર્ભમાં સમજવાનું અને સામાજિક પરિવર્તનની પ્રક્રિયાનું મૂલ્યાંકન નિષ્પક્ષ રીતે કરવાનું કાર્ય દુષ્કર બની જાય. અંબાલાલ સાકરલાલ દેસાઈ (૧૮૪૪-૧૯૧૪) જેવા ગુજરાતના પ્રથમ પંક્તિના કેળવણીકાર અને સમાજસુધારકે તો ૧૯૧૧માં એટલી હદ સુધી કહ્યું હતું કે :

> *''ગુજરાતમાં તો સંસાર સુધારો વ્યવહારમાં સફળ થવાનું દ્વાર નાત સિવાય બીજું હાલ દીસતું નથી. વળી જ્ઞાતિ બંધારણ કેવળ દૂષણરૂપ ગણવું તે અભિપ્રાય મને બરાબર લાગતો નથી. તે બંધારણ, કાળની ગતિએ કરીને અનેક કારણોથી આજની સ્થિતિએ આવ્યું છે. હાલની સ્થિતિ જોતાં, તે એકી તડાકે ઉડાડી દેવું શક્ય જ નથી.''*

ઐતિહાસિક દૃષ્ટિએ અંબાલાલ દેસાઈનું ઉપર્યુક્ત વિધાન અત્યંત સૂચક હતું, કેમ કે ઈ.સ. ૧૮૧૮માં અંગ્રેજો જ્યારે ગુજરાતમાં સત્તાના સૂત્રધારો બન્યા ત્યારે ગુજરાતી હિન્દુસમાજ અનેક સંપ્રદાયો, જૂથો, જાતિઓ અને પેટાજ્ઞાતિઓમાં વહેંચાયેલો હતો, એટલું જ નહીં પણ વર્ણાશ્રમ ધર્મના સિદ્ધાંત મુજબ ઊંચ-નીચના વાડાઓમાં પણ વિભાજિત હતો. માત્ર પાટીદાર જેવી જ્ઞાતિને જ જો આપણે લક્ષમાં લઈએ તો પણ તે કેટલીક પેટાજ્ઞાતિઓમાં વહેંચાયેલી હતી અને

તેમના રીતરિવાજો પણ ભિન્ન હતા. આવી જટિલ સામાજિક પરિસ્થિતિમાં જો આપણે બેચરદાસ લશ્કરી જેવા સમાજસુધારકની પ્રવૃત્તિઓ અને કાર્યોને મૂલવવાં હોય તો તેમની પેટાજ્ઞાતિને અને તેના સંસ્કારોને પણ આપણે સમજવાં જ પડે.

બેચરદાસ લશ્કરી માત્ર સમાજસુધારક ન હતા. તેઓ ગુજરાતના વ્યાપારી અને ઔદ્યોગિક નેતા પણ હતા. તેમની શરાફી પેઢીઓ ગુજરાતનાં અનેક નાનાં-મોટાં ગામડાંઓ તેમજ નગરોમાં ફેલાયેલી હતી. આ શરાફી પેઢીઓમાંથી તેમણે ૧૮૬૭માં અમદાવાદમાં એક સુતરાઉ કાપડની મિલ પણ શરૂ કરી હતી. રણછોડલાલ છોટાલાલે ૧૮૬૧માં અમદાવાદમાં સૌપ્રથમ મિલ સ્થાપીને ગુજરાતના મિલઉદ્યોગનો પાયો સ્થાપ્યો. ત્યારપછી ગુજરાતની બીજી મિલ સ્થાપનાર બેચરદાસ લશ્કરી હતા. તેમણે તથા તેમનાં કુટુંબીજનોએ આ મિલને વિકસાવી અને તેનું સંવર્ધન કર્યું અને મિલ ઉદ્યોગમાંથી લશ્કરી કુટુંબ ઘણું પૈસાપાત્ર બન્યું. એટલું જ નહીં પણ તેમે તેમની લક્ષ્મીનો ઉપોગ સમાજોપયોગી કાર્યો કરવા પાછળ પણ કર્યો. આમ બેચરદાસ લશ્કરી ગુજરાતના સમાજસુધારક તેમજ વ્યાપારી-ઔદ્યોગિક નેતા બન્યા અને તેમણે ગુજરાતના સાંસ્કૃતિક વિકાસમાં મહત્ત્વનું પ્રદાન કર્યું. આ સમગ્ર પ્રક્રિયાને સમજવા માટે હવે આપણે બેચરદાસ લશ્કરી જે જ્ઞાતિમાં જન્મ્યા હતા તે જ્ઞાતિને એટલે કે કડવા કણબીની જ્ઞાતિને, તેના સંસ્કારો અને રીતરિવાજો તેમજ તેની આર્થિક પ્રવૃત્તિઓને સમજવાનો પ્રયાસ કરીશું. કડવા કણબી જ્ઞાતિ 'પાટીદાર' જ્ઞાતિની જ એક પેટાજ્ઞાતિ હોઈને આપણે સૌપ્રથમ પાટીદાર જ્ઞાતિ અને તેમાંથી નિષ્પન્ન થતી પેટાજ્ઞાતિઓને સમજવાની કોશિશ કરીશું.

ગુજરાતની કણબી જ્ઞાતિ ચાર મુખ્ય પેટાવિભાગોમાં વહેંચાયેલી હતી : (૧) લેઉવા (૨) કડવા (૩) આંજણા (૪) મતિયા. આંજણા અને કડવા કણબીઓ ઉત્તર ગુજરાતમાં સૌથી વધુ સંખ્યામાં કેન્દ્રિત થયા હતા, જ્યારે મતિયા કણબીઓ સુરત જિલ્લામાં જલાલપુર તેમજ બારડોલી તાલુકામાં વસ્યા હતા. લેઉવા પેટાવિભાગ સૌથી વધુ પ્રતિષ્ઠિત ગણાતો અને તે ચરોતરમાં વર્ચસ્વ ધરાવતો હતો. ૧૯૦૧માં પ્રસિદ્ધ થયેલા 'ગુજરાત ગેઝેટિયરે' નોંધ કરી છે કે ૧૯મા સૈકાના અંતમાં આંજણા, કડવા, લેઉવા અને મતિયાઓની કુલ વસ્તી ૧૪,૧૦,૪૨૨ હતી, જે ગુજરાતની કુલ હિન્દુ વસ્તીના ૧૪.૬ ટકા હતી. ૧૮૯૧ના વસ્તીગણતરી રિપોર્ટ મુજબ ગુજરાતના વિવિધ જિલ્લાઓમાં કણબીઓની વસ્તી નીચે મુજબ વહેંચાયેલી હતી.



### ગુજરાતના વિવિધ જિલ્લાઓમાં કણબીઓની વસ્તી

| | અમદાવાદ | ખેડા | પંચમહાલ | ભરૂચ | સુરત | દેશી રાજ્યો | વડોદરા | કુલ સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|---|
| આંજણા | – | – | – | – | – | – | ૩૧,૪૮૮ | ૩૧,૪૮૮ |
| કડવા | ૭૬,૧૩૮ | ૧૨,૬૯૦ | ૪૫૭ | ૬,૩૭૧ | ૧૧,૯૪૫ | ૯૨,૬૩૬ | ૨,૦૦,૦૫૮ | ૪,૦૦,૨૯૫ |
| લેઉવા | ૩૦,૨૧૫ | ૩૨,૪૮૧ | ૫,૮૪૩ | ૧૪,૫૮૧ | ૨૦,૭૫૭ | ૧,૬૦,૧૮૯ | ૧,૯૯,૧૬૯ | ૫,૬૮,૧૮૫ |
| અન્ય કણબીઓ | ૫,૫૫૨ | ૭,૬૦૯ | ૨૦૧ | ૪,૨૪૨ | ૬૮૧ | ૩,૭૬,૧૦૧ | ૯,૩૩૨ | ૪,૦૫,૭૧૮ |
| મતિયા | – | – | – | – | ૪,૪૮૫ | – | ૨૫૧ | ૪,૭૩૬ |
| કુલ કણબીઓ | ૧,૧૦,૯૦૫ | ૧,૫૨,૭૮૦ | ૬,૫૦૧ | ૫૨,૧૪૪ | ૩૭,૮૬૫ | ૬,૩૦,૯૨૬ | ૪,૪૦,૨૯૮ | ૧૪,૧૦,૪૨૨ |

ગુજરાતના કણબીઓ ઊંચનીચના ક્રમમાં વહેંચાયેલા હતા. પરંતુ ૧૯મી સદીના મધ્યભાગ સુધીમાં કોઈપણ પેટાજ્ઞાતિ 'પાટીદાર' તરીકે જાણીતી બની ન હતી, અને તમામ જાતો 'કણબી' તરીકે સામાન્ય રીતે ઓળખાતી હતી. આ કણબીઓ મૂળભૂત રીતે ખેડૂતો જ હતા અને જમીન સાથે તેઓ સંકળાયેલા હતા. કણબીએ નામ જ કૃષમી : એટલે કે ખેતી કરનાર, તે ઉપરથી પડવાનો અભિપ્રાય ૧૯મા સૈકાના અંગ્રેજ વિદ્વાન ડો. જહોન વિલ્સને આપ્યો છે. પંડિત ભગવાનલાલ ઈન્દ્રજી 'કુટુંબ' ઉપરથી તેની વ્યુત્પત્તિ તારવે છે. એ પણ શક્ય છે કે દ્રાવિડ શબ્દ 'કુલ' જેનો અર્થ હવે મજૂર' થાય છે; પણ પહેલાં ખેતી એ મજૂરી હતી તેથી તેનો અર્થ 'ખેડૂત' થતો હતો. 'કુલ' શબ્દ સાથે અંગ્રેજી શબ્દ' 'કુલી' (મજૂર) સરખાવો. કણબીઓ પોતે પોતાનું નામ 'કણ' - અનાજ અને 'બી' - બીજ ઉપરથી પડ્યાનું માને છે.

હવે આપણે કણબીઓની કેટલીક પેટાજ્ઞાતિઓનો ઇતિહાસ અને રીતરિવાજોને સમજવા પ્રયાસ કરીશું.

**લેઉવા કણબી :**

ડેવિડ પોકોક અને ડેવિડ હાર્ડિમન જેવા વિદ્વાનોએ જણાવ્યું છે તે મુજબ લગભગ ૧૯મા સૈકાની શરૂઆતથી લેઉવા કણબીઓ ફળદ્રુપ એવા ચરોતરના પટ પર પથરાયેલા હતા અને તેઓ ખેતી દ્વારા સમૃદ્ધ થઈને એક કુલીન વર્ગ તરીકે ખ્યાતિ પામ્યા હતા. જેમ જેમ બ્રિટિશ સરકાર જૂની વહીવટી અધિરચના તોડતી ગઈ તેમ તેમ તુલનાત્મક દૃષ્ટિએ લેઉવા કણબીઓનું વર્ચસ્વ વધતું ગયું. તેમની જ્ઞાતિમાં સ્થળ પરત્વે નીચે મુજબ જુદા જુદા જથ્થા બંધાયેલા હતા : (૧) ચરોતર (૨) કાનમ (૩) વાકળ (૪) દશકોશી (૫) રાજવરો (૬) અમદાવાદી (૭) સુરતી (૮) વડનગરી.

ઉપર્યુક્ત પેટાજથ્થા કન્યા આપવા-લેવાના સંબંધને લીધે પડેલા હતા અને તે ચડતા-ઊતરતા ક્રમો દ્વારા ગણાતા. ચરોતરવાળા સૌથી વધારે કુળવાન ગણાતા. પાટીદારોમાં જેઓ કુળવાન ગણાતા તેમનાં કુલ ૫૬ ગામો હતાં, પરંતુ નીચેનાં ૧૩ ગામો સૌથી વધારે કુળવાન ગણાતાં : (૧) વસો (૨) નડિયાદ (૩) સોજિત્રા (૪) સાવલી (૫) ભાદરણ (૬) કરમસદ (૭) ધર્મજ (૮) નાર (૯) પીજ (૧૦) સુણાવ (૧૧) તારાપુર (૧૨) ઓડ (૧૩) ઉત્તરસંડા.

લેઉવા પેટાજ્ઞાતિના કણબીઓ ઊંચનીચના ક્રમમાં વિભાજિત હોઈ તેઓ માનતા કે કન્યા પોતાનાથી ગમે તેટલા હલકા કુળમાંથી લાવી શકાય છે, પરંતુ કન્યા આપવાની તે પોતાનાથી ચડતા કુળમાં અગર નિદાન-સરખા કુળમાં આપવી જોઈએ. આ જ કારણથી ૧૩ ગામવાળા ૫૬ ગામમાં બનતાં સુધી કન્યાઓ આપતા નહિ, અને ૫૬વાળા બહારનાં ગામોમાં કન્યા આપતા નહિ. આ પ્રમાણે બેટીવ્યવહાર હતો, અને તેનો મુખ્ય જથ્થો દસક્રોઈ, ચરોતર, કાનમ અને વાકળના પાટીદારોનો ગણાતો. આ જ કારણથી એક કહેવત પણ પ્રચલિત બની હતી કે **'નહિ ત્રણમાં, નહિ તેરમાં, નહિ છપ્પનના મેળમાં.'** જો કે બધા જ પાટીદારો અંદરઅંદર રોટીવ્યવહાર રાખતા.

પાટીદાર જ્ઞાતિમાં કોઈ માણસ દત્તક લેવાય અને તેથી બીજે ગામ જઈ રહે તે સિવાય બીજી રીતે, અગર બીજા કારણે કોઈપણ વ્યક્તિ પોતાનું ગામ છોડીને પરગામ જાય તેવા પ્રસંગો ભાગ્યે જ બનતા. છતાં કોઈ કુટુંબ બીજે ગામથી રહેવા આવે તો તેને તે નવા ગામના જથ્થામાં દાખલ કરતા નહિ. જો કે લાંબી મુદતનો રહેવાસી થયો હોય તે તેને ન્યાતના જમણવારમાં ભેળવી શકાતા.

કુળવાન ગણાતા પાટીદારનાં ગામોવાળા ઘણું ખરું બહારગામથી જ કન્યા લાવતા. એક જ ગામના પાટીદારો મોટાભાગે પિતરાઈ ગણાતા. આ કારણથી હંમેશાં બહારગામથી કન્યા લાવવાનો રિવાજ હતો. આ પ્રમાણે હોવાથી બહારગામથી ગમે ત્યાંથી પાટીદાર જ્ઞાતિની કન્યા લાવે તો તેમાં વાંધો લેવાતો નહિ. લેઉવા પાટીદાર જો કડવા કણબીની કન્યા લાવે અથવા નાતરા કરનાર કણબીની કન્યા લાવે તો પણ જ્ઞાતિથી વિરોધ થઈ શકતો નહિ. ફક્ત તેના કુળને નીચું ગણી બીજાં સારાં કુટુંબો તેને કન્યા આપવા-લેવાનો વ્યવહાર ત્યજતાં. આવી કન્યા લાવનારને તેના નજીકના જથ્થાવાળા 'કુટુંબવાળા' ન્યાત બહાર કાઢતા, પરંતુ તે પોતાના જથ્થા કે થડિયાની આબરૂ સાચવવા પૂરતું જ. એવી પણ સમજ આ જ્ઞાતિના લોકોમાં છે કે જ્યાં એકડાના ગોળ બંધાયા હોય ત્યાં બહારગામથી કન્યા લેવામાં આવતી નથી અને જ્યાં ગોળ બંધાયો ન હોય ત્યાં લેઉવાની ન્યાતની કન્યા ગમે ત્યાંથી લાવવામાં આવે તો તેનો વાંધો લેવામાં આવતો નથી. વડોદરાના પાટીદારમાં એવો વહીવટ હતો કે પાસેના



નડિયાદ, વસો વગેરે ગામોમાંથી કન્યા કોઈ લાવે તો તેનો વાંધો લેવાતો નહિ પણ કાઠિયાવાડ તરફથી લાવે તો તે પાટીદારની છોકરી છે એવી ખાતરી કરવા તેના ખરચે ગોરને મોકલતા અને તેને મોકલતાં સુધી તેની પાસેથી અમુક રૂપિયા જ્ઞાતિમાં અનામત તરીકે લઈને રાખવામાં આવતા હતા. લોકો ન્યાતની સત્તાને માનતા હતા. કેટલાક માનતા કે જ્ઞાતનું બંધારણ ઢંગધડા વગરનું છે. એકડાનાથી જ બંધાયેલાં ગામોમાં પંચની સત્તા છે.

જ્ઞાતિબંધારણ અને તેની ખામીઓ વિશે અને સત્તાઓ વિશે જુદા જુદા અભિપ્રાયો પ્રવર્તે છે. મોટી પહેરામણીઓને રોકવા માટે, આ હાનિકારક રિવાજને અટકાવવા માટે સંવત ૧૮૪૮ની સાલમાં એવા મતલબનો ઠરાવ થયો હતો કે, લગ્નના સંબંધમાં ખરચ કમી કરવો અને ખેડા જિલ્લાનાં કુટુંબોમાં કન્યાઓ આપવાનું બંધ કરવું. સને ૧૮૫૩માં પણ આ ઠરાવ થયો હતો. સને ૧૮૮૮ના ફેબ્રુઆરી માસની ૯મી તારીખે ડાકોર મુકામે લેઉવા પાટીદારની જ્ઞાતિ મળી અને આ ખર્ચાઓ ઓછા કરવા ૩૭ બાબતને લગતા ઠરાવો કર્યા હતા. વડોદરામાં ૨૬-૩-૧૯૦૫, નડિયાદમાં ૧૮-૧૦-૧૯૦૬, ભાદરણમાં તા. ૨૩-૧૦-૧૯૦૬, ધર્મજમાં તા. ૩-૧૧-૧૯૦૬ અને સોજિત્રામાં તા. ૫-૧૧-૧૯૦૬ના રોજ જ્ઞાતિ આગેવાનો ભેગા મળી જ્ઞાતિ સુધારા માટે ઠરાવો કર્યા હતા.

**જ્ઞાતિના અનેક વિભાગ :**

જ્ઞાતિના અનેક વિભાગ એના સંબંધમાં જુદા જુદા મતાંતરો પ્રવર્તે છે. જ્ઞાતિએ મુખ્ય સંજ્ઞા ગણીને 'કડવા' અને 'લેઉવા' એ વિભાગ ગણવામાં આવે છે. તેમાં કડવા પાટીદાર અને લેઉવા પાટીદાર તેમજ કડવા કણબી અને લેઉવા કણબી એવા વિભાગો હતા. કણબીના વિભાગમાં ઉપર જણાવ્યા મુજબ આંજણા પણ આવે છે. પણ સ્થળ પરત્વે ચરોતરિયા, અમદાવાદી, પાટણવાડિયા, વડોદરિયા, નાગરવાડિયા, ધંધા પરત્વે દાળિયા વગેરે, ધર્મ પરત્વે ઉમદા આચારવિચારને લીધે આંજણા, બાયડ પણ ગણાતા.

પાટીદાર જ્ઞાતિમાં વિભાગો પાડવા માટે અનેક કારણો જવાબદાર હતાં, જેમ કે, કન્યા નહિ મળતાં તેમણે અંદરઅંદર એકડા કરી ગોળ બાંધ્યા એટલે વિભાગ પડ્યા. સ્થિતિ, રીતરિવાજ, લાયકાત, આચારવિચાર, ધર્મ, ધંધો, સ્થળ, કુટુંબ અને પક્ષપાત તેમજ મિથ્યાભિમાનથી એકડા અને વિભાગો પેદા થયા. લેઉવા અને કડવા પાટીદારમાં અરસપરસ કન્યા વ્યવહાર ન હતો. કડવા પાટીદારનાં લગ્ન દસથી બાર વર્ષે આવતાં અને તેમનામાં નાતરાં થતાં, માટે લેઉવા પાટીદાર તેમનાથી જુદા પડતા. લેઉવામાં નાતરાં કરનાર કણબી કહેવાતો. તેમના કરતાં નાતરું નહીં કરનાર તે

પાટીદારને તે ઊંચા ગણતા. પાટીદાર અને કણબી વચ્ચે કન્યા વ્યવહાર છૂટથી ચાલતો ન હતો પણ પાટીદાર કણબીની કન્યા લઈ શકતો, પરંતુ પોતાની કન્યા કણબીને આપી શકતો નહિ. આ જ્ઞાતિના તમામ જશ એકઠા કરવા ખેડા જિલ્લાના માજી કલેક્ટર મે. શેફર્ડે અને નડિયાદના દેસાઈએ પ્રયત્ન કર્યો હતો, તેમજ લગ્નસંબંધી અંગ્રેજ સરકાર તથા ગાયકવાડ સરકારથી રકમો ઠરાવી આપ-લે કરવાના નિયમો બંધાયા હતા. સુધારાવાદીઓને તેઓ હલકા કુળના ગણતા હતા. આ જ્ઞાતિમાં તડ નથી પણ બે મુખ્ય તડ ગણી શકાય : (૧) બાર ગામો (૨) બીજાં ગામો. બાર ગામમાં પણ છ ગામ અને છ ગામનાં તડ પડેલાં હતાં. બીજાં ગામોમાં પણ તડ પડેલાં હોય; આણંદ વગેરે ૭૧ ગામો, કાનમનો જથ્થો અને બીજાં ગામોનાં જુદાં જુદાં નાનાં ગામો.

આ પૈકી મુખ્ય બે તડો આશરે ૩૫૦ વર્ષથી પડેલાં હતાં અને કણબી નાતરાં બંધ કરે, જમીન ખરીદીને કે બીજી રીતે તેના માલિક થાય તો તેનું કુટુંબ બે-ત્રણ પેઢીએ 'પાટીદાર'ના રૂપમાં આવેલું ગણાતું. લેઉવા પાટીદારોની જ્ઞાતિમાં થયાં હતાં. અમદાવાદવાળા, ચરોતરવાળા, વાકળવાળા, કાનમવાળા, રેવાકાંઠાવાળા, સુરતવાળા, વડોદરાવાળા વગેરે. અમદાવાદવાળા ચરોતરમાં બાર ગામવાળાને કન્યા આપતા નહિ. ચરોતરવાળા કાનમ-વાકળમાં કન્યા આપતા નહિ. કાનમવાળાને વાકળવાળા-રેવાકાંઠાવાળા કન્યા આપતા નહિ, કાનમવાળાને વાકળવાળા અને રેવાકાંઠાવાળા સુરતવાળાને આપતા નહિ. એથી ઊલટું સુરત તરફના વખતે રેવાકાંઠાવાળાને આપતા, રેવાકાંઠાવાળા કાનમ વાકળવાળાને આપતા, કાનમવાળા ચરોતરવાળાને, ચરોતરવાળા માંહોમાંહે પોતાના જથ્થામાં આપતા. કન્યા લાવવાની બાબતમાં હરકત નથી પણ કન્યા આપવાની બાબતમાં 'કુલીન' અને 'અકુલીન' કુટુંબો જોવામાં આવતાં હતાં.

**રોટીવ્યવહાર :**

લેઉવા કણબીને અંદર-અંદર રોટીવ્યવહાર ગમે તે ગામે હોય કે જાવ ત્યાં હતો. કડવા કણબીની સાથે પણ તેમને રોટીવ્યવહાર હતો. માત્ર ઉદા કણબી, આંજણા કણબી અને બાયડ લેઉવા કણબી સાથે તેઓ રોટીવ્યવહાર રાખતા નહિ. ઉદા કણબીની એક જાત હતી. તેઓ બ્રાહ્મણનું પણ ખાતા નહિ. પરંતુ તેમની સાથે લેઉવાને ભાણા-વ્યવહાર ન હતો, કારણ તેમના રીતરિવાજ જુદા પ્રકારના હતા ને ધર્મની રીતે તેઓ જુદા પડતા હતા. આંજણા કણબી દારૂ પીતા અને માંસમાટી ખાતા માટે તેમની સાથે રોટીવ્યવહાર ન હતો. બાયડ લેઉવા કણબીથી જાત કોઈ વર્ણ સંકરવાળી હતી, એમ જણાવાથી તેમની સાથે રોટીવ્યવહાર કરતા નહિ.



**એકડા અને ચોખલાં :**

'પાટીદાર' જ્ઞાતિમાં આ બરાબર નથી. એવું કેટલાક વિદ્વાનો જણાવે છે, પરંતુ એકડાનો વહીવટ હતો તે હકીકતથી પુરવાર થાય છે. મોટા જથ્થાઓમાં આ વહીવટ ન હતો પણ નાનાં ગામોમાં આ વહીવટ ચાલતો હતો. દા.ત., દશકોશીનાં અમુક ગામોએ એકડો કર્યો હતો. ચરોતરમાં કન્યા ન આપવી. સારા ગણાતા જથાની કનડગત વધી પડે કે ખર્ચમાં ન પહોંચાય અગર કન્યાની તાણ પડે ત્યારે એકડાનો જન્મ થતો હતો. કન્યાની અછત ન પડે અને ખર્ચ ઓછો થાય એ કારણને લીધે એકડા કરવા તરફનું વલણ વધ્યું હતું. એકડા અને ચોખલાં કરવાથી કેટલાક લાભ થતા, જેવા કે,

(૧) બીજા જથામાં કન્યા જાય નહીં ને તેથી કન્યાની છત થાય.

(૨) કન્યાની છત થવાથી ગરીબ માણસને કન્યા મળી શકે.

(૩) ઓછા ખર્ચે જેને તેને કન્યા મળે.

(૪) એકંદરે ખર્ચ ઓછો થાય.

(૫) કન્યાઓ સુખી થશે એમ ધારવામાં આવતું હતું. તેનો મોટો ગેરફાયદો એ હતો કે પસંદગીને કોઈ અવકાશ રહેતો નહિ, તેમજ નાનો સમૂહ થવાથી સાંસારિક સ્થિતિના સંબંધમાં ગેરફાયદા થતા. એટલે એકડા અને ચોખલાના રિવાજમાં ફાયદા કરતાં ગેરફાયદા વધારે દેખાયા એટલે લોકો તે તોડવા લાગ્યા.

બ્રાહ્મણ અને વાણિયાની જેમ પાટીદાર જ્ઞાતિનાં દશાવીશાનો ભેદ જોવા મળતો નથી. પાટીદાર જ્ઞાતિમાં જનોઈ પહેરવાનો રિવાજ શરૂઆતમાં ન હતો પણ પાછળથી દાખલ થયો હોય તેમ લાગે છે. પણ તે વ્યક્તિગત હતો. જ્ઞાતિસમૂહને કોઈ સંબંધ ન હતો. છોકરાને મુંડન કરાવવાના પાટીદારમાં બે પ્રકાર હતા. ઘર આગળ મુંડન કરાવતા ને/અથવા બાધા રાખી હોય તે સ્થળે અથવા તીર્થસ્થળે કરાવવાનું હતું. બાકી બાધા રાખી ન હોય તો છોકરાની ઉંમર બે વર્ષની થાય ત્યારે મુંડન કરાવતા અથવા પાંચ, સાત કે નવમે વર્ષે વાળ લેવડાવવાનો રિવાજ હતો. ઘર આગળ વાળ ઉતરાવે તો રૂ. ૫થી ૧૦ ખર્ચ થતો, જ્યારે તીર્થસ્થળે ૫૦થી રૂ. ૧૦૦ ખર્ચ કરવામાં આવતો. જમણવાર અને બ્રાહ્મણોની દક્ષિણાનો ખર્ચ પણ થતો. નિશાળગયણાનો રિવાજ હતો. બાળક ગામઠી શાળામાં ભણવા જાય ત્યારે પાટલાપૂજા કરવાનો અને મહેતાજીને દક્ષિણાનો રૂ. ૧ આપવાનો ચાલ હતો. નિશાળિયાઓને ધાણી, પતાસાં, ખડિયા, વતરણાં વગેરે વહેંચવાનો રિવાજ હતો. કેટલાક મહેતાજીને પાઘડી પણ આપતા.

**અવસર ઉપર થતા ખર્ચાઓ :**

પાટીદાર જ્ઞાતિમાં કુળ જોવાનો રિવાજ હતો. તે માટે પાંચ પખાં પર ધ્યાન આપવામાં આવતું. છોકરાનું કુટુંબ, બાપનું મોસાળ, માનું મોસાળ, તેનું પોતાનું

મોસાળ અને છોકરાના કુટુંબવાળા કેવા લોકો સાથે કન્યાનો સંબંધ ધરાવે છે તે જોવામાં આવતું. ગરીબ અને હલકા કુળનો હોય પણ શહેરમાં જઈ આબાદ થયો હોય તો સારા કુળવાળા કન્યા આપતા. પરિણામે તે શહેરી કુળવાન ગણાતો. લેઉવા પાટીદારોમાં વિધવાઓ પુનઃવિવાહ અગર નાતરાં કરી શકતી નહિ અને વિધવા અવસ્થામાં જ જીવન ગાળવું પડતું. લેઉવા કણબી અને કડવા કણબીની ન્યાતમાં વિધવાઓ નાતરાં કરી શકતી, એટલું જ નહીં પણ છતે ધણીએ છેડો ફાડી આપવાનો એમનામાં રિવાજ હતો. આમ હોવાથી લેઉવા કણબી અને કણબીની ન્યાત કરતાં લેઉવા પાટીદારની જ્ઞાતિ ઊંચી તથા કુલીન ગણાતી અને તેથી તે ન્યાતો સાથે તેઓ રોટીવ્યવહાર કદી કરતા નહિ.

કુળવાનના કુટુંબમાં ક્યારેક નાણાકીય સ્થિતિ સારી-ખરાબ રહે, કન્યા વિક્રય કરે અથવા નાતરું કરે કે પોતાની કન્યા હલકા કુળમાં આપે, ખાનદાનીપણું ગુમાવે, આબરૂ કે જાગીર ગુમાવે તો તે અકુળવાન બની જતા હતા.

લગ્ન વખતે વરોઠી થતી. લગ્નના દિવસે કે આગલા દિવસે પોતાના સંબંધીઓને જમાડવામાં આવતા તેને વરોઠી કહેતા.

સદર જમણવાર પ્રસંગે ગામના ઈતર ન્યાતના બ્રાહ્મણ, વાણિયા વગેરે પૈકી સ્નેહીઓ અને સંબંધવાળા અથવા જેમની સાથે વ્યવહાર હોય તેવાઓને પણ જમાડવામાં આવતા. તે ઉપરાંત પોતાના ગામના સોની, સુથાર, લુહાર, કુંભાર, દરજી, માળી, હજામ વગેરે જેમની પાસેથી મહેનત-મજૂરીનું કામ વરકન્યાના કુટુંબ તરફથી પ્રસંગોપાત લેવામાં આવતું તેમને પણ જમાડવામાં આવતા અને સોની તથા સુથાર સિવાયના બીજાઓને ઘેર લઈ જવા માટે પીરસણ પણ આપવાનો ચાલ હતો.

લગ્નના અવસર ઉપર નોતરાં જમાડવાનો રિવાજ હતો. જાન એટલે વર તરફનાઓને વિદાય કર્યા બાદ એક દિવસ વધારે રાખી જમાડવામાં આવતી તેને નોતર જમાડી કહેવાતી. નોતર જમાડવા માટે કન્યાના બાપની સંમતિ લેવી પડતી હતી.

પાટીદાર જ્ઞાતિમાં મોટાં શહેરોમાં વરઘોડા કાઢવાનો રિવાજ નથી. માત્ર વર પરણવા જાય ત્યારે તેને પોતાના ગામમાં ઉઘલાવતો. એટલે પરણવા જતી વખતે કુળદેવીને પગે લગાડવા લઈ જતા. તે વખતે દારૂખાનું અને બંદૂકો ફોડવામાં આવતી. પાછળથી આ રિવાજ શહેરોમાં દાખલ થયો અને દેખાદેખીથી વરઘોડા ઠાઠથી કાઢવાનો રિવાજ વધતો ગયો. તેમનામાં કસુંબા માટે જવાનો રિવાજ હતો. વરના બાપાને જે સ્થળે ઉતારો આપ્યો હોય ત્યાં કન્યાપક્ષના પુરુષવર્ગ, છોકરાં, મોટા ને વૃદ્ધ પુરુષો એકઠા મળીને જતા. તે વખતે વરપક્ષના ત્યાં તેમને મળવાને માટે એકઠા



થતા. પછી કન્યા પક્ષવાળા હારબંધ નાના-મોટા વૃદ્ધ અનુક્રમે ગોઠવાઈ વરપક્ષના સઘળા માણસોને વારાફરતી 'રામ રામ' કરી હાથ મેળાવી આગળ ચાલતા જતા ને બધાને મળી રહ્યા પછી વરપક્ષ બાપા તેમને સન્માન આપીને બેસાડતો અને તેમનામાંથી વૃદ્ધ હોય તેમને કસુંબો પાતા. પછી પાન-સોપારી વગેરે આપવામાં આવતાં. લગ્નપ્રસંગે ખારેક, પતાસાં, સોપારી, ગોળ, ધાણા, બદામ અને વાસણો વહેંચવાનો ચાલ હતો. આને લહાણાં કહેતાં. લગ્નઉબેતર વખતે ગાનારીને, ભવાયાને, મલને, હીજડાને અને આશ્રિત પંડ્યાને, વાળંદ, માળી, દરજી અને વસવાયાને રોકડ રકમ આપવામાં આવતી. માટલી ભરીને મીઠાઈઓ આપવાનો પણ રિવાજ હતો.

લેઉવા પાટીદારમાં કન્યાપક્ષ તરફથી વરને પહેરામણી આપવાનો ચાલ હતો. ને રૂ. ૧૦થી માંડીને રૂ. ૪,૦૦૦ સુધીનો હતો. તે રોકડ કે જણસના રૂપિયા રૂપે આપી શકતા. સગાંવહાલાંઓને વિવાહ વખતે બીજા કર આપવા પડતા.

લેઉવા પાટીદારમાં પલ્લા તરીકે રકમ આપવાનો રિવાજ હતો. વડોદરા જેવા શહેરના ભાગોમાં સ્ત્રીને માટે જે રકમ આપતા તેને 'પલ્લુ' જ કહેતા અને બીજાં ગામોમાં ચરોતરમાં કન્યાને માટે જે રકમ અપાતી તે 'વસંત'ના નામથી ઓળખાતી હતી. 'વસંત'ની રકમનો કન્યાના બાપ પરઠણથી રકમ આપે છે તેમાં સમાવેશ થતો. વધારે પરઠણમાં વધારે પલ્લુ રહેતું. વડોદરા તરફ પલ્લાની રકમ સ્ત્રીધન ગણાતી. વિધવા બાઈ ગુજરી ગયા પછી પલ્લાની રકમ તેના છોકરાને, અને તે ન હોય તો તેના દીકરાને કે પછી વારસને મળતી. ચરોતરના પાટીદારો જમીનની માલિકી ધરાવતા હોવાથી વિધવા બાઈને પલ્લાની રકમની જરૂર પડતી નહિ. તેમ છતાં સને ૧૮૮૮ના ફેબ્રુઆરીની ૯મી તારીખે ડાકોર મુકામે પાટીદાર લોકોએ ઠરાવ કરેલા હતા. તેમાં પલ્લા (વસંત)ના સંબંધમાં ઠરાવ ૧/૪ નીચે પ્રમાણે કરેલો હતો.

"રૂ. ૧૦૧ (અંકે એકસો એક) વસંતના તે કન્યાના સાસરે કન્યાના નામના ત્રાહિત માણસને ઘેર વ્યાજે મૂકવા, તેની ચિઠ્ઠી વર-કન્યાનાં મા-બાપની ખુશી આવે તેને ઘેર મૂકવી, પણ તે રૂપિયાની માલિકી કન્યાની છે તેમ કન્યાની ગેરહાજરીમાં વરના તરફના રૂપિયાનો માલિક વર છે ને વર-કન્યાની ગેરહાજરીમાં વરના તરફના માલિક છે. આ રૂપિયાનું વ્યાજ હંમેશાં કન્યા લે, સદરહુ રકમ વર તથા કન્યા પોતાની એકત્ર ખુશીથી લાયક ઉંમરે ઉપાડી લેવાને હક્કદાર છે. પણ કન્યા વગર પ્રજાએ વિધવા થયેથી રકમ પોતે એકલી સરકારની સંમતિ વગર ઉઠાવે નહીં, ને સંમતિથી ઉઠાવે તો સરકારી ઉપરથી ભરણપોષણનો હક્ક જતો નથી, પણ વસંતના રૂપિયા ઉપર કન્યાના બાપનો કાંઈ તરેહનો હક્ક નથી, પરંતુ જો કન્યા જાત્રાએ જાય તો તે રકમમાંથી અડધો અવેજ ઉઠાવવાનો કન્યાને હક્ક છે.

**જાન :**

લેઉવા પાટીદારની જ્ઞાતિમાં જાન લઈ જવાનો રિવાજ હતો. જાન લઈ જવાનો ખરચ વરવાળાએ કરવો પડે તો પોતાના ગામથી કન્યાના ગામ સુધી જવાનું તથા જાન પાછી લાવવાનું ખરચ તેને કરવાનું રહેતું. આ ખરચમાં ભાડું ઉપરાંત રસ્તામાં ખાવાનું અગર વટેશરીનો ખરચ વાજાંવાળા અને સુખપાલ ઊંચકનાર ભોઈઓનું મહેનતાણું વગેરેનો સમાવેશ થતો. જાનવાસા માટે ગામમાં સગવડવાળું ઘર અથવા ધર્મશાળામાં વ્યવસ્થા થતી. જાનવાળાઓને સગવડો પૂરી પાડવામાં આવતી. જાનના લોકોને નહાવા માટે ગરમ પાણી પૂરું પાડવું પડતું તેમજ હુક્કા માટે ગડાકુ પૂરી પાડવી પડતી અને હુક્કા માટે દેવતા (અંગારા) જોઈએ તે માટે લાકડાં પૂરાં પાડવાં પડતાં. જાનવાળાને જમાડવામાં આવતા હતા. આ જમણને 'હાજરી' કહેવામાં આવતું (જાનવાસામાં જ જમાડવામાં આવતું).

આ ઉપરાંત જાનના બળદ, ઘોડાઓ માટે ઘાસ-ચંદી અને મસાલ માટે તેલ વગેરે આપવું, તેમ પહેલે દિવસે જાનૈયાના બળદને ઘી પાવું પડે અને જતી વખતે ગાડીવાનને શેર શેર મીઠાઈ આપવામાં આવતી.

જાનમાં અમુક માણસ લઈ જવું તેવું ધોરણ ન્યાતના તરફથી ઠરાવેલું હતું. લગભગ ૧૫૦ સભ્યો હતા. ડાકોર મુકામે ૧૮૮૮માં ચરોતરના પાટીદારોની જ્ઞાતિ ભેગી થઈ તેણે જાનનું ૧૦૦ માણસ ઠરાવ્યું હતું. બ્રિટિશ સરકારની હકૂમત નીચેનાં ગામોમાં જાનમાં અમુક સંખ્યામાં સુધી માણસ લઈ જવા એમ ઠરાવ્યું હતું, પરંતુ ગાયકવાડ સરકારના રાજ્યમાં તેવું કાંઈ ઠરેલું નથી.

જાનમાં એકલા પુરુષો જતા. કોઈ પણ સ્ત્રીને સાથે જાનમાં લઈ જવાનો રિવાજ ન હતો. અગાઉ ગુલામડીઓ લઈ જતા અને તેમની પાસે ગવડાવતા, તે રિવાજ હાલ નથી પણ લગ્ન વખતે ગવડાવવામાં આવતાં બીભત્સ ફટાણાં તે વાતની સાક્ષી પૂરે છે. કડવા કણબીઓની જાનમાં જે ફટાણાં ગવાય છે તેવાં જ ફટાણાં લેઉવા પાટીદારોની જાનમાં ગવાતાં હતાં.

જાન ત્રણ દિવસ સુધી રહેતી અને પહેલે દિવસે એક અને બીજા દરેક દિવસે બે એ પ્રમાણે કુલ પાંચ જમણ આપવાં પડતાં. આ પાંચ જમણમાં ત્રણ જમણ પાકાં અને બે જમણ કાચાં, એટલે હાજરી અગર નાસ્તા જેવાં અપાતાં. 'બીજવર' પરણવાનો હોય અગર ૩૦ વર્ષ ઉપરાંત વયનો વર હોય તો જાન બે દિવસ અગર દોઢ દિવસ જ રહેતી અને તે વખતે પાંચને બદલે ત્રણ જમણ આપવામાં આવતાં. કન્યાવાળો ગરીબ હોય તો એક જમણ પણ ચાલતું અને જાન એક દિવસ રહીને પાછી જતી.



તા. ૯ ફેબ્રુઆરી - ૧૮૮૮ના રોજ ડાકોર મુકામે પાટીદારો એકઠા થયા અને જાન સંબંધે તેમજ તેને લગતા ખર્ચ સંબંધે નીચેના ઠરાવો થયા હતા.

(૧) વર તરફનાએ જાનના તમામ જાતના લોકો સુધ્ધાં તથા નોકરો, વસવાયા, સુધ્ધાં બધાં મળીને ૧૫૦ માણસોની અંદર લઈ પરણાવવા જવું. ને વર તથા કન્યાના મોસાળિયાએ નોતર ૨૫ માણસોની લઈ જવી, તેથી વધારે નહીં. જાનના લોકોએ દિવસ ૩ રહેવું. વસંતનું ખાણું શેર ૧૦। (સવાદશ શેર) સુધી વર તરફથી લઈ જવું તેમજ સૌભાગ્યવતીઓને દર સૌભાગ્યવતીએ ૭ (સાત) પ્રમાણે સોપારી આપવી. જાન જાય અને આવે ત્યાં સુધીમાં વર તથા કન્યા તરફનાએ તાયફો બોલાવવો નહીં. જાનમાં અફીણ બિલકુલ કન્યાના તરફનાએ આપવું નહીં. જાનના તમામ જાતના વેતને એકસરખા દરરોજ હર બળદની જોડે શેર ૫ (પાંચ) પ્રમાણે મઠ આપવા ને દર ઘોડા દીઠ શેર ૪ (ચાર) પ્રમાણે દરરોજ ચંદી આપવી, પણ રાતબ તથા ઘી પીવાના તથા ગોળ આપવાનો ચાલ બંધ કરવામાં આવ્યો. તમાકુ આપવી તથા કસુંબો પાવા, પા શેર કરતાં વધારે અફીણ આપવું નહીં. જાનમાં કોઈએ ગાનારી લઈ જવી નહીં. ભાટચારણોને આપવાનો ચાલ બિલકુલ બંધ કરવો.

લગ્નપ્રસંગ ઉપર ઘરના માણસોને માટે દરદાગીનાનો ખરચ કરવામાં આવતો તે નાણાકીય સ્થિતિ તથા કુટુંબના મુખ્ય પુરુષના વિચાર તથા મરજી ઉપર રહેતો. કન્યાના બાપે કપડાં અને દરદાગીના કરવાનાં રહેતાં.

સમાન કુળવાળાની અંદર પહેલા આણાનો ખરચ (કરિયાવર) દીકરીના બાપને નીચે મુજબ કરવો પડતો. દીકરીને વળાવતી વખતે સવામણ બેલ બાંધવાનો રિવાજ હતો, એટલે કે સવા મણ ઘઉં એક નવા સાલ્લામાં મૂકી તેની ગાંસડી બાંધીને આપતા, તથા સોપારી આઠ શેર, ખારેક આઠ શેર, ટોપરાં નવ શેર તથા અગિયાર નાળિયેર એક કોથળામાં ભરી આપતા તેમજ એક શેર લવિંગ, શેર તજ તથા શેર એલચી, પાંચ શેર કાચું તેલ અને પાંચ શેર ધુપેલ આપવામાં આવતું, તેમજ કન્યાનાં સાસરિયાંનાં વસવાયાં જેવાં કે સોની, સુથાર, લુહાર, દરજી, કુંભાર, માળી, હજામ વગેરેની સ્ત્રીઓને આપવા માટે અગિયાર સાલ્લા આપવાનો રિવાજ હતો. તથા દીકરીને પહેરવા માટે સારામાંના સાલ્લા નંગ ૯ તથા ઘાઘરા નં. ૯ એટલે નવ જોડ લૂગડાં કરવામાં આવતાં. રૂ. ૨૫ કોથળામાં શુકનના મુકાતા. રૂ. ૨ પહેરેલા સાલ્લાને છેડે ગાંઠવાળી બાંધી આપતા. બીજા આણે પણ ભારે ખર્ચ કરવો પડતો.

લગ્ન બાબતના ખરચ ખરેખર વધુ અને હદ ઉપરાંતના હતા, પણ રૂઢિના લોકો ગુલામ બન્યા હતા તેથી લાચાર હતા. આ બાબતોનો ખરચ કન્યાનો બાપ કાંઈ ઉત્સાહથી કરતો ન હતો પણ વરના બાપ તરફથી બહુ જ દબાણ થતું, એટલું

જ નહીં પણ તેની મરજી મુજબ ખર્ચ કરે નહીં. તો તે દીકરીને સાસરે તેડે તો પછી પિયર આવવા દેતા નહીં, વગેરે પ્રકારનું દુઃખ દઈ દીકરીઓને કનડગત કરતા. તેના બાપને પણ કનડતા. આવા જંગલી રિવાજને લીધે પાટીદારો મહેનત કરવા છતાં નિર્ધન રહ્યા, એટલું જ નહીં પણ આવા ગજા ઉપરાંત કન્યા સંબંધીના ખરચને લીધે કુલીન ગણાતા. નિર્ધન મનુષ્યો પ્રસંગે જંગલી બની, બેભાન થઈ, નિર્દયતાથી પોતાની બાળકન્યાઓનો નાનપણથી જ (વાણમાં) વાસામાં પોતાની સ્ત્રીઓ પાસે નાશ કરાવતા અને આવાં ઘાતકી કૃત્યો કરતાં જરાપણ અચકાતાં નહીં.

તે કુરિવાજ દૂધપીતી ચાલ તરીકે જન્મ્યો. તે કુરિવાજની નાબૂદી સામે **બેચરદાસે ઝુંબેશ આદરી અને તેની નાબૂદી માટે 'પુત્રીરક્ષક' કાયદો કરાવ્યો.**

લેઉવા પાટીદારોમાં જ્ઞાતિભોજન એટલે રસ્તામાં જમવા બેસવાનો ચાલ હતો. ઘણું કરીને બારમું, વરસી તથા લગ્નપ્રસંગે ભોજન રસ્તા પર બેસી લેતા હતા.

**કન્યા વિક્રય :**

લેઉવા કણબી-પાટીદાર કોમમાં કન્યા વિક્રય સંબંધી એકસરખો રિવાજ ન હતો. કન્યા અછતને કારણે આ રિવાજ શરૂ થયો હશે. આગળ જણાવ્યા મુજબ પાટીદાર કોમના જુદા જુદા જથ્થા હતા;

(૧) કુળવાન-બારગામો તેમાં છ વડોદરા રાજ્યનાં અને છ બ્રિટિશ રાજ્યનાં.
(૨) કુળવાન ઉપરનાં બાર ગામો સિવાયનાં બાર ગામ સાથે સંબંધ રાખનારા.
(૩) ઉપરના જથ્થા ૧-૨ સિવાયના ચરોતર, દસક્રોઈ, કાનમ, વાકળના ભાગના.
(૪) શહેરના-વડોદરા, અમદાવાદ, સુરત, ભરૂચના અને કાઠિયાવાડના ઉપર જણાવેલ ભાગો પૈકી ૧-૨ ભાગોમાં કન્યાવિક્રય બિલકુલ થતો નથી, ને ભાગ ૩-૪ પૈકી કેટલાક કન્યાવિક્રય કરનારા હતા ને કેટલાક તે નહીં કરનાર પણ હતા. આ રિવાજ આવકાર્ય ગણાતો નહીં, તેના પર પ્રતિબંધ માટેની માગણીઓ થતી હતી.

સાધારણ રીતે ૧૨ વર્ષની અંદર કન્યાઓ પરણાવી દેવામાં આવતી. કન્યાવિક્રય કરનારા લોકો વધારે રકમ લેવાની ખાતર કન્યાને મોટી ઉંમર સુધી વગર પરણાવેલી રાખતા. લોકોની આ રિવાજ બંધ કરવાની આંતરિક ઇચ્છા હતી, પરંતુ કેટલાક ચાલતા આવેલા રિવાજ અને કુટુંબનાં માણસોની અડચણોને લીધે છોડતા નથી અને કેટલાક ધનના લોભથી છોડતા નહીં.

**સાટાંતેખડાં :**

આ જ્ઞાતિમાં આ રિવાજ હતો પણ તે હલકાં કુટુંબોમાં હતો, તેથી માન્યતા પ્રવર્તતી હતી. કુળવાન ગણાતાં કુટુંબો અને સારા ગામના પાટીદારોમાં આ રિવાજ



ન હતો. જ્યાં કન્યાવિક્રય હોય ત્યાં આ રિવાજ જોવા મળતો હતો. સાટાંતેખડાં કરવાનો રિવાજ દાખલ થવાનું કારણ કન્યાવિક્રય હતું. એટલે જ્યાં પોતાની કન્યા પૈસા લીધા વિના આપતાં નહીં, ત્યાં વરવાળા ગરીબ સ્થિતિના હોય તો પૈસા આપી શકે નહીં, તેથી અને પોતે કન્યાવિક્રય કરતા ન હોય એટલે પોતાની કન્યા બદલી પૈસા મેળવી તે પોતાના છોકરા માટે કન્યા લાવવામાં આવે તેવું ન હોવાથી તેમને કન્યા મળી શકતી નહીં. આવી સ્થિતિમાં જો તેમના પોતાના કુટુંબમાં કન્યા હોય તો પૈસાને બદલે તે આપવાનું ઠરાવી પોતાના કુટુંબના છોકરા માટે કન્યા લાવતા. આ ઉપરાંત જ્યાં કન્યાની અછત હોય અને ગરીબાઈ ઘણી હોય તેમજ જ્યાં જથ્થા ટૂંકા હોય ત્યાં આ રિવાજ પ્રચારમાં હશે તેવું માલૂમ પડતું. આ સાટાંતેખડાંના રિવાજથી છોકરા મોટા થઈ જાય છતાં કન્યા ન મળે, સાટાંતેખડાં કરવાથી એકબીજાને ત્યાં કન્યાને દુઃખ પડે વગેરે અડચણો આવતી.

પાટીદાર જ્ઞાતિમાં જ્યાં કન્યાવિક્રય કે સાટાંતેખડાંનો ચાલ ન હતો ત્યાં કન્યા લખી આપવાનો રિવાજ પણ ન હતો, પણ જે લોકો ગરજવાન હતા તે કન્યાવિક્રય પ્રચારમાં હોવાથી રોકડા રૂપિયા આપવા જેમની શક્તિ નહોતી, તેમજ સાટાંતેખડાં કરવા જેમના કુટુંબમાં કન્યા ન હતી તેવા માણસો કન્યા લખી આપતા. આ કારણથી અનેક ઝઘડાઓ ઊભા થતા તેનો નિકાલ પંચાતિયા કે પંચ લાવતું. કુટુંબમાં વેરઝેર વધતાં.

**કજોડાં :**

કુળ જોવાના કારણે આ જ્ઞાતિમાં કન્યાઓને તેમનાથી નાની ઉંમરના વર સાથે પરણાવવામાં આવતી. આવાં લગ્ન સેંકડે ૧૫ ટકા થતાં હતાં. કન્યાને તેર વર્ષની થતાં અગાઉ તે સાત વર્ષની ઉંમર થયા પછી ઘણા ભાગે પરણાવવાનો રિવાજ હતો. વધારેમાં વધારે ચૌદ વર્ષની કન્યાની ઉંમર પરણાવતી વખતે હોય. વર સારો ન મળ્યાના કારણથી, પૈસાની સગવડ ન થયાના કારણથી આવી મોટી ઉંમર સુધી કન્યા પરણ્યા વગરની રહી જતી અને છેવટે ઊંચા કુળના વરને અભાવે મધ્યમ કુળનો છોકરો પસંદ કરવો પડતો. કજોડાનાં માઠાં પરિણામો આ જ્ઞાતિમાં જોવા મળતાં. સારા કુળનો વર કે કન્યા મેળવવાના લોભમાં ઉંમર જોવાતી નહીં. પહેરામણી (પૈસા)ને લીધે પણ કજોડાં થતાં. કજોડાં તરફ સુધરેલા લોકો અણગમો બતાવતા થયા હતા. વર નાનો હોય તો તેની યોગ્ય ઉંમર થયા પછી કન્યાને વળાવવામાં આવતી હતી. આમ નાની ઉંમરની કન્યા સાથે મોટી ઉંમરના વરને પરણાવાતો તે પણ કજોડું ગણાતું.

**અનેક સ્ત્રીઓ કરવી :**

પુરુષને એક સ્ત્રી હયાત હોવા છતાં તેને કુળને કારણે બીજી કન્યા આ ન્યાતના લોકો આપતા હતા. કુળવાન પોતાને મરજી પડે તેટલી સ્ત્રીઓ રાખી શકતો, પણ ૩થી ૭ સ્ત્રીઓ કરેલાના દાખલા મળી આવ્યા છે. ૧૮૮૮ની ૯મી ફેબ્રુઆરીએ ડાકોર મુકામે પાટીદાર જ્ઞાતિના આ અંગે ઠરાવો થયેલા છે. પુરુષ બીજી સ્ત્રી ક્યારે લાવી શકે તેની બાબત અને ભરણપોષણની બાબતની છણાવટ કરી હતી.

બધી પરણેલી સ્ત્રીઓને ઘણુંખરું પોતાના જ ઘરમાં રાખે છે. સ્ત્રીનો આગ્રહ કે કુસંપ હોય તો તેને જુદી રહેવા ગોઠવણ કરી આપી ખાવાપીવાનો બંદોબસ્ત કરી આપવામાં આવતો. ક્યારેક સ્ત્રીને પતિ સાથે અણબનાવ હોય તો તે ભરણપોષણ માગતી નહીં અને પિયર જઈને રહેતી, અથવા પિયરથી આવતી આવક દ્વારા પોતાનું ગુજરાન ચલાવતી. પુરુષની મરજી પ્રમાણે સ્ત્રીઓએ ચાલવું પડતું. તેના નિર્વાહ માટે તેનો વર પોતાની આબરૂ સાચવવા ખાતર સ્ત્રીને રોકડ રકમ અને થોડું અનાજ અને લૂગડાં આપતો. કેળવણીનો પ્રચાર થતાં આર્થિક મુશ્કેલીઓ પેદા થતાં તેના ગેરફાયદા દેખાતાં. આ ચાલ અદશ્ય થવા લાગ્યો.

**સીમંત-મામેરું :**

પાટીદાર જ્ઞાતિમાં સીમંત વખતે જ્ઞાતિભોજન આપવાનો રિવાજ ન હતો, પણ દેખાદેખીથી બધા જ કરતા. પૈસાવાળો ન કરે તો તેની ટીકા થતી. ડાકોરની સભામાં આ અંગે પણ ઠરાવો થયા હતા. ખોળા વિશે ખોળો ભરતી વખતે જે ખરચ કન્યા તરફથી લેવામાં આવતું તે બિલકુલ બંધ કર્યું છે, માટે કશું લેવું નહીં. વધામણિયા વિશે પ્રથમ આવે તે માણસને રૂ. ૧ વર તરફનાએ આપવો. ત્યારપછી પગલાં લઈને આવે તે વખતે રૂ. ૨ રોકડા આપવા. વડોદરા તરફ છોકરીનાં સાસરિયાંને મોટા ખોળા વખતે રૂપિયા બબ્બે આપતા હતા. લેઉવા પાટીદારની જ્ઞાતિમાં મામેરું વસ્તારવાનો રિવાજ પણ પ્રથમ ગર્ભાધાન એટલે સીમંતના પ્રસંગે ૧૧ રૂપિયા ખોળા ખર્ચના, ૨ રૂપિયા રાખડીના, ૨ રૂપિયા બુસટિયાને અને ૫ રૂપિયા હજામને આપવા પડતા.

નવા જન્મેલા બાળકને પહેલવહેલું રમાડવા જાય ત્યારે (પ્રથમ મોં જોવા તરીકે) રૂ. ૧થી રૂ. ૨ સુધી અપાતા. વડોદરા જેવા વિભાગમાં પહેલવહેલો છોકરો જન્મ્યો તેની વધાઈની ખબર જે માણસ તે છોકરીના સાસરે આપવા જાય તેને કંસાર-ઘી જમાડી પાઘડી કે પાંચ-દસ રૂપિયા આપતા. બારસાને બદલે છઠ્ઠા દિવસે છઠ્ઠીના લેખ લખવાની ક્રિયા કરતા ને છોકરો હોય તો તેના પગે કંકુ લગાડીને સફેદ કપડાં ઉપર છાપતા, ને તે તેના બાપને ઘેર મોકલાવતા હતા. ફોઈને નામ પાડવાના રૂ. ૧થી રૂ. ૫૧ સુધી કે દાગીનો આપવામાં આવતો હતો.



દીકરીને પહેલા છોકરા વખતે સાસરે વળાવવાની ક્રિયાને જિયાણું કહેવામાં આવતું. તે વખતે દીકરીને લૂગડાં અને જણસો તથા બાળકને લૂગડાં અને જણસો કરાવવી પડતી. સાલ્લાઓ મૂકવામાં આવતા, જે ત્યાંના વસવાયાને આપવાના રહેતા. સગાને પણ આપવાના રહેતા. સીમંત વખતે નણંદ તરફથી રાખડી આપવામાં આવે તો વહુ જ્યારે બાળક લઈને સાસરે જાય ત્યારે તે રકમમાં ઉમેરો કરી નણંદને રાખડી પાછી આપવાની રહેતી. સીમંતના મોસાળાનો રિવાજ પાટીદાર જ્ઞાતિમાં ન હતો. વડોદરા તરફ મામો રોકડ રકમ આપતો હતો. ચરોતર તરફ કન્યાના મોસાળિયાને ચૂડો પાનેતર કરવાનો મૂળ રિવાજ હતો, મોસાળવાળાઓએ ઘણું ખરચ કરવું પડતું હતું. વળાવતી વખતે કન્યાવાળાઓએ વરના વાળંદને, ગોરને, વસવાયાઓને અને વહેલના માણસોને દક્ષિણા આપવી પડતી.

**વિધવા સંબંધી :**

પાટીદાર જ્ઞાતિમાં ધણી ગુજરી જાય ત્યારે સ્ત્રીના કેશ ઉતરાવવામાં આવતા. આ માત્ર જેમનામાં નાતરાં કરવાની છૂટ હતી તેમનામાં સ્ત્રીને નાતરું કરવાની ઇચ્છા હોય તો તે સ્ત્રી ઘણે ભાગે કેશ ઉતરાવતી નહીં. કેટલેક સ્થળે આવી સ્ત્રીઓ પણ એક વખત તો કેશ ઉતરાવતી હતી. કેશ ઉતરાવવાનો રિવાજ હતો તે દશમાને દિવસે ઉતરાવવામાં આવતા પણ જો સ્ત્રીની ઉંમર ૧૨ કે ૧૫ વર્ષની હોય અને તેનો ધણી ગુજરી જાય તો તેની ઉંમર ૧૫-૨૦ વર્ષની થાય પછી કોઈ તીર્થસ્થળે લઈ જાય, તેના વાળ ઉતરાવવામાં આવતા હતા. સ્ત્રીના એકવાર કેશ ઉતરાવ્યા પછી ફરીથી તે રાખવામાં આવતા જ નહિ. આઠ આઠ દિવસે મુંડન કરાવવું પડતું. કેશ ઉતરાવવામાં ન આવ્યા હોય તેવો દાખલો જૂજ બનતો. કોઈના કેશ ઉતરાવવામાં ન આવે તો તે સ્ત્રીની તથા તેનાં મા-બાપની જ્ઞાતિમાં અપકીર્તિ અને નિંદા થતી તેમજ કુટુંબીઓ ઠપકો દેતા. તેમ છતાં ન માને તો જબરાઈથી તેના વાળ ઉતરાવવામાં આવતા. કોઈક સ્થળે આવે પ્રસંગે તેને ન્યાત બહાર મૂકવામાં આવે તેવું પણ બનતું હતું. પુનર્વિવાહ જ્યાં સુધી દાખલ થયો નથી, ત્યાં સુધી સ્ત્રીએ ધણીના મરણ પામ્યા પછી વાળ ઉતરાવવા, કપડાંમાં ફેરફાર કરવો, ઘરેણાં પહેરવાં નહીં, ચાંલ્લો નહીં કરવો, આ રિવાજમાં ગૂઢ અર્થ સમાયેલો તેઓ માનતા હતા. આ એક રૂઢિ બની ગઈ હતી.

વિધવાએ તમામ પ્રકારનાં આભૂષણોનો અને સારાં કપડાંનો ત્યાગ કરવો પડતો. પણ ૩૫ કે ૪૦ વર્ષની ઉંમર થાય પછી એકાદ કંઠી કે કડું પહેરતા. ઉંમરભર જાડાં સુતરાઉ લાલ રંગ મિશ્રિત કાળા રંગનાં સાદાં કપડાં પહેરવાં પડતાં. કેટલેક સ્થળે કાળું કપડું અને પાકટ ઉંમર હોય તો રાતું પહેરતા હતા. આ જ્ઞાતિમાં સ્ત્રી કેળવણીનું પ્રમાણ ઘણું ઓછું હતું. પાટીદાર જ્ઞાતિમાં સ્ત્રીઓની

પ્રતિષ્ઠા અને સ્થિતિ સારી ન હતી. વિવાહ પ્રસંગે, મરણ પ્રસંગે તેમજ ધાર્મિક પ્રસંગે તેમનો ઉપયોગ કરવામાં આવતો.

**પડદાનો રિવાજ લાજ કાઢવાનો રિવાજ :**

આ જ્ઞાતિમાં પડદાનો રિવાજ હતો પણ મુસલમાનો રાખતા તેટલી હદે ન હતો. પડદો પોતાના ધણીથી મોટી ઉંમરના સાસરાનાં સગાં હોય, તેમનાથી તથા વૃદ્ધ ઉંમરના પરપુરુષોથી કે બીજી જ્ઞાતિના સભ્ય ગૃહસ્થોથી રાખવામાં આવતો હતો. પડદાનું વિશેષ પ્રમાણ કુળવાન કુટુંબોમાં હતું. સ્ત્રીઓનો માનમરતબો અને મર્યાદા જાળવવાના હેતુસર આ પ્રથા શરૂ થઈ હશે અને પુરુષોએ તેને સ્વીકારી લીધી હશે.

પડદા રિવાજ માટે રૂઢિનાં બંધનનો વાંધો હતો. તેના વિરુદ્ધ વર્તન કરનારને ન્યાત દંડ કરતું અને તેના કુળને હલકું ગણવામાં આવતું. કેટલાક સ્ત્રીઓ પર દોષ મૂકતા કે આ રિવાજ બંધ કરવાની તેમનામાં હિંમત ન હતી, પરંતુ ૧૯મા સૈકાના અંત ભાગમાં સરકારી નોકરીઓમાં બદલીઓ થવાથી, કેળવણીનો પ્રચાર થવાથી તેમજ વેપારાર્થે દૂરના પ્રદેશોમાં જવાની ફરજ પડવાથી આ રિવાજ ઢીલો પડ્યો. દરેક સ્ત્રી પોતાના શ્વસૂર પક્ષમાં વડીલોની લાજ કાઢતી હતી.

**મરણ સંબંધી :**

પાટીદાર જ્ઞાતિમાં રડવા-કૂટવાનો રિવાજ, શબ લઈ જાય તે વખતે પ્રથમ નજીકના ચકલા સુધી સ્ત્રીઓ શબની પાછળ રડતી-કૂટતી જતી હતી. ત્યાંથી પાછી ફરી મરનારના ઘરમાં (ઘરના આંગણામાં) કૂટતી, પછી રડતી રડતી તળાવ પર જતી અને ત્યાંથી નાહીને રડતી રડતી મરનારને ઘેર આવતી, ને રસ્તામાં જ્યાં બે અથવા વધારે રસ્તા મળતા હોય તેવે ઠેકાણે ઊભા રહી કૂટતી હતી. મરણના દિવસ પછી સાધારણ રીતે બાર દિવસ સુધી રડવા-કૂટવાનો રિવાજ હતો. પછી જુવાન મરણ પાછળ સ્ત્રી રાંડી હોય તો ૬થી ૧૨ માસ સુધી અને ઘરડા પાછળ ૧૫ દિવસથી એક માસ સુધી રડવા-કૂટવાનું ચાલતું. મરસિયાં ગવડાવવા માટે ગાનારી લાવતા. આ રડવા પાછળ ખોટી સ્વાર્થવૃત્તિ એ હતી કે, પહેરામણીવાળા પાટીદારનો વર્ગ સાસરિયાં અને મોસાળ પક્ષ ઉપર વધતા-ઓછા પ્રમાણમાં આજીવિકા ચલાવતા હતા. મરણ પ્રસંગે સાસરિયાં તથા મોસાળિયા પક્ષ તરફથી રોકડા અને પાઘડી મળતી. જો રડવા-કૂટવાનું બંધ થાય તો આ ઊપજ ઓછી પડે તેમ હતું.

મરણને લગતી ક્રિયાઓ અંગે ડાકોરના ૧૮૮૮ના પંચમાં વિચારાયું હતું. કાણે જવા અંગેના નિયમો ઘડાયા હતા. કોગળામાં શું આપવું તે રકમ પણ નક્કી કરાઈ હતી. કાણે આવનારને ખીચડું ખવડાવવું, કંસાર ખવડાવવાનો નહિ. સરવણીએ જનારે



બીજે દિવસે રહેવું નહીં. સ્નાન કાઢતી વખતે સરિયામ રસ્તાઓ પર બૈરાઓએ કૂટવું નહિ - આમ આ ઠરાવોમાં રોવા-કૂટવાનું કમી કરાવવાનું ઠરાવ્યું હતું.

'મરણની કાળોતરી'ને આ જ્ઞાતિમાં 'ચિઠ્ઠી' કહેવામાં આવતી. તે બે પ્રકારની હતી : એક તો મરણ થાય કે તરત જ ખબર આપવા માટે લખવામાં આવતી તેને 'સ્નાન ચિઠ્ઠી' કહેતા હતા. આ ચિઠ્ઠી જેનું મરણ થયું હોય તેના સસરા તથા મોસાળમાં તેમજ તેને સ્નાન પહોંચતું હોય તેવાં સગાં તરફ મોકલવામાં આવતી. સગાંવહાલાંને ઘેર ચિઠ્ઠીઓ જતી, અને બીજી ચિઠ્ઠી સ્ત્રીનું મરણ સાસરિયામાં થયું હોય તો તેને પિયરે સ્નાન ચિઠ્ઠી મોકલવાનો રિવાજ હતો.

મરણ સંબંધીમાં આ જ્ઞાતિમાં શોક પાળવાનો રિવાજ જુદો જુદો હતો. કુંવારાં બાળક મરી જાય તો સાધારણ રીતે શોક પાળવાની રીત ન હતી. એકનું એક છોકરું મરી જાય તો શોક પાળતા. સ્ત્રીઓ મરી જાય તો શોક પાળવાનો રિવાજ ન હતો. માત્ર પુરુષના મરણનો શોક પાળવામાં આવતો હતો. એ શોક ચડતા-ઊતરતા ક્રમમાં લાંબી-ટૂંકી મુદત સુધી પાળવામાં આવતો. પુરુષો શોકપ્રદર્શન કરવા માટે માથે સફેદ ફેંટો અગર ધોળા રંગની પાઘડી પહેરતા. તેથી ઊતરતો શોક હોય તો જાંબુ અગર આસમાની, તેથી ઊતરતો હોય તો કાટવા રંગની અગર તપખીરિયા રંગની પાઘડી પહેરતા હતા અને વસ્ત્રો પણ સાદાં વાપરતા. ભારે મરણમાં સાધારણ ખોરાકનો ત્યાગ કરીને તેને બદલે ભૈડકું, ખીચડી વગેરે તદ્દન હલકો ખોરાક કેટલીક મુદત સુધી લેતા (ખાતા). 'રાંડનાર' સ્ત્રી બાર માસ સુધી ઘરમાં ખૂણે રહેતી. અવસરના પ્રસંગે વચલો માર્ગ કાઢવામાં આવતો. અમુક માંગલિક પ્રસંગોએ શોક મૂકી દેવામાં આવતો. રાંડેલી સ્ત્રી પોતાના પિયર જઈ શોક મૂકી આવતી. તેલ ઘાલ્યા બાદ શોક મુકાયો ગણાતો. છ માસ ઉપર કે બીજે પ્રસંગે ઘડા ભર્યા પછી શોક મુકાતો. વરસી થયા બાદ શોકનાં ચિહ્નો ત્યજી દેતા, એટલે તદ્દન શોક મૂકી દેતા. બધા પ્રકારનો શોક બંધ કરવા માટે સગાંસંબંધીઓ ભેગાં મળતાં. સ્ત્રીઓ મરનારને ઘેર એકઠી થતી અને રડતી હતી. વાળંદણ તેલનો પ્યાલો લઈ ફરતી અને તમામ ભેગી થયેલી સ્ત્રીઓનાં માથાંમાં બબ્બે આંગળીઓ તેલ ઘાલતી. આને 'તેલઘાલું' એમ કહેવામાં આવતું હતું. આ તેલઘાલું એટલે તમામ પ્રકારનો શોક બંધ થતો. શોક પાળવા માટે પુરુષો મૂછ મુંડાવતા. શારીરિક નુકસાન થાય તેવો શોક આ જ્ઞાતિમાં પળાતો ન હતો.

અંતકાળની વિધિમાં શરીર પરથી કીમતી દાગીના કાઢી નાખવામાં આવતા અને શરીરને ગાયનાં મળ-મૂત્રથી કરેલા ચોકા પર સુવાડવામાં આવતું. શબને લઈ જવાની જરૂર કરતાં વધારે ઉતાવળ કરવામાં આવતી. સંધ્યાકાળે દેહ છોડ્યો હોય તો શબ રાત્રે લઈ જવામાં આવતું નહીં, પણ બીજે દિવસે સવારમાં લઈ જવામાં

આવતું. શબને ઠાઠડીમાં લઈ જવામાં આવતું અને મડદાને ઉપાડનાર ડાઘુઓ 'રામ બોલો ભાઈ રામ', 'રામ કહો ભાઈ રામ', 'શ્રીરામ-શ્રીરામ' વગેરે પ્રકારના શબ્દોચ્ચાર કરતા. અમદાવાદી લેઉવા જ્ઞાતિમાં મરણના સમાચાર આપવાના હોય તેનું નામ ઊંધા નળિયા ઉપર કોયલાથી લખતા હતા, ને તે ટોપલામાં ભરી જ્યાં ત્યાં પહોંચાડવા માટે પોળના ભંગિયાને આપતા. તેને દરેક નળિયે બબ્બે પૈસા મળતા હતા. દરેક ઘેરથી એક એક માણસ આવતો. શબ પૂરું બળે ત્યાં સુધી ડાઘુઓ સ્મશાનમાં રોકાતા, કેટલીક બાબતમાં પોણાભાગનું બળવા દઈ ફૂલો (નખ વગેરે હાડકાં) વીણી રાખતાં અને તે ફૂલો પવિત્ર નદીઓમાં પધરાવવામાં આવતાં. નદીકિનારા પર શબને બાળતા હોય તો અડધું રહ્યા પછી તે નદીમાં પધરાવી દેતા. ફૂલોને ગંગાજી મોકલવાનું ખર્ચ કરતા. ઘેરથી શબને ઊંચકનાર અને દોણી લેનાર (તોલડી લેનાર) સ્મશાનમાં જતી વખતે જોડાં પહેરતા ન હતા. બીજા ડાઘુઓ પહેરતા. છેલ્લે ડાઘુઓ નદી, કૂવા કે તળાવનાં ઠંડાં પાણીએ નહાતા હતા. પાટીદાર જ્ઞાતિમાં બેસણું અથવા પાથરણું દસ દિવસ સુધી કે બાર દિવસ સુધી, કે તેરમા સુધી રાખવામાં આવતું. કેટલાક તેને 'ઉઠમણું' કહેતા. રાત્રે પથારીએ સૂવા જવાનો રિવાજ હતો. મરણ પછીના બાર દિવસ સુધી જેટલી વખત પરગામથી કાણ લઈ આવે તેટલી વખત બેસણું, રોવા-કૂટવાનું અને મોં વાળવાનું ચાલતું. નિદાન સવારે અને સાંજે એમ દિવસમાં બે વખત તો ખરું જ. ભારે (જુવાન) મરણ પાછળ પાંચ-છ માસ સુધી રડવા-કૂટવાનું ચાલતું. વાર તહેવારે પણ મોં વાળવામાં આવતું. સ્ત્રીનો ધણી મરી ગયો હોય તો બાર માસ સુધી એટલે વરસી વાળતાં સુધી એકલા રડવાનું અને મોં વાળવાનું રહેતું.

મરણ બાદ જ્ઞાતિભોજન અને બીજા ખર્ચ કરવા પડતા, જેમ કે નાનાં બાળક કે કુંવારા મરી જાય ત્યારે 'કુંવારડા અથવા ચોથિયું' કરવામાં આવતું. જમવામાં માત્ર નાના છોકરા આવતા. મોટી ઉંમરના મરણ પાછળ બારમું કરવામાં આવતું, તેનો ખરચ વધારે થતો. મરણ પાછળ ઓછામાં ઓછું એક અને વધારેમાં વધારે ચાર જમણ આપવાનો ચાલ હતો. બારમું, માસિયો, વર્ષો, દરો, શ્રાદ્ધ, ઉતરાપણ વગેરે નામે ઓળખાતો. ગામ જમાડે ત્યારે પાટીદારો અને વસવાયાનો તેમાં સમાવેશ કરવામાં આવતો. બહારગામનાને તેડીને ચોખયું કે મેળાવ કરવાનો રિવાજ ન હતો. વસોમાં બે મેળાવા થતા હતા. કાણે આવનારને, બ્રાહ્મણોને તેમજ સરવણી પર નજીકનાં સગાંને અપાતી રકમ, પોત મૂક્યાનો ખર્ચ, પાથરણામાં અફીણ, તમાકુ, સોપારી મૂકવાનો ખરચ, આવા પરચૂરણ ખરચાઓ થતા હતા.

વૃદ્ધની કાણે આવનારને શીરોપૂરી, દૂધ, અથાણાની તજવીજ કરવી પડતી. વળી તેમને પાટલીઓ પણ આપવી પડતી. જુવાન કાણ હોય તો કાણ ભાંગીને તુરંત જ



ગામમાંથી નીકળી જતા અને સવડ પડ્યે પોતાની સાથે લાવેલાં ઢેબરાં અને પૂરી ખાતાં. પ્રેતભોજન મોટાઈના ફાંકામાંથી જન્મેલો રિવાજ હતો. મરણથી માંડીને અગ્નિસંસ્કાર સુધીની ક્રિયામાં પુરુષ માટેની વિધિમાં ખાંપણ લાવી ઠાઠડી બાંધતા. ઠાઠડીને ચારે બાજુએ કોરાં નાળિયેર બાંધતા. એક નાળિયેર મડદાની કૂખમાં મુકાતું. મરનાર પૈસાદાર હોય તો શાલ જેવું કીમતી કપડું ઓઢાડવામાં આવતું. સુખડ ને તુલસીનાં લાકડાંના કકડા બાળવામાં વાપરતા. શબને ગામ બહાર લઈ ગયા પછી તેનું માથું ઉત્તર તરફ કરતા. ત્યાં સ્મશાન લાડુ મૂકતા અને બાળવાની જગ્યાએ ભોંયભાડું મૂકતા. અગ્નિ ઘર આગળથી સળગાવી દોણીમાં લઈ જવાતો. ધનવાન હોય તો પિતળની તોલડીમાં અગ્નિ લઈ જતા. વાસણ અને ઓઢેલું કપડું ભંગી લઈ જતો. મરનારનો દીકરો અથવા મિલકતનો વારસદાર આગ ચાંપતો. તે દિવસે કે બીજા દિવસે પાણી છાંટી ટાઢી વાળતા. સ્ત્રી મરી જાય ત્યારે ઉપરની સઘળી ક્રિયાઓ થતી. ફક્ત ઓઢાડવાના કપડામાં તે સધવા હોય તો ચૂંદડી જેવું કપડું તેને ઓઢાડતા અને વિધવા હોય તો લાલ સાલ્લો ઓઢાડતા.

બાળક બે-ત્રણ વરસનું ગુજરી જાય તો કપડું ઓઢાડી લઈ જતા અને ખાડો ખોદી મીઠું નાખી તેમજ મોં આગળ પીપળાનું પાન મૂકી દાટી દેતા. કપડા સાથે ખીચડી મરેલા બાળક પાછળ બાધતા.

સગર્ભા સ્ત્રીનું મરણ થયું હોય તો ઉપર પ્રમાણેની બીજી વિધિ થતી, પણ અગ્નિસંસ્કાર દેતી વખતે તેની કૂખ ફાડી ગર્ભ બહાર કાઢી તે જુદો દાટવામાં આવતો હતો. કેટલીક જગ્યાએ ભાગોળે બાંધેલાં નાળિયેર છૂટાં પાડી ફોડવામાં આવતાં.

પાટીદાર જ્ઞાતિમાં સરામણીની ક્રિયા અગિયારમા સુધી તળાવ કે નદી હોય ત્યાં કિનારે થતી. સરવણીના દિવસે ઘર આગળ સારતા (વિધિ કરતા). સિદ્ધપુર, પુષ્કરજી, ગંગાજી પણ તે દિવસે સારતા હતા. દશા જમાડવાનો રિવાજ ન હતો પણ બ્રાહ્મણોને સીધાં આપવાનો રિવાજ હતો. માસિયાને પાટીદારમાં માસિયો કહેતા, અને તે મરણ પછી એક-એક માસ કરવામાં આવતો તેમાં જમણવાર આપતા. વરસીના જમણમાં વધારે માણસો તેડાવવામાં આવતા. પાટીદાર જ્ઞાતિમાં દરો કરવાનો ચાલ હતો. તેમાં ચોખા, બાજરી વગેરેના કાચા લોટમાં ઘી, ગોળ અગર ખાંડ ઘાલી લાડુ વાળવામાં આવતા અને લાડુ ધરો આઠમના દિવસે સગાંને – બ્રાહ્મણોને વહેંચવામાં આવતા. સાત હાંડલીમાં શાકભાજી નાખી બ્રાહ્મણોને આપતા તથા વાંસનો ટોપલો તથા ચકરડી, ભમરડી તથા વાટવો, આરસી, ગુડ્ડી તથા કાંસાની થાળી અને એક પંચિયું ટોપલામાં મૂકી તે ગોરને આપવામાં આવતું.

પાટીદાર જ્ઞાતિમાં સજ્જાની પૂરવાનો રિવાજ હતો. તેમાં પુરુષ પોતાના ઉપયોગમાં લેતો હોય તે વસ્તુઓ મૂકવામાં આવતી. સ્ત્રીની સજ્જામાં પણ એક જોડ કપડાં રેશમી મૂકવામાં આવતાં. ઘરેણાં મુકાતાં. માણસ જમે તેટલું પાકું ભોજન અપાતું. મશરુની તળાઈ, ખાટલો, ગોદડું પણ આપવામાં આવતું. આ કુટુંબનો ગોર લઈ જતો. પોતાના ગોરને જ સજ્જા આપવાનો વહીવટ હતો.

આમ લગ્ન, મરણ, જ્ઞાતિભોજન, ચાંલ્લા, દક્ષિણા, લાગા, શુભકાર્ય માટે પરગામ જતાં. ધર્મગુરુની પધરામણી વખતે તહેવારોમાં બોણી આપવામાં, જુદા જુદા પર્વ વખતે દીકરીના સાસરાવાળા ગામમાં જવાનું થાય ત્યારે અને દીકરીનાં સાસરિયાં ગામમાં આવે ત્યારે, મરણ પ્રસંગે પાઘડી, દુઃખવટો, ગોરના, જમાતના અને મહેતાજીને આપવા પડતા. દાપાઓ, મંદિરોના વાર્ષિક લાગા, દાન ધર્મ અને શુકન તેમજ જોશ જોવડાવવાના અનેક ખર્ચાઓ પાટીદાર જ્ઞાતિ કરતી હતી. લગ્ન અવસર પર નાચગાન ને તમાશા થતાં હતાં. નટ અને મલ્લ લોકો ખેલ કરવા આવતા હતા. જાનમાં ચાકરડીઓ જતી એટલે ફટાણાં ગાવાનો ચાલ શરૂ થયો હતો.

**બાધા-આખડી :**

પાટીદાર જ્ઞાતિમાં બાધા-આખડી રાખતા. પુત્ર થવા માટે, છોકરાં ન જીવતાં હોય તો તેને માટે, વિવાહ માટે, માંદગીમાંથી સાજા થવા માટે, છોકરાના રોગ મટે તે માટે, છોકરાના પ્રથમ વાળ લેવા માટે વગેરે હેતુથી બાધા-આખડી રાખવામાં આવતી. ભૂત વળગ્યું હોય, ખોવાયેલી વસ્તુ જડે તે માટે પણ બાધા રાખતા. અમુક વળગાડ કે સંતતિ માટે ભાગ્યે જ મુસલમાન, પીરની તથા તાબૂતના દોરા વગેરેની માનતા રાખતા. વળગાડ હોય તો મીરાં દાતારની બાધા રાખતા હતા. તે જ રીતે મુસલમાન કોમમાંથી કેટલાક કોલટા વખતે માતાની અને બીજી કોઈ દેવીની પણ બાધા રાખતા. પાટીદારો ખાસ કરી શ્રી અંબાજી, બહુચરાજી વગેરે માતા, શ્રી રણછોડજી, મહાદેવ, પોરપરાણામામા, બળિયાકાકા, હનુમાન, ભૈરવ, નર્મદા નદી, ઓરસંગ વગેરેની બાધા રાખતા હતા. પાટીદારમાં વૈષ્ણવ સંપ્રદાયના લોકો ક્રોળું, ડુંગળી, લસણ, મૂળો, મોગરી ચીજને વર્જ્ય ગણતા.

કેટલાક પાટીદારો જાગ વાવવાની બાધા રાખતા હતા. તેમાં જે ઘરમાં છોકરાં જીવતાં ન હોય, જ્યારે તે જીવે ને પરણે તો પરણતી વખતે માતાના જાગ વાવીશું, એમ બાધા રાખતા. લગ્નતિથિ અગાઉ સાત દિવસ પહેલાં ઘરમાં જાગના જવારા વાવી તેની સ્થાપના કરતા ને રોજ સાંજે સગાંને જમાડતા. લગ્નને બીજે દિવસે વરની મા જાગ માથે મૂકીને ઘર આગળ ઘૂમતી. ઢોલ વગાડતાં તેને વાજતે-ગાજતે વહેરાઈ માતાએ પધરાવી આપવામાં આવતા. વહેરાઈમાં પણ પાટીદારોની કુળદેવી લેખાતી.



પાટીદાર જ્ઞાતિમાં ભૂવાની મદદ લેવામાં આવતી પણ હલકા વર્ણોમાં જેમ કે કોળી, વાઘરી, ભીલમાં આની મદદ વધારે લેવાતી. ભૂત વળગણમાં અને મંદવાડ દૂર કરવામાં તેની મદદ લેવાતી હતી. તાવ ઉતારવામાં, કમળો જારવામાં, આધાશીશી માટે, પગે રાંઝણ મટાડવા, દાંતની કળતર મટાડવા, વીંછી કરડે, સર્પદંશ થાય તો મંત્રોચ્ચાર કરાવીને મટાડવાનો પ્રયત્ન કરવામાં આવતો. વશીકરણ માટે પ્રયત્ન કરવા, અનુષ્ઠાન બેસાડવું, મૂઠ મારવી, અડદ છાંટવા, દાણા જોવડાવવા, દોરા-ધાગા બાંધવા વગેરે પ્રકારના ઈલાજો વહેમી લોકો તેનો ઉપયોગ કરતા હતા. મૂઠ મારવાથી શત્રુ મરી જાય છે તેવું માનતા અને મેલા દેવોની પ્રતિષ્ઠા ને આહ્વાન કરવામાં આવતું. આ કામમાં ખત્રી લોકો ને વાઘરી લોકો કુશળ કહેવાતા.

લેઉવા કણબીઓમાં કેટલીક ખૂબીઓ અને ખામીઓ હતી. તેઓ કેટલીક બાબતમાં કડવા કણબીઓની બાબતમાં જુદા પણ પડતા હતા. તેઓનું વતન ઉત્તર ભારત હતું તે વાતનો ઈનકાર થઈ શકે તેમ નથી. આ બંને (કડવા અને લેઉવા) હથિયારધારી પણ હતા. તેઓ હમણાં સુધી લગ્નપ્રસંગે ભેટ બાંધતા હતા, પરંતુ ૧૮૫૭ બાદ હથિયાર જપ્ત થયાં તેમજ ખેતી ઉપરાંત પાટીદારો બીજા વ્યવસાયમાં પડ્યા એના કારણે 'ભેટ' બાંધવાનું છોડી દીધું. આજે પણ ઘણાં પહેલાંનાં ઘરમાં તલવાર, મૂઠ, ભાલો, બખ્તર અને ઢાલ સચવાયેલાં જોવા મળે છે. આ પણ બતાવે છે કે તેઓ ક્ષત્રિય હતા. ધનહીન અને જમીનવિહોણો પાટીદાર ધીમે ધીમે પોતાનું સ્થાન ગુમાવતાં કણબી અને પાટીદાર વચ્ચે ભેદ ઉદ્ભવ્યો, એટલું જ નહિ પણ સમૃદ્ધ ચરોતરના પાટીદારોને લેઉવા કણબીઓ સાથે લગ્નવ્યવહાર બાંધવાની ફરજ પડી હતી. ફૂઈક સાન્કે નોંધે છે કે 'સામાન્ય કણબીને પાટીદાર પોતાની કન્યા લગ્નમાં આપતો નથી, અને સારી પહેરામણી મળે એમ હોય તો જ તે વર્ગની કન્યાનો સ્વીકાર કરે. પાટીદારો પોતાના અધિકારને દૃઢતાથી વળગી રહેતા. આ ઉચ્ચ પાટીદારો, એક વ્યાપક સગપણ ધરાવતું સામાજિક પ્રતિષ્ઠાવાળું જૂથ હતું, અને નહીં કે એક વિશેષ પેટાજ્ઞાતિ, જે હોવાનો દાવો સર્વસામાન્ય રીતે પાટીદારો તે સમયે પણ કરતા હતા. આ કરવામાં જમીનદારો અને જેઓની પ્રતિષ્ઠા ભૂતકાળમાં જાહેર હોદ્દો ધરાવતા હોવાને કારણે મેળવેલા હતા. તેઓનો પણ આમાં સમાવેશ થતો હતો. તેમ છતાં આ ઉચ્ચકુળિયા પાટીદારો અને નીચા અકુળિયા પાટીદારો અને સામાન્ય લેઉવા કણબીઓ વચ્ચે કોઈ સૂક્ષ્મ ભેદ ન હતો. તેમ છતાં હાર્ડિમેને ઉચ્ચ તેમજ ઉતરતા પાટીદારો વચ્ચેનો ભેદ કેવળ આર્થિક અને સાંસ્કૃતિક સ્તર પર પાડે છે, નહીં કે સ્થળની દૃષ્ટિએ. ત્યારબાદ સામાજિક સ્પર્ધાઓ ચાલી, **ઉચ્ચ પાટીદારોએ પોતાનું સ્થાન જાળવવાની ઝુંબેશ ઉઠાવી તેમાંથી જન્મી દૂધપીતી ચાલ. જે બેચરદાસ લશ્કરીએ બંધ કરાવી.**

**કડવા કણબી :**

૧૮૯૧ની વસ્તી ગણતરીના રિપોર્ટ મુજબ કડવા કણબીઓની સંખ્યા ૪૨,૦૦,૨૯૫ હતી. ગુજરાતના પાંચે જિલ્લાઓમાં તેઓ વહેંચાયેલા હતા. ખાસ કરીને તેઓ અમદાવાદ જિલ્લા, વડોદરા રાજ્યના કડી પ્રાંતમાં હતા. લેઉવા કણબી સાથે સંબંધ હતો. તેમની સાથે જમતા પણ બેટીવ્યવહાર રાખતા ન હતા. સુરતમાં કડવા કણબીઓ ત્રણ શાખાઓમાં વહેંચાયેલા હતા : (૧) જે સ્ત્રીઓ લાલ ચૂડો પહેરતી હોય તે લાલ ચૂડાવાળા (૨) જે સ્ત્રીઓ કાળો ચૂડો પહેરતી હોય તે કાળા ચૂડાવાળા (૩) અમદાવાદી.

આ ત્રણ શાખાના કણબીઓ એકબીજા સાથે રોટીવ્યવહાર રાખતા પણ ઈ.સ. ૧૮૮૫થી બેટીવ્યવહાર બંધ કર્યો હતો. દક્ષિણ ગુજરાતમાં પાટણ અને અમદાવાદના કણબીઓનું સારું માન હતું અને તેઓ તેમને 'કુળિયા' તરીકે ઓળખતા. બાકીનાને 'અકુળવાન' (અકુળિયા). કુળવાન કુટુંબો અકુળિયા સાથે જમતાં પણ કન્યાવ્યવહાર રાખતા ન હતા. કડવા કણબી બે વિભાગમાં વહેંચાયેલા હતા. ખેડૂતો અને કારીગરો. નગરોમાં વસતા કણબીઓ સુતરાઉ અને રેશમી કાપડના કુશળ વણાટ કારીગરો હતા, અને તેઓ રંગાટીકામ અને કાપડ બનાવવાનું કામ પણ કરી શકતા.

લેઉવા અને કડવા પાટીદાર જ્ઞાતિના રિવાજોનું સામ્ય તપાસવા સારુ વડોદરા હજૂર હુકમ નં. ૬ તા. ૮-૧૦-૧૯૦૪માં સયાજીરાવ ગાયકવાડની આજ્ઞા અનુસાર દીવાન વાસુદેવ ગોપાળ ભંડારકર, શ્રી હરગોવિંદ કાંટાવાળા, શ્રી છગનલાલ મોદીની કમિટી નીમી હતી, જે કમિટીએ પાટીદાર જ્ઞાતિઓના રીતરિવાજની તપાસ કરેલી. બે જ્ઞાતિઓ વચ્ચે જે તફાવત જણાયો તે નીચે મુજબ છે.

(૧) કડવા પાટીદાર લગ્ન દસથી બાર વર્ષે એક જ મિતિએ કરે છે.
(૨) કટવા પાટીદારમાં નાતરાં થાય છે.
(૩) લેઉવામાં નાતરાં કરનાર કણબી કહેવાય છે. નાતરાં ન કરનાર તે પાટીદાર ગણાય છે.

આ રિવાજોના ફેરફાર સિવાય બાળકના જન્મથી લઈને મરણપર્યંત સુધીના લેઉવા-કડવા પાટીદારોના દરેક દરેક રિવાજો પૈકી થોડા રિવાજોમાં નજીવા ફેરફાર સિવાય એકસરખી રીતે સામ્ય ધરાવતા હતા.

ગુજરાતના સુલતાન મોહંમદ બેગડા (ઈ.સ. ૧૫૫૯-૬૦) એ ખેતીના જમીનોના માલિકી હક્કો કાયમી કરી આપ્યા. દરેક ગામડું એક માણસને સોંપવામાં આવ્યું, જેથી સરકારી જમીન મહેસૂલના આંકડાની જવાબદારી ગામના મુખ્ય માણસની ગણાતી. ઈ.સ. ૧૬૩૦માં શાહજહાંના સમયે ભયંકર દુકાળ પડ્યો.



આ સમયે આંકડાની જવાબદારી સ્વીકારનાર ગામડાંઓના મુખ્ય વડીલ ઉપર અમીનો અને કરોડિયાનો ત્રાસ શરૂ થયો, જેથી મુખ્ય વડીલ આગેવાને ગામની જમીનોની પાંતી (ભાગ) પાડી સરકારનો આંકડો ભરવાની જવાબદારી વહેંચી નાખી. આવાં ગામડાંઓની પાંત (ભાગ) મેળવનારા કણબીઓ પાછળથી ગામની જમીનના પાંતીદાર (ભાગીદાર) થયા. 'પાંતીદાર'ના પાટીદાર થયા, જે ગામડાંઓએ આવી આંકડાની જવાબદારીનો સ્વીકાર ન કર્યો, પરંતુ ખેતી કરી ધારો ભરવાનું સ્વીકાર્યું તે કણબી કહેવાયા. આ પ્રમાણે કૃત્રિમ રીતે કણબી પાટીદાર ભેદની શરૂઆત થઈ.

**કડવા પાટીદારની ઉત્પત્તિ :**

આ પ્રકરણમાં ૧૯મા સૈકાના તમામ પ્રકારના કણબીઓના રીતરિવાજો અને સંસ્કારોને સમજવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે, કે જેથી સમાજસુધારાની ચળવળ દરમિયાન આ પ્રાચીન રીતરિવાજો અને વહેમો કેવી રીતે બદલાયા અને તે જે કાંઈ પણ રીતે બદલાયા તેમાં બેચરદાસ લશ્કરીનું ઘણું પ્રદાન હતું. આ બાબતને તેના યોગ્ય ઐતિહાસિક સંદર્ભમાં સમજવા માટે કણબીઓની ઉત્પત્તિ અને તેના વિકાસનું આલેખન કરવું આવશ્યક છે.

કુર્મી, કણબી, પાટીદાર, પટેલ શબ્દની ઉત્પત્તિ વિષેના ખ્યાલો અને માન્યતાઓનો ઈતિહાસ ઘણો પ્રાચીન છે.

પ્રો. મોનિયર વિલિયમ્સના મત મુજબ, કુર્મ, વીર્યમ્, રસમ, શક્તિ, અસ્યાસ્તીતિ કુર્મી, વીર્યમાન, શક્તિમાન, માણસ, વીરકર્તા, વીરપુરુષ અને શૂરવીર છે.

આ પ્રમાણે બીજા પ્રમાણેનો ઈતિહાસ જોતાં કુર્મીઓ હાલના પાટીદારો પ્રાચીન કાળથી ક્ષત્રિય તરીકેની મહત્તા ભોગવતા હતા.

કેમ્પબેલના મત મુજબ મરેઠાઓનું મૂળ કુર્મીઓમાં હતું. ગોરખપુર અને ગુજરાતમાં તેમના પૂર્વજોએ રાજ્ય કર્યાં હતાં. 'કૂર્મીનો અપભ્રંશ એ જ કણબી શબ્દ છે. તે જાતિની અંદર કેટલાક પેટાવર્ગો અંદરઅંદર પરણતા નથી. તેઓ ઘણા તંદુરસ્ત, સમતીલા, સાહસિક, ઉદાર, વ્યવહારકુશળ અને સુખી છે. ખેતી કરવામાં કુર્મી પાટીદારો મુખ્ય છે. તે તમામ જાતિઓમાં આગળ પડતા છે. મજબૂત, હોશિયાર, સાહસિક અને ઈજ્જતદાર છે, સ્વમાની છે. કંગાલિયતતા તો તેમનામાં દેખાતી જ નથી. ઈંગ્લેન્ડના ખેડૂતો કરતાં તેઓ સંસ્કારી સ્થિતિમાં સારા અને ઊંચા છે. બીજાઓ તરફથી રૂઆબપૂર્વક વધારે માન મેળવે છે. એંગ્લો ઈતિહાસકારોના અભિપ્રાય મુજબ શિવાજી, ગ્વાલિયર તથા સતારાના રાજાઓ સિંધિયા અને નાગપુરના રાજાઓ કુર્મી વંશમાંથી ઊતરી આવ્યા છે. કર્નલ ડોલ્ટન

બંગાળમાં પહેલવહેલા આર્યો તરીકે આવેલા, બિહારના કુર્મીઓ પહેલા હોવાનું જણાવે છે. તેઓની રીતભાત ક્ષત્રિયોને મળતી છે. 'ધી પ્રિન્સિપલ નેશન્સ ઓફ ઈન્ડિયા'ના આધારે કહી શકાય કે કુર્મી, કણબી. તે હાલના પાટીદારો પોતાની સ્વતંત્રતા મેળવવા શોખીન છે.

સરકારી હુકમ નં. ૨૫૧-૮-૧૮૬૩૧-૬નો સાર ૨૧-૩-૧૮૯૬ આપે છે. કે સરકાર જણાવે છે કે 'હાલના કુર્મીઓ પાટીદાર છે. તે ઉચ્ચ ખાનદાન કુટુંબના પાટીદારો છે, માટે તેમને નોકરીઓમાંથી બાદ કરવા તે દિલગીર થવા જેવું છે. હિન્દુઓમાં કૃષિકારના મુખ્ય વર્ગ કણબી-પાટીદાર, રાજપૂત અને કોળી છે. તેઓમાં કેટલાક ખાસ ઊંચી નોકરીઓમાં ચડેલા છે. કેટલાક વેપારીઓ છે, કેટલાક જમીનદાર છે. લેઉવા પાટીદાર અને કડવા પાટીદારો માંહોમાંહે કન્યાની લેવડ-દેવડ કરતા નથી.'

'બોમ્બે ગેઝેટિયર'ની નોંધ મુજબ ગુજરાતમાં આવીને વસેલા ગુર્જરોનો મુખ્ય ભાગ કડવા અને લેઉવા પાટીદારોનો છે. જેઓ ગુજરાતની મુખ્ય જ્ઞાતિનો આગેવાન વિભાગ છે. નારાયણ શેઠ કૃત 'ક્ષાત્રકુલાવર્ષ' નામના હિન્દી ગ્રંથમાં નીચે પ્રમાણેનું લખાણ છે : 'કુર્મી કણબી-કણબી-પાટીદાર આ સર્વ ક્ષત્રિય સંતાનો છે. રાવબહાદુર શ્રી બેચરદાસ લશ્કરી (સી.એસ.આઈ.), ઓનરેબલ શ્રી વિઠ્ઠલભાઈ પટેલ, રાવબહાદુર ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ, શ્રી વેંકટરમણ નાયડુ (બાર-એટ-લો) વગેરે કુર્મી નાયક ક્ષત્રિયો છે.'

'બ્રાહ્મણોત્પત્તિ માર્તંડ'ના કર્તા હરિકૃષ્ણ શર્મા કડવા તથા લેઉવા પાટીદારોના સંબંધમાં તેમની ઉત્પત્તિ લવકુશમાંથી બતાવે છે. લેઉવા લવકુશ ઊંઝાના ઉમિયા માતાનાં દર્શને આવ્યા હતા તેવું તે લખે છે, અને તેમણે ઉમિયા માતાની પૂજાની વ્યવસ્થા કરી હતી.

લસુન્દ્રાના ભટ્ટ ગોવર્ધનરામે 'લેઉવા પુરાણ કાવ્યની રચના કરી ભીમ કવિનો આધાર લીધો છે.' અયોધ્યાના રાજા રામચંદ્રના પુત્ર લવના વંશજ સભ્ય મહારાજ પછી નરપુરુષ થયા પછી પુરુંજય નામનો રાજા થયો. પુરુંજયને કોઈ પુત્ર ન હતો. શિવની પૂજા કરી પછી પુરુંજયને બલિ અને ભદ્ર પુત્રો થયા. પછી બલિ રાજા થયો, ભમ્રકવરાજ થયો. બલિને લેહક અને ભદ્રને કૈટક નામનો પુત્ર થયો. લેહકને તેર અને કૈટકને આઠ રાણી હતી. તેર સ્ત્રીથી ૧૨૧ અને ૮ સ્ત્રીથી ૮૦ પુત્રો થયા. આ ૧૨૧ પત્રોના વંશજો લેહક એટલે લેઉવા અને ૮૦ પુત્રોના વંશજો કૈટક પરથી કડવા કહેવાયા. નીચેના કાવ્ય પરથી બિના જાણી શકાય છે.



'ક્ષત્રિયથી તમો વૈશ્ય થયા છો,<br>
મુનિ દુર્વાસા શાપે જી.<br>
જે બગડ્યું તે હવે ન સુધરે.<br>
બળશો નહીં સંતાપે જી.<br>
કૃષિ અને વ્યાપાર મહીં,<br>
તમે ઉત્તમ જશને પામોજી.<br>
સંપ ધરીને સુખ વધારો,<br>
વેદના સઘળી વાળો જી.<br>
લેહક પુત્ર સરવ કહાવે<br>
લેવાથી ઓળખાય જી.<br>
કૈટભથી હોય કડવા<br>
જગમાં જાહિ થાયે જી.''

ઉપરનાં બંને દૃષ્ટાંતોમાં દંતકથા વધારે છે તેને કોઈ ઐતિહાસિક પુરાવા મળતા નથી. રાજસ્થાન ઈતિહાસકર્તા કર્નલ ટોડ પણ કડવાઓને કુશના અને લેઉવાને લવના વંશજો બતાવે છે તે માટે બે વાક્યો લખ્યાં છે :

'સચત કુર્મો નામ પ્રજાપતિ અને કેશ્યવો વૈકુર્મી' ટાંકી બતાવે છે.

કુર્મીઓનું એક ટોળું પંજાબમાંના લેવા અને કરડ વિભાગમાં સ્થાયી થયું હતું. પંજાબમાંથી છૂટી પડેલી ટોળકીઓએ પોતાના પ્રદેશને યાદ રાખવા માટે કરડ (પંજાબ) વિભાગના કડવા કણબી અને લેઉવા વિભાગના લેઉવા કણબી વિશેષણો ધારણ કર્યાં હતાં. આજે પણ પંજાબ, મધ્ય પ્રદેશ અને ખાનદેશમાં જે અટકો અને ગોત્રોનાં નામ જોવા મળે છે તે ગુજરાતમાં અને સૌરાષ્ટ્રમાં વસતા કડવા પાટીદાર ગોત્રોને મળતાં આવે છે તેમજ ત્યાંના લગ્નરિવાજો, દહેજપ્રથા, ઘૂમટાપ્રથા અને ભાષામાં વપરાતા મોટાભાગના શબ્દોમાં સામ્ય જોવા મળે છે. ગુજરાતમાં વસતા બાવન શાખાના કુર્મીઓ (કણબીએ) છે. તેમની અટકો ને સ્થાનો પંજાબ અને ઉત્તર હિન્દમાં આવેલાં છે, તે પુરવાર કરે છે કે તેઓ ત્યાંના વતની હતા. દા.ત., મધ્ય પ્રદેશ, ઊંઝા અને ઉનાવા તેમજ માણસના પટેલો અને કચ્છ તેમજ કાઠિયાવાડમાં કેટલાક પટેલોની શાખ રુસામત અને મોલ્લાત છે. તેમના પૂર્વજો અસલ પંજાબમાંથી ગુજરાતવાલા જિલ્લા પાસેના મુજા ગામના વતની હતા. તેવી જ રીતે વિહારગામના વતનીની શાખ મુગલા છે, તે લાહોર પાસેના મંગલપુરા ગામના નામે અટક પડેલી છે. (વિગત માટે પરિશિષ્ટ જુઓ).

ડો. બર્જેસ પણ પોતાની મુસાફરી નોંધમાં લખે છે કે 'ઊંઝા સિદ્ધપુરથી દક્ષિણે સાડાસાત માઈલ પર આવેલું એક ગામ છે,અને ઘણું કરીને ગુજરાતના કડવા કુટુંબીઓ અથવા કણબીઓનું મૂળ સ્થાન મનાય છે.'

'કણબી' શબ્દ 'કુટુંબિન' શબ્દમાંથી ઊતરી આવ્યો છે, જેનો અર્થ ઘર અથવા કુટુંબવાળો થાય છે. શ્રી નરસિંહરાવ ભોળાનાથે કણબી શબ્દનો અર્થ અને સમજૂતી 'ધી હિસ્ટરી ઓફ ગુજરાતી લેંગ્વેજ'માં આપ્યો છે. તેઓ 'કણબી' શબ્દની ઉત્પત્તિ નીચે પ્રમાણે આપે છે.

ઋગ્વેદ અને અવેસ્તામાં 'કણબી' આર્ય શબ્દના પર્યાયરૂપે મળી આવે છે, ઉત્તર પ્રદેશ, બિહાર, ઓરિસા, મધ્ય પ્રદેશ, ગુજરાત, મૈસૂર, મહારાષ્ટ્ર, વગેરેમાં કુર્મી, કુનબી, કણબી કુણબી, કુટુંબી આ એક જ હોય એમ મનાય છે.

મહારાષ્ટ્રમાં કુળુબી અને કણબી બંને શબ્દો વપરાય છે. બંગાળ, બિહાર, માળવા, ગુજરાત, મહારાષ્ટ્ર અને મદ્રાસ સુધીના જૂના લેખો કે તામ્રપત્રોમાં 'કુટુંબિન' શબ્દ વપરાયેલો મળી આવે છે.

રાવબહાદુર ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ ગુર્જરો માળવાથી દક્ષિણ તરફ ખાનદેશમાં આવ્યા અને રતલામ-દાહોદના રસ્તે પશ્ચિમ તરફ ગુજરાતમાં આવ્યા હોય તેવી ધારણા કરે છે. જે ગુર્જરો ખેતી કરવા લાગ્યા તે 'કુટુંબિન' અથવા 'કણબી' તરીકે ઓળખાવા લાગ્યા. ગુજરાતના કણબી પંજાબ અને માળવાના ગુર્જરોને ઘણા મળતા આવે છે.

કવિ દલપતરામે તેમના 'જ્ઞાતિ નિબંધ' નામના પુસ્તકમાં લખ્યું છે કે 'વૈશ્યો એટલે ખેતી કરનારા. હાલના ગુજરાતમાં ખેતી કરનાર મુખ્ય કણબીઓ છે. એક વખતે પરશુરામે પૃથ્વી નક્ષત્રીય કરવાનું કામ હાથ ધર્યું ત્યારે તેઓ ક્ષત્રિય નથી એમ કહેવા લાગ્યા આથી તેઓ બચી ગયા.

જે. એચ. હટનના મત મુજબ 'કુણબી પશ્ચિમ હિન્દની એક ખેડૂત જ્ઞાતિ, ઉત્તર હિન્દની બહોળા વિસ્તારમાં ફેલાયેલી ખેડૂત જ્ઞાતિ જે કુરમી-કુણબી નામે ઓળખાય છે, એટલે પશ્ચિમ હિન્દ ગુજરાતમાં વસેલા કણબીઓ એ જ કુર્મી જ્ઞાતિ છે.'



'કણબી-ક્ષત્રિય ઉત્પત્તિ' પુસ્તકના લેખક શ્રી પુરુષોત્તમ પરીખ ઋગ્વેદનો આધાર લઈ જણાવે છે કે, 'ખેતી કરવી એ શ્રેષ્ઠ કર્મ છે, એટલે કૃષિ સાથેના કુર્મીઓના સંબંધથી તેમની ઉત્તમતામાં લેશ પણ ઊણપ આવી નથી. આજે પાટીદારોમાં કહેવત છે કે 'ઉત્તમ ખેતી, મધ્યમ વ્યાપાર અને કનિષ્ઠ નોકરી.' આ કહેવતને કારણે આ જ્ઞાતિએ વિદ્યાઆરંભ પણ પાછળથી કરેલો.

**કુર્મીઓ (કણબીઓ)નું સ્થળાંતર :**

ઋગ્વેદના મંત્રો પરથી જણાય છે કે, આર્યોએ હાલના અફઘાનિસ્તાનના પ્રદેશમાં વાસ કર્યો હશે અને ત્યાંથી પંજાબ તરફ ફેલાયા હશે. નદીઓનાં વર્ણનો પરથી તેઓ પંજાબમાં સ્થાયી થઈ પછી મથુરા તરફ આગળ વધ્યા હશે. તેમનાં મૂળ પુરુષ તરીકે ભગવાન કશ્યપ ઋષિ હોવાનું આપણાં શાસ્ત્રો બતાવે છે. આજે પણ કડવા પાટીદારની ધાર્મિક વિધિ વખતે 'કશ્યપગોત્રે' તેવો મંત્રોચ્ચાર કરાય છે.

આર્યગણ ખૈબર અને મલકન્દના રસ્તાથી તથા ગોપલ અને કુરમ નદીના પહાડી રસ્તાથી પંજાબમાં હાલના ગુજરાતવાલા જિલ્લામાં આવેલ કરડ અને લેવા વિભાગમાં સ્થિર થયા હોવાનું મનાય છે.

પંજાબ પર અવારનવાર પરદેશી આક્રમણો થતાં હતાં. અસિરિયાની રાણી સેમિરામીસ ઈરાનના પારસી રાજા દરવેશ ગુસ્તામે ઈ.સ. પૂર્વે ૫૧૮માં આક્રમણ કર્યું. મેસેડોનિયાના મહાન સિકંદર ઈ.સ. પૂર્વે ૩૩૦માં આક્રમણ કરે છે અને ભારતમાં તેના સિપાઈઓ સ્થિર થાય છે.

મૌર્યવંશના પતન પછી વિદેશી આક્રમણકારીઓમાં બેક્ટ્રિયન, પલ્લવો અથવા શક, કુશાન વગેરે જાતિઓએ પંજાબ પર આક્રમણો કરી આધિપત્ય સ્થાપ્યું.

આમ વારંવાર રાજકીય ઊથલપાથલો અને આક્રમણોને લઈ પ્રજા કંટાળી ગઈ. પરિણામે ઈ.સ. પૂર્વેના ત્રીજા સૈકાના અંતમાં કુર્મીઓનાં કેટલાંક લડાયક કુટુંબો પંજાબ છોડી મગધ દેશની રાજધાની કુશાવતી (પટણામાં)માં આવી ચંદ્રગુપ્તના લશ્કરમાં જોડાઈ ગયાં. કુશાન રાજા કનિષ્કના સમયમાં પંજાબના ગુજરાતવાલા પ્રદેશના કેટલાક ગુર્જરોએ દેશ છોડ્યો. તેની સાથે સંખ્યાબંધ કુર્મીઓ નીકળી પડ્યા અને મથુરાની આસપાસમાં ફેલાયા. ત્યાંથી આનર્ત (વડનગર, ઉ. ગુજરાત) પ્રદેશ સુધી આવ્યા હોય તેમ જણાય છે.

પોતાના અસલ વતન પંજાબના જુદા-જુદા ભાગમાંથી નીકળી છેવટે આનર્ત પ્રદેશના ઊંઝા ગામમાં કણબીઓની ટોળીઓએ વસવાટ કર્યો, ત્યાં પણ પંજાબી અને ઉત્તર ભાગમાંથી આવેલા તે અસલ વતનના નામથી તેઓ પોતાની શાખો હજુ પણ જાળવી રહ્યા છે. જો કે લાંબા સમયને કારણે અસલ નામો કેટલેક અંશે અપભ્રંશ થયાં.

આ સમયમાં ગુજરાતમાં પણ અનેક રાજકીય ઊથલપાથલો થઈ રહી હતી. રાજકીય પરિવર્તન પ્રમાણે કુર્મીઓનું સ્થળાંતર આકાર પામી રહ્યું હતું. ક્ષત્રપો ચાલુક્યો, રાષ્ટ્રકૂટો, ગુર્જરો, સોલંકી અને વાઘેલાઓની રાજકીય હકૂમતોએ કણબીઓના સ્થળાંતરને ભારે વેગ આપ્યો. પરિણામે ઉત્તર ગુજરાતના કણબીઓની શાખાઓએ ગુજરાતના અન્ય પ્રદેશોમાં સ્થળાંતર કર્યું અને વસવાટ કર્યો અને પછી ખેતીની આબાદી પરથી તેમનું સામાજિક મહત્ત્વ વધ્યું અને આંતરિક વ્યવહારની બાબતમાં પણ તે આવા સામાજિક સંબંધો માટેનો માપદંડ બન્યો. કરણઘેલાના વખતમાં તો કુર્મીઓ લશ્કરને ઘાસદાણો અને ખોરાકી પૂરો પાડવાનો ઈજારો ધરાવતા હતા. અસારવાના વહીવંચાઓના ચોપડાઓમાં આના ઉલ્લેખો છે. બેચરદાસ લશ્કરીના પિતાશ્રી અંબાઈદાસ પણ લશ્કરને ઘાસદાણો અને ખોરાકી પૂરી પાડતા હતા તે પરથી તેમની અટક 'લશ્કરી' પડી હતી.

દંઢાવ્ય, આશાવલ્લ, મહી અને ખેડા પ્રદેશમાં મેવાસી ભીલોનો ત્રાસ ખૂબ હતો પણ સોલંકી રાજાઓએ તે ત્રાસ દૂર કરી કણબીઓને ત્યાં વસાવ્યા. સિદ્ધરાજના દરબારમાં કણબીઓની ભારે વગ હતી. ઊંઝાના માંડલોત શાખના હેમાળા પટેલને દરબાર ભરીને પોષાક અને સન્માન આપેલું.

વાઘેલા વંશના પતન સાથે ગુજરાત પાયમાલ થઈ ગયું. પાટણવાડો, દંઢાવ્ય અને ગુજરાતમાં વસતા કણબીઓ પણ પાયમાલ થઈ ગયા. પરિણામે કુર્મીઓની સ્થિતિ અને શાખાઓ તેમજ જ્ઞાતિ, પેટાજ્ઞાતિ અને ગોળપદ્ધતિમાં પરિવર્તન આવ્યું. જેમની ખેતી આબાદ હતી તેઓ કુળવાનમાં ગણાવા લાગ્યા. આને પરિણામે તેમનામાં કેટલાંક દૂષણોએ પ્રવેશ કર્યો.

કુર્મીઓ ગુજરાતમાં રહેવા છતાં સારા વર્ષે લગ્ન વગેરે પ્રકારના અવસરો સારુ પોતાના મૂળ વતનમાં જતા અને કેટલાક ત્યાં રહી જતા. એક એવી પ્રચલિત માન્યતા છે કે વનરાજ ચાવડાના રાજ્ય અમલ દરમિયાન ઊંઝાની આસપાસના કણબીઓના સ્થળાંતરને કારણે ફળદ્રુપ જમીનો વેરાન બનવા લાગી હતી. પરિણામે રાજ્યનું મહેસૂલ પણ ઘટાવા લાગ્યું હતું. તેથી મંત્રી ચાંપરાજે તે સમયના ઉમિયા માતાના મંદિરના પૂજારીને પાટણ બોલાવી તેનું સન્માન કરી રાજ્યશ્રય આપેલો. ત્યારબાદ ઊંઝાની આસપાસના કણબીઓ સ્થળાંતર ન કરે તે માટે કોઈ યોજના કરવાનું જણાવેલ. આના અનુસંધાનમાં ધાર્મિક પ્રયોગ અજમાવવાનો શરૂ કર્યો. ચૈત્રી પૂનમના રોજ માતાજીના ઉત્સવ પ્રસંગે માતાજી સમક્ષ પૂજારી ધૂણવા લાગ્યો અને પોતાનામાં માતાજીનો વાસ છે એમ કણબી આગેવાનોને જણાવીને કહેવા લાગ્યો : 'અપકારી કણબીઓ હું તમારા પર ક્રોધિત થયો છું. તમે મારા આશ્રયમાં રહીને આબાદ થયા



છો. મહારોગોથી તમારું રક્ષણ કર્યું છે, અને હવે તમે મને છોડીને જતા રહો છો? લગ્ન જેવાં ઉત્તમ કાર્ય માટે વારંવાર બીજા વિભાગમાં જાઓ છો, તેથી લગ્ન નિમિત્તેનો બલિ (નૈવેદ્ય) મને મળતો નથી. જેથી મારી આજ્ઞા છે કે લગ્નપ્રસંગોએ તમો આ સ્થળેથી બહાર જશો નહીં. અહીંયા રહો અને સુખી થાઓ. દર નવ કે દસ વર્ષે જ્યારે મારા વાહન સિંહનું વર્ષ વીતી જાય ત્યારે તમો તમારાં નાનાં-મોટાં બધાં જ બાળકોનાં લગ્ન મારી છાંયામાં રહીને કરો. આ સાલ તમારી સારી નિપજાવી છે. માટે બધા ભેગા મળી અક્ષયતૃતીયા (અખાત્રીજ)એ પહેલું લગ્ન કરો, 'હું તમારું શ્રેય કરીશ!' આમ કહી દેવી સ્વરૂપે પૂજારી શાંત થયા. ત્યારબાદ સર્વે કણબીઓએ લગ્ન નિમિત્તેનો હવે પછી કરવાનો વિધિ પૂછ્યો. નાગર ગોરે જણાવ્યું કે તમે જેટલા કણબી કુટુંબના આગેવાનો છો તેઓ સૌપ્રથમ દેહ શુદ્ધ કરી જનોઈ પહેરી માતાજી આગળ યજ્ઞ કરો. પછી જે બાળકો કુંવારાં હોય તે દરેકનો માંહેમાંહે વિવાહ કરો. એટલે અખાત્રીજના દિવસે સર્વને હું પરણાવીશ.''

આ ઉપરથી અસલ ઉત્તર હિન્દમાંથી જુદાં-જુદાં પરગામેથી આવેલાં બાવન કુટુંબોના આગેવાનોએ મળી માંહેમાંહે મળી સંબંધો કર્યા અને અખાત્રીજના દિવસે એક જ મુહૂર્તે બધાને પરણાવ્યા. આ સમયથી એટલે ઈ.સ. ૭૪૬ની આસપાસ સામુદાયિક લગ્નપ્રથા ઊંઝા મુકામે શરૂ થઈ. આજે પણ મોટાભાગની શાખાઓના પાટીદારો ઉમિયામાતાને કુળદેવી માને છે અને લગ્નના શુભપ્રસંગે પ્રથમ લગ્ન કંકોતરી ઉમિયા માને લખે છે. તેના જવાબમાં મંદિરનો પૂજારી સવાપાશેર કંકુ શુકનમાં મોકલી આપે છે. બાંધ્યા વિવાહનો રિવાજ કણબીઓમાં પ્રચલિત હતો. તેનું ઉદાહરણ કુમારપાળના સમયમાં મળી આવે છે, જેમ કે બંબેરા (ઇડર) ગામે એક જ દિવસે ૭૦૦ કન્યાઓનાં લગ્ન હોવાનો રાસમાળામાં ઉલ્લેખ છે.

**કુળવાન-અકુળવાન :**

વહીવંચાના ચોપડાના દાખલાઓ, પરંપરાની દંતકથાઓ તથા અવલોકનો ઉપરથી જણાય છે કે, કુળાકુળનો ભેદ મુખ્યત્વે કરીને વિસ્તૃત જમીનની માલિકી, બાપદાદાનાં પરાક્રમો, રાજ્ય સાથેના સંબંધો (દેસાઈગીરી, અમીનાત, મુખીપણું, પટલાઈ વગેરે) ન્યાતમેળા, સાર્વજનિક અને ધાર્મિક દાન, વિચાર, લગ્ન વખતની લેવડદેવડ, આર્થિક સધ્ધરતા વગેરે કારણોને લીધે ઉદ્‌ભવ્યો હશે.

બહોળી પાટી ધારણ કરનાર મનુષ્યના કુટુંબ તરફ કન્યાઓની લેવડદેવડ સંબંધમાં ન્યાતના લોકોને પક્ષપાત થતો તેનું કારણ એ છે કે તેમને કન્યાઓ આપવાથી ખાનદાન કુટુંબ સાથે નાતો બંધાય, જેથી બીજાઓ આવાં કુટુંબોને ધરાઈ ધરાઈને કન્યાઓ આપવા લાગ્યા. પાટડી, વિરમગામ, બાવળા, ચાણસ્મા, લાડોલ, ગોઝારિયા

અને અમદાવાદની પોળોમાં થયેલી લેવડદેવડો આનું ઉદાહરણ છે. પરિણામ એ આવ્યું કે આવા કુટુંબ માટે કન્યાઓનો સુકાળ થયો, પરંતુ બીજાઓ માટે કન્યાઓનો દુકાળ થયો, જેના પરિણામે લેવડદેવડની વાડાબંધી શરૂ થઈ અને ગોળનો જન્મ થયો. લેવડદેવડના નિયમો થયા. આર્થિક માપદંડ પ્રમાણે વ્યવસ્થા ગોઠવાઈ. બહુપત્નીત્વ અને વાંઢા રહેવું પડે તેવી પરિસ્થિતિનું નિર્માણ થયું. પરિણામે સાટાંપેટાં શરૂ થયાં. કન્યાઓને દુ:ખ આપવાનું ખાનદાની સાથે શરૂ થયું. દહેજપ્રથાનો વિકાસ થયો.

તેમાંથી દૂધપીતી કરવાના ચાલનો જન્મ થયો. બેચરદાસ લશ્કરી કડવા કણબી જ્ઞાતિમાં જન્મ્યા હતા. તેઓએ જ્ઞાતિ કુરિવાજો સામે લડત આદરી હતી. આર્થિક સંકડામણ અને રાજકીય પરિસ્થિતિ બદલાતાં આવાં કુટુંબો ઉપરથી મોહ ઊતરવા મંડ્યો, જેનાથી નાનાં ગોળ બંધાવા શરૂ થયાં. કોઈએ યુદ્ધ અથવા બીજા પ્રસંગે રાજકીય સેવાઓ બજાવી ને જમીન-જાગીર વગેરે જિવાઈ મેળવી હોય તે પણ કુળવાનમાં ગણાતો. આ કારણથી તેઓ રાજ્ય સન્માન અને પસાયતા વગેરેના લાભ મેળવી શકતા. વિરમગામના દેસાઈઓ, ઊંઝાના પાટીદારો, પાટડીના દેસાઈઓ, ગોઝારિયાના અમીનો, અને લેઉવા પાટીદારોમાં વસોના દેસાઈ અને નડિયાદના દેસાઈઓ તેમજ પાદરાના દલા પટેલના વંશજો આનાં ઉદાહરણો છે. ગુજરાતના મુસ્લિમ શાસન દરમિયાન અને ગાયકવાડ શાસન દરમિયાન તેમજ બ્રિટિશ શાસન વખતે ઘણા પાટીદારોને માનમરતબા અને ખિતાબો મળેલા. તેઓ ઘણા ઊંચા કુળવાન ગણાય.

આજથી બસો વરસ પૂર્વથી ન્યાતલોકોને જમાડીને જશ મેળવવાની વૃત્તિ ચાલતી, કારણ તેનાથી નાતવરો કરનાર ઊંચો કુળવાન ગણાતો. **'જમી જાણવા કરતાં જમાડી જાણવું'** એ વધારે સારું છે, એમ માનનારનો અમદાવાદની પોળમાં વિશિષ્ટ વર્ગ બંધાયો હતો. અને તેમનામાં દસૌયાં ખાવાનો ચાલ પણ બંધાયો હતો. 'જે લોકો આ વરાઓ ન પોસાય અને બંધ થવા જોઈએ તેમાં માનતો તેનું કુળ નીચું ગણાતું.' વરામાં ઘીની છોળો વધારે ઊડે, લગ્નમાં વાઢીએ અને બોઘેણે ઘી પીરસે તે વધારે કુળવાન ગણાતો. કડવા પટેલો સામાજિક ખર્ચામાંથી બચી શક્યા હોત તો તેમની સ્થિતિ બંગાળના જમીનદારો જેવી હોત. જ્ઞાતિભોજનના ખર્ચાઓ માત્ર કુળવાન દેખાડવા માટે જ થતા.

પ્રેતભોજન અને લગ્નભોજન એ બે પાટીદાર જ્ઞાતિના મોટા વરા ગણાતા. પ્રેતભોજન તો ઘર કે ખેતર વેચી કે ગીરો મૂકીને પણ કરવું પડતું. માત્ર બાપદાની આબરૂ ખાતર ખવડાવવું પડતું. ભાઈની એંઠ આપણે ઘેર ક્યાંથી? નાત પટેલોના દબાણથી આ થતું. માત્ર કુળવાન ગણાવા અને પરિણામે આર્થિક દુર્દશા થતી.



''જે લોકોએ ઊંચા કુળમાં ગણાતા માણસોનાં કુટુંબોમાં કન્યાઓ દઈ પહેરામણીમાં તોલા વસ્ત્ર-અલંકાર આપી વાસણની લાણીઓ કરી હોય, દાનદક્ષિણાઓ વહેંચી હોય તેઓને પણ કુળવાન લેખવામાં આવતા. જે લોકોએ ભાટ, ચારણો, ભરથરી, મીરુભાંડ, ભવાઈયાઓ વગેરે માંગણ લોકોને વસ્ત્રાલંકાર, ઘોડા, ગાય, ભેંસો વગેરે ઈનામમાં આપ્યાં હોય તેઓની કીર્તિ માંગણ લોકો ગામેગામ ગજાવી મૂકી તેમની નામનાનો વધારો કરે અને ન્યાતમાં તેમને ઊંચા કુળની ઉપમા મળી જાય.

મોગલ રાજ્યયી પડતીના સમયથી રાજકીય પરિવર્તનો આવ્યાં, અધિકારીઓ નિરંકુશ બન્યા, ગાયકવાડી રાજાઓ માત્ર મહેસૂલની જ દરકાર રાખતા, એટલે આ સમયગાળામાં દેસાઈ-અમીનો સર્વસત્તાધીશ બન્યા. તેમના પર રાજકીય સત્તા નિરંકુશ બની ગઈ, એટલે તેઓ કુળવાન બની ગયા. તેઓ મનસ્વીપણે મોટાઈની મસ્તીમાં આવી ગયા. જાગીરદારો બન્યા, વર્ગભેદ ઊભા થયા અને ગોળ બંધાયા.

પરંતુ જ્યારે રાજકીય, આર્થિક અને ઔદ્યોગિક, શૈક્ષણિકને સામાજિક પરિવર્તન આવતાં, તેવા કુળવાનોની નિરંકુશ સત્તા ઓછી થઈ. રાજાશાહીનું પતન થયું. સામાજિક દરજ્જામાં પરિવર્તન આવવા લાગ્યું. મૂળ પરિસ્થિતિ પલટાઈ, વસ્તુસ્થિતિ બદલાઈ, છતાં પાટીદારોનો કુળવાનનો ગાડરિયો પ્રવાહ ચાલ્યો તે ચાલ્યો. તેનાં મૂળ ગુણદોષો કોઈએ તપાસ્યા નહીં. દરેક સભ્ય પોતાના કુળની મર્યાદા જાળવી રાખવા પ્રયત્ન કરતો અને રોટી-બેટીનો વ્યવહાર બાંધતો ત્યારે તેને નુકસાન નહીં થયું હોય.

ઉપરની હકીકતો પરથી અનુમાન કરી શકાય કે, રાજકીય પલટાઓ, કુદરતી આફતો અને આર્થિક સંકડામણ કાળચક્રના પાટાઓએ સારાયે પાટીદારોને નીચી પાયરીએ ઉતારી દીધા અને તેમની જગ્યા નાનામોટા પાટીદારોએ લીધી. તેમાંથી કુળવંશાવલી અને પેટાજ્ઞાતિઓ, નાનામોટા ગોળની વાડાબંધીઓ, કડવા-લેઉવાની ભેદરેખાઓ જન્મી. બનવાજોગ છે કે જૂના પાટીદારો તરીકે ગણાતા પાટીદારોના પૂર્વજોએ એક વખતની રાજાશાહીમાં અને સંસારમાં સારો દરજ્જો ભોગવ્યો હશે. રાજાઓ પાસેથી ખિતાબો, ઈનામો, જાગીરો પણ મેળવી હશે. વસોનું પરગણું, વિરમગામનું પરગણું, પાટડીનું પરગણું તે રીતે જન્મ્યા હતા. વસોના ગાદીપતિ લેઉવા પટેલ હતો અને પાટડીનો ગાદીપતિ કડવા પટેલ હતો. આ બંને રાજ્યો વચ્ચે રોટીવ્યવહાર હતો, પણ બેટીવ્યવહારનો કોઈ ઉલ્લેખ મળતો નથી.

**ગોળની રચના :**

કડવા કણબીની જ્ઞાતિમાં અનેક વિભાગો એકડા અને ચોખલાં અથવા જથ્થાઓ અને પખાઓનો વહીવટ હતો. અનેક પેટાજ્ઞાતિઓ પણ હતી, છતાં તેઓ કન્યાવિવાહ

પોતાના ગોળમાં જ કરતા, અને જો ગોળ બંધ કરે તો તેને ન્યાત ભારે દંડ કરતી. ગોળનો છોકરો પોતાના જથ્થાનાં ગામો સિવાય બીજેથી કન્યા લાવી શકતો, પણ કન્યા આપી શકતો નથી. સૌરાષ્ટ્રમાં અને કચ્છમાં ગોળપદ્ધતિ બહુ કડક ન હતી, તેઓ પોતાની કન્યા ગમે ત્યાં આપી શકતા. કુળવાન જોવાના રિવાજથી બાળકીઓની માથે સિતમ ગુજરવાની હકીકતો બહાર આવી. પરિણામે જ્ઞાતિ આગેવાનો સરખેસરખામાં (સમોવડિયામાં) કન્યાઓ આપવી અને કુળવાનો ન જોવા વિચારવા લાગ્યા. પરિણામે તેમાંથી ગોળનો (જથ્થાનાં ગામોનો) જન્મ થયો.

કડી પ્રાંત જેટલા વડોદરા રાજ્યના ૧/૪ ભાગમાં કડવા પાટીદાર જ્ઞાતિના લગભગ નાનામોટા ૪૦ ગોળ યા ભાગ (સર્કલ) પડી ગયા હતા. આવા વિભાગની શરૂઆત ક્યારથી થઈ, ક્યાંથી થઈ, શા માટે થઈ તેનો ચોક્કસ જવાબ મળતો નથી. પણ આર્થિક અને નૈતિક રીતે તપાસીએ તો આજથી ૨૦૦ વર્ષ પૂર્વે કડી પ્રાંતમાં ગોળની શરૂઆત થઈ હોય એમ લાગે છે. કન્યાવિક્રયના દુર્ગુણોમાંથી ગોળ બંધાયા હશે, કારણ કન્યાવિક્રયને પોષનાર માત્ર ગોળ જ હતો. પાટીદારોમાં દેસાઈ, અમીન, પારેખ જેવા ટુકડા પડી ગયા અને તેનું બળ તૂટી ગયું. ટુકડા પડવાથી સમાજમાં ચાલતા સારા રિવાજો અને બંધારણો તૂટી જતાં. નવા સ્વાર્થી આગેવાનો પોતાની ઇચ્છાથી ગોળનું સર્જન અન્યાયી વર્ગને ન્યાતમાં કચડવામાં આવે. કન્યાની વધઘટ પણ ગોળને જન્મ આપતી. રહેઠાણ વ્યવસ્થા અને શિક્ષણ પણ ભાગ ભજવતું.

ગોળવાળા જાણે કે અમે કુળવાન, બીજા ગોળવાળા માને અમે કુળવાન, આમાંથી નાનામોટા ગોળની માન્યતાઓ બંધાવા લાગી. તેમાંથી પાંચ-પચાસ ગામોનો જથ્થો બાંધે તે કુળવાન થતા. ગોળ સુદાયનું ભાવિ ગોળ આગેવાનોના હાથમાં હતું. 'પંચ ત્યાં પરમેશ્વર' એવું આ ભોળા કણબીઓ માનતા. ગોળનો વ્યવહાર મૌખિક ચાલતો. કશું જ લેખિત નહીં. દંડ કરીને પણ ભેટ કે દાનના સ્વરૂપે સ્વીકારાય. પહેલા ગોળના પંચ ભરવાની માહિતી આપવા બ્રાહ્મણ જતો. તેને ગામ દીઠ રૂપિયો કે આઠ આના આપવામાં આવતા. નાગાની પાંચશેરી ભારે તે પ્રમાણે ન્યાત ન્યાય કરતી. કડવા પાટીદાર જ્ઞાતિના બીજા ગોળ કાઠિયાવાડ, માળવામાં પણ હતા. બસો વર્ષ જૂના ચોપડાના આધારે એક માહિતી મળે છે કે, ૨૭ ગામોએ માણસામાં મૂળે મુસાવત શાખના કડવા પાટીદારોએ ઈ.સ. ૧૮૨૯થી ગોળનું નિર્માણ કરી ઈ.સ. ૧૮૩૦ની સાલના બાંધ્યા વિવાહ નવા ગોળની અંદર રહીને જ કર્યા, અને તે વરસથી માણસાના પાટીદારોએ પાટડી, સાણંદ, વિરમગામ, બાવળા, રામપુરા, કડી સાથે સગપણનો નાતો બંધ કર્યો. આ પછી ગોળ બાંધવાનું અનુકરણ શરૂ થયું. ચાણસ્મા, પાટણવાડો, દંઢાવ્યના વચલા વર્ગના પાટીદારોએ શરૂ કર્યું.



**રોટીવ્યવહાર :**

કડવા કણબીને માંહેમાંહે રોટીવ્યવહાર ગમે તે ગામે હોય કે જાય ત્યાં હતો. નિમાડ, માળવા, ખાનદેશ સુધી આ વ્યવહાર હતો. લેઉવા કણબી સાથે પણ રોટીવ્યવહાર હતો. માત્ર ઉદા કણબી, આંજણા કણબી અને બાયડ લેઉવા કણબી સાથે તેઓ રોટીવ્યવહાર રાખતા નહોતા. તેમની સાથે ભાણા-વ્યવહાર ન હતો, કારણ તેમના રીતરિવાજ જુદા પ્રકારના હતા. તે ધર્મની રીતે અને આચારની રીતે જુદા પડતા હતા.

**એકડા અન ચોખલાં :**

નાનાં ગામડાંઓ અને જથ્થાઓમાં આ વહીવટ ચાલતો હતો. દા.ત. પાટણવાડા, ચોર્યાશી, સુરત, કાળાચૂડા અને લાલચૂડાવાળા, ભાલ, દસકોશી, ઝાલાવાડ, અમદાવાદની પોળો, કાઠિયાવાડ અને કચ્છ તેમજ પાદરા-આમ કડી પ્રાંત અને વડોદરા પ્રાંતમાં અમુક ગામોએ એકડા કર્યા હતા, જે મોટો બાર, નાનો બાર, ચાલીસવાળાં, સાંઈઠવાળા, સત્તાવીસ અને અડતાલીસનો ગોળ એવા નામે જાણીતા હતા. અમુક પ્રદેશના લોકોએ એકડા કર્યા છે કે અમુક ગોળમાં કન્યા ન આપવી, સારા ગણાતા જથ્થાની કનડગત વધી પડે કે ખર્ચમાં ન પહોંચાય અગર કન્યાની તાણ પડે ત્યારે એકડાનો જન્મ થતો. કન્યાની અછત ન પડે અને ખર્ચ ઓછો થાય એ કારણને લીધે એકડા કરવાની તરફનું વલણ વધ્યું હતું.

ન્યાતમાં નીચે જણાવેલા પ્રકારનાં જુદાં-જુદાં કારણોથી તડ પડતાં કોઈ જથ્થામાં નાતરાની કન્યા કે વટલાયેલની કન્યા આવે તો તેને ન્યાત બહાર મૂકવા પ્રયત્ન થતો. આવે વખતે ગુનેગારને સોબતી મળે તો તેના તરફનું અને બીજાનું એમ બે તડ પડતાં. આથી જ કહેવત પડી કે **'પાટીદાર નાત બ્હારો નહીં, અને ગરાશિયો ગોઝારો નહીં.'** હલકાં ગણાતાં કુટુંબોમાં બહુ પેઢીથી કન્યા દેવાનો વ્યવહાર ન હોય ત્યાં કોઈ કન્યા આપે તો તેના જથ્થાવાળા ન્યાત બહાર કાઢવા પ્રયત્ન કરે. આવે વખતે બંને પક્ષને સોબતી મળે તો તડ પડતાં. જથાવાર તડ કોઈવાર કન્યા આપવા-લેવાના વ્યવહારમાં તથા વિવાહ અને બારમા જેવા પ્રસંગોએ પાડવામાં આવતા. કુસંપ, પક્ષપાત અને દ્વેષથી તડો પડતાં. આ ઉપરાંત પહેરામણી માગવાથી કનડગત વધવાથી તડ પડતાં. તડનો ફાયદો એ હતો કે, આખી જ્ઞાતિ જમાડવી પડતી નહોતી. ફક્ત તડ જમાડી બેસી રહેતા. એથી ખરચ ઓછો થતો. ન્યાત માટે કન્યાની છત થતી. પૈસાની બચત થતી. તડથી એક ન્યાતમાં અનેક ન્યાતો જણાતી હતી. ઝઘડા, ટંટા, કજિયા વધતા. ઘણી વખત બાપ અને બેટા જુદા જુદા તડમાં જવાથી સાંસારિક કજિયા વધી જતા. બીજા તડની હરીફાઈ અને સરસાઈ દેખાડવામાં વરા વખતે પાયમાલ

થઈ જતા. જ્ઞાતિનાં લાભદાયી કાર્યો અટવાઈ પડતાં. કેટલાક ધાંધલિયા આગેવાનો કોર્ટનો આશરો લેતા. જ્ઞાતિના દુષ્ટ રિવાજો બંધ થાય તો તડ પડતાં અટકે.

એકડા અને ચોખલાંના ગેરફાયદા એ હતા કે, જેને જેવું જોઈએ તેવું ઘર કે સગું મળતું નહીં. સમૂહ નાનો થવાથી એકંદરે સાંસારિક સ્થિતિના સંબંધમાં ગેરફાયદા હતા.

પાટીદાર જ્ઞાતિમાં જનોઈ પહેરવાનો રિવાજ ન હતો, પણ આ માટે શાસ્ત્રાર્થ થયેલો અને પટેલો પણ જનોઈ ધારણ કરી શકતા, તેવો વિદ્વાનોએ મત જાહેર કરેલો. પિરાણા પંથમાંથી મુક્ત થયેલા અને આર્ય ધર્મ સ્વીકારેલા પટેલો જનોઈ ધારણ કરતા, પણ તે વ્યક્તિગતરૂપે હતું, જ્ઞાતિસમૂહ સાથે કોઈ સંબંધ ન હતો.

બાળકને મુંડન અને નિશાળગયણાનો ચાલ હતો. ધાર્મિક સ્થળે બાળકની બાબરી ઉતરાવવામાં આવતી, ખાસ કરી બહુચરાજી, ડાકોર અને અંબાજી જતા. બે-પાંચ-સાત-નવ વર્ષે વાળ લેવડાવવાનો રિવાજ હતો, તે માટે ખર્ચો પણ થતો. તે સ્થળે કુટુંબીજનોને ભોજન આપવામાં આવતું. શરૂઆતમાં કેળવણી લેવા જતા બાળક પાછળ નિશાળગયણાનો ચાલ હતો. પાટીપૂજન કરતા અને નિશાળનાં બીજાં બાળકોને ગોળધાણા-પતાસાં વહેંચાતાં.

**અવસર ઉપર થતા ખર્ચાઓ :**

લેઉવા કણબીઓ પોતાને કડવા કણબી કરતાં ઊંચી જાતના ગણતા હતા, પરંતુ અવસર ઉપરના ખર્ચાઓમાં લેઉવા કરતાં કડવા પાટીદારોમાં ઓછા હતા. ખાસ કરીને લગ્ન અને ન્યાતના જમણવારો મોટા અવસર ગણાતા હતા. લગ્નના અવસર ઉપર વરોઠી થતી અને સંબંધીઓ ઉપરાંત વસવાયાઓને જમાડવામાં આવતાં હતાં. લગ્નમાં અફીણના કસુંબા થતા અને વરઘોડા પણ નીકળતા. દહેજ તેમજ વસંત આપવાની બાબતમાં લેઉવા પાટીદારો કરતાં કડવા પાટીદારો ઓછા ખર્ચાઓ કરતા હતા, તેમ છતાં કડવા કોમની દીકરીઓ સારુ તા. ૧લી ફેબ્રુઆરી સને ૧૮૬૯ના રોજ પાટડી દરબાર શ્રી જોરાવરસંઘજી કુબેરસંઘજીએ જ્ઞાતિ મેળાવડો બોલાવી કેટલાક નિયમો કરાવ્યા હતા, તેમાં ઓછા ખર્ચાઓ અને દીકરીઓના સંરક્ષણ સારુના નિયમો ઘડ્યા હતા. આ ઉપરાંત સને ૧૮૭૦ના એકટ પ્રમાણે કડવા કણબી જ્ઞાતિનાં લગ્નને લગતા ખર્ચ વિશેના નિયમો કરવામાં આવ્યા હતા. કન્યાના બાપે વરવાળા પક્ષને શું આપવું તે માટેના ચોક્કસ નિયમો ઘડવામાં આવ્યા હતા. આ બધા જ પ્રસંગો વખતે ભાટ, મલ્લ, ભવાઈયાઓ તેમજ વસવાયાંઓને લહાણાં અપાતાં તેમજ નિયમ મુજબ રોકડ રકમો અપાતી.

**કન્યાવિક્રય :**

આર્થિક અને સામાજિક અગવડોને લઈ આ દૂષણ દરેક જ્ઞાતિમાં દાખલ થયેલું હતું. સુધારામાં માનનારા અને કુળવાનો કન્યાવિક્રયથી દૂર રહેતા. પણ એક પર



બીજી કરવાની ચાલને કારણે ક્યારેક કુળવાનો પણ કન્યા વેચાતી લાવતા હતા. કન્યાની અછતને કારણે આ રિવાજ પડ્યો હતો. કેટલાક ધનના લોભને કારણે કન્યા વેચતા અને પોતાનું ગુજરાન ચલાવતા. કોમ અભણ હોવાને કારણે સ્ત્રીને પણ પોતાની મતા માનતા એટલે વેચતા હતા. આ કણબીનો દુષ્ટ રિવાજ હતો. આ રિવાજને કારણે મા-બાપ પૈસાને લોભે કન્યાઓ મોટી કરતા અને થયેલાં વેવિશાળો પણ તોડી નાખતાં. માટે એમ કહેવાતું કે 'જે કન્યાનું દ્રવ્ય લે છે, તે માતા કન્યાનું કાળજું ખાય છે, બાપ અને કાકા વગેરે માથું ખાય છે, અને ભાઈઓ હાથ-પગ ખાય છે અને માંડવામાં જમવા આવે છે તે કન્યાનું રુધિર પીએ છે.' આ રિવાજના પ્રત્યાઘાતો સાહિત્યમાં પણ જોવા મળે છે.

**સાટાંતેખડાં (સાટાંપેટાં) :**

કણબી કોમમાં આ રિવાજ માત્ર ગરીબ કુટુંબોમાં હતો. આ રિવાજ દાખલ થવાનું મૂળ કારણ કન્યાવિક્રય હતો. કેટલાક વરના બાપ કન્યા લાવવા માટે નાણાં આપી શકે તેમ ન હોવાને કારણે નાણાંના બદલામાં પોતાની કન્યા આપવાનું પસંદ કરતા. જેઓને કન્યા મળી શકતી નહીં તેઓને આ રિવાજ માફક આવી ગયો. કન્યાવિક્રયના રિવાજ ઉપરાંત જ્યાં કન્યાની અછત હતી અને ગરીબાઈ હતી અને જથાઓ ટૂંકા હતા ત્યાં પણ આ રિવાજ પ્રચલિત બન્યો હતો. મતલબ કે ગરીબ માણસને પૈસાના અભાવે અને ગરજ વધારે હોય છતાં પૈસાની તાત્કાલિક સગવડ ન હોય તો આ માર્ગ અપનાવતા હતા.

આ પ્રકારના રિવાજથી છોકરાઓ મોટા થઈ જવા છતાં કન્યા મળતી નહીં, અને સાટાંતેખડાં કરવાથી એકબીજાને ત્યાં કન્યાને દુઃખ આપવામાં આવતું હતું.

કન્યા લખી આપવી અથવા પંચ સમક્ષ તેની કબૂલાત આપવાનો પણ ચાલ હતો. કન્યા પેટમાં હોય ત્યારે પણ તે લખી અપાતી. આ રિવાજને 'પેટું' આપવાનો ચાલ નામે ઓળખવામાં આવતો. ગરજવાન લોકો હોય તે કન્યાવિક્રય પ્રચાર હોવાથી રૂપિયા આપવાની જેમની શક્તિ નહોતી તેમજ સાટાંતેખડાં કરવા જેમના કુટુંબમાં કન્યા હોતી નહીં તેવા માણસો કન્યા લખી આપતા. કન્યા લખી આપ્યા પછી :

(૧) જે કન્યાના બદલામાં કન્યા આપવાની કબૂલાત આપી હોય તે ગુજરી જાય ત્યારે,
(૨) પોતાની કન્યા જેને લખી આપી હોય તે સામો માણસ કહે તેને કન્યા આપવાની મરજી ન હોય તેવે પ્રસંગે,
(૩) કન્યા પરણાવ્યા બાદ બદલામાં લખી આપેલી કન્યા આપવામાં આડાઅવળા વાંક, બહાનાં કાઢે, આનાકાની કરે, તેવે પ્રસંગે.

(૪) લખી આપનારને ત્યાં કન્યા ન અવતરે અને બદલાની રકમ કે સામા માણસને કન્યા લાવવા ખર્ચ થાય તેટલી રકમ આપવાની ના પાડે ત્યારે ઝઘડાઓ થતા હતા.

આવા પ્રસંગોએ બે પક્ષના પંચાતિયાઓ અથવા તેમની ન્યાત મળી તેનો નિકાલ લાવતા. કેટલીકવાર પિતરાઈ ભાઈઓ જવાબદારી સ્વીકારતા અથવા પૈસા આપતા. ભાણી કે ભત્રીજીનું પેટું લખી આપતા. આ રિવાજથી સંયુક્ત કુટુંબમાં ભારે ઊથલપાથલો થતી અને મારામારી પણ થતી. ગોત્રમાં ન પરણે કે જથામાં ન પરણે તો જ્ઞાતિ બહાર મુકાતો.

કન્યાવિક્રય કરનાર અને સાટાંતેખડાં કરનાર કુટુંબોને કણબી કોમમાં અકુળવાન ગણવામાં આવતાં. પેટું આપનાર માણસ પેટું ન આપે તો તેનાં સગાંવહાલાં તેની જવાબદારી લેતાં અને પેઢીની પેઢી સુધી પેટું ઊભું રહેતું. ચાર પેઢી બાદ પેટું અપાયું હોય તેવા દાખલાઓ પણ જોવા મળતા હતા.

**કજોડાં :**

આ જ્ઞાતિમાં કજોડાં પ્રવર્તતાં હતાં. આ જ્ઞાતિમાં નાની ઉંમરની કન્યાને મોટી ઉંમરના વર સાથે અથવા નાની ઉંમરના વરને મોટી ઉંમરની કન્યા સાથે પરણાવવામાં આવતી, એટલે કે વૃદ્ધ સાથે જુવાન કન્યાને પરણાવવામાં આવતી. આ ચાલને 'કજોડાં' કહેવામાં આવતો. આ ચાલનું ઉદ્‌ભવસ્થાન કન્યાવિક્રય અને કન્યા લખી આપવાનો રિવાજ તેમજ સાટાંતેખડાંને જવાબદાર લેખી શકાય. સારા કુળનો વર કે કન્યા મેળવવાના લોભમાં તેમજ પોતાને કુળવાન બને ખાનદાન કહેવડાવવાના મોહમાં, અને પહેરામણી તેમજ દહેજની લાલચ વગેરે કારણે 'કજોડાં' થતાં હતાં. કજોડાનો ચાલ અન્ય જ્ઞાતિઓમાં પણ જોવા મળતો હતો. તે અંગેના પ્રત્યાઘાતો સાહિત્યમાં જોવા મળતા હતા. ભવાઈના વેશમાં 'કજોડા'નું પ્રતિબિંબ જોવા મળે છે.

**અનેક સ્ત્રીઓ કરવી :**

પુરુષને એક સ્ત્રી હયાત હોવા છતાં તેને કુળને કારણે બીજી કન્યા આ ન્યાતના લોકો આપતા હતા. આની પાછળ માત્ર મોટાઈનું પ્રદર્શન હતું. કુળવાન ગણાતા કણબીઓ મરજી પડે તેટલી સ્ત્રીઓ રાખી શકતા. ઘણા પુરુષોને સાત-આઠ સ્ત્રીઓ હોય તેવા દાખલા મળતા. બે-ત્રણ સ્ત્રીઓ એ તો સામાન્ય ચાલ હતો. ખાસ કરી આ ચાલ વડોદરા, વિરમગામ, દસકોશી, પાદરા, પાટડી, સાણંદ, ધ્રાંગધ્રા અને અમદાવાદની પોળોનાં ઘરોમાં મહદ્‌અંશે પ્રચલિત હતો. આ સ્ત્રીઓના પ્રશ્નો અને તેમને છૂટી કરવાના પ્રશ્નો ન્યાતના પંચમાં ચર્ચાતા. છૂટી થયેલી સ્ત્રીને ખોરાકી બાંધી આપવામાં આવતી. આ બધી જ સ્ત્રીઓ ઉપર પુરુષનું વર્ચસ્વ રહેતું હતું. કુલીન



ગણાતા કણબીઓમાં એક પર બીજી કરવાનો રિવાજ પ્રચારમાં આવ્યો હતો. આને લગતો બીજો ચાલ દાખલ થયો હતો જેની માહિતી શબ્દશઃ નીચે પ્રમાણે હતી :

**સ્ત્રી વેચવાનો ચાલ :**

'આવો ચાલ આબરૂદાર દસ-વીસ લાખ રૂપૈયાની આસામી નાણાવટી નાતમાં છે. આપણા દેશના કડવા અને લેઉવા કણબીઓની નાતમાં બાઈડી વેચવાનો ચાલ છે.

કોઈના ઘરમાં રૂપાળી સ્ત્રી દીઠી કે તે નાતનો બીજો માણસ તે સ્ત્રી સાથે પહેલી ખાનગી પ્રીત કરે છે, પછી તેના ધણીની પાસેથી વેચાતી માગે છે. જો તેનો ધણી ના પાડે તો તે ધણી-ધણિયાણીને અણબનાવ કરાવે છે. તેથી તે ધણી મોતના ડરથી કાયર થઈને વેચાતી આપવાની કબૂલાત આપે છે. તે નાણું લઈને ફારગતી લખી આપે છે, પછી તે સ્ત્રી પેલા બીજા ધણીના ઘેર જાય છે.

તે કામમાં સ્ત્રીનાં મા-બાપ દલાલ થાય છે. કેટલીક કણબણો એવી રીતે છ-સાત ઘર બદલે કે આ વાત ઘણી શરમભરેલી છે. સરકારમાં તથા શહેરના મહાજનમાં આબરૂદાર નામીચા ગણાતા હોય તેઓ પણ પારકી પરણેત બાઈડીને વેચાતી લઈને પોતાની ધણિયાણી કરે છે. ગરીબનું નાનપણમાં લગ્ન થયું હોય, અને તે મોટી ઉંમરની સ્ત્રી થતાં જો રૂપાળી નીવડે તો, તેના ધણીને હંમેશાં ફિકર રહે છે, કે રખેને મારી નાતનો મારી સ્ત્રી ઉપર મોહિત થશે તો મારું ઘર ભાંગશે.

જેવા વણઝારા અને નટ લોકો ગામને પાદર ઘાસની ઝૂંપડીઓમાં કે મેદાનમાં ઊતરે છે, એવી સ્થિતિમાં આપણા કણબીઓ હશે. તે દહાડે એવો ચાલ પડ્યો હશે, પણ હવે તો એમનામાં ઘણાખરા દેસાઈ, પારેખ, શેઠ, કહેવાય છે. લાખો રૂપિયાના આસામી ગણાય છે. જાગીરદાર છે તો હવે ઉપર લખેલો જંગલી ચાલ તેઓને માટે યોગ્ય નથી.

આ નાતે કડક બંદોબસ્ત કરી આ ચાલ બંધ કરવો જોઈએ. અંગ્રેજ સાહેબલોક આવો ચાલ સાંભળે તો તેમને દિલગીરી થાય.

તાઈપીંજારા પણ બાઈડી વેચતા નથી. અરે, એમના ધર્મગુરુઓ પણ તે વિશે કાંઈ ઉપદેશ કરતા નથી. ધર્મગુરુને તો પૈસા મળ્યા એટલે બસ.

શિષ્યોની ચાલ સુધારવાની એમને જરૂર લાગતી નથી. આમાં સરકારે વચમાં પડવું જોઈએ અને ગરીબનાં ઘર ભાંગતાં અટકાવવાં જોઈએ. આવા કણબીઓને શિક્ષા કરવી જોઈએ.

સ્ત્રી વ્યભિચાર કરે તો ધણીનું મન તેના ઉપરથી ઊતરી જાય છે, અને કણબીઓ બે-ત્રણ ઘર બબ્બે-ત્રણત્રણ વર્ષ સુધી રહી આવેલી સ્ત્રીને વેચાતી લઈને પરણેત કરીને રાખે છે, તો કેવી અજાયબી જેવી વાત હશે? શું તેઓને કંટાળો આવતો નહીં હોય?

કણબણો બે હજાર રૂપૈયા સુધીની કિંમતે વેચાય છે, અને તે વાતની કાંઈ પણ હલકાઈ તેમની નાતમાં ગણાતી નથી, કેમ કે એ તો એમની નાતનો શિરસ્તો ગણાય છે. તે સ્ત્રીના રૂપ ઉપર તેની કિંમતનો આધાર રહે છે. પૈસાદાર લોકો ત્રણ કે ચાર બાઈડીઓ ધણિયાણી કરીને રાખે છે. તેમાં એકાદ આગલા ધણી પાસેથી વેચાતી લીધેલી હોય છે, તે વેચાતી લીધેલીની પદવી લગારે ઊતરતી ગણાતી નથી. જો તેને દીકરો આવે તો તે બીજાઓ કરતાં વધારે માનીતી થઈ પડે છે.

હાલમાં કેટલી એક નાતોવાળાઓએ નાતના ધારા સુધારવા માંડ્યા છે, તો કણબીઓએ આ ધારો જરૂર સુધારવો જોઈએ, કેમ કે તે ચાલ ઘણો નઠારો છે, આખી નાતની આબરૂને ડાઘ લગાડે એવો છે. અને તેથી ઘણાંનું નુકસાન થાય છે, જેમ ઘોડી, ગાય કે ભેંસ વેચાતી લેવાય છે, તેમ પરણેત બાઈડી વેચાતી લેવી તે કેવું નઠારું કામ કહેવાય?

જે નાતમાં કન્યાવિક્રય કરવાનો ચાલ છે, તે પણ કન્યા વેચી જ કહેવાય તો પણ તેના કરતાં પરણેત બાયડી વેચવી કે વેચાતી લેવી તે હલકું કામ હતું. એક કણબણ ઉપર તેના ધણીએ વ્યભિચાર કર્યાનો ગુનો મૂકીને સરકારમાં ફરિયાદ કરી હતી તે સ્ત્રીએ બેધડક કોરટમાં કહ્યું, 'હા, હું વ્યભિચાર ઘણાં વરસથી કરતી તે મારો ધણી જાણતો હતો.' એટલે તેના યારને શિક્ષા થઈ નહીં.

એક લબાડ સ્ત્રીને રૂ. ૧,૨૦૦ની કિંમતે ખરીદ કરી લેવાની બીજા કણબીએ માગણી કરી. ધણી નહીં વેચે તો તે દાળદર મારશે નહીં તો રૂપિયા અને બાયડી બંને ખોશે. કોરટમાં આ મુકદ્દમો શરમજનક લાગતો હતો ને એમ પણ કહેવાતું કે આ ફલાણી શેઠની નાતનાં કણબી છે, માટે આબરુદાર કણબીઓએ પોતાની નાતમાંથી આ ચાલ કાઢી નંખાવવો જોઈએ.

**સીમંત :**

સીમંત સંસ્કાર વખતે આ જ્ઞાતિમાં ન્યાત જમાડવાનો રિવાજ હતો, પણ તે ક્યારે દાખલ થયો તે જાણવા મળતું નથી.

નવા જન્મેલા બાળકને રમાડવા જવાનો ચાલ હતો, ત્યારે ચડતા-ઊતરતા ક્રમમાં પૈસાની આપ-લે થતી. પ્રથમ પ્રસૂતિ બાપને ઘેર એટલે કે પિયરમાં જ કરવામાં આવતી. બાળક ત્રણ, પાંચ કે સાત માસનું થાય ત્યારે જિયાણું કરવામાં આવતું. તેમાં કન્યાને થોડા દાગીના અને વસ્ત્રો તેમજ ઘોડિયું અને ગાદલાં આપવામાં આવતાં અને શક્તિ પ્રમાણે બાળકને દાગીના કરાવવામાં આવતાં. બાળકનો પિતા બાળકને રમાડી શકતો નહીં. વડીલો જ તેની દેખરેખ રાખતા. આ એક મલાજો હતો. સીમંતના મોસાળનો રિવાજ આ જ્ઞાતિમાં ન હતો. બાળક બાર દિવસનું થાય ત્યારે ઘોડિયું



બાંધી ટોઠા રાંધવામાં આવતા. ઘરની સ્થિતિ પ્રમાણે ઘઉં કે જારના ટોઠા બનાવતા. સવા માસ થાય ત્યારે ગોળમાં ભેળવવાની વિધિ થતી. ફોઈ ઠમઠોળિયાં ખવડાવતી. કૂવા ઉપર બેડું ભરવા જાય તે વખતે ઝરમર ઝારવાની વિધિ કરાતી.

**વિધવા સંબંધી :**

કડવા કણબીઓમાં વિધવા બનનાર સ્ત્રીને વિધવા પાટીદારની સ્ત્રીઓ જેટલો ત્રાસ ન હતો, કારણ આ જ્ઞાતિમાં વિધવા લગ્ન થઈ શકતાં. સ્ત્રીને કેશ ઉતારવામાં આવતા નહીં. તેનો ચૂડો ફોડવામાં આવતો અને હાથીદાંતનો હોય તો તે ઉતારીને મંદિરમાં મૂકવામાં આવતો. વિધવા થયેલી સ્ત્રી ત્યારબાદ આર્થિક સ્થિતિ પ્રમાણે ધાતુની બંગડીઓ પહેરતી અને કાળો કે બીજા રંગનો સાદો સાલ્લો પહેરતી હતી. કુટુંબનાં ધાર્મિક કાર્યોમાં તેનું સ્થાન હલકું ગણાતું. વિધવા થયા બાદ તેને 'ઠામ' બેસવું હોય તો છૂટ હતી, એટલે બીજે પરણવાની છૂટ હતી, પણ તે સાસરિયાની મરજી હોય તો જ તેમ કરી શકતી. પોતાને બાળક હોય તો તે સાથે લઈ જતી. આ બાળકને સામેવાળા 'આંગળિયો' નામે ઓળખતા હતા. પુનઃલગ્ન કરેલી સ્ત્રી પોતાની કોટમાં 'રામપગલાં' પહેરતી હતી એટલે ખ્યાલ આવતો કે આ સ્ત્રીએ બીજાં લગ્ન કર્યાં હશે. વિધવા સ્ત્રીએ ઘરકામનો ઢસેડો કરવો પડતો. લેઉવા પાટીદારોની સરખામણીમાં કડવા કણબીની વિધવાઓનું સ્થાન સારું હતું એમ કહી શકાય. વિધવા બનનાર સ્ત્રી મોટે ભાગે બીજે લગ્ન કરી નાખતી એટલે બીજા પ્રશ્નો ઊભા થતા નહીં.

**મરણ સંબંધી :**

કડવા કણબી જ્ઞાતિમાં રડવા-કૂટવાનો રિવાજ હતો. સ્ત્રીઓ શબ પાછળ કૂટતી કૂટતી ચકલા સુધી જતી હતી. સ્ત્રીના મૃત્યુને ખાસ મહત્ત્વ અપાતું નહીં. તેનું મૃત્યુ કૂતરાં, બિલાડા કે ઉંદરનાં મોત જેવું ગણવામાં આવતું હતું. મરસિયાં ગાવા માટે બહારથી સ્ત્રી બોલાવવાનો ચાલ હતો. માટીનાં ઠીકરાં પર મૃત્યુની ખબર મોકલવામાં આવતી હતી. ઉંમરના ક્રમમાં એટલે મરણના મહત્ત્વ મુજબ શોક પાળવામાં આવતો અને જ્ઞાતિભોજન (પ્રેતભોજન) કરવાનો ચાલ બહોળો હતો, જે બારમાના નામે ઓળખાતો.

મરણના સમાચાર આપવા માટે મેલો લખવામાં આવતો. આ જ્ઞાતિમાં બેસણું કે પાથરણું દસ દિવસ કે બાર દિવસ સુધી કે તેરમા દિવસ સુધી રાખવામાં આવતું. બાર દિવસ સુધી પરગામથી લોકાચાર આવતા અથવા કાણે આવતા. રોવા-કૂટવાનું ખૂબ ચાલતું.

નાના બાળકના મરણ પાછળ 'કુંવારડાં' જમાડવામાં આવતાં, જેમાં માત્ર મરનારની ઉંમરથી નીચેની ઉંમરનાં બાળકો જમવા જતાં. બારમું, માસિયો, શ્રાદ્ધ

વખતે સંબંધીઓને જમાડતા. બારમા વખતે બહારગામથી 'સાથ' તેડાવતા અને જમાડતા. મોટી ઉંમરનું મરણ હોય તો એક દિવસે બધા ગામના 'સાથ' આપતા અને પ્રેતભોજન આરોગતા.

ઉત્તર ગુજરાતના કણબીઓમાં ઘણાં સ્થળે મરનાર ઉંમરલાયક હોય તો શબને સિદ્ધપુર લઈ જવાનો ચાલ હતો. આ ડાઘુઓના જોડાંઓ ભંગી ઉપાડતો. સાથે વાળંદ અને ઠાકરડો પણ લેવામાં આવતો. ઠાકરડો ખુલ્લી તલવારથી શબનું રક્ષણ કરતો આગળ ચાલતો અને વાળંદ તમાકુ તેમજ દેવતા (અગ્નિ) સાચવતો. સિદ્ધપુરની સરસ્વતી નદીના કિનારે એક બાજુ શબ બળતું હોય અને બીજી બાજુ લાડવા વળાતા હોય, અને પટેલો પ્રેમથી લાડવા જમે. આ રિવાજ એટલી હદ સુધી વધ્યો કે પછી નાની ઉંમરના પણ સિદ્ધપુર લઈ જતા અને લાડુ આરોગતા! શબનાં ફૂલ નદીમાં પધરાવાતાં તેમજ મુજડી ગાય મસાણે દોહડાવવાનું ગૌરવ લેતા. સજ્જા ભરવાની પદ્ધતિ હતી. હરામણ કરવાની પ્રથા હતી.

મરણ પાછળ રોવા-કૂટવાની ઘેલછા આ જ્ઞાતિમાં વધારે હતી, તેથી તેમને શારીરિક બીમારીઓ પણ આવતી, તે માટે પાછળથી પંચોએ કેટલાક સુધારાઓ કરવાનો પ્રયત્ન કરેલો, પણ યુવાન મરણ પાછળ 'કાચી કાણ' ગણાતાં વધારે રોવા-કૂટવાનું કરતા.

**લાજ કાઢવાનો રિવાજ (ઘૂમટા પ્રથા) :**

આ જ્ઞાતિમાં પડદનો રિવાજ હતો. લાજ, મલાજો કે ઘૂમટો પોતાના ધણીથી મોટી ઉંમરનાં સાસરામાં સગાં હોય અથવા તેમનાથી વૃદ્ધ ઉંમરના પુરુષોથી કે બીજી જ્ઞાતિના સભ્ય ગૃહસ્થોથી રાખવામાં આવતો હતો. તાજી પરણીને આવેલી કન્યા પોતાની સાસુ તેમજ કાકીજી અથવા સ્ત્રીઓની મર્યાદા રાખવા પ્રથમ આણાં વખતે ઘૂમટો રાખતી હતી, ત્યારબાદ આવે ત્યારે ઘૂમટો રાખતી નહીં. બીજી કેટલીક કોમોમાં સ્ત્રીએ તેનાથી ઉંમરમાં મોટી હોય તેવી બધી સ્ત્રીઓની લાજ કાઢવાનો ચાલ હતો. લાજપ્રથાનો વિશેષ પ્રચાર કુળવાન કુટુંબોમાં હતો. સ્ત્રીઓનો માનમરતબો અને મર્યાદા જાળવવાના હેતુથી જ આ પ્રથા શરૂ થઈ હશે અને પુરુષોએ તેને સ્વીકારી લીધી હતી. આ પ્રથાની વિરુદ્ધ વર્તન કરનારને જ્ઞાતિ દંડ દેતી અથવા ભયંકર ટીકાપાત્ર બનતા હતા, અને તેના કુળને હલકું ગણવામાં આવતું. જેમ જેમ સ્ત્રી ઉંમરમાં મોટી થતી જાય અથવા પોતે ઘણાં બાળકોની માતા બનતી જાય તેમ તેમ ઘૂમટાની પ્રથાનો ત્યાગ કરતી હતી. આ પ્રથાથી આ જ્ઞાતિમાં સ્ત્રીઓનો વિકાસ રુંધાતો હતો અને બહારની દુનિયા સાથેનો વ્યવહાર ઓછો થતો હતો.



**ન્યાતવરો :**

સારામાઠા પ્રસંગે ન્યાતવરાનો રિવાજ ઘણી જ્ઞાતિઓમાં પણ કણબીમાં વધારે પ્રમાણમાં હતો. લગ્ન, સીમંત (અઘરણી), ઉપનયન, મુંડન (બાબરી ઉતારવી) અને મરણ પ્રસંગે તેમજ જીવંત વખતે (ઉજમણું) ઘણીવાર ન્યાતવરાઓ થતા હતા. ક્યારેક તો 'પાખોઈ' પણ થતી, એટલે આજુબાજુનાં ગામ સહિત જમણવાર કરાતો. મરણ પાછળ ઉતરક્રિયામાં બ્રહ્મભોજનનો ઉલ્લેખ શાસ્ત્રોમાં હતો પણ પાછળથી તે જ્ઞાતિભોજન બની ગયું. ઘણી વખત કુળવાનમાં ગણાવા અને બાપદાદાઓની આબરૂ સાચવવા અને દેખાદેખીથી ન્યાતવરાઓ થતા. પરિણામે પાટીદારોની આર્થિક સ્થિતિ કથળી અને દેવાદાર બનતા ગયા. શ્રીમંતોની દેખાદેખીથી ગરીબોએ આ રિવાજ ચાલુ કર્યો. લોકો કહેતા, 'ઘરનો દાંડો વેચ, પણ બાપનું બારમુ કર', 'અલ્યા ટકો મળશે પણ તક મળવાની નથી', વગેરે કહી મરનારના વારસોને ફરજ પાડતા. ઘણી વખત તો ન્યાતવરો કરજ કરીને કે ઘર વેચીને કે ઘર વાણિયાને ત્યાં ગીરે મૂકી અથવા ખેતર વેચી કરવો પડ્યો હતો. 'વરા પાછળ વૈદ્ય જાગે' તે રીતે ખાવાની સાથે ઘરમાં માંદગી પણ દાખલ થતી. ઘરઆંગણે ભાઈની એંઠ ક્યાંથી એ ગૌરવ લેતા હતા.

**બાધા આખડી :**

કણબી જ્ઞાતિમાં આ અંધશ્રદ્ધા પ્રવર્તતી હતી. ખાસ કરી પુત્રપ્રાપ્તિ માટે, છોકરાં ન જીવતાં હોય તો તેને 'ભિખારી' જાહેર કરાતો અને પાંચ વર્ષ સુધી બીજાઓનાં કપડાં પર રાખવામાં આવતો. ભૂત વળગ્યું હોય ત્યારે અથવા ઢોરની માંદગીમાં પણ બાધા રાખતા. ભૂવાને પણ બોલાવામાં આવતા. સ્ત્રીઓ ખાસ કરી દૂધ નહીં ખાવાની કે ઘી નહીં ખાવાની બાધાઓ રાખતી તેમજ ટોપરું નહીં ખાવાની બાધા રાખતી. ચોરી થઈ હોય તો પણ જોષ વગેરે જોવડાવતા અને બાધા રાખતા. દોરા-ધાગા કરાવતા. શીતળા મા પધાર્યાં કે બળિયા બાપજી પધાર્યા તેવી પણ અંધશ્રદ્ધા હતી અને આવા પ્રસંગે પણ બાધા-આખડી રાખતા. દરેક વ્યક્તિ પોતાનો ગુરુ બનાવતો, નહીં તો 'નુગરો' ગણાતો. આ ગુરુઓ અમુક વર્ષે પોતાના લાગાનાં ગામોમાં આવતા અને ઉઘરાણું કરતા. પ્રથમ બાળકના જન્મ વખતે તેમજ નામકરણ માટે હાલરડું ગાવા આવતો. ત્યારથી ભરથરી બારોટ તેમજ તરગાળો આવતો અને વહુ પાસેથી સાલ્લો લઈ જતો. હડકાયું કૂતરું કરડે તો પણ બાધા રાખતાં. વળગાડ હોય તો મીરાં દાતારની બાધા રાખતા અને લોટેશ્વર ભૂતપ્રેત કાઢવા જતા. કણબી ઉમિયામાતા, શ્રી અંબાજી, શ્રી બહુચરાજી વગેરે માતાઓ તેમજ રણછોડજી, મહાદેવ અને શ્રીરામ, બળિયાકાકા, હનુમાન અને ભૈરવ તેમજ પવિત્ર નદીઓને માનતા હતા, અને તેની બાધાઓ પણ જરૂર પડ્યે રાખતા હતા. અખાત્રીજ અને વસંતપંચમી તેમના ઉત્સવ ગણાતા. દિવાળી,

હોળી તેમજ જન્માષ્ટમી જેવા તહેવારો પણ ઊજવતા હતા. હોળી પ્રગટે ત્યારે ઘાસનો પૂળો સળગાવી પોતાનાં ઢોરઢાંખર પર ઉતારતા હતા, જેથી તેનો રોગ દૂર થાય અને દિવાલીમાં મેરાયા લઈ 'ઘી પૂરે તેને ઘેંટી છોડી અને તેલ પૂરે તેને તેર તેર છૈયાં' તેમ કહેતાં. મેરાયા લઈ બાળકો ફરતાં અને તે મેરાયાને ઢોરઢાંખર પર ઉતારવામાં આવતા. મૂઠમારની અડદ છાંટવા, દાણા જોવડાવવા, વશીકરણ કરવું, મંત્રોથી શારીરિક બીમારી દૂર કરવી વગેરે પ્રકારના ઇલાજો અજમાવવામાં આવતા હતા. હોળીના તહેવારમાં ખજૂર અને હારડા આપવાનો રિવાજ હતો, કોઈને ત્યાં પુત્રના જન્મ પછીથી પ્રથમ હોળી હોય તો સગાંવહાલાંઓ બાળકને હારડો બાંધતા. હોળીના ઘેરૈયાઓ સુથાર પાસે ગેડ (તલવાર જેવી ખાંડી) તૈયાર કરતા અને ત્યાં રમચી (લાલમાટી)થી રંગાવતા અને હોળીના લાકડાં ભેગા કરતા જતા. નીચલી કોમ પાસેથી લાકડાં ઉપડાવતા અને તેમના ઘેરથી લાકડાં પડાવતા. હોળી ગામના ભંગી પાસે પ્રગટાવવામાં આવતી. દિવાળીના તહેવારોમાં રાવણું (ગામપંચ) બેસતું વરતારો વાંચવામાં આવતો. ગામના ઇતર આગેવાનોનું મહાજન આપતું. આ પંચ રામજી કે શિવ મંદિરમાં મળતું અને તે નવા વર્ષના પ્રથમ દિવસે મળતું. અમદાવાદની દરેક કણબીઓની પોળોમાં રામજી મંદિર અને વાડી અવશ્ય જોવા મળે છે, અને તે પોળનું ચોક્કસ પ્રકારનું બંધારણ પણ હતું.

**બાંધ્યા વિવાહ (દસ-બાર વર્ષે આવતાં લગ્ન) :**

કડવા કણબી લગ્નની બાબતમાં લેઉવા કણબીઓ કરતાં જુદા પડતા હતા. કડવા કણબીમાં લગ્ન દસ-બાર વર્ષે આવતું, અને ઘોડિયામાં ઝૂલતા ૪૦ દિવસના બાળકને પણ પરણાવી દેવાનું, તેને સૂપડામાં રાખી ફેરા ફરવામાં આવતા. કડવા કણબી જ્ઞાતિમાં એક કહેવત પડી હતી કે, **'અડધું છાણું ડોકલી ઘી, કડવો પરણે રાતે ને દિ.'**

દર દસ વર્ષે એક જ દિને આખી જ્ઞાતિમાં લગ્ન કરવાનો રિવાજ ક્યારથી શરૂ થયો તે વિષે કોઈ ઐતિહાસિક પ્રમાણ હાથમાં આવતાં નથી. માત્ર એક જ પ્રમાણ છે : 'કુમાળપાળ પ્રબંધ'માં જણાવવામાં આવ્યું છે કે સિદ્ધરાજના ધર્મપુત્ર ચાહકે બબેરા ઉપર ચઢી આવી ઘેરો ઘાલ્યો ત્યારે તેમાં ૭૦૦ કન્યાઓનાં લગ્ન થયાં હતાં. આ કન્યાઓ કડવા કણબીઓની હતી તેવું અનુમાન કરવામાં આવ્યું હતું. કોઈપણ પ્રાચીન પુસ્તકમાં આ વિષેની કોઈ પણ બિના જોવામાં આવતી નથી.

ઊંઝામાં મોહોલત શાખાના મુખ્ય પટેલ બાજીદાસ થોભણદાસના ચિ. શામળદાસના ત્યાં ચોપડામાંથી માલૂમ પડે છે કે ગયાં દોઢસો વર્ષથી કડવા કણબીની જ્ઞાતિમાં લગ્ન દર દસ વર્ષે એક જ વખતે થતાં હતાં. તે ફક્ત ઉનાળાનો દિવસ



અને અખાત્રીજ નક્કી કરવામાં આવતી, કારણ તે જ્ઞાતિનો વ્યવસાય ખેતી હતો અને ઉનાળો જ ખેડૂતને અનુકૂળ હતો. વળી દસ વર્ષે, લગ્ન કરવાથી ખરચ ઓછું થાય તેવું પણ માનવામાં આવતું. ઉપરની કહેવત તેની સાક્ષી પૂરે છે.

ખૂબી એ છે કે બરાબર દસ અગર બરાબર બાર વર્ષનું છેટું દર બે લગ્નના અરસામાં હોતું નથી, પણ સરાસરી લેતાં દસ વર્ષનું અંતર આવે છે. ગયાં સો વર્ષમાં બરાબર દસ વખત જ લગ્ન થયાં હતાં અને તેમ છતાં લોકોમાં એવી કહેણી હતી કે 'કડવાનાં લગ્ન બાર વર્ષે થાય છે.' આ ટાણે સિદ્ધપુરના ગોર ૭૫-૧૦૦ની સંખ્યામાં ઊંઝા મુકામે એકઠા થતા અને મિષ્ઠાન્નો ઉડાવતા. સઘળા કડવા કણબીઓ એમ જ માનતા કે તે કુળદેવી શ્રી ઉમિયા માતા બોલે છે, અને લગ્નનો હુકમ આપે એવી સમજથી તે બિચારા અજ્ઞાનીઓ ઊંઝા પાસેથી લગ્નની કંકોતરીઓ લઈને જતા હતા. તે લગનિયાઓ (બ્રાહ્મણો) આપતા. જો આવા ગપગોળા અને માતાનો મહિમા વધારવાનું આચરણ ન કરે તો તેમના ભાવ પૂછાવામાં કમી થાય, કણબીઓમાં વિદ્યા નહીં હોવાથી તેઓ બ્રાહ્મણોના કહેવા ઉપર જ આસ્થા રાખતા હતા. બ્રાહ્મણો અને પૂજારીઓ બડાઈથી એવું તૂત ચલાવતા કે **'કડવાઓની દેવી બોલી.'**

ઊંઝામાં કૈડવા કણબીની માતાનું સ્થાનક છે, તેમાં અહીંના લોકો એવું કહે છે તેમના જ્યારે વિવાહ થવાના હોય તે દિવસે સ્થાનકમાં કમાડ ઊઘડતાં હતાં, અને ત્યાં કાગળ લખેલ પડેલો હોય, ત્યાં સુધી કમાડ બંધ રહેતાં, જેટલાં વર્ષે તેમના વિવાહ આવે ત્યાં સુધી કમાડ બંધ રહેતાં, એટલે દસ-બાર વર્ષ સુધી કમાડ બંધ રહે. જે વર્ષે વિવાહ હોય તે વર્ષના અમુક દિવસે કમાડ ઊઘડતાં. જ્ઞાતિના બ્રાહ્મણોના કહેવા પ્રમાણે કરતા, કેટલાક બ્રાહ્મણો કંકોતરીઓ લઈને કાઠિયાવાડ, માળવા-નિમાડ વગેરે ઠેકાણે જતા. તેઓ લોકોને કહેતા, **'માતા બોલતાં તો નથી પણ પડછો આપે છે.'** અને પછી તે પોતાનો મહિમા વધારવા પડછાની કથા કહે છે : માતાના મંદિરમાં બારે પહોર અને બત્રીસે ઘડી ઘીના દીવા બળતા રહે છે અને તેમાં નિયમિત પૂજારી ઘી પૂરતો. જે વર્ષમાં લગ્ન ઠરવાનાં હોય તે વર્ષમાં પડછો આપવાને સારું માતાના પ્રતાપથી સદર દીવાઓમાં નિયમિત ઘી પુરાયેલું રહેતું, અને ઘીની સેગો બંધાતી જતી. પૂજારીને ખાતરી થતી કે આ વર્ષે માતા લગ્ન કરવાનો અને પડછો આપશે, એટલે તે ગામના પટેલોને નિવેદન કરતો અને તે પટેલો આજુબાજુનાં ગામોના પટેલોને ખબર આપી ઊંઝા બોલાવી લેતા. સિદ્ધપુરથી પંડિતો આવતા અને લગ્ન જોષ જોવાતા. સદર પટેલો અને તેઓ ભેગા મળી ત્રણ લગ્નતિથિની ત્રણ જુદી ચિઠ્ઠીઓ કરીને ત્રણ જુદા પડામાં બાંધી તે પડા માતાના મોં આગળ મૂકતાં. એક પાંચ વર્ષની બાળાને તેડી લાવીને તેની પૂજા કરીને મંડપમાં લઈ જતા અને સદર

ત્રણ પડામાંથી એક ઉઠાવવાનું કહેતા. તેમાંથી જે લગ્નતિથિ નીકળે તે તિથિ મંજૂર રાખતા પણ તે પહેલાં તે પડાને વારે વારે ત્રણ વખત ઉપડાવતા. તેમાં ત્રણે વખત તે જ પડો આપે એટલે તે જ લગ્નદિવસ નક્કી કરાતો અને પડાને વધાવી લેતા. તે જ પ્રમાણે માંડવ રાતનો દિવસ નક્કી થતો, તથા માણેકસ્થંભ રોપવાનો તેમજ ગોત્રજ પૂજાનો વગેરે દિવસો પણ તેવી રીતે નક્કી થતા. આ સઘળી વાતો ભોળા ખેડૂતો સાચી માનતા અને બ્રાહ્મણોને દાન-દક્ષિણા આપી જમાડી રાજી રાખતા. બ્રાહ્મણો એક કથા કહેતા અને એક જ તારીખે લગ્ન કરવાનું સમજાવતા. છૂટા લગ્ન થઈ શકે નહીં તેનો ભય દેખાડતા.

પૂર્વમાં માળવા દેશમાં કડવા કણબીની વસ્તી હતી. ત્યાં પણ આ જ મુહૂર્ત પ્રમાણે લગ્નો થતાં. સન ૧૮૮૦ની સાલ પરથી એવું બન્યું કે ચોર-લુટારુઓના ભયથી દેશ દૂર હોવાથી તેમજ અવરજવરનાં સાધનો નહીં હોવાથી લગનિયા જઈ શક્યા નહીં. લગભગ બે લગનમાં ત્યાં જઈ શક્યા નહીં, એટલે ત્યાં કન્યાઓ મોટી થઈ ગઈ, એટલે ત્યાંના બ્રાહ્મણોએ કહ્યું માતા સર્વવ્યાપી છે, અહીં તેમની સ્થાપના કરી તમે લગ્ન કરો. પછી ઉઘરાણું કરીને એક મોટું ઊંઝાના મંદિર જેવું મંદિર બાંધ્યું. મૂર્તિ પધરાવવા સમયે દેવળ તૂટી પડ્યું અને આગળ પડતા માણસો તેમાં દટાઈ ગયા. આને તેઓએ ચમત્કાર માન્યો અને માતાના હુકમ વિના લગ્ન ન થાય તેવો ભય પેદા થયો.

કડવા પાટીદારોનાં શ્રી ઉમિયા દેવીના નામે દસ વર્ષે લગ્ન કાઢવામાં આવતાં તે વખતે પાટલાવાળાઓ પોતાના બીજા ગોર રોકીને ગામડે ગામડે માતાજીની કંકોતરીઓ લઈ જતાં, ત્યાં તેમને રોકડ રકમ મળતી. ઘર દીઠ તે બાંધેલી હતી. પંદર દિવસ સુધી તેઓ ત્યાં ધામા નાખીને રહેતા. બીજા પક્ષે કડવાનાં લગ્નની વિધિ કહાડવામાં ઊંઝાના કણબીમાં મોહલોત અને રૂસાવત શાખાના અગ્રેસરો હતા. તેઓ અભણ હતા પણ દિલના ભોળા હતા અને અંધશ્રદ્ધાળુ હતા. અહીંથી નીકળેલ લગ્નની તિથિ જ્યાં જ્યાં કડવા કોમનો પાટીદાર વસતો તે તેનું પાલન કરતો અને બાંધ્યા વિવાહ કરતો.

કડવા કણબીઓની જ્ઞાતિમાં એક દિવસના છોકરાને પણ પરણાવવામાં આવતો. વળી પહેલાં પરણાવી દેવામાં આવતો અથવા ફૂલના દડે પરણાવી દેવામાં આવતો. ચાળીસ દિવસનું સૂવાવડનું સૂતક લાગતું હોવાથી ૪૦ દિવસની અંદરના છોકરાને પરણાવવાનું કોઈ કરતું ન હતું. છોકરાને ઘોડિયામાંથી ઝડપવાનો લહાવો લેવામાંથી અભિમાન પેદા થયું અને કુળવાનોની હરીફાઈ શરૂ થઈ, કજોડાં અને બાળલગ્નો સર્જાયાં.



એક હકીકત નોંધવી ઘટે કે જાન પંદર દિવસ સુધી રોકાતી, પણ જાનમાં ઝાઝા માણસ આવતા નહીં, કારણ કે ઘેર ઘેર લગ્નો હતાં. ક્યારેક તો મા દીકરીને પરણાવવા ઘેર રહી હોય અને બાપા દીકરાને લઈ પરણાવવા ગયા હોય. કન્યા ઉંમરલાયક થાય ત્યારે તેનું ઊજણું કરી સાસરે મોકલવામાં આવતી, અને ફૂલના દડે પરણતી કન્યાને રાંડેલી ગણવામાં આવતી, કારણ તે ફૂલનો દડો કૂવામાં નાખી દેવામાં આવતો. બીજાં લગ્નો ખૂલે ત્યારે તેને પરણાવાતી, પણ તેને ‘હારિયાની’ કન્યા કહેવામાં આવતી. આમ ઊજણાની અને હારિયાની કન્યા જેવા ભેદ પડ્યા. ‘હારિયાની’ તે કન્યા એટલે જેનું ઊજણું થતું નથી તેવી કન્યા, તેનાં બીજાં લગ્ન ગણાતાં.

કડવા કણબીની જ્ઞાતિમાં લગ્ન બાર વર્ષે માતા બોલે ત્યારે થતાં તે માટે ઉમિયા માતા સમક્ષ ચિઠ્ઠી નાખી, તેમાં જે તિથિ આવે તે દિવસે ઘણાંખરાં લગ્નો કરી દેવામાં આવતાં, તેથી ભારે દોડધામ અને ધમાલ થઈ રહેતી અને તે દિવસે ‘કડવા કણબીનો ગોર ભમે કે જે રીતે વનમાં વખૂટો પડવાથી રોઝ ભમે છે એ જ રીતે સર્વેને ઘેર ભમી વળે ને સમેવર્તે સમય કરાવે.’ પણ તેની અનિષ્ટ રૂઢિ એ હતી કે કદાચ યોગ્ય વર મળી ન આવે તો કોઈ ગરીબ નાતીલાને બોલાવી, તેને પાંચ-પચીસ રૂપિયા આપવાનું ઠેરવી તેની સાથે હાથેવાળો મેળવી ફેરા ફેરવતા. તેને બાંહ્યવર કહેતા એટલે કે લગ્ન થયા પછી પેલો પુરુષ એને ઘેર ચાલ્યો જાય અને કન્યાને તેનાં મા-બાપ એ ધણી મરી ગયો છે એમ માથાબોળ નવડાવે, પછી યોગ્ય સમયે તેને ઠામ બેસાડે એટલે નાતરું કરાવે, અને એ રીતે બાંહ્યવર જો ન મળે તો ફૂલનો દડો લાવીને મંગળફેરા ફેરવતા. ત્યારબાદ તે ફૂલના દડાને વાવ કે કૂવામાં, નદી કે તળાવમાં ફેંકી દેતા અને પછી તેને બાંહ્યવર કન્યાની પેઠે ઠામ બેસાડતા.

કડવા કણબીની ઉત્પત્તિ નિબંધના કર્તાએ આ ચાલ કેવી રીતે ઉપસ્થિત થયો તેની હકીકત આપી છે, અને એ કડવો કણબી કેવો ગમાર હતો તે વિષે સધરા જેસંગના દરબારમાં બનેલી પરભુદાસ પટેલના બે ભાઈઓના બબૂચકવેડાની વાત કહી જણાવ્યું છે :

*“કોહોવાડે ચીરી કરું કડુવા કેરું મુખ*
*બોલ્યાથી બેહેબાકળે, હાથે સઉને સુખ.”*

નીચેનાં બે મહત્ત્વનાં અપ્રાપ્ત પુસ્તકો પણ બાંધ્યા વિવાહ વિષેની ખૂબ રસપ્રદ માહિતી પૂરી પાડે છે.

‘ભરતખંડનો પ્રવાસ’ નામના પુસ્તકમાં શંભુપ્રસાદ લખે છે કે ‘ઉલ્લેખ છે કે ઊંઝા ગામ ગાયકવાડ સરકારના તાબાનું છે. પ્રાચીન નામ એનું ઉમિયાપુર હશે અને તેનો અપભ્રંશ ઊંઝા છે. કડવા કણબી જ્ઞાતિની ઉમિયા દેવીનું સારું દેવાલય જોવાલાયક

છે અને તેની સ્થાપના પ્રાચીન કાળની છે. આ દેવીના મંદિરનું અને ધર્મશાળા વગેરેનું દેખરેખ રાખવાનું કામ મારા પિતા શેઠ બેચરદાસના વખતથી અમારા સ્વાધીનમાં છે.

કણબીઓ બાર બાર વર્ષે આખી ન્યાતમાં એક જ દિવસ લગ્નનો ઠરાવે છે, તે એવી રીતે કે લગ્નશાળામાં જોષી પાસે બે ચાર લગ્નના ચોખા દિવસ જોવડાવીને કેટલીક ચિઠ્ઠીઓ કરીને માતાજીના આગળ મૂકે છે, તેમાંથી એક ચિઠ્ઠી કુમારિકા પાસે ઉપડાવે છે. જે ચિઠ્ઠીમાં જે દિવસ લખ્યો હોય તે દિવસે લગ્ન કર્યાની આજ્ઞા માતાએ આપી એમ માની દેશદેશમાં કંકોતરીઓ લખી જણાવે છે, એટલે સર્વે ઠેકાણે એ જ દિવસે લગ્ન થાય છે તે વખતે ગમે તો સવા મહિનાની દીકરી હોય તો એ પણ તેને પરણાવી દે છે, કેમ કે પછી બાર વર્ષે લગ્નનો દિવસ આવે છે, પણ તે ન્યાતમાં પુનઃલગ્ન કરવાની છૂટ છે. એટલે અડચણ પડતી નથી. આ ગામના લોકો સદા વિદ્યારહિત હોવાતી વહેમી સ્વભાવના જણાય છે.

'ભારતવર્ષની યાત્રા' નામના બીજા એક પુસ્તકમાં ઉલ્લેખ મળે છે કે 'ઊઝાનું બીજું નામ ઉમાપુર છે. ગુજરાતમાં કણબી એટલે ખેડૂતની એક ઉચ્ચ નાત વસે છે. કડવા કણબીનો મોટો ભાગ વેપારમાં પડેલો છે અને બાકીનો ભાગ ખેડૂત છે. લેઉવામાં પડેલો છે તે મોટાભાગના ખેડૂતો અને મોટો ભાગ જાગીરદાર કે વેપારમાં પડેલો છે. વિરમગામ પાસેનું પાટડીનું નાનું સંસ્થાન કણબી જાગીરદારનું છે. આંજણાઓ મોટે ભાગે ઘરકામ અને મજૂરી કરે છે. લેઉવા અને કડવા આ બેઉ ઊજળી જાત છે. કડવાઓમાં બાર વર્ષે લગ્ન કરવાનો રિવાજ છે. આ લગ્નની ચિઠ્ઠી આ માતાજીમાં નાખવામાં આવે છે. માતાજીથી 'હા'નો જવાબ આવે તો જ લગ્ન થઈ શકે છે. આ લગ્નમાં ગર્ભવાળી બે સ્ત્રીઓ પણ ફેરા ફરે છે, અને જો બેઉને પુત્રીઓ આવે તો લગ્ન મિથ્યા ગણાય છે, અને એકને છોકરો ને બીજીને છોકરી આવે તો લગ્ન સહી ગણાય છે. આ લગ્નના ભાસ જેવું છે, બાકી તો ખરું લગ્ન તો આ લોકમાં આણું એ જ છે.'

કડવા કણબીઓની રહેણીકરણીની બાબતમાં તેઓ ઢોર સાથે રહીને લગભગ ઢોર જેવું જીવન જીવતા હતા. ઉત્તર ગુજરાતના કણબીઓ અફીણ પણ લેતા, શહેરની કણબી સ્ત્રીઓ સૂતર પણ કાંતતી અને રેશમ વણતી, અને ઘરકામ સંભાળતી. કણબી સ્ત્રીઓ દારૂ કે તમાકુનું સેવન કરતી નહોતી. પણ ઘણી મોટી ઉંમરલાયક સ્ત્રીઓ છીંકણી સૂંઘતી અને ડાફડી ધરતી. તેઓ જીવદયાના ચુસ્ત આગ્રહી હતા. પશુ-પંખીની હિંસા કરતા ન હતા. હરણ-વાંદરા પક્ષીઓને ભગાડી મૂકતા પણ મારતા નહીં. પશુ સાથે પ્રેમ કરતા : 'તારો ધણી મરે', 'તારો ચોર મરે', 'મારા બાપા' બળદને કહેતા. 'તારો હાંકનારો મરે, બાપા ઘણી ખમ્મા.''



કણબી ખેડૂતો સવારે પાંચથી છ વાગ્યા સુધીમાં ઊઠી જતા અને રોટલા અને દૂધની શિરામણી કરી તેમના બળદ સાથે ખેતર ખેડવા નીકળી પડતા. બપોર સુધી તેઓ કામ કરતા. ત્યારબાદ તેમની પત્નીએ લાવેલા 'ભાત'નો ઉપયોગ કરતો અને થોડીક વારે પોરો ખાતો સાંજે ઘેર જઈને તે દૂધ-ભાત કે ખીચડીનું વાળુ કરતો અને તમાકુ, ચલમ અને હોકો ગગડાવતો. મહુડાઓને સૂકવીને તેની લાપસી પણ મહેમાન આવ્યે બનાવવામાં આવતી. અફીણનું વાવેતર થતું હોવાથી તેનું સેવન બાળકને પણ કરાવવામાં આવતું.

ભવાઈઓના પણ તેઓ ચાહક હતા. કણબીઓ તેમના વહીવંચા ભાટ, ચારણ, ભવાઈયા વગેરેને રોકડા તેમજ અનાજના રૂપમાં લાગો આપતા હતા, તેની રસપ્રદ માહિતી આ પ્રકારની છે : 'કઈડવા કણબીની કુળદેવી અંબા અથવા ઉમિયા માતા છે, તેની આગળ અસાઈત ગાતો હલકી વૈણ પાસે ગાવું નહીં તેવો નાતે ઠરાવ કર્યો. ઉમિયા માતાના મંદિરમાં ગાતાં અને તેને અનેક વેશો પણ લખ્યા. કણબી તેમના યજમાન હતા, તેથી તેમના પર એ વાતનો એવો કર થઈ ગયો કે ભવાયાનું ટોળું કણબીના જે ગામમાં જાય ત્યાં ભવાઈ કરાવે કે નહીં, મુખીએ એક રૂપિયો ને સીધું આપવાનું. ચરોતરના કણબી લોકો અધિકારી થઈ પડવાથી પાટીદાર નામે ઓળખાય છે અને ભવાયાના મુરબ્બી કહેવાય છે, તેથી તેમના ઉપર તેમનો એટલો બધો હક થઈ પડ્યો છે. કોઈ પણ પાટીદાર રસ્તા પર ચાલ્યો જતો હોય અને ભવાયા વળગી પડે તો તેનાથી ના ન પડાય અને પૈસા આપ્યા વગર ચાલે નહીં.''

કણબી અને વાણિયાની સ્ત્રીઓ જાડાજરીના પોષાક પહેરે છે, તથા ઘરેણાં પણ જુદી ભાતનાં મોટાં મોટાં ઘાલીને ભભકો મારે છે. મોટા મોટા જાડા અઠાસિયો જુવારી ભાતના પહેરીને મલકાતી મલકાતી રસ્તામાં જાય છે. હાથમાં પણ મોટા ચૂડા, જાડા સાંકળાં, મોટાં ભારી બાજુ, કોટમાં જાડાં મોટાં ઘરેણાં ઘાલે છે.

બાંધ્યા વિવાહ એટલે એક જ મિતિ કે તારીખે લગ્નો થતા તેના લગ્નની તિથિ ઊંઝાથી નક્કી થતી અને તે મુજબ ત્યાંથી લગનીઓ જ્યાં કડવા કણબીઓ વસતા હોય ત્યાં બ્રાહ્મણો લઈ જતા. પરિણામે બાળલગ્નોનો રિવાજ જન્મ્યો. આ રિવાજો નાબૂદ કરવા માટે બેચરદાસ લશ્કરીએ ખૂબ જહેમત ઉઠાવી હતી, એટલું જ નહીં પણ બ્રિટિશ શાસકો અને સયાજીરાવ ગાયકવાડની મદદથી આ બાબતમાં ઘણી સફળતા પણ મેળવી હતી. આ સાથે ખૂબ જ મહત્ત્વના દસ્તાવેજો દ્વારા આપણને ખૂબ રસપ્રદ માહિતી પ્રાપ્ત થાય છે તે અહીં શબ્દશઃ રજૂ કરું છું.

**ઊંઝાથી આવેલો લગનીઓ (ઈ.સ. ૧૮૯૦) :**

સંવત ૧૯૪૬ મહા સુદ ૧૪ને ગામ માણસામાં લગન વધાયાં છે. લખમીરામ લગનીઆ આપનાર ભરામણનાં નામ નીચે પંડાયા લખમીરામ પરસોત્તમ તથા પંડાયા

મોસનલાલ સાકળચંદ તથા અચરજ અનોપરામ દયારામ તથા રાવલ જેઠારામ મુલજી જણો ૪ (ચાર) ગામ ઊંઝાના લગનીઆ જણ ૪ મળી લગન વધાયો છું તેમાં જણસ મંગાવવાની વિગત :

| | | |
|---|---|---|
| સરીફળ નં. ૧ | સોપારીઓ નં. ૭ | કંકુ ૦। |
| રાતું થાપણ ગજ ૧। | ધોળું થપન-ગજ ૧ | નરાસડીની |
| ચોખા ૧। | ઘઉં દાણાં ૧। | આંટીયો નં. ૭ |
| ૫. શીખના આપ્યા | | ૮, રોકડા |

એણી રીતે લગન વધાયું છે. પટેલ ભગતી હરીભાઈના માડમાં વધાયું છે.

નીચે લગનીઓ જણ ૪ની સહીઓ કરાવી છે.

પાડા લખમીરામ પરસોત્તમની સહી — પંડા મોહનલાલ સાકળચંદ સહી
દ. પોતાના

અચારજ અનોપરામ દયારામની સહી — લખમીરામ રાવલ
દ. લખમીરામ — જેઠારામ મુલજી વી. દ. લખમીરામ

એણી રીતે ઉપર લખા પરામાંણે એ લગનને પસી બાજોઠ બે મંગાવીને તેના ઉપર અંકડી પર ચોખા મૂકીને બીજા ઉપર કાગળ ઉપર હતી તેનું પૂજન કરાવું ને લગનની તારીખ ઉતરાવી તેની વિગત ૧૯૪૬ના વઈશાક સુદ-૨ને વાર સોમવારના દિવસે કાંમગણેશ એટલે ચાક વધાવવાનું મુરત વઈશાક સુદ-૬ને શુકરવારના દિવસે માંડવો ઘાલવાનું મુહૂર્ત હતું. વઈશાક સુદ-૮ વાર રવિવારના દિવસે મોટા ગણેશ બેસાડવા તથા ગ્રહશાંતિ એટલે ગરો પૂજા કરવાનું તથા માણકથંભ ગાલવાનું વઈશાક સુદ-૧૨ ગુરુવારનું લગન રાત ગડીયું ગયા પછી વરગડિયાં પરખાવવા વઈશાક વદ-૫ને શુકરવારની માંડવરાત એણી રીતે લગન વધાવાં હતાં ને પછીથી ગોળ લાવીને વેચો હતો. કંકુતરી જોઈને આવનાર ઉપર લખેલા ભરામણાંને પાકું સીધું અપાયું હતું. બીજો દિવસે રહેવું પડું હતું તે દિવસે ખીચડીનું સીધું અપાવતા હતા પણ તે દિવસે પણ પાકું અપાયું હતું.

**ચાક વધાવાનો દિવસ :**

તાર પછી વઈશાક સુદ-૨ ચાક વધાવાની વખત આવી એટલે ગામમાંથી સરવે પાટીદારોના ઘેરથી બઈરાંને બોલાવાને ૫. ભગતી હરિભાઈના ઘેરથી ચારણીમાં ઘઉં ૨, ના આશરે લીધા તથા ગોળ ૦। આશરે લીધો ને સરવે લઈને કુંભાર પૂજા સવ્યાના ઘરનાઓને ચાકલાની પૂજા કરી, તેમાં સોપારી ૧, ચાકલા પાસે મૂકી તેને કંકુના સાંટ પાડ્યા, પરંતુ રાવને ડાંગર ચડાવી તેની પાસે જઈ ૧ રોકડો અને સોપારીયો મૂકી હતી. પૂજા કરી રહ્યા પછી ઘઉં તથા ગોળ તથા પઈસો કુંભાર



લઈ ગયો ને ઘરમાંથી માટલી નં. ૧ પા. ભગતી હરિભાઈને ઘેર આપી. માટલી લઈને આવ્યા પછી સરવે બઈરાં વેરાઈ ગયાં. પછી વઈશાક સુદ-૬ માંડવો ઘાલવા સરવેને ગામમાંથી બોલાવવાને કોઈ આવાને કોઈ નહી આવાને માંડવો ભરામણને બોલાવીને ગાલો તેમાં જમણી બાજુની થાંભલી ગાલતી વખતે જઈ-૧ તથા સોપારી નં. ૧ મુકાવી પૂજા કરાવીને થાંભલી ઘલાવીને સરવે થાંભલીઓ પાસેથી ઘાલીને માંડવો ઊભો કરો. તાર પછી વઈશાક સુદ ૮ રવિવાર ગરોપૂજા તથા માણકથંભ તથા ગણેશ બેસાડવાનું મુહૂર્ત હતું. તે દિવસે પરથમ પંડા પરભુરામને બોલાવીને ગોતરજ કાઢ્યો ને પછી ગરો પૂંજા કરવા સારુ માટી લેવા સારુ ગયાં તેમાં એક કથરોટમાં જઈ ૧, સોપારી ૧, ઘઉં ૧। તથા કંકાવટીમાં કંકુ તથા ખારેક ૫, લઈને ગયા તે સાથે પંડા પરભુરામ હતા ને માટી લાવા તેની પેલી (ઓટલી આંગણામાં) કરી તેના ઉપર પરચૂરણ સામાન લાયા હતા તે પેલી (ઓટલી) ઉપર રાખીને પસી ગરો પૂજા કરાવી. પસીથી ગણેશની માટલી લેવા કુંભાર પૂજા સવાના ઘેર ગયાં તેમાં એક ચારણીમાં ઘઉંર ૧। તથા ગોલ ૦। તથા જઈ ૩, રોકડા લઈને જઈને માટલી લાવા તેની સાથે સાથે માટલીમાં તે જ પરમાણે તે દિવસે પા. બાજી ભગવાનભાઈ આંસમસન તથા બહેચર અમીચંદ થઈને માણેકથંભ જુદો પા. મોતી ભગવાનના ઘેર ઘાલ્યો હતો તથા ગજ પૂજા કરી હતી ને પરથમ સાઠે (૬૦) ઘરનું ભેગું થતું તે પરમાણે ભગવતી હરિભાઈના ઘેર કર્યું હતું. પસી વઈશાક સુદ-૧૧ ફુલેકું કરું હતું. તેનું ભાણું નં. ૧ હજામને વરના બાપે ઘર દીઠ એક ભાણું આપું હતું. વઈશાક સુદને-૧૨ જાનો આવીને ભાગોળે ઊતરી હતી પસે સામઈયું કરું હતું તે ખાંડનું પાણી પાવા ગયા હતા. તે વખતે એક ટકો વર દીઠ હજામને આપો તથા એક ટકો ભરાંમતને આપો તથા એક ટકો મેરાઈને (દરજી) આપ્યો હતો. વરના બાપે પશે જાનવાસે આવતા હતા તથા ઉતારો આપો, પીસી સુખડીની થાળી એક કના (કન્યા) તરફથી જાન વાસે હજામ સાથે મોકલી પસી થોડી સુખડી લુણારીઓ કાડી લઈને પાસી આપીને હજામ લેઈ ગયો તે વખતે એક ટકો હજામને વરના બાપ તરફથી આપો હતો, પસે હજામને પીઠી કરવા મોકલ્યો હતો તે પીઠી કરી પોતિયું લઈ જતો પસે બોલાવાથી માંડવે આવા ને તોરણ આવા એટલે પુખાવાને વખતે એક ટકો ભરાંમણને તથા હજામને આપો વરના બાપ તરફથી પછી ઘેર બોલાવીને બાજઠ ઉપર તથા માચી ઉપર ખાટ પથાણું પાથરીને વર-કન્યાને બેસારાં પછી ગોરને ઉધડા પૈસા આપવા નક્કી કરીને વરઘડીયાં પરણાવવા ચોરી બંધાવી. તેમાં કુંભારને ચોરી એકે ટકા બે પરમાણે લવરાંમણ તથા મેળવામણના અપાયા તથા રૂ. ૦।। ચોરી બાંધામણ તથા ખોદામણના ભરાંમણને અપાવા. બીજા રૂ. ૦। ગવીયા રાજારામને

આપા રૂ. ૦। જાનીયાને આપો સરવે પઈસા વરના બાપ તરફથી આપા હતા. પસે પરણી ઉઠા પસી ગોતરીજ આગળ પગે લગાડીને સેડા સોડી નાખીને જેની વાસે (જાનીવાસે) ગયા પસી હજામના બે ટકા પરથમ અપાયા હતા ને બે બાકી હતા તે આપા જ્યારે ટકા ૪ પરણી ઊઠતાં સુધી આપા હતા. બીજા ટકા બે મેરાઈને આપાને પરથમ ૧ આપો તો બીજો ટકો ૧ ગોરને આપો તે પરથમ બે આપ્યા હતા. તાર પછી લોકોના હકના પઈસા ચૂકવવાની વીગત :

| | | | |
|---|---|---|---|
| ૦॥ | મેરાઈનો | ૦॥ | લવારનો નાંગણદીવ પતરાના |
| | ૦॥ શીખનો | | નાંગણખીવા ગોર ધોતીઆનો |
| | ૦। પોતીઆનો | | |
| ૦॥। | હજામનો | ૦। | વાજંતરીઓને |
| | ૦॥ શીખનો | ૧, | દરબારમાં ચોકી હકના તે મધે |
| | ૦। પોતીઆનો | | રૂ. ૦,૪॥। હવાલદારને પણ ભેગો |
| ૦॥ | કુંભારનો | | લઈ લીધો છે. સં. ૧૯૩૬ની સાલ |
| | ૦। પાણી ભરાંમણનો | | થે લેવરાંણા છે હવાલદાર ભેગા. |
| | ૦। પોતીઆનો | | |
| ૧, | સુતારને બજોઠ તથા માંચીનો | ૧, | ભાટ તથા ભરામણને તથા |
| ૧, | કુંભારને ચોરી ૧,ના | | સરણમુમાં ૦। |
| ૦। | માળીને આપ્યો. | ૦,૪॥। | હજામને મહામાટલું |
| ૦,૪॥ | માધેવસન નાથુજીને | | બંધામણીનો. |
| ૦,૪॥ | કોટવાળનો | ૦,૪॥। | સેનમાના-વાસલાને સુથીયું |
| | | | ૧, મહામાટલું બાંધવા લઈને |

**કરારનામું બ્રાહ્મણ સાથે :**

સંવત ૧૯૪૬ના વેશાખ સુદી ૧૫. પા. દ્વારકા ભગતી તથા ભાઈ જેસંગ ભગતી તથા ભાઈ હાથી ભગતી તથા જેઠા ભગવાનદાસ જોગ પંડ્યા પરભુરામખુશાલ તથા પંડ્યા રાજારામ ખુશાલ તથા પંડ્યા સાંકળેશ્વર ઉમેદરામ જત આ સાલમાં તમારા વિવાહન છે. તેના કન્યા એક ગોર ધોતીઆના રૂ. ૨। અંકે રૂપિયા સવાબે તથા શીખનો રૂ. ૦। અંકે આના ચાર પરણાંમણનો રૂ. ૦॥ અંકે રૂપિયો અડધો ચબોખા, ચલઉવા, સોમઈઆનો એણી રીતે તોરણવહાર આના સવાબે માટે રૂ. ૩, = । અંકે રૂપિયા ત્રણ ને આંના સવા બે લઈને કન્યા પરણાવીએ. અહીં આ સિવાય ઉપરની બાબત સિવાય જઈ એક લેવો નહીં.''

બાંધ્યા વિવાહમાં મુહૂર્ત આ પ્રમાણે ગણાતાં. કડવા કણબીના લગ્નના મુહૂર્તની હસ્તપત્રિકા છૂટી વહેંચાઈ હતી.



**શ્રી ઉમિયા જયંતી**

આપણા કૈડવા જ્ઞાતિની કુળ દેવ્યા શ્રી ઉમિયા માતાજીએ તા. ૮-૨-૧૯૧૦ના રોજ આપણી જ્ઞાતિમાં લગ્ન કરવાની આજ્ઞા આપી છે.

**તે શુભ મુહૂર્ત તિથિઓ નીચે મુજબ છે :**

**લગ્નની શુભ મુહૂર્ત તિથિઓ**

| સંવત ૧૯૬૬ની સાલ પ્રથમ લગ્ન | | માંડવ રાત્રી અથવા બીજું લગ્ન સંવત ૧૯૭૧ની સાલ |
|---|---|---|
| શ્રી ગણેશ બેસાડવાના | | |
| (કાચા ગણેશ) ચૈત્ર વદી ૩ બુધવાર | | બીજા વૈશાખ સુદી-૨ રવિવાર |
| શ્રી માંડવા મુહૂર્ત | (ચૈત્ર વદી ૪ ) | બીજા વૈશાખ સુદી-૩ સોમવાર |
| શ્રી માણેક સ્થંભ | (ગુરુવાર ) | |
| શ્રી ગૃહશાંતીક | ( ) | |
| | ( ) | |
| શ્રી મોટા ગણેશ | (ચૈત્ર વદી ) | બીજા વૈશાખ સુદી-૮ શનિવાર |
| શ્રી ઉકરડીના | (૮ સોમવાર ) | |
| નોતરવાની | ( ) | |
| શ્રી લગ્ન કરવાનો શુભ દિવસ | ) | |
| ચૈત્ર વદી ૧૦ બુધવાર | ) | |
| શ્રી ઉકરડી ઉઠાડવાની | ) | બીજા વૈશાખ વદી ૨ રવિવાર |
| | ) | |
| વૈશાખ સુદી-૨ બુધવાર | ) | |

એવી રીતે ઉપર મુજબ લગ્ન કરવાની શુભ મુહૂર્ત તિથિઓ છે લગ્ન નીકળતી વખતે ગાયકવાડી રાજ્યના અમલદારો હાજર હતા તેમના રૂબરૂ લગ્ન કાઢવામાં આવ્યા છે. તે બાબતનું સર્ટિફિકેટ આ નીચે છે. અને તા. ૧૧-૨-૧૯૧૦ 'આથી સર્ટિફિકેટ આપવામાં આવે છે કે આ પત્રિકામાં જણાવેલ લગ્ન તિથિઓ કડવા કણબીઓમાં ઘણાં વરસોથી ચાલતી આવતી ધર્મક્રિયા મુજબ આજે નક્કી કરવામાં આવી છે.'

*મુકામ ઊંઝા* *સહી*

***કે. બી. જાદવ***

*સૂબા અને ડિસ્ટ્રિક્ટ માજિસ્ટ્રેટ*

***કડી***

*તા. ૮-૨-૧૯૧૦*

બેચરદાસના અવસાન બાદ ચાલેલ સુધારાની પ્રવૃત્તિનો આ વિજય હતો. સુરત જિલ્લાના કડવા પાટીદારોએ જુદાં લગ્ન એ નામની હસ્તપત્રિકા ૧૦મી એપ્રિલ ૧૯૧૦ના ગુજરાતી પંચમાં છપાઈ હતી તે નીચે મુજબ હતી.

સુરત જિલ્લાના કડવા પાટીદાર

ઉમિયા માતાજીની મહેરબાનીથી કડવા પાટીદારોનાં લગ્ન સભા વખતે તા. ૪ એપ્રિલ સને ૧૯૧૦ને રોજ મુકરર કર્યા તે.

**શુભ મુહૂર્તની તિથિઓ નીચે મુજબ સંવત ૧૯૬૬**

| | | |
|---|---|---|
| ૧. | શ્રી ગણેશ બેસાડવાના (કામા ગણેશ) | વૈશાખ સુદી ૫ને શુક્રવાર |
| ૨. | શ્રી માંડવા મુહૂર્ત (માણેક સ્થંભ) | વૈશાખ સુદી ૫ને શુક્રવાર |
| ૩. | શ્રી ગ્રહશાંતિક વરનું | વૈશાખ સુદી ૭ને રવિવાર |
| ૪. | મોટા ગણેશ અને ઉકરડી નોતરવાનું | વૈશાખ સુદી ૭ને રવિવાર |
| ૫. | મોટા લગ્ન કરવાની તિથિ | વૈશાખ સુદી ૮ને સોમવાર |
| ૬. | શ્રી જાન વિદાય કરવાનું મુહૂર્ત | વૈશાખ સુદી ૧૧ને ગુરુવાર |
| ૭. | શ્રી ઉકરડી ઉઠાડવાનું મુહૂર્ત | વૈશાખ સુદી ૧૨ને શુક્રવાર |

બીજું લગ્ન સંવત ૧૯૭૧ની સાલમાં સુરત જિલ્લાની પંચ એકત્ર મળી લગ્નતિથિ મુકરર કરશે.

પટેલ નરોત્તમદાસ વણરસી સોંસેકવાળા

પટેલ બેચરભાઈ ભીખાભાઈ વસ્વારીવાળા

ઈ.સ. ૧૯૧૦ પછી પાંચ વર્ષે લગનીઆના મુહૂર્ત નીકળવા લાગ્યા અને છૂટા લગ્ન શરૂ થયા. વિવાહ માટે છોકરાનો બાપ વાત મૂકતો. મોટાભાગનાં લગ્નો બાળલગ્નો થતાં. જાન ત્રણ કે પાંચ દિવસ રોકાતી. બાંધ્યા લગ્નની જાનો પંદર દિવસ રોકાતી અને પ્રસંગને અનુરૂપ ગીતો ગવાતાં. તેની વિગતો આ પ્રમાણે હતી.

બાંધ્યા લગ્નની પ્રથા ઈ.સ. ૧૯૨૨ની સાલ સુધી ચાલુ રહી હતી. તા. ૨૧-૪-૧૯૨૨ના સ્પેશિયલ ઠરાવથી બરોડા સરકારે બાળલગ્ન પ્રતિબંધ ધારામાંથી કડવા પાટીદારોને છૂટછાટ આપી, જેથી સંવત ૧૯૨૨ની સાલનાં સામૂહિક લગ્ન પતી ગયાં, પરંતુ તા. ૨-૫-૧૯૨૮થી બાળલગ્ન પ્રતિબંધ ધારાનો ફરીથી અમલ કડવા પાટીદારો માટે થયો, જેથી દસ-બાર વર્ષે થતાં લગ્નો બંધ થયાં અને પુખ્તવયે છૂટક વિવાહ કરવાનો રિવાજ શરૂ થયો. (વડોદરા પ્રાંતનો સર્વસંગ્રહ) જે બેચરદાસના પ્રયત્નોનું પરિણામ હતું.

**ફટાણાનો ચાલ :**

૧૯મા સૈકામાં દરેક જ્ઞાતિમાં ફટાણાં ગાવાનો રિવાજ હતો પછી તે નાગર હોય કે વાણિયા પણ આ ચાલ તે સમયનો કુરિવાજ હતો.



કડવા કણબીઓની સ્ત્રીઓ પોતાને ઘેર લગ્નપ્રસંગ આવે ત્યારે ભલભલાને કાનબંધ કરાવી દે તેવાં ફટાણાં ગાતી હતી. ફટાણાંની ખરી છોળ તો વરરાજા કન્યાને માંડવે જાય ત્યારે ઊછળતી હતી, અને એ છોળ વર, વરના બાપ, વરની મા, કાકા, મામા, ભાઈ કે મિત્રોને છાંટતી, એવી જ સામી છોળ કન્યા પરણીને એને સાસરે જતી ત્યારે તેને વીંટી વળી ગૂંગળાવી દેતા. આ બધાં જોડકણાં આટલાં અધમ કેમ બન્યાં હશે તે જાણવા મળતું ન હતું. આ માટે એક છટકબારી હતી કે **'વેવાઈ ના રે ચડાવશો રીસ, નાતમાં પડી રે જોડકણાંની રીત'** કરીને શરૂ કરતા અને ગમે તેમ બોલવાનો પરવાનો મેળવી લેતા તેમ એનાં ઉદાહરણો ઉપરથી જોઈ શકાય છે :

૧. માંડવે મેલો રે સફેદો,
મગનને મહાકોરનો નિત્ય ફજેતો
માંડવે મેલોને રે કાતર,
જડાવતો જન્મારાની પાતર.
માંડવે મેલો રે મગ,
લલિતાને લઈ ગયા ગામના ઠગ.
દાળમાં નાખો રે રાઈ,
ગિરજા તો ગામનાં ગોલાને ગઈ.

૨. ડાભડો વેચીને વેવાઈ મોંઘો વેરો ભરિયો
દાતરડાં વ્યાજમાં ડૂબ્યાં ઓ નવલા વેવાઈ
આવો કસાલો તારો કમાણા ગામમાં દીઠો
છોકરાં તો વ્યાજમાં ડૂબ્યાં.

૩. દાળ-ચોખાને આંબલીની કઢી
મારી ભમ્મર કઢી રે
જગો કે હું જાત્રાએ જઉં મારી ભમર કઢી રે
મણી કે હું નાતરે જાઉં, મારી ભમર કઢી રે
જઉં તો કંબોઈ જવું, મારી ભમર કઢી રે
રહું તો જેઠાને રહું, મારી ભમર કઢી રે

૪. લેપ્ય ગુંપ્યા ઓરડે સાપોલિયું જાય,
ઓ ઈના બાપરે સાપોલિયું જાય
ગાંડાલાલની ગાંડમાં સાપોલિયું જાય,
મેલું તો માંય જાય તાંણુ તો તૂટી જાય

૫. પાટલા લ્યો રે પાટલા લ્યો.
તમારી તે માવરો સુથારાંને જાય રે
સુથારાનાં છૈયા પાટલા લો.
ઊઠો ઊઠો રે વેવાઈઓ ભૈત પડે
પડતી હોય તો પડવા દેજો વિઠ્ઠાનું હોજર ભરવા દેજો
પાણી લે પાતેળનો છાશ લે છેનાણનો
ગાલ્લે આંટી પડાવો, મનોરા,
મોર જાય માંલ્લીનો મનોરા ચેડ જાય એ ચેલ્લીનો
ગાલ્લે નાખી આંટી
છેલ્લાની માનો માંટી કરાવો, મનોરા

૬. ઘઉંની રોટલી પર શીરો
જોન મારો શીરો
વાલજીની વેશ્યાને ભાવે
જોન મારો શીરો
શીરો ખાધો ને મહિના રહ્યા
જોન મારો શીરો
છોકરો આવે તો મારા ભાઈનો
છોડી આવે તો આખા પંચની
જોન મારો શીરો

૭. જાર વાયી રે લીલુડી જુવાર
ટોયા મેલા રે અમથોભાઈ સરદાર
પાદરે આવ્યા રે શીવાવાળી નાર
સામા મળ્યા રે અમથોભાઈ સરદાર
મેલો મેલો રે મોટાંના મોટિયાર
જાર વાયી રે લીલુડી જુવાર

ફટાણા ગાવાનો ચાલ હરેક કોમનું એક દૂષણ હતું. કડવા કણબી કોમમાં આ દૂષણ ફેલાયેલું હતું. પટેલોમાં ગાળ બોલવી તે સહજ હતી, કારણ કે તે કોમને ઇતર કોમના માણસો તેમજ ખેતમજૂરો સાથે જીવનનો પનારો પડ્યો હતો. એટલે વાતચીતની ભાષામાં પણ વહુ-બેટી, દીકરા-દીકરીની હાજરીમાં પણ સારા પ્રમાણમાં ગાળાગાળીનો ઉપયોગ કરતો હતો. એક બાબત ખાસ નોંધવી ઘટે કે કચ્છ અને સૌરાષ્ટ્રમાં સહજાનંદ સ્વામીની અસરને કારણે તેમજ આર્યસમાજની અસરને કારણે



આ ચાલમાં સુધારો થયો હતો. સુરત ઓલપાડ તરફ વસતા કણબીઓમાં શિક્ષણનું પ્રમાણ વધારે હોવાથી આર્યસમાજની અસર અને બ્રિટિશ શાસનની અસરને કારણે તેમજ સુરત સમાજસુધારણાનું કેન્દ્ર હોવાને કારણે ત્યાંના લોકો પર આ બધી અસરો પડી એટલે ત્યાંના પ્રદેશમાં પણ ફટાણાની ચાલમાં પરિવર્તન આવ્યું. પરંતુ ઉત્તર ગુજરાતના પ્રદેશોમાં શિક્ષણનું પ્રમાણ નહિવત્ હોવાથી ફટાણાં ગાવાની ચાલ વધુ પ્રમાણમાં ફેલાયેલી હતી. આજે પણ તે સંપૂર્ણપણે નાબૂદ થઈ છે તેમ કહી શકાય નહીં.

ગુજરાતના કણબીઓ અનેક પ્રાદેશિક એકમોમાં વહેંચાયેલા હતા. અત્યાર સુધી આપણે જે કડવા કણબીઓનો ઉલ્લેખ કર્યો છે તે સામાન્ય રીતે ઉત્તર ગુજરાત અને અમદાવાદમાં પથરાયેલા હતા, પરંતુ કણબીઓની વસ્તી ઉત્તર ગુજરાત સિવાયના વિસ્તારોમાં પણ ફેલાયેલ હતી જેનો અહીં ઉલ્લેખ કરવો જણાય છે. આ અભ્યાસમાં મધ્ય પ્રદેશ, દક્ષિણ ગુજરાત અને કાઠિયાવાડના કડવા કણબીઓને પણ આવરી લેવામાં આવ્યા છે.

**કણબી કડવા કસબે ઓલપાડ અને સુરતી :**

આ ન્યાતમાં વિવાહની બાબતમાં કન્યાનો બાપ વરવાળાને માગું મોકલતો હતો. વરને ઘેર જઈને વરને કપાળે ચાંલ્લો કરતો. વર-કન્યાનાં સગાં અને ન્યાતગોર હાજર રહેતો. ચાંલ્લો થયા પછી પતાસાંનો પડો ૧ કન્યાવાળો વરવાળાંને આપતો તે વિવાહ ગણાતો. કન્યાના વિવાહ માટેની ઉંમર અવતરે ત્યાંથી કુળદેવીનો હુકમ થાય ત્યાં સુધીની ગણાતી. છોકરીનો બાપ ન હોય તો તેનાં સગાંવહાલાં વિવાહ કરતાં. કોઈ વિધવા બૈરીએ પોતાની દીકરીનો વિવાહ જ્યાં કર્યો હોય તે ફોક થઈ શકતો. સ્ત્રીનો વિવાહ ફોકનો ચાલ ન હતો અને પતાસાંનો પડો આપ્યા પછી તે વિચાર સહી ગણાતો. શારીરિક ખામી હોય તો વિવાહ તૂટી જતો. પણ કન્યાનો વિવાહ આ બાબતમાં તૂટી શકતો નહીં. કારણ વિના કોઈ વિવાહ તોડે તો તેને ન્યાત ભારે સજા કરતી. આ ન્યાતમાં સાટું કરવાનો ચાલ ન હતો, અને કોઈ કરે તો તેનો બાધ ન હતો. આમ ઉપરનો ચાલ ઓલપાડ અને સુરતી કડવા પટેલોમાં હતો.

આ ન્યાતમાં પલ્લાનો રિવાજ ન હતો. પોતાના મળતર પ્રમાણે પલ્લાના અવેજમાં ઘરેણું આપતા હતા. કન્યાનો બાપ વરને પરણતા પહેલાં ચાંલ્લાના કરીને રૂ. ૧૫, તથા રૂ. ૨૧ તથા રૂ. ૨૫ આપતો હતો. ત્યારે વરવાળો રૂ. ૨૦થી ૫૧ સુધીનું ઘરેણું પલ્લાના અવેજમાં આપતો હતો. કોઈ વધારે આપે તો ખુશી ગણાતી. કોઈ શખ્સને ચાંલ્લો ન મળે તો કંકુને કન્યા વાળે તેના પર ચાંલ્લાનો દાવો થતો ન હતો. આ ન્યાતમાં રૂપાનાં કલ્લાં તથા સોનાના વિટલા તથા કોટલી તથા સાંગળું જેને મળે તે શખ્સ એટલું પલ્લું આપતો. રોકડા રૂપિયા પલ્લાના બદલામાં આપવાનો ચાલ ન હતો. ચાંલ્લો થયા

પછી લગ્ન સુધીમાં જ્યારે વરના બાપને મરજીમાં આવે ત્યારે પલ્લું આપતો ને તે પલ્લાની જણસોને કન્યાને શરીરે બાપના ઘરમાં પહેરાવતો હતો. કોઈ શખ્સ પોતાની દીકરીને સકાંકણી બેસાડે તે બાપ પોતાની સંપત પ્રમાણે પલ્લાના અવેજમાં ઘરેણું આપતા. ત્યારપછી સાસરિયાં કન્યાને ઘરેણું ઘાલતા તે તેમની ખુશી ગણાતી.

આ ન્યાતમાં જે શખ્સ એક વખત પરણેલો હોય તે ફરીથી પરણતો નહીં, કેમ કે નાતરું કરવાનો ચાલ હતો. કોઈ શખ્સને મોટી ઉંમર સુધી કન્યા ન મળી હોય તો તે શખ્સ સમડીના ઝાડ સાથે પરણીને પછી નાતરું કરતો. છોકરી મોટી થતાં પલ્લું હવાલામાં અપાતું. ધણી કે બાપને ઘેરથી લાવેલ ઘરેણાં પલ્લામાં ગણાતાં નહીં. જે પલ્લું બૈરીને મળ્યું હોય તે ધણીની મરજી વિના કોઈને આપી શકતી નહીં. બૈરી પાસેથી વાજબી કારણથી ધણી તેનું પલ્લું લઈ શકતો. બૈરી બીજાને ત્યાં નાતરે જાય અથવા પોતે ધણીને ત્યજી દે તો પલ્લું ધણીને પાછું આપવું પડતું. બૈરી પોતાના પિયરમાં મરી જાય તે પલ્લું બાપને ઘેર રહેતું હોય તો તે બાપને મળે ત્યારે તે પાછું આપતો હતો. સુરતના પટેલોમાં પણ પલ્લા માટેના આ જ નિયમો હતા. બૈરીને રાજી કરીને પલ્લું લઈ શકાય. બળજબરી કરીને પલ્લું ઉતારી લેવાય નહીં.

આ ન્યાતમાં લગ્ન નક્કી કરવાનો દિવસ શાસ્ત્ર પ્રમાણે નહીં પણ કુળદેવીની આજ્ઞા પ્રમાણે થતો. તે માટે ઉંમરનો કોઈ બાધ ન હતો. પોતાના ગોત્રમાં પરણી શકાતું નહીં. કોઈ શખ્સ પોતાની બૈરીની બહેન સાથે પરણે તો બાધક ન હતું. કન્યાદાન આપવાનો અધિકાર પ્રથમ બાપ તથા કાકા તથા દાદા તથા ભાઈ પછી મા : એ પ્રમાણે કન્યાદાનનો ચાલ હતો. માંહેરામાં જે વખતે હાજર હોય તે કન્યાને પધરાવતો. એક દહાડે બે કન્યા પરણે તો બેઉની ચોરી જુદી જુદી બંધાતી હતી. એક બૈરી જીવિત હોય તો પણ બીજી બૈરી લાવવાનો ચાલ હતો. બેમાં જે ડાહી હોય તે મુખ્ય ગણાતી. પહેલી બૈરીની હયાતીમાં બીજી બૈરી કરવા માટે તો પહેલી બૈરીની રજા લેવી પડતી. તે રજા ન આપે તો તે બીજી બૈરીને જેટલું ઘરેણું આપે તેટલું પહેલીને આપવું પડતું. જે બૈરી અઘરણી આવે તેનું મોસાળું કરવાનો ચાલ આ ન્યાતમાં ન હતો. બીજી બૈરી કરવા પાછળ કોઈ કારણ જરૂરી ન હતું. દીકરીનો તથા બહેનનો છોકરો પરણે ત્યારે મોસાળું કરવાનો ચાલ હતો. છોકરી મોટી થયા પછી સાસરે રહેવાનું હતું. ટૂંકમાં બાંધ્યા વિવાહ સ્વીકાર્યાં હતાં.

બૈરી તજયાનો ચાલ હતો. ધણીના કહેવામાં ન રહે તો તેને ફારગતી અપાતી. ફારગતી જોઈતી નથી. તજેલી બૈરી નાતરે ન જાય તો તેને ભરણપોષણ આપવું પડતું. બૈરીને તજે તે માટે કોઈ શિક્ષા ન હતી. ત્યજાયેલી બૈરી પિયર જતી રહે તો ભરણપોષણ અપાતું નહોતું.



આ ન્યાતમાં નાતરું કરવાનો ચાલ હતો. છેડો ફાડવો એ કે ફારગતી લખી આપે તેને છેડો ફાડ્યો કહેવાનો અને છેડો ફાડવા પણ જીવતે ધણીએ તે બૈરી બીજા સાથે નાતરું કરતી. ધણી પરદેશ હોય અને તેના મુદ્દાના સમાચાર ન આવે ત્યાં સુધી નાતરે જવાય નહીં. આ ન્યાતમાં મરદ પરણ્યા વગર નાતરું કરે તો તે ધણી ન્યાતમાં રૂ. ૧૨ કરના ચૂકવતો ને બૈરીથી પરણ્યા વગર નાતરું થતું નહીં. નાતરું કરતી વખતે પરણ્યા કરતાં વધારે પલ્લું આપવું પડતું. તે રકમ મુકરર થઈ નથી. ધણી મૂઆ પછી નાતરું કરે ત્યારે પહેલા ધણીનો માલ, પલ્લાં વગેરે જે કાંઈ તે બૈરીની પાસે હોય તે ધણીના વારસને પાછું આપીને પછી નાતરે જાય એવી બાબતમાં ફારગતી લખવાનો ચાલ ન હતો. ધણી મરી ગયા પછી તે બૈરી નાતરે જાય તે બૈરીનાં છોકરાં નાની ઉંમરનાં હોય તો તેની મા સાથે લઈ જતી. તેઓ 'આંગળિયા' કહેવાતાં. મોટા થયા પછી પોતાના બાપના ઘરમાં આવી શકતાં. લગ્નની બૈરીથી અને નાતરાની બૈરીથી પેદા થયેલ સંતાનોને વારસા પર સરખો હક્ક રહેતો. પરણેલી બૈરી જીવતાં તેના ઉપર પણ બીજી બૈરી નાતરાની લાવી શકાતી. ધણીનો પતો ન હોય, પરદેશ ગયો હોય તો બૈરી પાંચ વરસ સુધી વાટ જોતી અથવા ધણીના વારસો તેને ભરણપોષણ આપે તો બાર વરસ સુધી રાહ જોતી અને પછી નાતરે જતી. રાજીખુશીથી ધણી-ધણિયાણી છૂટાં પડે તો પંચાતને રૂ. ૬ આપતાં અને ફારગતી મેળવતાં. બૈરી નાતરે જતી હોય અને તેને દીકરી હોય તો નાતરે જનારનું પલ્લું તે દીકરીને માટે કાકાને ત્યાં કે મોસાળમાં રાખવામાં આવતું, અને તે પર દીકરીનો હક્ક રહેતો.

કોઈ શખ્સ વહેંચણી કર્યા વિના પોતે માલ પેદા કરીને મરી ગયો હોય ત્યારે તેની ધણિયાણીને અન્નવસ્ત્ર આપે. હિસ્સો આપવાનો ચાલ ન હતો. માથા ઓળવાનું ને રહેવાની જગ્યા અને કોઈ શખ્સ પોતાના ભાઈઓ સાથે વહેંચણી કર્યા વિના મરી જાય તે તેની ધણિયાણી નાતરે ન જાય ત્યારે તેને દાણા મણ ૧૮ તથા લૂગડાં જોડ ૨ વરસોવરસ આપતો અને રહેવાની જગ્યા આપતો.

મરનારની ક્રિયા બ્રાહ્મણના કહ્યા પ્રમાણે થતી, અને ન્યાતના ચાલ પ્રમાણે કરવામાં આવતી. જો શખ્સને દીકરો ન હોય તો જે પોતે સત્તાવાન હોયતો પોતાની જીવતક્રિયા કરાવતા. મોટા ભાઈ હાજર હોય ત્યાં સુધી ક્રિયા કરવાનો અધિકાર તેનો રહેતો, ને મોટા ભાઈ ગામ ગયો હોય અથવા અશક્તિમાન હોય તો નાનો ભાઈ ક્રિયા કરતો. આગ મૂકવાનો અધિકાર દીકરાઓનો હતો. તે ન હોય તો પિતરાઈ આગ મૂકતો, અને તે પણ ન હોય તો ન્યાતનો હોય તે આગ મૂકતો. બારમું કરવામાં જે દીકરાઓ હાજર હોય તે શ્રાદ્ધ કરતા. પોતાના ગોત્રમાં કોઈ ન હોય તો બૈરીને

ક્રિયા કરવાનો અધિકાર હતો. ક્રિયા કરતાં બધા ભાગીદારની રજા જોઈતી. બૈરી માણસ મરી જાય તો તેની ક્રિયા તેના ધણીના કુળમાં થાય, ને તેની પછવાડી ગોરણી પિયરમાં જમાડતા. મરણ પાછળ લેઉવાઓની જેમ લહાણાનો કે દક્ષિણાનો ચાલ ન હતો. આ ક્રિયા માટે કોઈ ખરચનો આંકડો ચોક્કસ ન હતો. મરનારની પછવાડી અગિયારમાંથી તે વરસી સુધી ત્રણ વખત પોતાનાં મોટાં સગાંઓને જમાડવાનો ચાલ હતો અને સંપત પ્રમાણે જમાડતા. ન્યાત જમાડવાનો ચાલ ન હતો.

આ ન્યાતમાં મોસાળનો વારસો કોઈને મળતો નહીં. કોઈ શખ્સ મા અને બૈરીને મૂકી મરી જાય તો વારસાનો અધિકાર માનો ગણાતો. વટલી ગયેલ શખ્સને વારસો મળતો નહીં. છોકરાને ઘર બહાર કાઢી મૂક્યો હોય તેને પણ વારસો મળતો નહીં.

આ ન્યાતમાં ભાઈઓ વહેંચણી કરે ત્યારે પોતપોતાના ભાગીદાર પ્રમાણે હિસ્સા જુદા કરી લેતા. વહેંચણી વખતે શાહેદી જોઈતી. ભેગા રાંધે તે જુદા કહેવાતા નહીં. ભેગા રહેતા હોય ત્યારે ઘરમાં વડીલ હોય તેને જ નોતરું આવતું. એમ ભાગીદારને પોતાનો હિસ્સો લઈ અલગ થવું હોય તો થઈ શકતો. ભાગીદાર બાળક કુંવારો હોય તો તેને પરણાવવાની અને તેના ખર્ચની જવાબદારી ભાગીદારોની સરખા પ્રમાણે રહેતી. બાપ મૂઆ પછી દીકરો વહેંચણી કરવા માગે તો માનું ચાલતું નહીં. માના સારુ હિસ્સો રાખીને દીકરાઓ વહેંચણી કરતા. કદાચ બાપ-દીકરા સાથે વહેંચણી કરે તો બાપ પણ પોતાનો સરખો હિસ્સો રાખતો અને તેના મૃત્યુ બાદ ભાગીદારો વહેંચી લેતા. બાપનું કરજ હોય તેની પણ દીકરાઓ વહેંચણી કરતા.

જે ન્યાતનું ખાવુંપીવું ઘટતું નથી, તે ન્યાતનું કોઈ ખાય તો તેને ન્યાત બહાર મૂકવામાં આવતા. પોતાનો ધર્મ મૂકી બીજો ધર્મ પાળે તો પણ ન્યાત બહાર મૂકવામાં આવતા. કોઈના ઉપર તહોમતનામું પુરવાર થાય તો તેને ન્યાત બહાર મૂકતા. ન્યાત બહાર મૂક્યો હોય તેના છોકરા જુદા રહેતા હોય અને ન્યાતવાળા તેને સ્વીકારે તો તે છોકરા ન્યાતમાં પરણી શકતા. ન્યાત બહાર હોય તેને કોઈ શખ્સ જમાડે તો જમાડનારને દોષિત ગણવામાં આવતો. ન્યાત બહાર મૂકેલા શખ્સને ન્યાતમાં લોકોની આ આખરી સત્તા પટેલ તથા પંચાયતના લોકોની હતી. ઘણી ભારે તકસીરવાળાને ન્યાતવાળા બાળતા પણ નહીં. ન્યાત બહાર મૂકવાના નિયમો જે હોય તેનો અમલ બરાબર થતો. ન્યાત બહાર રહીને મરી જાય તેનો પૂતળ કરવાનો ચાલ આ નાતમાં ન હતો.

આ ન્યાતવાળા ઉમિયા માતાના સ્થાપિત ગણાતા. ન્યાતિઆચાર તથા કુળધર્મ પાળવાનો કોઈ ગ્રંથ મુકરર ન હતો. તેઓ ન્યાતના ધારા મુજબ ચાલતા. તેઓનું સ્થાનક ઊંઝામાં હતું. ત્યાં ઓચ્છવ થતો તેની ખબર ઓલપાડ-સુરતના પટેલોને ન હતી.



આ ન્યાતમાં વાસણનો બંદોબસ્ત એ હતો કે ગામના લોકો જેને ઘેર વાસણ મૂકે તે રાખતો ને વાસણ ખરીદવા માટે (બનાવવા માટે) જે કોઈ શખસ કુંવારો નાતરું કરે તથા કોઈ શખ્સ પોતાની બૈરીનો છેડો ફાડી આપે તેની પાસેથી રૂ. ૧૨ ઉઘરાણું લેવામાં આવતું, અને તેથી ઘટે તો ગામમાં ઉઘરાણું કરતા. ગામમાં ખરચ (જમણ) હોય ત્યાં સુધી બહારગામ વાસણ આપતા નહીં.

ન્યાતભોજનના ચાલનો રિવાજ હતો, જેને જે મળે તે જમાડતા. બૈરાં તથા મરદ વારાફરતી જમતાં હતાં. પીરસવા માટે જે રહેતા તે પોતાની ખુશીથી કે ઘરધણીના કહ્યાથી રહેતા. પિરસનાર બે વખત જમતા : પહેલા અને પછવાડે પરગામવાળા અને આસપાસના ગામવાળા પરોણાને ન્યાતિ સાથે જમાડવાનો વહેવાર હતો. ન્યાત મોટી હોવાથી ન્યાતભોજનનો રિવાજ નથી. માટે સંપત પ્રમાણે જમાડવાનો ચાલ હતો. નોતરાં ગામનો ધામોર (હજામ) દેતો તેમાં પટેલની રજા જરૂરી ન હતી. ત્યાંથી તેને પૈસો ૧ મળતો, ને જે ગામમાં ખરચ હોય તે નોતરિયાને દાણા આપતા. ન્યાતગોર બદલાતો ન હતો. તેને ધારાધોરણ મુજબ પટેલો આપતા.

કડવા કણબી સુરતીઓ વાસણના બંદોબસ્તમાં વધારે કડક હતા. કુંવારો નાતરું કરે તેની પાસેથી રૂ. ૧૨, તથા કોઈ શખ્સ પોતાની બૈરીને ફારગતી આપે તેની પાસેથી રૂ. ૬ લેવાતા. જે ન આપે તેને ન્યાત બહાર મૂકવામાં આવતા, અને એથી ઘટે તો પંચમાં ઉઘરાણું કરીને વાસણ બનાવવામાં આવતા. ખરચ થયા પછી બે દહાડામાં ન આવે તો રૂ. ૧। (સવા) પંચાયતવાળા લેતા, અને જે ધણી પંચાયતના નિયમ મુજબ ન ચાલે તેને વાસણ આપતા નહીં. સુરતી પટેલોમાં નોતરું દેવા ગોર જતા હતા, એટલે તેમનામાં નોતરિયો ચોક્કસ ન હતો.

કડવા કણબી સુરત ન્યાતમાં કણબીનો પટેલ ગંગારામ વંદરાવન હતા, જે વરસે તેમની કુળદેવી ઉમિયાદેવીની લગ્ન માટેની આરતી થતી, ત્યારે ઊંઝાથી બ્રાહ્મણ લગ્નપત્રિકા લઈને પ્રથમ પટેલને ત્યાં આવતો. ત્યારપછી સર્વે મળીને લગનિયાને વાજતે-ગાજતે વીડીમાં લઈ જતા. તે જગ્યાએ લગ્નપત્રિકાઓ વહેંચાતી અને પછે પાછા વાજતે-ગાજતે સુરતી પટેલને ઘેર આવતા ને ત્યાં તોરણ બાંધતા. આવેલા સર્વે લોકોને ધાણાગોળ વહેંચાતા. પછી લગનિયાને વિદાય કરે ત્યારે તે રાંદેર જાય, તથા પરગામ લગ્ન અથવા નાતરું કરવા જાન લઈને જાય તેને અસલથી સરકારની દાણ ચોકીની માફી હતી, અને ન્યાત પર સરકારનો કોઈ પ્રકારનો કર ન હતો. કોઈ ગુનેગાર હોય તે પટેલ પાસે જાય, અને પટેલ ગોરને કહી ગામનો મેળો કરે ને પંચાયતના લોકો તેનો ઈન્સાફ કરે તે કબૂલ રાખતો. સુરતી પટેલોમાં ન્યાત ગોર પાંચ હતા. તે કોઈથી બદલાઈ શકતા નહીં, તેને

વિવાહ વખતે નાના ચાંલ્લામાં રૂ. ૧ તથા લગ્નની ચોરીના રૂ. ૩।। વરવાળો આપતો.

આ ન્યાતમાં દત્તક લેવાની ચાલમાં શાસ્ત્રની વિધિ કામ લાગતી ન હતી. પાલકપુત્ર લેવાનો ચાલ હતો, તેની કોઈ વિધિ ન હતી. પોતાના ઘરમાં રાખીને રોટલા ખવડાવે તેને પાલકપુત્ર લીધો કહેતા. પોતાના પેટે છોકરાં ન હોય ત્યારે લેતા. વિધવા બૈરી પાલકપુત્ર લેતી. પોતાનાં સાસરિયાંની રજા લઈને લેતી. ધણીના ભત્રીજા છતાં બીજા કોઈને પાલક પુત્ર લેવાતો ન હતો. એમ કરતાં લે તો ભત્રીજાની રજાથી લેતો. પાલકપુત્ર સગા દીકરા જેટલો વારસો લઈ શકતો. પાલકપુત્ર લીધા પછી પેટે દીકરો પેદા થાય તો તે બંનેનો વારસો બરાબર રહેતો. સગો દીકરો હોય તો પાલકપુત્ર લઈ શકાતો નહીં. ટૂંકમાં પોતાનાં સગાંમાંથી પાલક પુત્રને લેવામાં આવતો.

લગ્ન તથા ક્રિયા વખતે કુળગોરને જે આપવાનો ચાલ હતો તે પ્રમાણે તેઓ આપતા. કોઈ ગામ મૂકીને જાય તો પણ તેનો ગોર કુળગોર રહેતો. કુળગોર ત્યાં જાય ત્યાં જાય ત્યારે પણ સંપત પ્રમાણે દક્ષિણા આપવી પડતી. કોઈ શખ્સને પોતાનો વારસ હોય તો બીજાને વસિયતનામું કરી મિલકત આપી શકતો નહીં. ચાર વારસ હોય તો એક વારસને પણ મિલકત અપાય નહીં. વિધવા બૈરી સંતાનરહિત હોય તો તે સ્થાવર મિલકત કોઈને વારસ તરીકે આપી શકતી નહીં, વેચી શકતી નહીં, પણ વાજબી કારણથી ગીરો મૂકી શકતી. આ માહિતી મે ૧૮-૧૮૨૮ના રોજ નાત પટેલોએ લેખિત સ્વરૂપે આપેલી હતી, જેમાં આગેવાનોની સહીઓ અને બીજા સૌ પટેલોની સહીઓ હતી.

સુરતી પટેલો જણાવે છે કે, વિધવા સ્ત્રી સંતાનરહિત હોય અને તેને પિતરાઈ વારસ હોવા છતાં, પોતાનો સ્થાવર પાલ દાનથી યા કૃષ્ણાર્પણથી તથા વાજબી કારણથી ખરચ કરવામાં સ્વતંત્ર હતી. કોઈ શખ્સની ધણિયાણી આપખુદીથી કોઈની સાથે નીકળી જાય, અથવા નીકળી જવાની છે, એવું સાસરિયાં તથા પિયરમાં અથવા ન્યાતવાળા સરકારને જાહેર કરીને કેદમાં રાખી શકતા. ને લઈ જનારને ન્યાતવાળા અને સરકાર સજા કરતી, જે કોઈ છિનાળું કરે તેને પંચાત પૂછતી હતી. આ માહિતી ૧૬મી જાન્યુઆરી-૧૮૩૦ના રોજ સુરતી પટેલ ગંગાદાસ વંદરાવન અને પટેલ શંકર નથુ તેમજ અન્ય ૧૨૮ જેટલા આગેવાનોએ પૂરી પાડી હતી.

હરેક બાબતના શિરસ્તાઓ લખેલા હતા. તેમાં કાંઈ ભૂલચૂક હોય અથવા લખવાનું બાકી હોય તો તે વાતનો સરકારનો ખુલાસો સાફ નજર ન આવે તો સરકાર પટેલને હુકમ કરતી, પછે પટેલ ન્યાત ગોરની સાથે ફલાણી બાબત સારુ ફલાણા વખતે ફલાણી બાબત માટે વાડીએ ચાલજો એવું ન્યાતના સર્વે લોકોને કહેવડાવતો.



પછે તે મધ્યે જેટલા લોકો આવ્યા હોય તે સર્વેને વાતની જાણ કરવામાં આવતી, અને તેમાં વેતરફાણ થાય તો જે વાત પ્રમાણિક હોય તે સરકાર મંજૂર રાખતી. જે કોઈ પરવાડામાં દીકરી આપે અથવા લે તે પંચાયતની રજા લઈને આપ-લે કરી શકતો.

કડવા કણબી મૂળ ઓલપાડ વગેરે પરગણાની ન્યાતના શિરસ્તાઓની માહિતી મિ. બારોડેલને એકત્રિત કરી હતી.

કણબી, કડવા કસબે ઓલવાડનો જવાબ વસવારીના પટેલ અંબાઈદાસ પ્રેમજી અને વેલાકલાના પટેલ કુંવરજી હરિભાઈની સહીથી તા. ૧૮મી માહે મે સને-૧૮૨૮ સંવત ૧૮૮૪ના જેઠ સુદ ૫ વાર રવિથી મોકલેલ હતી, જેમાં બીજી પણ સો સહીઓ હતી.

કણબી કડવા સુરતીનો જવાબ ન્યાતના પટેલ ગંગાદાસ વંદરાવનદાસ અને પા. શંકર નથુ(ની સહી દા. કુબેરના હતા) અને બીજી એકસો અઠ્ઠાવીસ સહીઓ દ્વારા મોકલેલ સંવત ૧૮૮૬ના પોશ વદ ૭ વાર સને, તા. ૧૬ જાન્યુ.-૧૮૩૦ અંગ્રેજી.

**કાઠિયાવાડના કણબીઓ :**

કાઠિયાવાડના ૧,૯૭,૦૦૦ કણબીઓ ગુજરાતના બીજા કણબીઓ જેવા જ હતા, તેમનામાં પણ લેઉવા અને કડવા એવા બે મુખ્ય વર્ગ પડેલા હતા. આંજણા એવો પણ એક વર્ગ હતો. પણ તે જથ્થો ઘણો ઓછો હતો. ગુજરાતના કણબીની પેઠે કાઠિયાવાડના કણબી પણ મહેનતુ અને ચતુર હતા. તેની જમીન સહુથી સરસ રીતે ખેડેલી ને ઢોર સહુથી સારી રીતે બરદાસ્ત રખાતાં હતાં. કણબી પ્રમાણિક, કરકસર કરનારો તથા મહેનતુ હતો. મોટા પરોઢિયામાં ખેતરે જઈ છેક રાત પડતાં સુધી કામ કરતો. કોઈ કુછંદમાં પડતો નથી, ને ગુનો પણ ભાગ્યે જ કરતો. દીકરો, ધણી કે બાપ એ સંબંધ એમની વર્તણૂકનો દાખલો લેવા લાયક હતા. એ માત્ર લગ્ન વખતે જ ઉડાઉ બનતા. કાઠિયાવાડના કણબી પોતે ખેડેલી જમીનના ગુજરાતના કણબીની પેઠે ખાતેદાર નહીં, પણ ગણોતિયા હતા. પાટડીના દેસાઈનું તથા ઢસા રાઈ સાંકળીના દેસાઈનું કુટુંબ એ બે જ જમીનદાર હતાં. પાટડીની જાગીર અગાઉના વખતમાં વિરમગામમાં હક ભોગવેલા તે બદલે મરાઠાઓ પાસેથી મળેલી એ જાગીર પહેલાં ઝાલા રજપૂતોના કબજામાં હતી, પણ મુસલમાનોએ તે પડાવી લીધી હતી. ઢસાની જાગીર પહેલાં કેટલાક કાઠી જમીનદારોના કબજામાં હતી, પણ તેમણે પોતાનો હક્ક ઈ.સ. ૧૮૬૧માં ખેડાના દેસાઈને આપી દીધો, ને એ જ કુટુંબે લીંબડીના ભાયાત પાસેથી રાઈ સાંકળીનાં ગામો ઈ.સ. ૧૮૦૮માં લીધાં. લેઉવા અને કડવા કણબીઓ ઘણાખરા અંબાભવાનીના ભક્તો હતા. પણ હાલમાં ઘણા સ્વામીનારાયણ પંથના થવા માંડ્યા હતા. તેમનામાં નાતરાનો રિવાજ હતો. કણબીઓ ઘણે ભાગે ખેડૂતો હતો,

પણ જેઓ ગુજરાતમાંથી આવી ધોરાજી તથા નવા નગરમાં વસ્યા હતા. તેઓ કલાબતું કરતા હતા, એટલે કે કિનખાબ વણવાનું કામ કરતા. આ કસબ માત્ર થોડાંક કુટુંબમાં રહ્યો હતો. ઘણા હોશિયાર કારીગરો એક તોલામાંથી ૭૦૦-૮૦૦ વાર લાંબા ઘણા બારીક તાર કાઢતા. એ તાર સ્ત્રીઓ ઝીણા રેશમ ઉપર ચઢાવતી. તે પછી તે કિનખાબ વખણાતું હતું.

આંજણા કણબીઓ રજપૂતના વંશજ હોઈ ખાવાપીવામાં તથા પોશાકમાં રજપૂતને મળતા આવતા. તેમનામાં પણ નાતરાનો રિવાજ અને કણબણો ખેતીના કામમાં મદદ કરતી. આંજણા કણબીઓ ધર્મે વૈષ્ણવો હતા.

**મતિયા કણબી :**

'મતિયા'એ ઉપનામની ઉત્પત્તિ શંકાશીલ છે. એક મત પ્રમાણે તેઓ પીરાણાના મઠમાં માનતા માટે મતિયા કહેવાયા છે. બીજા મત પ્રમાણે 'મત' (અભિપ્રાય) એ ઉપરથી તેમનું એ ઉપનામ પડેલું હશે, કારણ તેઓ ઇસ્લામમાં માનતા હતા. કર્નલ એલેક્ઝાન્ડર વોકર 'મોલેસલામ' ઉપનામે મતિઉલ-ઇસ્લામને-આધીન રહેનારા એ ઉપરથી પડ્યાનું કહે છે તેથી મતિયા નામનો ખુલાસો થાય છે.

મતિયા કણબી સુરત જિલ્લાના માત્ર જલાલપોર અને બારડોલી તાલુકાઓમાં જોવામાં આવતા. તેઓ મૂળ ખેડા અને અમદાવાદ જિલ્લાના લેઉવા કણબી હતા. લેઉવા અને મતિયા કણબીઓ વચ્ચેનો સગપણ-સંબંધ ઈ.સ. ૧૯૦૧ સુધી ચાલુ રહેલો હતો, તે ઉપરથી તેમજ તેમની અટકો કોઠિયા અને બાવલિયા અમદાવાદ જિલ્લાના ધંધૂકા તાલુકાના કોઠ અને બાવલા ગામનાં નામો ઉપરતી પડેલી હતી, તે તેની સાબિતી હતી. ઈ.સ. ૧૮૯૧માં તેમની કુલ વસ્તી ૪,૭૩૬ હતી.

પંદરમા સૈકાના ઉત્તરાર્ધમાં કેટલાક લેઉવા કણબીઓ કાશીની યાત્રાએ જતાં અમદાવાદથી નૈઋત્ય ખૂણામાં આશરે ૧૦ માઇલ ઉપર ગરમથ અલયાપીરાણા નામના ગામડામાં રાત રોકાયા હતા. પીર ઇમામશાહ નામે એક મુસ્લિમ સંત તે વખતે ત્યાં વસતા હતા.

એક કથની અનુસાર પીર ઇમામશાહે આ યાત્રાળુઓને ચમત્કાર દ્વારા આ સ્થળે કાશીનાં દર્શન કરાવ્યાં, એટલે આશ્ચર્યમુગ્ધ થઈને ઇમામશાહને 'ગુરુ' તરીકે સ્વીકાર્યા હતા. બીજી આખ્યાયિકા એવી હતી કે તેઓ પીર ઇમામશાહના અનુયાયીઓ થવાથી મુસલમાન થતાં બચી ગયા હતા. મતિયા ઉપનામ તેમના આ 'અભિપ્રાય' ઉપરથી પણ પડ્યાનું કહેવાતું.

કેટલાક વખત સુધીનો આ મતિયા કણબીઓમાં કોઈ વિભાગ પડ્યા ન હતા. પરંતુ ઈ.સ. ૧૮૮૦માં ૧૫૦થી ૧૭૫ કુટુંબો જુદાં પડ્યાં હતાં. તેમણે



પોતાને માટે મૂળ પીરાણો મતિયામાંથી ભિન્ન 'વૈષ્ણવમતિયા'નું નામ ધારણ કર્યું હતું.

સુરતના નિર્મળદાસ નામના એક સંન્યાસીના ઉપદેશથી આ મતાંતર ઉદ્ભવ્યો હતો. નિર્મળદાસે મતિયાઓને તેઓ અગાઉ લેઉવા કણબીઓ હતા એમ સમજાવ્યું હતું. તેમના કેટલાક શ્રોતાઓએ પોતાની અર્ધ-હિન્દુ અને અર્ધ-મુસલમાન સ્થિતિ તિરસ્કૃત ગણી હતી. તેથી તેઓ કાશીની યાત્રાએ ગયા હતા. તેઓ ઉપરથી બીજા મતિયાઓએ તેમને જ્ઞાતિ બહાર મૂક્યા હતા. આ જુદા પડેલા વૈષ્ણવ મતિયાઓએ રામાનંદી અને દાદુપંથી સંપ્રદાયો સ્વીકાર્યા હતા.

વૈષ્ણવમતિયા અને પીરાણામતિયા એકબીજાનું ખાતા નહીં, છતાં એ મતાંતર થયા પછી પણ લગ્ન માટે થયેલું કોઈ જૂનું સગપણ તોડી નાખવામાં આવ્યું નહોતું, તેમ ત્યારપછી તેમની અંદર કોઈનું નવું સગપણ કરવામાં આવ્યું ન હતું. વૈષ્ણવમતિયાઓએ બધા જ મુસલમાન રિવાજો છોડી દીધા હતા. તેઓ ત્યાર પછીથી સર્વ પ્રકારે લેઉવા કણબીઓ માફક જ વર્તતા. તેમ છતાં લેઉવા કણબીઓ તેમની સાથે રોટીવહેવાર કે બેટીવહેવાર રાખતા ન હતા. મતિયા જ્ઞાતિમાં લેઉવા કણબી, કડવા કણબી અને કાછિયા કણબીનો સમાવેશ થતો હતો.

પીરાણામતિયા તેમના દેખાવ, બોલી અને પહેરવેશમાં લેઉવા કણબીઓથી કોઈ રીતે જુદા પડતા ન હતા. તેમના જ્ઞાતિરિવાજો અને લેઉવા અને કડવા કણબીઓ માફક ચુસ્ત શાકાહારી હતા. માંસ, મચ્છી કે માદક પીણાંઓનું સેવન કરતા ન હતા. તેમના જ્ઞાતિરિવાજો મુજબ હિંગ, લસણ, ડુંગળી અને કેફી પદાર્થો વાપરવાની તેમનામાં બંધી હતી. કોઈ એમાંનો રિવાજ તોડે તો ફરીથી નાતમાં લેતાં પહેલાં તેને શુદ્ધિ કરાવવી પડતી. તેઓ હોશિયાર અને સુખી સ્થિતિના ખેડૂતો હતા. તેઓ અથર્વવેદને માનતા અને પોતાની જાતને 'સતપંથી' તરીકે ઓળખાવતા હતા. તેઓ મુસ્લિમ સાધુસંતોની કબરોને પૂજતા હતા. ઇમામશાહે લખેલી 'શિક્ષાપત્રી'ને તેઓ પૂજ્ય ગણતા. ઘણા પીરાણામતિયા શિક્ષાપત્રીને મોઢે કરી 'કાકા' તરીકેનું માન મેળવતા, બાળકના જન્મમરણનો ચાલ બીજા કણબીઓની જેમ જ હતો.

મતિયાઓમાં ત્રણ ધાર્મિક વિભાગો હતા : પાંચિયા, સાતિયા અને આઠિયા. પાંચિયા પીરાણામાંના પાંચ રોજાઓ પૈકી ત્રીજા પાંચ સૂરાભાઈના રોજાને માનતા. તે સંસ્થાને વહીવટ શરૂઆતમાં પાંચ જણાએ કર્યો હતો. માટે પાંચિયા કહેવાતા.

'સાતિયા' પીરાણામાંના બાલામોહમ્મદના રોજાને માનતા. પ્રથમ સાત જણા તે રોજાનો વહીવટ કરતા હતા, માટે તેમને સાતિયા કહેતા. 'આઠિયા' પીરાણામાંના પાંચમા બાકરઅલીના રોજાને માનતા. તેનો વહીવટ પહેલાં આઠ જણા કરતા હતા,

માટે તેમને 'આઠિયા' કહેતા. મતિયાઓની વસ્તી ખાનદેશ અને બાગલાણ જિલ્લાઓમાં પણ હતી. તેઓ ગુજરાતમાં અમદાવાદ જિલ્લામાં વસનારા 'મોમના' અને સોરઠમાં વસનારા 'ખોજાઓ' કહેવાતા.

તેમના પીરઝાદાઓમાં તેમનું આકીન એટલું બધું હતું કે તેઓ પોતાની વાર્ષિક કમાણીમાંથી તેમને દશાંશ આપતા. આ સિદ્ધાંત તેઓ એટલી હદ સુધી પાળતા કે તેમનામાંના કોઈને દશ દીકરા હોય તો પણ તેમાંના એકને તેમના પીરઝાદને અર્પણ કરતા, અથવા તેના બદલામાં તેની કિંમત આપીને તે બાળકને તેઓ છોડાવી લેતા. પીરઝાદાઓને મુરીદો પાસેથી સારી એવી રકમ અપાતી હોવાથી તેઓ જાહોજલાલી ભોગવતા. પીરઝાદાઓ પોતાની દીકરી પરણાવે ત્યારે દહેજમાં મુરાદીની અમુક સંખ્યા પણ આપતા હતા.

કેટલાક મોમનાઓ ઇસ્લામમાં માનવા સિવાય બીજી બધી બાબતોમાં મૂળ હિન્દુ જ્ઞાતિઓમાં જ ચાલુ રહેતા. તેમના મુખ્ય ધાર્મિક પ્રસંગોએ તેઓ બ્રાહ્મણને આમંત્રણ આપતા. ખાનપાનમાં કે પહેરવેશમાં તેઓ હિન્દુઓથી જુદા પડતા ન હતા. તેઓ બધા લેઉવા કણબીઓ માફક તે જ રીતે અને તે જ સ્થિતિમાં ખેતી કરતા. તેઓ પોતાની મૈયતોને દાટતા હતા. આ સિવાય તેમના બીજા રિવાજો હિન્દુઓના જેવા જ હતા.

તેમની આ વિશિષ્ટ માન્યતાઓના કારણે તેઓ બીજા કણબીઓથી જુદા પડી ગયેલા હતા. તેઓ માત્ર પોતાની કોમમાં અંદરઅંદર પરણતા હતા. તેથી તેઓ એક અલગ કોમ બની ગયા હતા.

તેમની કેટલીક ધાર્મિક વિધિઓ નીચે પ્રમાણે હતી : તેમની મુખ્ય ધાર્મિક વિધિ 'લાહે ઉતારણી' એટલે અપવિત્રતા દૂર કરવાની હતી. બાળકના પ્રસવ પછી અથવા માસિક ઋતુસ્નાન પછી (તે જ પ્રમાણે પાડું કે વાછરડું પેદા થયા પછી ભેંસ કે ગાય) સુવાવડી સ્ત્રીને જોવાથી પુરુષ અપવિત્ર થયો હોય, અને જે તેમની જ્ઞાતિએ મના કરેલા અખાદ્ય પદાર્થો ખાઈ જ્ઞાતિરિવાજો તોડવાથી દોષિત થયો હોય, તેને આ વિધિમાંથી પસાર થવું પડતું હતું.

જે ઘરમાં આ વિધિ કરવાની હોય ત્યાં મીઠાઈની વિવિધ વાનગીઓ તૈયાર કરવામાં આવતી અને ગામના 'કાકા'ને આમંત્રવામાં આવતા. ત્યાં તે તેના નાયક 'ખલકાકા' સાથે લાવતો. કાકા પોતાની સાથે ત્રાંબાના ચાર સિક્કા, એક માટીનો પ્યાલો અને થોડું લોબાન લાવતા હતા. વિશેષમાં તે પોતાની સાથે હાથમાં માલવાના નાના પતરાના કે પિત્તળના ડબ્બામાં વટાણાના ઘાટના લાડવા લેતો આવતો. આ લાડવા દૂધમાં સફેદ ચાક અથવા ચોખાનો લોટ અથવા એકાદ પીરના રોજામાંથી આણેલી ઘસેલી સુખડ મેળવીને બનાવેલા હતા.



ઘરમાં દાખલ થતાં કાકો રસોડામાં જતો. ત્યાં તે ઘીનો દીવો કરીને ધાર્મિક પાઠ કરતો. કાકો આ પ્રમાણે ધાર્મિક પાઠ કરતો હોય ત્યારે 'ખલકાકો' એક પિત્તળની થાળી મંગાવી, તેમાં ઘરધણી પાંચિયો, સાતિયો કે આઠિયો એમ તે ધોરણે, તે થાળીમાં રાંધેલા ભાતથી પાંચ, સાત કે આઠ ઢગલીઓ કરતો.

કાકો કલમો પઢી રહ્યા પછી જમીન ઉપર કપડું પાથરીને નીચે નમીને બેસતો પછી તે લોબાન સળગાવતો અને બીજી પ્રાર્થના કરતો. આ બીજી પ્રાર્થના પછી તે એક પિત્તળની થાળીમાં ઘઉંના દાણાનું એક વર્તુળ બનાવતો. તે ગોળની અંદર તે પોતાની પાસેના ચાર તાંબાના સિક્કા મૂકતો, અને તે સિક્કાઓ ઉપર તે પોતાની પાસેનો માટીનો પ્યાલો ગોઠવતો. આ પ્યાલામાં તે 'નૂર' નામનું પ્રવાહી મિશ્રણ રેડતો. એ મિશ્રણ સાથેનું પાણી, દૂધ અને સફેદ ચાક અથવા પીરના રોજામાંથી આણેલ ચોખાનું બનાવેલું હતું.

આ તૈયાર થઈ રહ્યા બાદ ખલકાકા ભાતની ઢગલીઓવાળી થાળી લાવતો તો દરેક ઢગલા ઉપર કાકો તેના માટીના પ્યાલામાંનું મિશ્રણ થોડું થોડું છાંટતો. તેમ કરતી વખતે તે 'લા ઈલાહાઈલ્લાહ, મોહમ્મદ રસુલ્લાલ' અથવા 'ઈમામશાહ, નૂરઅલી, મોહમ્મદશાહ' દરેક પ્રાર્થનાના અંતે આવતું. તેથી પૃથક્ પૃથક્ પ્રાર્થના તે પ્રત્યેક છાંટણા વખતે પઢતો.

પછી રાંધેલા ભાતની ઢગલીઓવાળી થાળી બાજુએ મૂકી જે સ્ત્રી-પુરુષને પવિત્ર કરવાનાં હોય તેને અંદર બોલાવવામાં આવતાં. તે સ્ત્રી વા પુરુષ આવીને કાકાને નમન કરીને તેની પાસે ઊભા રહેતા. કાકા તેના ઉપર માટીના પ્યાલાનું મિશ્રણ છાંટતો, પછી તે સ્ત્રી વા પુરુષ બેસી જતો. પછી તે સ્ત્રી વા પુરુષ કાકાને એક ચાંદીનો કે ત્રાંબાનો સિક્કો આપતો. તે સિક્કો કાકો પાણી વતી ધોતો. તે સિક્કો ધોયેલું પાણી અને માટી પ્યાલાનું મિશ્રણ કાકો તે સ્ત્રી કે પુરુષને પીવા માટે આપતો હતો.

પિત્તળની થાળીમાંની ભાતની ઢગલીઓ ખલકાકો બીજી રાંધેલી વાનગીઓ સાથે મેળવી ત્યાં ભેગા થયેલા મહેમાનોને વહેંચી આપતો.

આ પવિત્ર કરવાની ફી સુવાવડી સ્ત્રી અને પાડાવાળી ભેંસ માટે આઠ આના અને વાછડાવાળી ગાય માટે ચાર આના અને જ્ઞાતિ રિવાજ તોડવા માટે પા આનો હતી.

આ ફી કાકો અમદાવાદ, (પીરાણા) નવસારી અથવા બુરહાનપુરમાં પીરના રોજાને મોકલી આપતો. આ ફી ઉપરાંત દરેક મતિયો ખેડૂત પોતાના દરેક હળદીઠ સાડાત્રણ મણ ચોખા અને એક રૂપિયો દર વરસે કાકા મારફત પીરને મોકલાવતો.

મતિયાઓ દરેક ચાંદરાતનો દિવસ પવિત્ર માનતા અને જો કોઈ ચાંદરાતનો દિવસ શુક્રવાર હોય તો તે દિવસે તેઓ આખો દિવસ રોજો રાખતા. તેઓ રમજાન રોજા રાખતા હતા.

બીજા મુસલમાન તહેવારોમાં તેઓ તેમના પીરનો ઉરસ તથા તે અગાઉના બે રાંદલ ચઢાવવાના દિવસો પાળતા, તે દિવસોએ તેઓ કામ કરતા નહીં. આખો વખત ખાવા પીવામાં અથવા નવસારીમાં તેમના પીરના રોજાની ઝરાયત કરવામાં આવતા. આ મુસલમાની તહેવારો ઉપરાંત તેઓ હોળી, અખાત્રીજ, દિવાસો, બળેવ અને દિવાળી પાળતા હતા. યાત્રાઓ કરવાનાં તેમનાં મુખ્ય સ્થળો નવસારી, પીરાણાં, બુરહાનપુર અને ભરૂચ જિલ્લામાં મિયાંગામથી સાત માઇલ દૂર આવેલું વેપાલે જેવાં સ્થળો હતાં. યાત્રાળુઓ ત્યાં જતા ત્યારે કાકો તેમની સાથે જતો, નવસારી, પીરાણા અને વેળાવમાં યાત્રાળુઓ ફક્ત પીરના રોજાની ઝરાયત કરતા, જ્યારે બુરહાનપુરમાં તેઓ વર્તમાન પીરના અંગૂઠાને ચૂમતા હતા. જે કાકો યાત્રાળુઓ સાથે ગયેલો હોય તેનો પીર તરફથી પોતાને માટે પોશાક અને તેની સ્ત્રી માટે દાગીના ભેટ મળતા. પીરાણામાં હાલ 'કાકા'નું પદ કડવા કણબી ભોગવતા.

તેમની લગ્ન વિધિઓ લેઉવા કણબીઓની વિધિઓથી નોખી પડતી ન હતી. તેમના કુટુંબનો ગોર જે સામાન્ય રીતે ઔદિચ્ય અથવા મોઢ બ્રાહ્મણ હોય તેઓ વિધિ કરાવતા. આ જ્ઞાતિમાં ગોત્ર જોવાનો રિવાજ હતો. માતા અથવા પતિ તરફથી જ્ઞાતિ પેઢીઓ સુધી સગપણ સંબંધ હોય તો તેવાં વર કન્યાનું લગ્ન કરવાની બંધી હતી. કેટલીક વખત છોકરીઓ ફક્ત છ માસની જ હોય ત્યારે તેમને પરણાવી દેવામાં આવતી, પરંતુ સાધારણ રીતે છોકરી પાંચથી આઠ વર્ષની થાય ત્યારે તેમના લગ્ન કરવામાં આવતાં. વિધવાઓને પુનઃલગ્ન કરવા દેવામાં આવતાં. તેમનામાં મોટા ભાઈની વિધવા નાના ભાઈ સાથે 'દિયરવટું' કરી શકતી. તેમનામાં સ્ત્રીને ફારગતી આપવી કાયદેસર ગણાતી હતી. કુંવારો પુરુષ ફારગતી આપેલી સ્ત્રી અથવા વિધવા સાથે પરણી શકતો નહીં, પરંતુ આ મુશ્કેલીનો ઉતાર તેને પ્રથમ શમી વૃક્ષ સાથે પરણાવીને કરવામાં આવતો, જે વિધવા પુનઃલગ્ન કરે તે સોનાના પતરાથી મઢેલી હાથીદાંતની ચૂડીઓ પહેરતી હતી.

સ્ત્રીના પહેલા ગર્ભાધાન સમયે તેના સીમંતની વિધિ પાંચમે અથવા સાતમે મહિને કરવામાં આવતી, પરંતુ કડવા કણબીઓની જેમ આ પ્રસંગે નાતું જમણ મતિયાઓ કરતા ન હતા તેમ જ કોઈ પ્રકારના વધાવાઓ આપવાનો રિવાજ ન હતો.

નિયમિત તરીકે મતિયા સ્ત્રી તેની પહેલી સુવાવડ માટે તેનાં મા-બાપને ત્યાં જતી. પહેલા બાળકનો જન્મ થાય ત્યારે જો તે પુત્ર હોય તો કાગળ ઉપર પલાળેલા કંકુથી તેનાં પગલાં પાડીને તે કાગળ એક વાળંદ તે પુત્રના પિતા પાસે લઈ જતો. પિતા તે વાળંદને તે માટે રૂપિયા બક્ષિસ આપતો. બારમે દિવસે તે માતા ઘરનો ઉંબર, તેના બારસાખ અને મહોલ્લાના સૌથી પાસેના કૂવા ઉપર સુખડ અને કંકુ



લગાડીને તેમની પૂજા કરતી. કૂવા પાસે તે સ્ત્રી સૂતરના બે દોરાથી બે છાણાં ભેગાં બાંધતી. મહોલ્લાનાં છોકરાંને ઘઉં અને જુવારના બાકળામાં ખાંડ ભેળવી વહેંચવામાં આવતી. ચાળીસ દિવસ સુધી સુવાવડી સ્ત્રી અપવિત્ર ગણવામાં આવતી હતી, તેથી ઘરની કોઈ વસ્તુને તે અડકી શકતી નહીં. બને ત્યાં સુધી તે દરમિયાન ઘરની બહાર નીકળતી ન હતી. પરંતુ તે દરમિયાન જો તેને ઘરની બહાર જવું જ પડે તો તે મેલી બલાઓને દૂર રાખવા દાતરડું અથવા છરી પોતાની પાસે રાખતી. પાંત્રીસમા અને ચાળીસમા દિવસો વચ્ચે ગમે તે દિવસે તે નહાતી હતી. પછી સુવાવડા ઓરડાનું લીંપણ ઉખેડી નાખવામાં આવતું. પછી આગળ વર્ણવ્યા મુજબ 'લારે ઉતારવી'ની વિધિ કરીને તેને પવિત્ર કરવામાં આવતી. ત્યાર પછી બ્રાહ્મણ જોષી તેનું નામ પાડતો. બાળક બે-ત્રણ માસનું થાય ત્યારે તે સ્ત્રી ધણીને ઘેર જતી. તે બાળકને સૌથી પ્રથમ રાંધેલો ખોરાક આપવામાં આવતો, ત્યારે કોઈ વિધિ કરવામાં આવતી ન હતી.

મતિયાઓ તેમનાં મૈયતો દફન કરતા. મરણઘડી પાસે આવે ત્યારે તેને નવરાવીને જમીન ઉપર સુવાડવામાં આવતો. તે વખતે કાકો પાસે ઊભો રહીને પ્રાર્થના કરતો. પ્રાણપંખેરું ઊડી ગયા પછી મરનાર પુરુષ હોય તો તેને સુતરાઉ સુરવાળ, પહેરણ તથા ટોપી અને સ્ત્રી હોય તો તેને રેશમી સાડી, ચોળી અને ચણિયો પહેરાવવામાં આવતાં. પછી તેને મુસલમાનોના જનાઝામાં મૂકીને કબરસ્તાનમાં લઈ જવામાં આવતા. સાથે જનાર માણસો કોઈ કપડાં કે જોડાં ઉતારતા ન હતા. કબરસ્તાનમાં પહોંચ્યા પછી મૈયતનું કાંઈ કપડું ઉતાર્યાં વિના તેને કબરમાં મૂકી ઉપર માટી વાળી દેવામાં આવતી.

મૈયત દફન કર્યા પછી સાથે ગયેલા માણસો દરેક પોતાના હાથમાં દશ અગરબત્તીનો બળતો કાકડો રાખીને અડધી-હિન્દુ અને અડધી-મુસલમાની એવી બે પ્રાર્થનાઓ પઢીને પોતાને પવિત્ર કરી લેતા. પહેલી પ્રાર્થના : 'બિસ્મિલ્લાહિ' રહમાનિર રહીમ, સતગર માત્ર બ્રહ્મા, ઈમામશાહ, આદિ વિષ્ણુ નિરંજન અને નુરઅલી, મોહમ્મદશાહ તમારી દુઆ.'' બીજી પ્રાર્થના ''લોબના જલે, ફૂલબતી ટળે, દીન જાગે, કરુણા માગે'' એ પ્રમાણેની હતી. પછી દફન કરવા આવેલા માણસો ઘેર જતા. તેમના મરનારના કુટુંબ તરફથી લાડુનું જમણ જમાડવામાં આવતું. મરનારના કુટુંબના માણસો પોતે તે કોઈ પડોશીને ત્યાં ખીચડી રંધાવીને ખાતા, હિન્દુ સ્ત્રીઓ માફક મતિયા સ્ત્રીઓ દસ દિવસ સુધી મરનાર પાછળ રડતી અને છાતી કૂટતી. તે દસ દિવસ દરરોજ વલાહે ઉતારણીની વિધિ કરવામાં આવતી. આજુબાજુનાં ગામોમાંથી મરનારનાં સગાંવહાલાં ભંગિયા મારફત ખબર આપીને તેડાવવામાં આવતા. જે એ પ્રમાણે કાણે આવે તેમને લાપસી જમાડવામાં આવતી.

લેઉવા કણબી અને કડવા કણબીના રિવાજોથી વિરુદ્ધ મતિયાઓમાં મરનારનાં નજદીકનાં સગાં મરણ પછીના દસ દિવસોમાં પોતાને સૂતકી અપવિત્ર માનતાં નહોતાં. હિન્દુઓ માફક મરણ પછીની કોઈ ધાર્મિક વિધિ કરવામાં આવતી ન હતી. 'મરનારના આત્માને પિંડ (ચોખાનો લાડુ) ધરાવવામાં આવતો ન હતો.

નાતીલાઓને મરણ પછીના દસમે અને અગિયારમે દિવસે જમાડવામાં આવતા હતા, પરંતુ જો અગિયારમો અથવા બારમો દિવસ રવિવાર કે મંગળવાર હોય તો તેરમા અને વીસમા દિવસની વચ્ચે ગમે તે કોઈ દિવસે તેવું જમણ કરવામાં આવતું. મરણ પછીના નાતના પહેલા જમણ વખતે મતિયાઓના દરેક કુટુંબ તરફથી મરનારના કુટુંબના મુખ્ય માણસને અડધો અડધો મણ ચોખા મોકલવામાં આવતા. તે ઉપરાંત સગાંસંબંધી અને સ્નેહીઓ તરફથી આઠ આઠ આના આપવામાં આવતા. આ ચોખા અને પૈસા અને તે ઉપરાંત મરનારનાં કપડાં, પથારી અને પલંગ બરહાનપુર, નવસારી, અમદાવાદ અથવા વેમલના પીરોના રોજાઓમાં મોકલવામાં આવતા. તદ્ઉપરાંત મરનારના કુટુંબનો મુખ્ય માણસ પોતાના તરફથી વધારે પૈસા મોકલતો, અને જો મતદાર હોય તો પીરના બીજા ઉપયોગ માટે એક આંબો જુદો કાઢતો. પીરને મળતી દરેક ભેટસોગાદોની કિંમત મોટી થતી.

બ્રાહ્મણ ગોરને પણ પછીના અગિયારમા દિવસે થોડી વસ્તુઓ આપવામાં આવતી. તે ચીજો તેને ગોર તરીકે દાનમાં આપવામાં આવતી ન હતી, પણ નાતવરામાં કરેલી મદદના બદલામાં આપવામાં આવતી.

મતિયાઓમાં કોઈ નાત પટેલનો રિવાજ ન હતો, તેમ છતાં સ્ત્રીઓના છૂટાછેડા તથા જ્ઞાતિના રિવાજો તોડવાના કેસ પંચ આગેવાનોને સોંપવામાં આવતા. તેમના ફેંસલા બંધનકર્તા ગણાતા. નવરાત્રિ અને હોળીના તહેવારોમાં મતિયા સ્ત્રી-પુરુષો ભેગાં મળીને ગરબા ગાતાં.

તેઓ તેમની ભેંસો અને બળદોની ઘણી સંભાળ રાખતા. પોતાની જાતને સારી સ્થિતિમાં અને દેખાવડી રાખવામાં તેઓ કોઈ વાતે કસર રાખતા ન હતા. મતિયાઓ ખર્ચાળ નાતવરાઓ અને ભભકદાર લગ્નસરાઓ માટે જાણીતા હતા. તેમનાં થોડાંક લક્ષણો બાદ કરતાં તેમના તમામ રીતરિવાજો મોટે ભાગે લેઉવા કણબી અને કડવા કણબીની ન્યાતીને મળતા આવતા, એટલે તેઓ વટલાયેલા હિન્દુઓ સાબિત થતા હતા.

ઈમામશાહના સેવકો સુરત જિલ્લામાં, ખાનદેશ, બુરાનપુર, કચ્છ, ભાવનગર, વડોદરા, ખંભાત, ચરોતર તથા અમદાવાદમાં હતા, બાકરઅલીના સેવકો કણબીઓ હતા. બાનું અથવા પોશાળ હતા. 'કાકા' ફારસી ભણ્યા ન હતા. નમાજ પઢતા ન હતા.



'કાકા'ના મડદાને દાડતા. તે ઉપર કબર કરતા, ઈમામશાહે શિક્ષાપત્રી ગુજરાતીમાં લખી હતી. શિવોડહં શિવોડહં બોલતા, ઘણું કરીને વેદાંત મતને માનતા હતા.

સેવકો સૌ સૌની નાતમાં હતા. નાત બહાર રહેતા નહીં. કચ્છના કણબી મુમનાઓ મરદું ઠાઠડીમાં બાંધી લઈ જઈને દાટતા. બ્રાહ્મણને બોલાવ્યા વગર વર-વહુને રોજા પાસે (ગાદી પાસે) લઈ જઈ લગ્ન કબૂલ કરાવતા. પીરાણાના હિન્દુ સેવકો હાડકાં લઈ પીરાણાની જગામાં દાટતા, તે પર નાની કબર કરતા. ગુજરાતમાંના પીરાણાના સેવકો મડદાની ટચલી આંગળી કાપી ઘરમાં દાટતા અને તે ઉપર નાની કબર કરાવતા હતા ને તે વાત ચૂપ રાખતા. હિન્દુ સેવકો ગીતા, સુંદરવિલાસ, અખેગીતા વાંચતા. બાઈડીઓ અને છોકરાં વૈષ્ણવોની કંઠી પણ બાંધતાં. કેટલાક કણબીઓ પીરાણાનો ધર્મ છાનો પાળતા હતા. ખાનગીમાં નમાઝ પણ પઢતા. મુસલમાન ધર્મ પાળતા, પણ નાતવાળા બહાર મૂકે તે ભલેને રૂ. ૫૦ દંડ થાય તો જ ન્યાતમાં પુનઃ દાખલ થવાય એટલે પીરાણા ધર્મ છોડતા નહીં.

કચ્છના પીરાણા કણબીઓનાં ૧૦૦ ઘર સ્વામિનારાયણ ધર્મમાં આવી ગયાં હતાં. તેઓ મડદાને બાળતા. લગ્નક્રિયા બ્રાહ્મણ પાસે કરાવતા. તેમની નાત જુદી બંધાઈ હતી.

પીરાણા સેવકો એવું કહેતા ન હતા કે અમે મુસલમાનો છીએ. તેઓ એમ કહેતા હતા કે અમે ઈમામશાહને ગુરુ માનીએ છીએ. એ ઉપરથી માલૂમ પડતું કે મુસલમાન અમલદારો હિન્દુઓ પર વટલાવનો જુલમ કરતા હતા ત્યારે ઈમામશાહે હિન્દુઓને દિલાસો આપ્યો હશે કે, તમે મારા સેવકો થાઓ તો તમને હિન્દુ રહ્યા છતાં કશી હરકત થવા નહીં દઉં. વટલાયા તે મુમના થયા. કુટુંબનો ઘરડો ફકીર થયો. સાંઈ કહેતાં શરમ થઈ એટલે 'કાકા'નો ચાલ શરૂ કર્યો.

તેમના ધર્મ સિવાય માંદગી વખતે હિન્દુ-મુસલમાનો પીરાણાની માનતા માનતા. વાંઝણી બાઈઓ લોઢાના વાળાની પીરની બેડી પહેરતી, પછી જો છોકરું થાય તો પીરાણે જઈને બીજી બેડી ત્યાંના લુહાર કરી આપે તે પહેરીને પીરના રોજાની પ્રદક્ષિણા કરતી. ત્યાં તેની બેડી તેની મેળે ભાંગી પડતી, એટલે તે બેડી કાઢી નાખતી અને જો છોકરું ન થાય તો સાત-આઠ વર્ષ પછી પોતાની બેડી કાઢી નાખતી. કવિ દલપતરામ ડાહ્યાભાઈએ લખ્યું કે– **દેવા તણી, દેવા તણું, પીરોની પીરાઈ,**
**માનનારને મનગમી, તેમ તેણે ગાઈ.**

**આંજણા :**

૧૮૯૧ની વસ્તીગણતરી મુજબ ગુજરાતમાં આંજણા પટેલની વસ્તી ૩૧,૪૮૮ હતી. તેઓ ખાસ ઉત્તર ગુજરાતમાં વસતા. રાજપૂતોની જેમ તેમનાં નામ પાછળ

'સિંહ' લગાડાતો, જેમ કે રાજસિંહ, દાનસિંહ, હરિસિંહ. ગેઝેટિયર જણાવે છે કે 'આંજણાઓ કણબી કરતાં પણ રાજપૂતોને વધારે મળતા આવતા. તેઓ ગુજરાતી બોલતા અને ઝૂંપડામાં રહેતા. બીજા કણબીઓ માંસ ખાતા નહીં, જ્યારે આંજણા કણબી અનાજ ઉપરાંત ઘેટાં-બકરાંનું માંસ ખાતા. તેઓ દારૂતાડીનું સેવન પણ કરતા અને રાજપૂતોની જેમ પાઘડી પહેરતા. રોજબરોજના વ્યવહારમાં સફેદ પાઘડી પહેરતા અને લગ્નના અવસર વખતે લાલ પાઘડી પહેરતા. આંજણા કણબીઓનો પોષાક લેઉવા કણબીઓને મળતો આવતો. આંજણા કણબીઓ પોતાના કામમાં રોકાયેલા રહેતા. તેમને તે કામમાં સ્ત્રી અને બાળકો મદદ કરતાં. ઉદ્યમની બાબતમાં તેમનું સ્થાન મધ્યમ કક્ષાનું ગણાતું, એટલે કે રજપૂતો કરતાં તેઓ વધારે કુશળ પણ કણબીઓ કરતાં તેઓ ઓછા ઉદ્યમી અને કરકસરવાળા હતા.

પહેલાં આંજણા કણબીઓ લડાયકવૃત્તિ સાથે સંકળાયેલા હતા. તે હથિયારધારી હતા પણ બ્રિટિશ શાસન પછી તેઓ વધુ શાંત પ્રકૃતિના થયા ને ખેતર ખેડતા ને ઢોર રાખતા થયા. ધર્મની બાબતમાં રામાનુજ, શૈવ, સ્વામિનારાયણ માર્ગી હતા. ડાકોર, દ્વારકા, સિદ્ધપુર, બનારસની યાત્રાએ જતા. તેમના ગોરમહારાજો ઔદિચ્ય, મેવાડા, મોઢ, સાઠોદરા અને વિસનગરા બ્રાહ્મણો હતા. આંજણા કણબીઓ સાથે લેઉવા કણબી અને કડવા કણબીને રોટી-બેટીનો સંબંધ ન હતો. આંજણા સ્ત્રીઓ મરણ પાછળ રડતી વખતે માથે સાલ્લાનો એક છેડો બાંધી કૂટતી હતી. તેઓનો પોષાક પણ પાટીદારો કરતાં જુદો પડતો. બાકીના ઘણાખરા રિવાજો પાટીદારો જેવા હોવા છતાં પોષાક અને ખોરાકની બાબતમાં ખૂબ જ જુદો પડે છે. આંજણાઓ સાથે કડવા કે લેઉવા રોટી-બેટી વ્યવહાર રાખતા નથી, કારણ તેઓ માંસાહારી છે માટે.

**નિમાડ-ખાનદેશ-માળવા વગેરે સ્થળોએ વસતા કણબીઓ :**

આગળની ચર્ચામાં આપણે જોઈ ગયા કે કડવા કણબીઓ પોતાના અસલ સ્થાનમાંથી ગુજરાતમાં આવી વસ્યા હતા અને ત્યારબાદ કચ્છ, સૌરાષ્ટ્ર, સુરત તેમજ અન્ય જગ્યાઓએ તેઓનું સ્થળાંતર થયું હતું. તેમની કેટલીક શાખાઓ આજે પણ નિમાડ, ખાનદેશ, માળવાના પ્રદેશોમાં મોજુદ છે અને ઊંઝાની કુળદેવી ઉમિયાને પોતાની કુળદેવી માને છે. તેમના રીતરિવાજો પણ કડવા પાટીદારને મળતા આવે છે. કડવા પાટીદારોનું મૂળ વતન ઉત્તર હિન્દુસ્તાન હતું તેના પણ બીજા ઘણા પુરાવા મળ્યા છે. જેમને તે તરફનાં ગાડાંઓ અને ઉત્તર ગુજરાત તેમજ ખેડા બાજુનાં ગાડાંઓનો અભ્યાસ કરતાં ફૈઝાબાદ વગેરે તરફનાં ગાડાંઓમાં ઘણું સામ્ય જોવા મળે છે. ગાડું એ ખેતીના વ્યવસાય માટેનું ઉત્તમ સાધન હતું અને સ્થળાંતર માટેનું સાધન પણ હતું. સ્થળાંતર કરીને માત્ર કડવા અને લેઉવા ખેડૂતો જ આવ્યા ન હતા.



તેમની સાથે તેમના વ્યવસાય સાથે જોડાયેલ ઈતર કોમ પણ તેમની સાથે જોડાઈ હતી. ગુજરાતના કણબીઓ ઉત્તર હિન્દુસ્તાનના જ્ઞાતિબંધુઓ હતા. આ ઉપરાંત ઉત્તર ભારતના કુર્મી લોકોનું અને ગુજરાતના પાટીદારોનું રક્ત પૃથક્કરણ ગ્રુપમાં લોહીમાં ઘણું સામ્ય જોવા મળ્યું છે.

ઈ.સ. ૧૮૭૫થી તો સમસ્ત ભારતવર્ષીય કુર્મી ક્ષત્રિય મહાસત્તાનાં અધિવેશનો પણ ભરવાનાં શરૂ થઈ ગયાં હતાં. આવા ભારતવર્ષીય કુર્મી મહોત્સવો આગ્રા, પતિયાળા, લખનઉ, અમદાવાદ જેવાં સ્થળોએ ત્યાંના રાજા-મહારાજાઓના પ્રમુખપણા નીચે મળેલા હતા. અને તેમાં ઘણા કડવા કણબી પ્રતિનિધિઓ ભાગ લેતા હતા. આવા મેળાઓનું પ્રમુખસ્થાન પણ દીવાન મણિભાઈ જશભાઈ, ઓનરેબલ વિઠ્ઠલભાઈ પટેલ તેમજ મગનભાઈ ચતુરભાઈ, પ્રો. જેઠાલાલ જેવાઓએ શોભાવેલાં હતાં. આવાં સંમેલનોમાં ભારતભરના કુર્મીઓ ૩,૦૦૦ કરતાં મોટી સંખ્યામાં હાજર રહેતા હતા અને પોતાના રીતરિવાજોની ચર્ચા કરી તેમાં કુરિવાજોની નાબૂદી માટે હિલચાલ કરતા હતા.

**માળવીય કુર્મીઓ :**

માળવા પ્રદેશમાં વસતા કડવા કુર્મીઓમાં માલવીય, નિમાડી અને ગુજરાતી એવા એવા સાંજ્ઞિક ભેદો છે, પરંતુ અન્યોન્ય ખાવાપીવાના વ્યવહારો છે, તેમજ કન્યા લેવા-દેવાના પણ રિવાજ છે. હકૂમતમાં વિંધ્યાચલ, સાતપુડા વચ્ચેની સાંકડી પટ્ટી ઈન્દોર સ્ટેટના હોલ્કર સ્ટેટમાં પણ તેઓની સંખ્યા ઘણી છે. ત્યાં કડવા-લેઉવામાં રોટી-બેટી વ્યવહાર હતો અને છે.

માલવીય સંજ્ઞાધારી કુર્મીઓ પ્રાચીન સમયે વીર વિક્રમના વખતમાં આવીને વસ્યા હોય એમ કહેવાય છે. ઈતિહાસની હકીકત એવી છે કે અવંતિ (માળવા)માં વીર વિક્રમના રાજ્ય અમલ પૂર્વે હિન્દના પશ્ચિમ ભાગોમાં પંજાબ, અવંતિ, અને ગુજરાતમાં પરદેશી હુણ, સ્ક્રિથિયન કે શક જાતિના લોકોનો અમલ હતો. તેમને સઘળા પ્રદેશમાંથી હરાવી હિન્દુસ્તાનની બહાર કાઢી મૂકતા. ત્યારે પંજાબમાંથી પાછા ફરતાં તે વિજયી રાજવી, પોતાનો અવંતિનો ઉજ્જડપ્રદેશ ફળદ્રુપ કરવાની લાલસાએ કેટલાંક કુર્મી કુટુંબોને સાથે લાવ્યો હતો. તેમને સંપૂર્ણ સન્માનથી ત્યાં રાખી દરેક કુટુંબને એક એક ગામ વસાવવા આજ્ઞા કરી, તે સાંભળી પોતાની યોગ્યતા પ્રમાણે નાનાંમોટાં ગામો વસવા લાગ્યાં, એટલે રાજાએ ત્રણસો ગામોના આગેવાન કુર્મીઓને પટેલના ખિતાબ આપી તાંબાપત્ર પર લેખ કરી બહુ બહુ લાંબા લાંબા ખેતરો ઈનામમાં આપ્યાં. તેઓનો 'ભાભા રામ' પટેલ મોટો આગેવાન હતો. ત્યારબાદ તેમની ખેતી, ઢોરઢાંખર અને વસ્તી વધતાં તેઓ માળવાના અન્ય ભાગોમાં ફેલાયા અને કુટુંબોની સંખ્યા ૬ હજાર સુધી પહોંચી ગઈ.

**નિમાડી કુર્મીઓ :**

આ સંજ્ઞાધારી કુર્મીઓ અસલના જમાનામાં ઊંઝાથી આવી નિમાડમાં વસ્યા હોવાનું મનાય છે. આજે પણ ત્યાંની જ્ઞાતિ અટકો ઘણીખરી ઊંઝાના કડવા પટેલોને મળતી આવે છે. ગુજરાતના રાજા ભીમદેવના રાજ્ય અમલમાં જ્યારે ગુજરાતમાં ભયંકર દુકાળ પડ્યો ત્યારે ઘણા કુર્મીઓ ઢોરઢાંખર સાથે અહીં આવ્યા હતા. તેઓ પણ પોતાની કૃષિવિદ્યાથી આગળ વધ્યા અને પોતાનું સ્થાન જમાવ્યું. તેઓએ ઉજ્જડ પ્રદેશને ખેડીખેડીને ફળદ્રુપ બનાવ્યો, અને સાથોસાથ પોતાની આબાદી વધારી. તેઓ ગુજરાતમાંથી આવેલા હોવાથી બાંધી મુદ્દતે વિવાહ કરવાનો ચાલ પોતાની સાથે લેતા આવ્યા હતા. એટલે તેઓ પણ ઉમિયા માતાના આદેશ મુજબ લગ્ન કરતા હતા, પણ વાહનવ્યવહારની અગવડ, લુટારાઓનો ભય અને દુકાળ વગેરેની પરિસ્થિતિએ ત્યાં લગનિયા પહોંચવામાં મુશ્કેલીઓ પડી એટલે તેઓએ ત્યાં ઉમિયા મંદિર સ્થાપ્યું, અને તેની આજ્ઞા મેળવી લગ્ન કરવા લાગ્યા. મૂળ માળવાના લોકો કરતાં તેઓ આજે પણ કેટલીક ખાસિયતોમાં જુદા પડે છે અને તેઓએ હજુ પણ કેટલાક મૂળભૂત રિવાજો છોડ્યા નથી. આજે પણ તેમનામાં ઉત્તર ગુજરાતના કડવા કણબીઓનાં લક્ષણો જણાઈ આવે છે.

**ગુજરાતી કુર્મીઓ :**

સંવત ૧૭૭૫ (સને ૧૭૧૮-૧૯)ની સાલમાં ગુજરાતમાં 'પંચોતરા' તરીકે જાણીતો થયેલો ભયંકર દુકાળ પડ્યો હતો. આ દુકાળમાં બાજરી રૂ. ૧ની ચાર શેર લેખે વેચાયેલી. ગરીબ લોકો કંદમૂળ અને પાંદડાં ઉકાળીને ક્ષુધા શાંત કરતા હતા, પણ છેવટે કોલેરા વગેરે રોગ ફાટી નીકળવાથી સંખ્યાબંધ માણસો મરણ પામ્યા. ગરીબ લોકો પોતાનાં છોકરાંને રૂપિયા અગર બે રૂપિયાની કિંમતે વેચતા હતા. આ દુષ્કાળની ગંભીર અસર ગુજરાત અને કાઠિયાવાડમાં સરખી રીતે થઈ હતી આ દુષ્કાળ કમી વરસાદને લીધે પડ્યો હતો. આવા કપરા સંજોગોમાં કુર્મીઓએ સ્થળાંતરનો માર્ગ લીધો હતો. આવા ભયંકર દુષ્કાળની આવી ભયંકર દશાને લીધે ગુજરાતમાંથી ઘણા કુર્મીઓ માળવા તરફ ચાલ્યા ગયા હતા. તેઓમાં રુસાત. માંડલોત, મોલ્લાવદ, ભૂત, સાકરિયા, ઝાલુડયા, નાગપૂજા, ગામી, દાયડા વગેરે શાખોના ઘણા માણસો હતા. તેઓ સહકુટુંબ મહેશ્વરમાં આવ્યા, ત્યાં અહલ્યાબાઈ હોલ્કરે ઘાટ તથા કિલ્લો બાંધવાનું શરૂ કર્યું હતું. આ દુઃખી નિરાધારોને રાણીએ કામ પર રાખ્યા. તેઓના ખાવા-પીવાનો અને ઉતારાનો પણ બંદોબસ્ત કરી દીધો. આ પ્રમાણે તેઓએ બાંધકામ પર આઠ મહિના કાઢ્યા. દુષ્કાળની અસરો ઓછી થઈ પણ તેઓએ અહીંથી જમીન જોઈ, પાક જોયા, એટલે તેઓને પોતાનું ભાવિ અહીં રહેવામાં ઊજળું લાગ્યું. તેઓમાંથી



કેટલાક તો ધામણંદ, બાલસમુદ્ર, કસરાવાદ વગેરે ગામોમાં આવી રહ્યા અને શરૂઆતમાં 'ભાગવી' ખેતી કરવા લાગ્યા. તેઓનું કૃષિ કામનું બુદ્ધિ ચાપલ્ય બીજા કૃષિકારો ફરતાં બેનમૂન લાગ્યું એટલે કૃષિકારોમાં તેમનું માનપાન વધ્યું. તેમના પુરુષાર્થને લઈ તેમની પરિસ્થિતિ ઝડપથી બદલાવા લાગી. એટલે પડતર જમીનમાં કૃષિવિદ્યા અજમાવવા લાગ્યા. અને તેઓ જમીનના માલિક બનવા લાગ્યા, એટલે તેમણે પોતાના માદરે વતનનું મમત્વ મૂકી દીધું. થોડાંક વર્ષો બાદ થોડાક સભ્યો પોતાનાં સગાંવહાલાંના ખબરઅંતર પૂછવા મૂળ વતનમાં (ગુજરાત) આવ્યા અને તેઓ પોતાની નિમાડની ભૂમિનાં વખાણ કરવા લાગ્યા, એટલે કેટલાક કુર્મીઓ માળવા તરફ જવા આકર્ષાયા અને તેઓની સાથે નિમાડ આવ્યા. દુકાળ સમયે આવેલામાંથી મોટાભાગના કુર્મીઓએ અહીં જ વસવાટ કરી દીધો હતો. થોડાક જ પાછા ગયા હતા. તેઓએ અહીં ખૂબ ઉન્નતિ કરી અને જમીનદાર પણ થયા. ઈ.સ. ૧૭૮૪ સુધી ગુજરાતમાં સહેજ સહેજ આવનજાવનનો સંબંધ થઈ રહ્યો તે પણ કાળક્રમે ભુલાતો ચાલ્યો. ત્યારબાદ માતાજીની આજ્ઞાવાળાં લગ્નો પણ તેઓ ત્યાંથી જ મેળવી કરવા લાગ્યા, એટલે સંબંધ ઘસાતો ચાલ્યો. તે વખતે તેમનાં તેર ગામમાં કુલ મળી ૪૦૦ ઘર હતાં તે વધી ૧૪૦૦ સુધી પહોંચી ગયાં (માત્ર ગુજરાતી, નિમાડી અને માલવી ઘરો જુદાં). હાલ ત્યાં તેમના જુદા જુદા ચાર જથ્થા છે. નર્મદાના દક્ષિણ તટનો જથ્થો, નર્મદાના દક્ષિણ તટનો પશ્ચિમ ભાગનો જથ્થો, નર્મદાની ઉત્તર તટનો જથ્થો અને નર્મદાની ઉત્તર તટના પશ્ચિમ ભાગનો જથ્થો માલવિયા બંધુઓ રતલામ, ઈન્દોર, મહુ વગેરે આસપાસના ઉચ્ચપ્રદેશમાં વસે છે, નિમાડી બંધુઓ મહુથી નીચા ઘાટો ઊતરી વિંધ્ય સાતપુડા વચ્ચે નર્મદા નદીની સાંકડી લાંબી પટ્ટી પર રહે છે.

**પંચના રીતરિવાજો :**

આ જૂથોમાં પણ પંચનું બંધારણ નક્કી થયેલું છે. નિમાડનાં કુલ ૮૨ ગામોમાં કણબીઓ વસેલા છે, તેમના ઉપર પ્રમાણે જુદાં જુદાં ચાર-પાંચ પરગણાં છે. સાધારણ નાના કામનો નિકાલ તો પોતપોતાના પંચમાં જ કરી લે છે, પરંતુ મોટું કામ હોય તો પોતાની નર્મદાની હદમાં વસતાં પરગણાં સુધીનું પંચ વિચાર કરે છે. મોટામાં મોટું કામ પડે અથવા કોઈ માંવદી કે લોયણ લાણી વહેંચે ત્યારે, ચારે પરગણાં ભેગાં મળતાં હતાં. લહાણાની વહેંચણીમાં કોઈ પરગણાને છોડવામાં આવતું નહીં. લહાણી પરગણાં વિના થઈ શકતી નહીં તેનો કોઈ ટંટો થતો ન હતો.

**જ્ઞાતિભોજન :**

જ્ઞાતિની નાનીમોટી પંગત હોય ત્યારે, અનાજ લાવી તેની સાફસૂફીથી લઈને દળવાથી માંડી શાક સુધારવાથી લઈ દાળ, ભાત, લાડુ, કંસાર વગેરે રાંધી, પીરસવા

સુધ્ધાંની જવાબદારી અમુક અમુક માણસો ઉપાડે છે. તે કામ નિયમિત હોય છે. મોટું જમણ હોય તો દરેક કામ ગામદીઠ સોંપવામાં આવતું હતું. આ પ્રકારનો રિવાજ હજુ સુધી ઉત્તર ગુજરાત કડવા પાટીદારો ગામોમાં જ હતો. માંવદીના માંડવાના દિવસે સહુ લોકો ગાડીઓ દોડાવતા હતા. જે કોઈ પરગણાંવાળાની ગાડી મંડપમાં પહેલી આવે તેને બધાઈ લઈ પાઘડી, દુપટ્ટા વગેરે આપી શાબાશી આપવામાં આવતી હતી. રથહરીફાઈ આર્યોના ભારતમાં આગમન સાથે શરૂ થઈ હતી, તે બતાવે છે કે કણબીઓ આર્યન હતા અને ઉત્તર ભારતમાં હતા.

**લગ્નપ્રથા :**

અહીં ગુજરાતમાંથી આવી કડવા વસ્યા છે, તેમ લેઉવાઓ પણ વસ્યા છે. આ બંને વચ્ચે લગ્નપ્રથા ગુજરાત જેવી જ હતી. તેમનામાં ખાણીપીણીનો વ્યવહાર હતો, પણ બેટીવ્યવહાર હતો નહીં. માલવિયા કુર્મીઓમાં લેઉવાઓની માફક વરકન્યાની ઉંમરના પ્રમાણમાં લગ્ન દર વર્ષે થતાં હતાં. તેઓનું કહેવું હતું કે અમે પણ બે લગ્નો તો ગુજરાતની માફક બારવર્ષીય કર્યાં હતાં, પણ ખૂબ અગવડ પડવાથી માતાજીની આજ્ઞા લઈ આવી મરજી મુજબનાં લગ્નો શરૂ કર્યાં હતાં. આમ હતું તો પણ બારવર્ષીય લગ્નવાળા નિમાડી અને માલવીય ગુજરાતી સાથે તેઓનાં સંતાનોના લગ્નસંબંધો થતા હતા, તેમાં પુત્રીના પિતાની પદ્ધતિ અનુસાર થતાં હતાં. જો કન્યાનો બાપ બારવર્ષીય લગ્નમાં માનનારો હોય તો જ્યારે ઉમિયા માતાની આજ્ઞાવાળો લગનિયો નવ કે અગિયાર વર્ષે નીકળે ત્યારે લગ્ન થતાં હતાં; અને જો કન્યાનો પિતા એકવર્ષીય લગ્નવાળો હોય તો તે માણસ ગમે ત્યારે મુહૂર્ત પ્રમાણે યોગ્ય ઉંમરે પરણાવતો હતો. આ વખતે સામાન્ય રીતે ૧૨ વર્ષની ઉંમરનો રિવાજ છોકરી માટે હતો, પણ પુત્રની બાબતમાં આ નિયમો લાગુ પડતા નહીં. બાકીના બધા જ કડવા સંજ્ઞાધારીઓ બાંધ્યા વિવાહને માનનારા હતા. લગનિયાનું આગમન, તેની વધામણી, તેનું પૂજન, તેનું વાંચન અને માંડવરાત વગેરે ગુજરાતના કણબીઓની પદ્ધતિ જેમ જ હતું. વરનો બાપ એક રૂપિયો અને શ્રીફળ, તથા કન્યાઓનો બાપ ચાર આના અને શ્રીફળ માતાજીના તેમને આપતો. કુંભારને ત્યાંથી માટીના ગણેશ લાવી સ્થાપન કરતા. લગ્નના દિવસે અભણ બ્રાહ્મણો આવી ચોરીમાં અસ્ટમ-પસ્ટમ મંત્રો બોલી તલના દાણાને ઘીનો હોમ કરી લગ્ન પરિપૂર્ણ કરતા.

અહીંના કુરિવાજોની વાત કરીએ તો બાળકોને પરણાવવાની ચિંતા, કજોડાં, રાંડીપટો વગેરે ગુજરાતથી ઓછાં ન હતાં. સગાઈ થયા બાદ નિમાડી કણબીઓમાં વરનો બાપ સારી મિજબાનીઓની સાથે સુખડુ (મીઠાઈ) લઈ કન્યાને ત્યાં જતો, અને ગુજરાતી વરનો બાપ કન્યાને ‘વજનવાણું’ (હાર) વગેરે આપતો.



**નાતરાનો રિવાજ :**

આ કડવા કણબીઓમાં તેમાં ખાસ કરીને નિમાડી કણબીઓમાં નાતરાનો કઢંગો રિવાજ હતો. કોઈ રાંડીરાંડનો વારસો ચુકાવતા પૈસા ખાઈ જતા હતા. કેટલાક નાતરાના સંબંધ થયા પછી તૂટી જતા હતા. કોઈક વાર જાણેઅજાણે જીવતા ધણીએ પણ નાતરું થવાના બનાવો બનતા હતા. ત્યારે પંચ બંને પક્ષને દંડ કરી ૪૦૦ રૂપિયા પંચમાં તથા ૧,૦૦૦ રૂપિયા જૂના ધણીને અપાવતા. આમ તો આનો અર્થ એ થયો કહેવાય કે ૧,૦૦૦ રૂપિયામાં બાયડી વેચી. ક્યારેક આવા કેસ કોર્ટમાં પણ જતા હતા. નાતરામાં કન્યાવિક્રયનું પ્રમાણ ખૂબ જ હતું. ઓછામાં ઓછા આ માટે ૫૦૦થી ૧,૦૦૦ સુધી આપવા-લેવામાં આવતા હતા. કાચા-પાકા નાતરામાં તાગલી પહેરાવવાની રીત હતી. તાગલી પહેરાવ્યા પછી તે બાઈ બીજાનું ઘર માંડી શકતી નહીં, અથવા બીજે જઈ શકતી નહીં. તેમનામાં આવા દિવસોમાં મંગળવાર કે રવિવાર આવતો હોય તો ઘણાં કાઠાં-કબાલાં થતાં અને ભાવતાલમાં વધારો થતો. માતા પૂજા કરીને પાટલે જાય ત્યારે નાતરાનું પુનર્લગ્ન પરિપૂર્ણ થયેલું ગણાતું.

**મરણ પાછળ નાતવરો** (મોંવદી પ્રથા) **:**

ગમે તેટલી નાની ઉંમરનું મરણ થયું હોય - અરે, તેના આગળ વિવાહમાં પરણેલું બાળક હોય તો પણ - તેના શબને ગામ બહાર વિસામે લાવ્યા બાદ રોકકળ કરનારાઓ રોકકળ કરતા હોય તો પણ, પાષાણ હૃદયના જ્ઞાતિજનોને સુખડી કરવાનું તેના સ્વજનોને કહેતા એટલે આ મડાને લઈ જતા અડધા ડાઘુઓ ત્યાંથી પાછા વળી મરનારને ઘેર આવતા અને તેના ઘરમાં ઘઉં હોય તો સારું, નહીં તો કિંમત આપી ખરીદી લાવી ભરડાવીને ઘી-ગોળ નાખી સુખડી કરતા. શબને બાળી ઘેર આવી બૈરાંઓ ‘હોસલા’ કૂટતા હતા. ૧૯૦૪થી નિમાડીઓમાં કૂટવાનો રિવાજ બિલકુલ નષ્ટ થઈ ગયો હતો. જ્ઞાતિના સૌ મરદો ભેગા થઈ સુખડી ખાઈ જતા. આ ઘણો જ અપ્રાસંગિક રિવાજ હતો. આ પ્રસંગ સાથે ઉત્તર ગુજરાતના કણબીઓમાં મડા પાછળ સિદ્ધપુરમાં લાડવા કરતા.

નિમાડમાં માતાજીનું મંદિર બાંધવામાં આવેલું છે. અહીંના કણબીઓના આચારવિચારો ઘણા પવિત્ર હતા, તેઓમાં તમાકુનું વ્યસન બિલકુલ ન હતું. કારણ આના માટે જ્ઞાતિએ પ્રતિબંધ કરેલો હતો.

ઉપરોક્ત ચર્ચાઓના આધારે કુર્મીઓ સમગ્ર ભારતમાં ક્યાં ક્યાં ફેલાયેલા હતા તેનો ખ્યાલ આવે છે. તેમની શાખાઓ અને પેટાશાખાઓ તેમજ સંજ્ઞાઓની વિગતો પરિશિષ્ટમાં આપવામાં આવી છે. તે પરથી તેઓ ઉત્તર ભારતના વતની હતા તે પણ સાબિત થાય છે.

**કણબીઓમાં ખેતીવાડી સાથે જોડાયેલા તહેવારો :**

૧૯મા સૈકામાં લેઉવા, કડવા, આંજણાં અને મતિયા કણબીઓનો મુખ્ય વ્યવસાય ખેતી હતો, એટલે તેમના કેટલાક તહેવારો અને ગીતો ખેતી સાથે જોડાયેલાં હતાં. હળોતરાનો તહેવાર ખાસ કરી અખાત્રીજના દિવસે અથવા ચોમાસાના પ્રથમ વરસાદ વખતે ઊજવતા. આ દિવસે ખેતીનું મુહરત કરતા. ખેડૂત પોતાના બળદ શણગારતો અને અનાજની ફાંટ બાંધતો. મુહરત હોય તે દિશામાં જઈ નક્કી થયેલા ખેતરમાં પાંચ ચાસ પાડી આવતો. આ પહેલાં સ્ત્રી બળદને ચાંલ્લો કરતી, ખેડૂતને ચાંલ્લો કરતી અને નીચે મૂકેલ ઠીકરા પર જમણો પગ મૂકી ખેડૂત જતો. બળદના છાણ અને સાથિયો પૂરેલી જવારમાંથી જવેરા વાવવામાં આવતા. આ હળોતરા માટે ઢેડ સૂતર આપી જતો. હળ ન ધરાવનાર ખેડૂત બીજાના હળની સાથે કોદાળી લઈ જોડાતો અને કોદાળી વડે શુકન કરતો.

ભાત ઉપાડવાનો રિવાજ એક પ્રકારનો વનમહોત્સવ હતો. સુંદર ભોજન બનાવી ગામની પાટીદાર સ્ત્રીઓ ગીતો ગાતી ગાતી પોતપોતાના ખેતરે પહોંચી જઈને ચાસનું પૂજન કરવામાં આવતું. તેમાં સોપારી અને જઈ મૂકવામાં આવતાં. ખાસ કરીને કોઈવાર તહેવાર કે માતાજીના નિવેદ્ય વખતે અને અમાસના દિવસે અણુજો પાડવામાં આવતો. આ દિવસે બળદની ખાંધ પર ધૂંસરી મૂકવાની મનાઈ ફરમાવવામાં આવતી. આની જાણ ઢેડ વાસમાં આવી 'સાદ' પાડીને જણાવતો. મધ્ય પ્રદેશના પાટીદારો 'અણુજો' પાળતા હતા.

વરસાદ સમયસર ન આવે તો જેઠ માસના ઊતરતાં માટીના દેવ 'ઢૂંઢિયા બાપજી' બનાવવામાં આવતા, અને તે એક છાબડીમાં લઈ ઘેર ઘેર ફેરવવામાં આવતા. સ્ત્રીઓ તેના પર પાણી રેડતી અને અનાજ આપતી. આ અનાજ ચબૂતરે નાખવામાં આવતું. બધાં ઢૂંઢિયાવાળાને પલાળી દેવામાં આવતા. ગોરમાનો તહેવાર પણ ખેડૂતબાળાઓ આનંદથી ઊજવતી હતી. ગોરમા માટીમાંથી બનાવતા અને પટેલો તે ગોરોને એક એક માસ સુધી પાછી વાળીને જમાડતા. ગામની બધી જ કોમની બાળાઓ જમતી. લેઉવા કણબીઓની બાળાઓ લાકડાની મોટી પૂતળી બનાવતી અને તેની ગોરમા તરીકે પૂજા કરતી.

બળેવના દિવસે ઘરનું ગોરપદું કરનાર બ્રાહ્મણ સાંજે ઘેર આવી રક્ષાબંધન કરી જતો. તે જ સાંજે લાકડામાંથી તૈયાર કરેલું હળ અને માટીથી જોડેલા બે બળદો અને ચાર પાણીથી ભરેલા ઘડાઓ લઈ ખેડૂતો બલરામનું સ્મરણ કરી મહાદેવ જતા, તે પાણીના ઘડા ફોડવામાં આવતા અને શુકન જોવામાં આવતા. ઉત્તર ગુજરાતમાં ઔઠોરના ગણપતિ ચોથના દિવસે શુકન જોવાનો રિવાજ હતો. બ્રાહ્મણવાડામાં



શ્રાવણીઓની હરીફાઈ થતી. ભવાઈ દ્વારા પણ શુકન જોવામાં આવતા. બળેવિયાઓ ઘેર આવે ત્યારે મૌન પાળી ફૂટેલા ઘડાની ઠીકરી લઈ પોતાના અનાજના ભંડારામાં નાખતા જેથી ભંડારો ભરેલા રહે તેવી માન્યતા ધરાવતા. વસંતપંચમી ઉમિયામાતાનો તહેવાર ગણાતો, અને તે દિવસે ઊંઝામાં મેળો ભરાતો છેક ખાનદેશ, યેવલા અને નિમાડથી તેમજ કચ્છ અને કાઠિયાવાડથી પાટીદારો આવતા હતા. દમણિયાં દોડ-ગાલ્લા હરીફાઈઓ થતી હતી. અષાઢી બીજ જોવાનું મહત્ત્વ હતું. પાંચમનું પણ મહત્ત્વ હતું અને પૂનમ પણ જોવામાં આવતી.

**અષાડ સુદી પંચમી, જો ઝબુકે વીજ**
**દાણાં સર્વ વેચીને, રાખો બળદને બીજ.**
**અષાડ સુદી પંચમી, વાદળ હોય ન વીજ,**
**વેચો ગાડી બળદને, નિપજે કાંઈ ન ચીજ.**
**અષાડે બુધ, ઉગમે, શુક્ર શ્રાવણે માસ**
**ભડળી હું તુજને, હું, કણબી ન પીએ છાસ.**

અત્રે એ વાતનો ઉલ્લેખ જરૂરી બને છે કે, બેચરદાસ લશ્કરી કણબી જ્ઞાતિમાંથી આવતા હતા તે જ્ઞાતિનો મૂળ વ્યવસાય ખેતી હતો. એટલે કણબી જ્ઞાતિમાં કહેવતો, ઉખાણાંઓ અને લગ્નગીતોમાં પણ તે વ્યવસાયને વણી લેવાયો હતો. જેમ કે **"રોહણ સુવા તો બળદિયા મુવા", "જો વરસે આદ્રા તો બારેમાસ પાધરા", "જો વરસે પૂર્વા તો કણબી બેસે ઝૂરવા."**

આમ કણબી ખેડૂતોને કોઠાસૂઝને કારણે ભૂસ્તરશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર તેમજ હવા પાણી અને પાક અંગેનું વિશિષ્ટ જ્ઞાન હતું. તે સાચા અર્થમાં જગતનો તાત કહેવાતો, માટે તો કહેતા : **'કણબી પાછળ ક્રોડ, કણબી કોઈની કેડે નહિ.'**

આપણે આ સમગ્ર પ્રકરણમાં કણબીની ચાર મહત્ત્વની જ્ઞાતિઓના રીતરિવાજો અને જ્ઞાતિ બંધારણો તેમજ તેમના સ્તરીકરણનો, ગતિશીલતા તેમજ શ્રેણીબદ્ધતાને તપાસી. પરિણામે તેમની જ્ઞાતિમાં રહેલા કુરિવાજો પાછળ આર્થિક અને સામાજિક કારણો કેટલે અંશે જવાબદાર હતાં તેનો ખ્યાલ આવે છે. તેના પરિણામે પ્રેતભોજન, કન્યાવિક્રય, બાળલગ્નો, કન્યાની અછત, દહેજપ્રથા અને દૂધપીતી કરવાની ચાલ જેવાં અનિષ્ટો પેદા થયાં. જે નાબૂદ કરવા માટે બેચરદાસે એક સુધારક તરીકે શું ભાગ ભજવ્યો તેની ચર્ચા હવે પછી જોઈશું.

■ ● ■

# પ્રકરણ ૨ બ્રિટિશ શાસન અને ગુજરાતમાં સામાજિક પરિવર્તન

રાવબહાદુર બેચરદાસ લશ્કરી (૧૮૪૮થી ૧૮૮૯) આધુનિક ગુજરાતના તેમાં ખાસ કરીને પાટીદાર કોમના સામાજિક અને રાજકીય તેમજ ઉદ્યોગ વિકાસની નીતિમાં અગ્રગણ્ય સુધારક હતા. તેમના જીવન અને કાર્યનો સમય આધુનિક ગુજરાતના પુનરુત્થાનની સક્રાંતિકાળનો પણ સમય હોઈ તેમનાં કાર્યો અને તેમણે ગુજરાતના ઘડતરમાં આપેલા ફાળાનો અભ્યાસ કરવો અત્યંત મહત્ત્વનો છે. લગભગ ૧૮૪૦થી ૧૮૮૯માં તેમના મૃત્યુ સુધી તેમણે ગુજરાતમાં લોકોપયોગી કાર્યો કરી તેને પ્રગતિશીલ બનાવવાનું મહત્ત્વનું પ્રદાન કર્યું.

બેચરદાસ અંબાઈદાસની ઉપરની પ્રવૃત્તિઓને સમજવા માટે તેમણે ગુજરાતના સામાજિક અને આર્થિક પુનરુત્થાનમાં આપેલા ફાળાનું ઐતિહાસિક વિશ્લેષણ કરવા માટે ગુજરાતના પરંપરાગત સમાજમાં આવેલા પરિવર્તનનાં પરિબળોને સમજવાં આવશ્યક છે.

**ગુજરાતની સામાજિક, આર્થિક અને રાજકીય પરંપરાઓ ઉપર બ્રિટિશ શાસનની અસર :**

૧૮૫૭ની ક્રાંતિ હિન્દી અને અંગ્રેજ જેવી બે મહાપ્રજાઓના પ્રથમ સંપર્ક અને પછી સંઘર્ષના મહાન સ્ફોટ સમાન હતી. અંગ્રેજ સત્તાધીશોએ હિન્દની પ્રજા સાથે કેમ વર્તવું તે અંગે અને બળ કરતાં કળ વધુ ઉપયોગી થશે એમ વિચારીને તેમણે પોતાના પેંતરા અને દાવપેચ બદલ્યા. અંગ્રેજ વેપારશાહીએ હિન્દનું શોષણ ચાલુ જ રાખ્યું, એટલું જ નહીં પણ કરવટ બદલી તેમાં ઓર વધારો કર્યો. બીજી બાજુ હિન્દી પ્રજા ક્રાંતિમાં થયેલા પછડાટથી વિચારમાં પડી ગઈ. પ્રજાના આગેવાનો તથા વિચારકોએ જોયું કે હિન્દી પ્રજા સામાજિક રીતે ઘણી સંકુચિત બની બેઠી હતી તેથી તેમને પ્રથમ સામાજિક સુધારણા કરવી ખૂબ જ જરૂરી લાગી. સામાજિક કુરિવાજો, બંધનો અને બદીઓને લીધે પ્રજાની શક્તિ રુંધાતી હતી અને કુંઠિત થતી હતી, પરંતુ વધુ વિચારતાં તેમણે જોયું કે સામાજિક મર્યાદા અને શક્તિના દર્શન થાય તેમ છે. ધાર્મિક અને સાંસ્કૃતિક નવજાગૃતિની જરૂર જણાઈ, આર્થિક રીતે પણ દેશનો વિકાસ થયો અને તેમાં અંગ્રેજો કેવી સિફતથી ભારતનું શોષણ કરી રહ્યા હતા તેનું ભાન થયું. પ્રજામાં શક્તિ અને શૌર્યગુણ, ચારિત્ર્ય, સંસ્કાર અને સત્ય તો હતાં જ, પરંતુ તે ઢંકાઈ ગયાં હતાં, કુંઠિત થઈ ગયાં હતાં અને તેથી નવેસરથી વ્યક્તિનું તેમજ



સમગ્ર રાષ્ટ્રનું નવનિર્માણ કરવાની ભાવના, વિચાર અને કાર્યનો ક્રાંતિ પછીથી લગભગ એક પચ્ચીસી દરમિયાન શુભારંભ થયો.

**ધાર્મિક-સામાજિક ઉત્થાન :**

ધર્મ, સમાજ અને સંસ્કૃતિ અંગેનાં પરિબળો એકસાથે કામ કરનારાં પરિબળો છે. એકમાં પરિવર્તન થાય એટલે બીજા પર તેની અમુક અસર પડે છે, તેથી ધાર્મિક સુધારણા સામાજિક પરિસ્થિતિ પર અને સામાજિક સુધારણા ધાર્મિક રીતરિવાજ અને માન્યતા પર પ્રભાવ પાડે છે. આને પરિણામે દેશની સાંસ્કૃતિક બાબતોમાં પરિવર્તન થવા પામે છે. આવું ત્રિવિધ પરિવર્તન ગુજરાતી સમાજમાં પણ બ્રિટિશ શાસનની અસર હેઠળ થયું. ગુજરાતમાં બ્રિટિશ શાસન સ્થપાયું તે પહેલાં ગુજરાતનો સમાજ તેમજ તેની આર્થિક અને રાજકીય વ્યવસ્થા પરંપરાગત સ્વરૂપનાં હતાં. ગુજરાતમાં સામાજિક અનિષ્ટો અસંખ્ય હતાં. બાળલગ્નો, મૃત્યુ અને લગ્ન પાછળના ભારે ખર્ચ હતા. વિધવા પુનર્લગ્ન ઉપરના અંકુશો, વિધવાઓની વિષમ સ્થિતિ, દહેજપ્રથા, સતીપ્રથા, દૂધપીતીની ચાલ, અને અસંખ્ય વહેમોથી ગુજરાતના લોકો સબડતા હતા. આનો અર્થ એ નથી કે ગુજરાતમાં આ સામાજિક અનિષ્ટોનો પ્રતિકાર જ નહોતો થતો. નરસિંહ મહેતા અને અખા જેવા અનેક સંત કવિઓ સામાજિક અન્યાયોનો પ્રતિકાર કરતા, પરંતુ છાપખાનાં અને રેલવે જેવાં ક્રાંતિકારી સાધનોના અભાવે નરસિંહ અને અખા જેવા સંત કવિઓના વિચારો, તેમજ પીરાણા પંથ, પ્રણમામી સંપ્રદાય તથા વલ્લભસંપ્રદાય જેવા સંપ્રદાયોના સુધારક વિચારો ઝડપથી ફેલાઈ શક્યા નહીં. આમ ગુજરાતમાં શ્રેણીબદ્ધ ઢાંચામાં રહેલાં દૂષણોનો પ્રતિકાર કરતા સંત કવિઓ તથા સંપ્રદાયોનો અભાવ ન હતો. મુખ્ય મુદ્દો એ છે કે બ્રિટિશ શાસનકાળ પહેલાંનો ગુજરાતી સમાજ તેની સામાજિક સમસ્યાઓ પરત્વે પ્રમાણમાં ઓછો સંવેદનશીલ હતો, અથવા તો બીજી રીતે કહીએ તો સૈકાઓથી પરંપરાગત સમાજ એવી સરળતાથી ગતિ કરી રહ્યો હતો અને સમાજનાં અંગો (કુટુંબ, જ્ઞાતિ, સંપ્રદાય, હુન્નરઉદ્યોગ, રાજ્યવ્યવસ્થા, અમલદારશાહી વગેરે) એકબીજા સાથે એવી તાલબદ્ધ રીતે સંકળાયેલાં હતાં કે સામાજિક દૂષણોને એક સમસ્યા તરીકે જોવાને બદલે તેને સમાજનાં અખંડ અંગ-ઉપાંગો તરીકે નિભાવી લેવામાં આવ્યાં હતાં. સમાજનાં અનિષ્ટોનો પ્રતિકાર કરવા કાળે કાળે કોઈ સંપ્રદાયનો અભ્યુદય થાય, તેનો શિષ્યગણ કે અનુયાયી વર્ગ વધવા પૂરતી સમાજમાં ગતિશીલતા ઉત્પન્ન થાય, સમાજના અવયવો વચ્ચે ક્યારેક મંદ ઘર્ષણ થવાથી તે સળવળાટ કરતા જણાય,

પણ આખરે સમાજ તેની યથાવત્ સ્થિતિ, તેનો મૂળભૂત ગુણ ધારણ કરે. આ દૃષ્ટિએ હિન્દુ સંસારની ગતિ વર્તુળાકાર હતી.

રાજકીય ક્ષેત્રમાં પણ ગુજરાતની રીતરસમો પ્રણાલીગત જ હતી. રાજાઓની સત્તા લગભગ અમર્યાદિત હતી અને સામાન્ય પ્રજાજનો રાજ્યસંચાલન અથવા તો વહીવટીતંત્રમાં પરોક્ષ રીતે પણ ભાગ ન લઈ શકતા. ઘણીવાર સરકારી હોદ્દાઓ પણ વંશપરંપરાગત બની જતા. ૧૭૫૮માં ગુજરાતમાં જ્યારે મરાઠી શાસન શરૂ થયું ત્યાર પછી તો ગુજરાતમાં રાજકીય અવ્યવસ્થા વધારે વ્યાપક બની. મરાઠા શાસકોનો મુખ્ય હેતુ મજબૂત વહીવટીતંત્રઅને સંગીન રાજ્યતંત્ર સ્થાપવાનો નહીં, પરંતુ ગુજરાતમાંથી ચોથ અને સરદેશમુખી ઉઘરાવવાનો હતો. આ જ કારણથી મગનલાલ વખતચંદે નોંધ્યું છે તે પ્રમાણે મરાઠાઓએ અમદાવાદના ધનિકો પાસેથી પૈસા પડાવવા માટે ''ચાડિયા'' નામથી ઓળખાતા જાસૂસો પણ રાખ્યા હતા. આવી પરિસ્થિતિમાં ગુજરાતી પ્રજા મરાઠી શાસનનો વિરોધ કરે તે દેખીતું હતું. આમ જ્યારે ૧૮૧૮માં ગુજરાતમાં બ્રિટિશ શાસન સ્થપાયું ત્યારે ગુજરાતે બ્રિટિશ શાસનને વધાવી લીધું.

આર્થિક ક્ષેત્રમાં ગુજરાત હિન્દના અન્ય પ્રાંતોની સરખામણીમાં વધુ સમૃદ્ધ હતું. ગુજરાતની વ્યાપારી પરંપરા મહાજન, હૂંડી, નગરશેઠ, આંગડિયા અને શરાફી સંસ્થાઓમાં અભિવ્યક્ત થતી હતી. સુરત, અમદાવાદ, ખંભાત, ભરૂચ, નડિયાદ, ધોલેરા, કપડવંજ, વડોદરા, ભાવનગર, ઘોઘા, લખપત અને માંડવી જેવાં અનેક નાનાં-મોટાં નગરો (જેમાંનાં કેટલાંક તો બંદરીય નગરો હતાં) જે રીતે વિકાસ પામ્યાં તે બતાવે છે કે ગુજરાત તેના વ્યાપાર-હુન્નરઉદ્યોગ માટે સુપ્રસિદ્ધ હતું. ખેતીની બાબતમાં પણ ગુજરાત પછાત ન હતું. ગુજરાતની ભૂમિ ફળદ્રુપ હતી અને તેના ખેડૂતો પણ કુશળ અને મહેનતકશ હતા. નગરોનો ઉદય ખેતપેદાશોની સમૃદ્ધિથી થાય છે, અને તે ઉપરથી આપણે કહી શકીએ કે ગુજરાતની ખેતી જો પછાત દશા કે કંગાલ હાલતમાં હોત, ખેડૂતો જો અધિશેષ ઉત્પાદન કરતા ન હોત તો ગુજરાતમાં નગરો જ જીવી શક્યાં ન હોત. આમ વ્યાપાર અને હુન્નરઉદ્યોગની બાબતમાં તેમજ કૃષિવિષયક ક્ષેત્રમાં ગુજરાત એકંદરે સમૃદ્ધ હતું.

**ગુજરાતમાં બ્રિટિશ શાસન :**

ઈ.સ. ૧૮૧૮માં ગુજરાતમાંથી મરાઠી સત્તાનો અંત આવ્યો અને ઈષ્ટઈન્ડિયા કંપનીનું શાસન શરૂ થયું. ગુજરાતના સામાજિક, રાજકીય અને આર્થિક જીવન ઉપર બ્રિટિશ શાસનની શરૂઆત થાય તે દેખીતું હતું. બ્રિટિશ શાસન ગુજરાતમાં તેની પહેલા સ્થપાયેલાં શાસનોમાં અનેક રીતે જુદું તરી આવતું હતું. એ હકીકત નોંધપાત્ર



છે કે ગુજરાતમાં બ્રિટિશ શાસન સ્થપાયું તેના સૈકાઓ પહેલાં ઈંગ્લેન્ડમાં ધર્મસુધારણા અને નવજાગૃતિનાં આંદોલન થઈ ચૂક્યાં હતાં. ઈંગ્લેન્ડે તેનાં સામાજિક અનિષ્ટો સામેનો મોરચો લગભગ ૧૫મા સૈકાથી શરૂ કરી દીધો હતો, જેને પરિણામે ધર્મગુરુઓનાં ધતિંગો ખુલ્લાં થયાં હતાં, એટલું જ નહીં પણ રાજાઓના દૈવી અંશોના સિદ્ધાંતોનો પણ પ્રજાના અગ્રવર્ગે વ્યવસ્થિત રીતે પ્રતિકાર શરૂ કર્યો હતો. આ ઉપરાંત ૧૮મા સૈકાના ઉત્તરાર્ધમાં ઈંગ્લેન્ડમાં ઔદ્યોગિક ક્રાંતિની શરૂઆત થઈ ચૂકી હતી. ઔદ્યોગિક ક્રાંતિને પરિણામે ઈંગ્લેન્ડમાં ઊભી થયેલી મિલો અને કારખાનાંઓને કાચો માલ પૂરો પાડવા માટે ઈંગ્લેન્ડ નવાં નવાં બજારો શોધતું હતું. કારખાનાંઓમાં ઉત્પન્ન થયેલા જથ્થાબંધ માલનું વેચાણ કરવાના આશયથી ઈંગ્લેન્ડ નવાં બજારોની શોધમાં હતું. આમ ઈંગ્લેન્ડમાં શરૂ થયેલાં અને વિકસેલાં સામાજિક અને આર્થિક પરિબળોની અસર ગુજરાત ઉપર થાય તે દેખીતું હતું.

પરંપરાગત ગુજરાતના સમાજ, અર્થકારણ અને રાજકીય પરિસ્થિતિ ઉપર બ્રિટિશ શાસનની અભૂતપૂર્વ અસર થઈ. આ અસરો નીચે મુજબ હતી.

**સામાજિક અસર :**

ગુજરાતમાં સામાજિક સુધારણા પ્રત્યેની જાગૃતિ બ્રિટિશ શાસનને આભારી હતી. ગુજરાતમાં જ્યારે બ્રિટિશ શાસન સ્થપાયું તે સમયે ગુજરાતમાં અસંખ્ય કુરિવાજો પ્રચલિત હતા. જેમ કે ૮-૧૦ વર્ષની ઉંમરે અથવા તો તે પહેલાં પણ શરૂ થતાં બાળલગ્ન, બાળવિધવાઓ અને પુખ્ત ઉંમરની વિધવાઓની કઢંગી, કૌટુંબિક અને સામાજિક હાલત, મૃત્યુ બાદ બારમા-તેરમાના જમણવારો, લગ્ન પાછળના જમણવારો, દહેજપ્રથા, ભૂતપ્રેત-પિશાચમાં શ્રદ્ધા, સંતાન-પ્રાપ્તિ માટે થતા ધાગાદોરા, પરદેશની મુસાફરીનો નિષેધ, દૂધપીતીની ચાલ, ધર્મગુરુઓની અનીતિઓ, ગાંડપણ કે બીમારીમાંથી દર્દીને મુક્ત કરવા ભૂવાઓને ધુણાવવા, લગ્નમાં કજોડાં, જ્ઞાતિબંધનો, વગેરેએ ૧૮૫૦ સુધીમાં બ્રિટિશ શાસનની બહુમુખી અસરોએ ગુજરાતમાં મધ્યમવર્ગીય બૌદ્ધિકવર્ગ ઊભો કર્યો હતો. આ વર્ગે ઉપર્યુક્ત દૂષણો સામે વ્યવસ્થિત રીતે ઝુંબેશ શરૂ કરી.

બ્રિટિશ શાસને વ્યક્તિગત સ્વાતંત્ર્યના સિદ્ધાંતો પર રચાયેલા વિચારો જ નહિ, પણ છાપખાનાં, રેલવે, તારટપાલ તથા ઘડિયાળ અને રેલવેએ સમયનાં પરિમાણો બદલી નાખ્યાં. હિન્દુઓની 'યુગ' કે 'કાળ'ની થિયરીઓ પર આ ભૌતિક સાધનોએ પ્રહાર કર્યો. તે જ પ્રમાણે જ્ઞાનની થિયરીઓ પણ બદલાઈ. જ્ઞાનનો ઉદ્દેશ વ્યક્તિગત મોક્ષ નહીં પણ વ્યક્તિગત અને સામાજિક પ્રગતિ લાવતા જ્ઞાન અંગેનો અભિગમ પણ બદલાયો.

ઉપર દર્શાવ્યું છે તે મુજબ ગુજરાતના સામાજિક સુધારાની પ્રક્રિયામાં હવે એક નવો બુદ્ધિગમ્ય વિકલ્પ ઊભો થયો જે મુજબ 'દૂધપીતીની ચાલ કે સતીનો રિવાજ, બાળલગ્નો અને દહેજપ્રથા જેવા અનિષ્ટ રિવાજો એટલા માટે બંધ થવા જોઈએ કે તે અન્યાયી છે, અમાનવીય છે અને તે વ્યક્તિસ્વાતંત્ર્યના સિદ્ધાંત અને માનવીય મૂલ્યોની વિરુદ્ધ છે અને તે સ્ત્રીપુરુષની સમાનતાના અધિકારનો હ્રાસ કરનારા છે. સ્વામિનારાયણ પંથમાં સતીપ્રથા અને દૂધપીતીના રિવાજ વિરુદ્ધ પણ લખાણો હોય અને તે સાથે જ 'સારી' સ્ત્રીનાં લક્ષણોનાં વર્ણનોમાં એમ પણ લખ્યું હોય કે જ્યારે પતિ પરદેશ જાય ત્યારે પત્નીએ આભૂષણોનો ત્યાગ કરવો કે ઘરની બહાર ન નીકળવું, પતિ જો મારઝૂડ કરે તો પણ પતિવ્રતા સ્ત્રીએ તે મૂંગે મોઢે સહન કરી લેવું. પરંતુ નવાં મૂલ્યોમાં આવી અસંગતતા ન હતી, કારણ કે તેના મૂળમાં ધર્મ કે ભગવાન નહીં પણ સામાજિક પ્રગતિના સિદ્ધાંતો હતા. સામાજિક અન્યાયો સામે ઝઝૂમવાની આ પ્રતિકાર શક્તિ ભારતમાં નહીં, પરંતુ યુરોપના સમાજમાં તૈયાર થઈ હતી. સાંપ્રદાયિક ઢાંચામાં આવી શાસ્ત્રીય રીતરસમોને તપાસવાનું અને ચકાસવાનું સ્થાન ન હતું, તેમાં પાપ-પુણ્ય અને કર્મના સિદ્ધાંતોને જ સ્થાન હતું.

૧૮૫૦ સુધીમાં બ્રિટિશ રાજ્ય અમલની પ્રગતિશીલ અસરો ગુજરાતના સમાજમાં દેખાવી શરૂ થઈ. ૧૮૦૯માં જન્મેલા દુર્ગારામ મહેતાજીએ ૧૮૪૪માં સુરત 'માનવધર્મ સભા'ની સ્થાપના કરી. ૧૮૪૮માં ગુજરાતમાં અમદાવાદમાં 'વર્નાક્યુલર સોસાયટી'ની સ્થાપના થઈ. રણછોડલાલ ગિરધરદાસ, કરસનદાસ મૂળજી, ભોળાનાથ સારાભાઈ, મહીપતરામ રૂપરામ, હરગોવિંદદાસ કાંટાવાળા, બેચરદાસ લશ્કરી, કવિ દલપતરામ, કવિ નર્મદ, નવલરામ લક્ષ્મીરામ પંડ્યા અને બહેરામજી મલબારી જેવા અનેક મધ્યમવર્ગીય નગરાભિમુખ સુધારકો ગુજરાતમાં પાક્યા. તેમણે સાંપ્રદાયિક ધોરણે નહીં પરંતુ નવાં લોકશાહી મૂલ્યોને ધોરણે સામાજિક શોષણ અને અન્યાયો સામે ઝુંબેશ શરૂ કરી અને તેને માટે છાપખાનાં તેમજ સંસ્થાઓ સ્થાપ્યાં.

સુરત કરતાં અમદાવાદમાં સુધારો કંઈક વધુ સાવચેતીભર્યો રહ્યો. આનું કારણ એ હતું કે અમદાવાદમાં જૈનો અને વૈષ્ણવ વાણિયાઓનો બનેલો સમૃદ્ધ વર્ગ રૂઢિચુસ્ત હતો. પણ આ વર્ગ કેળવણી અને સ્ત્રી-શિક્ષણનો હિમાયતી હોઈ નવી શાળાઓ સ્થાપવા માટે જે ફંડફાળા ઊભાં થયાં તે આ વર્ગમાંથી વિધવા પુનર્લગ્નોનો આ વર્ગ કટ્ટર વિરોધી હતો. બાળલગ્નોને પણ તે ચુસ્ત રીતે વળગી રહેનારો હતો.



રણછોડલાલ છોટાલાલ જેવા નાગર શેઠિયાઓ પાસે જ્યારે એક પ્રસંગે વિધવાવિવાહના કાર્ય માટે ફંડફાળાની ઉઘરાણી થઈ ત્યારે રણછોડલાલે કહ્યું : 'હું આ ફંડફાળામાં પૈસા તો આપું પણ મારે મારા મિલ અંગેના વ્યવસાયને લીધે શેઠિયાઓ સાથે રોજનું કામ પડવાનું, તેથી તમે કહો તેમ કરું.' આમ છતાં પણ મિલો સ્થાપનાર બૌદ્ધિકો નહીં પણ શરાફો અને વ્યાપારીઓ, અને તેઓ જાણે-અજાણે સમાજમાં ત્રીજો એક વર્ગ મજૂર વર્ગ ઊભો કરી રહ્યા હતા. રણછોડલાલ છોટાલાલ સામાજિક બાબતોમાં જુનવાણી છતાં પણ અમદાવાદમાં ગટર તથા નળની યોજનાઓ દ્વારા સામાજિક પરિબળોનું સર્જન કરી રહ્યા હતા.

બૌદ્ધિકોની પ્રવૃત્તિઓનો અભિગમ નગરીય હતો. ૧૯મા સૈકા દરમિયાન તો ગુજરાતના કોઈ પણ બૌદ્ધિકે ગ્રામજનોના પ્રશ્નોમાં સક્રિય રસ લીધો ન હતો. જોકે ગામડાં વિશે તેઓ અવારનવાર લેખો લખતા ખરા. અસ્પૃશ્યોની હૃદયદ્રાવક સ્થિતિ અને તેમની સામેના સવર્ણોનો અત્યાચારોને તેમણે ચર્ચાના દ્વાર સુધી પણ પહોંચાડી ન હતી. હકીકતમાં તો રેલવેની શરૂઆતનાં વર્ષો દરમિયાન જ્યારે અસ્પૃશ્યોને સવર્ણો સાથે એક જ ડબ્બામાં મુસાફરી કરવાના પ્રસંગો બન્યા ત્યારે ઘણાં ઉચ્ચ જ્ઞાતિઓના બૌદ્ધિકોએ અસ્પૃશ્યો સામે કડક લખાણો લખ્યાં હતાં. ''બૌદ્ધિકો જોરશોરથી તેમની વાક્ધારા ચલાવતા કે 'મનુષ્યમાત્ર સમાન છે.' પણ વાચાળતાને બાદ કરતાં સમાજસુધારણાનું આ એક અતિમહત્ત્વનું અને વિશાળ રણક્ષેત્ર યોદ્ધાઓ વગેરેનું જ રહ્યું.

ખુદ સામાજિક સુધારણાના યોદ્ધાઓ જ તેમની વાણી અને વર્તન વચ્ચેના ભેદના કારણે ઘણીવાર લોકસમુદાયને મનોરંજન પૂરું પાડવા જેવી સ્થિતિ સર્જી નાંખતા. મહિપતરામ જ્યારે ૧૮૬૦માં 'ઇંગ્લેન્ડ ગયા ત્યારે સુધારકોએ એવી અપેક્ષા રાખી હતી કે દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરો ને રૂઢિચુસ્તોની તરફદારી નહીં કરે. મહીપતરામે પણ આ અંગે નમતું નહીં આપવાનું જાહેરમાં કહ્યું હતું, પરંતુ તેમણે એકથી વધુવાર દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કર્યું. તે જ પ્રમાણે દુર્ગારામ મહેતાજી જેવા પ્રથમ પંક્તિના સુધારકે વિધવાવિવાહની તરફેણમાં તેમની ઝુંબેશ શરૂ કરી હોવા છતાં તેમણે જ્યારે મોટી વયે બીજીવાર લગ્ન કર્યું તે બાળકુંવારી સાથે મથુરી નામની તેમની જ્ઞાતિની એક વિધવા તેમની સાથે લગ્ન કરવા તૈયાર હતી, છતાં પણ તેમણે છેવટે કુમારી કન્યા સાથે જ લગ્ન કર્યું. નર્મદે વિધવા સાથે લગ્ન કર્યું ખરું પણ તેની બીજીવારની પત્ની ડાહીગૌરી સાથે તેણે આ પ્રસંગે જે શરતો મૂકી તે તે સમયની પતિ-પત્ની વચ્ચેના સંબંધોની સરિયાત અસમાનતાનાં દર્શન કરાવે છે. આમ, સુધારકોની વાણી અને

વર્તન વચ્ચેની ખાઈ એવી લાંબી પુરવાર થઈ કે સામાન્ય પ્રજાજનોએ 'સુધારા'ની હાંસી ઉડાવતાં એમ માન્યું કે સુધારાવાળાઓએ તો પારકાને જ જતી કરવાની પેરવીઓ કરી છે. બેચરદાસ લશ્કરીના વાણી-વ્યવહારમાં એકસૂત્રતા હતી.

આમ છતાં પણ સમાજસુધારાના ઐતિહાસિક વિશ્લેષણમાં આ સુધારકોનો ફાળો અદ્વિતીય હતો તે સ્વીકાર્યા વગર ચાલે તેમ નથી, તેમણે સુધારાની તરફેણમાં બતાવેલો ઉત્સાહ, તેમણે સ્થાપેલાં સુધારાનાં મંડળો, તેમણે લખેલાં પુસ્તકો અને લેખો અને તેમણે કરેલાં ભાષણોના વ્યાપનો જો વિચાર કરીએ તો ખ્યાલ આવે કે જુનવાણી અને વહેમી સમાજને તેની આળસમાંથી ઢંઢોળવાના તેમના સૌ પ્રથમ પ્રયાસો કેવા પ્રશંસનીય હતા.

આ પ્રયાસોનું સૌથી ઊજળું સીમાચિહ્ન તે ૧૮૬૧-'૬૨નો સુપ્રસિદ્ધ મહારાજ લાયબલ કેસ, કરસનદાસ મૂળજીએ વૈષ્ણવ મહારાજોની વિકૃત જીવનશૈલી અને દંભ સાથે જે વૃત્તપત્રીય યુદ્ધ શરૂ કર્યું, તેને પરિણામે વૈષ્ણવ ધર્માચાર્ય જદુનાથજી મહારાજે તેમની સામે મુંબઈની અદાલતમાં બદનક્ષીનો દાવો માંડ્યો. આ કેસમાં જે જુબાનીઓ રજૂ થઈ તેમાં ડૉ. ભાઉ દાજી તથા ડૉ. ધીરજરામ દલપતરામ જેવા મુંબઈની ગ્રાન્ટ મેડિકલ કોલેજમાં તૈયાર થયેલા ડોક્ટરોની જુબાનીઓ પણ હતી. આ ડોક્ટરોએ જદુનાથજી અને બીજા મહારાજોની સિફિલસ જેવા રોગ માટે જે સારવાર કરી હતી તે હકીકત પણ પ્રજા સમક્ષ બહાર આવી. મહારાજો કેવી રીતે કૃષ્ણના અવતાર હોવાનું માની મનાવી લેતા. તેઓ તેમના ધનિક અનુયાયીઓ પાસેથી ધન પડાવી લેવાની કેવી સિફતપૂર્વક પેરવીઓ કરતા તે હકીકતો પણ પ્રકાશમાં આવી. જદુનાથજી એ એક ધર્માચાર્યને નાતે કોર્ટનાં પાંજરામાં નહીં પ્રવેશવાનો આગ્રહ રાખ્યો પણ કોર્ટે ફરમાવ્યું કે વ્યક્તિ ગમે તે ક્ષેત્રમાં ગમે તેવો મોટો મોભો ધરાવતી હોય છતાં પણ કાનૂનની દૃષ્ટિએ તે સામાન્યમાં સામાન્ય માણસની હરોળમાં જ છે. આમ જદુનાથજીને કોર્ટમાં હાજર રહેવાની ફરજ પાડવામાં આવી. આ કેસમાં તે હારી જતાં જૂની પ્રણાલીના ગઢમાં મોટી તિરાડ પડી. આ એક જ પ્રસંગ સમાજસુધારણાના આંદોલનના ઇતિહાસમાં સીમાચિહ્નરૂપ બની ગયો.

ગુજરાતમાં સમાજસુધારણાના આંદોલનનો પ્રથમ તબક્કો લગભગ ૧૮૮૦માં પૂરો થયો, જે બીજો તબક્કો શરૂ થયો તેમાં બદલાયેલી આવૃત્તિના નમૂનારૂપ કવિ નર્મદ તથા મણિલાલ નભુભાઈ ત્રીવેદી જેવા સંરક્ષણવાદી સુધારકોએ નવી રાજકીય ચેતનાના સંદર્ભમાં સુધારાનું વિવેચન કરવું શરૂ કર્યું. તેમણે પશ્ચિમના 'પ્રવૃત્તિવાદ'ની ઝાટકણી કાઢીને ભારતના 'નિવૃત્તિવાદ'ને બિરદાવવા લખ્યું છે કે સુધારા અંગેની



પ્રવૃત્તિઓ ભારતીય સંસ્કારોના સંદર્ભમાં જ થવી જોઈએ. જોકે સુધારા માટેના વ્યવહારુ ઉકેલ માટે 'પ્રવૃત્તિવાદ' અને 'નિવૃત્તિવાદ'ની ફિલસૂફીનો તેઓ સંતોષકારક રીતે ખુલાસો કરવામાં નિષ્ફળ ગયા. તેમણે સામાન્ય પ્રજાજનોને પણ બુદ્ધિજન્ય બનાવી મૂક્યા. એટલું જ નહીં પણ ખાસ કરીને મણિલાલે તો એવી પાંડિત્યપૂર્ણ શૈલીમાં 'સંરક્ષણાત્મક સુધારાવાદ' વિશે લખ્યું કે શિક્ષિતવર્ગને પણ તે સમજવું મુશ્કેલ થઈ પડે. જોકે સમાજસુધારણાની પ્રક્રિયામાં આ શાબ્દિક દલીલબાજીઓનું બૌદ્ધિક અને તાત્ત્વિક મૂલ્ય ઘણું જ મહત્ત્વનું હતું.

પરંતુ ગુજરાતમાં 'સંરક્ષણાત્મક સુધારાવાદ' લુપ્ત થતો ગયો. બેચરદાસ લશ્કરીના સહયોગથી મહીપતરામ તથા ભોળાનાથ જેવા સુધારકોએ ૧૮૭૧માં અમદાવાદમાં સ્થપાયેલા પ્રાર્થનાસમાજની શાખાઓ ખેડા અને સુરત જિલ્લાઓનાં ગામડાંઓમાં પ્રસરી હતી. પ્રાર્થનાસમાજની પ્રવૃત્તિઓને પાછળથી રમણભાઈ નીલકંઠ જેવા બૌદ્ધિકોએ ઉપાડી લીધી. તેમણે 'ગુજરાત સંસાર સુધારા સમાજ'ને આશ્રયે થોડાંક પુનર્લગ્નનો પણ યોજ્યાં. આવા સંજોગોમાં બહેચરાજી મલબારીના પ્રયાસોને પરિણામે સરકારે ૧૮૯૧માં 'લગ્ન સમન્વય ધારો' પસાર કર્યો. આ સમયે પણ બે ભિન્ન વિચારસરણીઓ અનિવાર્યપણે ઘર્ષણમાં આવી. મણિલાલે લગ્નની વય વધારવા સામે તેમનો અવાજ ઉઠાવ્યો હતો. રમણભાઈએ તેમની તરફેણમાં ઝુંબેશ શરૂ કરી હતી. આ ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં રમણભાઈએ 'ભદ્રંભદ્ર' દ્વારા રૂઢિચુસ્ત પ્રણાલીઓની ઠેકડી ઉડાડી. જ્યારે ગોવર્ધનરામ ત્રિપાઠીએ 'સરસ્વતીચંદ્ર' દ્વારા આ બે વિરોધાભાસી વિચારસરણીઓ વચ્ચે સાંસ્કૃતિક સેતુ બાંધવાનો પ્રયાસ કર્યો.

આમ ગુજરાતનાં સામાજિક જીવનમાં જ્યારે મોહનદાસ કરમચંદ ગાંધીએ ૧૯૧૫માં પ્રવેશ કર્યો, ત્યારે સમાજસુધારા અંગેનો એક રેશનલ અભિગમ ઘડાઈ ચૂક્યો હતો. વિધવાઓનાં પુનર્લગ્નો યોજાતાં હતાં. બાળલગ્નો જરૂર થતાં હતાં, પરંતુ એક પ્રથા તરીકે આ રિવાજ ઢીલો પડ્યો હતો. આવા સંજોગોમાં ગાંધીજીએ ગુજરાતના જાહેર જીવનમાં પ્રવેશ કરતાં. સમાજસુધારણાની પ્રક્રિયામાં એક નવો ચીલો પાડ્યો.

**બ્રિટિશ શાસનની આર્થિક અસરો :**

અંગ્રેજોએ ૧૮૧૮માં ગુજરાતમાં સત્તા હાંસલ કર્યા બાદ ગુજરાતમાં આર્થિક પરિવર્તનનો એક નવો તબક્કો શરૂ થયો.

નાનાં-મોટાં દેશી રજવાડાંઓનાં અસંખ્ય ચલણોને સ્થાને સમગ્ર હિન્દમાં એકસમાન ચલણ પદ્ધતિ દાખલ થઈ. વેપારના અંતરાયરૂપ સંખ્યાબંધ જકાત

ચોકઠાંઓનો અંત લાવવો, તાર, ટપાલ, રેલવે અને છાપખાનાં જેવાં સાધનોની શરૂઆત થઈ. ગુજરાતમાંથી ઈંગ્લેન્ડમાં કાચા માલની નિકાસ કરવાના તથા ત્યાંનાં મશીનોમાં તૈયાર થયેલા માલની ગુજરાતમાં આયાત કરવાના આશયથી બંદરોને જમીનમાર્ગો સાથે સાંકળવાં - આ બધી બાબતો ગુજરાતના આર્થિક જીવનમાં પરિવર્તન લાવવાની શક્યતાઓ ધરાવતી હતી. ગુજરાત એના ઈતિહાસમાં સૌ પ્રથમવાર ઈંગ્લેન્ડની સંસ્થાનવાદી રીતરસમ ધરાવતા મૂડીવાદી ગ્રહમંડળની પરિક્રમામાં આવતું હતું. ગુજરાતના પલટાતા જતા આર્થિક જીવનને આ સંદર્ભમાં સમજવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે.

હવે આપણે બ્રિટિશ શાસનની અસરો ખેતી અને વ્યાપાર-રોજગાર ઉપર કેવી રીતે પડી તેના વિશે ચર્ચા કરીશું.

**ખેતી :**

ખેતી અને જમીન-મહેસૂલ વિષયક બાબતોમાં ગુજરાતમાં જે પદ્ધતિ અને સંસ્થાઓ મુઘલ સમયમાં પ્રવર્તતી હતી તે પદ્ધતિ અને સંસ્થાઓ મરાઠાકાળમાં લગભગ બ્રિટિશ શાસકોને સૈકાઓથી ચાલી આવેલી વ્યવસ્થારૂપે વારસામાં મળી હતી. પ્રાગ્-બ્રિટિશકાલીન વ્યવસ્થામાં જમીન ઉપરના સાચા માલિકી અધિકાર ન તો રાજ્યના હતા કે ન તો વ્યક્તિગત. ખેડૂત કુટુંબોના આ અધિકાર સામૂહિક હતા. એ ગ્રામસમુદાય સમસ્તના હતા. પુરાણી વ્યવસ્થામાં ખેડૂતો ન તો ભૂમિહીન થઈ શકતા કે ન તો જમીન વેચી શકતા. મુઘલ કે મરાઠા શાસક ઇચ્છે તો પણ એ ખેડૂતોને ભૂમિહીન કરી શકતો નહીં. વળી આ વ્યવસ્થા સાથે જે અધિકારીઓ સંકળાયા હતા. તે રૂઢિ-પ્રણાલીગત રીતે વંશ પરંપરાગત રીતે હોદ્દો અને અધિકારો ધરાવતા હતા દેસાઈ, પટેલ, અમીન, મજુમદાર, કમાવીસદાર, તલાટી અને હવાલદાર જેવા મહેસૂલ અધિકારીઓ જુદા જુદા સ્તરો ઉપર એમની ફરજ બજાવતા હોવા છતાં એ ગુજરાતના મહેસૂલતંત્રના અવિભાજ્ય અંગ તરીકે પરસ્પર સંકળાયેલા હતા.

બ્રિટિશ શાસકોએ આ પરંપરાગત વ્યવસ્થામાં વ્યાપક અને કેટલેક અંશે મૂળભૂત ફેરફાર દાખલ કર્યા. એમણે 'દેસાઈ' અને મજુમદાર જેવી રૂઢિગત સંસ્થાઓને સત્તાહીન બનાવીને ક્લેક્ટર, મામલતદાર અને ન્યાયાધીશ જેવી વધારે શક્તિશાળી અને અધિકારયુક્ત સંસ્થાઓને વિકસાવી કંપની સરકારે વંશપરંપરાગત સેવાઓ સિદ્ધાંતોને ફગાવી દઈને પ્રત્યેક અધિકારીને સરકારના સીધા અંકુશ નીચે મૂક્યો, અને એને સરકારનો પગારદાર નોકર બનાવ્યો. આ નોકરો એમની ગેરવર્તણૂક માટે બરતરફ થઈ શકે, એમની બદલી પણ થઈ શકે તેવી વ્યવસ્થા અમલી



બનાવી પુરાણી વ્યવસ્થામાં અમીન, દેસાઈ અને મજુમદાર જેવા અધિકારીઓ જમીન મહેસૂલ ઉઘરાવનાર ઠેકેદાર હતા. બ્રિટિશ શાસકોએ આ વ્યવસ્થાને ખતમ કરીને ખેડૂતો સાથે પ્રત્યક્ષ સંબંધો બાંધવાના આશયથી ઈ.સ. ૧૮૨૬ સુધીમાં સુરત, અમદાવાદ અને ખેડા જિલ્લાઓમાં નવેસરથી જમીન માપણી શરૂ કરી. તેમણે જમીન મહેસૂલના દર અંગેના નવા સિદ્ધાંત વિકસાવ્યા. આ બધાને અંતે ઈ.સ. ૧૮૨૭નો 'બોમ્બે રેગ્યુલેશન એક્ટ નંબર સત્તર' અસ્તિત્વમાં આવ્યો, જેણે ગુજરાતમાં રૈયતવારી પ્રથાની શરૂઆત કરી. આ પ્રથા જેમ જેમ વિકસતી ગઈ તેમ વંશપરંપરાગત અધિકારીઓની અને ઠેકેદાર મધ્યસ્થીઓની સત્તા અને લાગવગ ક્ષીણ થતી ગઈ. મહેસૂલ ઉઘરાણીની બાબતમાં હવે રાજ્ય અને ખેડૂતો વચ્ચેનો સંબંધ પ્રત્યક્ષ બન્યો.

બ્રિટિશ શાસન દરમિયાન જમીન મહેસૂલના દર વધતા ગયા. સરકાર ખેડૂતોને એમ ઠસાવવા માગતી હતી કે, રેલવે જેવાં સાધન વિસ્તારીને અને દેશમાં કાયમી ધોરણે શાંતિની અને ખાનગી મિલકતની સહીસલામતીની સ્થાપના કરીને એણે ખેતીને પહેલાંના કરતાં વધારે આબાદ સ્થિતિમાં મૂકે છે. આ ઉપરાંત સરકારનો દાવો હતો કે અમેરિકન (૧૮૬૧-૬૫) આંતરવિગ્રહ દરમિયાન રૂના 'શેર સટ્ટામાં' ગુજરાતના ઘણા ખેડૂત માતબર બન્યા હતા. જોકે હકીકતમાં 'શેર મેનિયા'નો લાભ ખેડૂતોને નહીં, વેપારીઓને મળ્યો હતો, અને એ પણ અલ્પજીવી સાબિત થયો હતો. આંતરવિગ્રહનો અંત આવતાં જ વેપારીઓ અને સટ્ટાખોરો તારાજ થઈ ગયા હતા. આવાં ઉપરછલ્લાં કારણોને આગળ ધરીને મુંબઈ સરકારે ૧૮૬૭ પછી એનું મહેસૂલી તંત્ર વધારે શોષણખોર બનાવ્યું. ગુજરાતમાં ઉપરાછાપરી દુકાળ પડવા છતાં, એણે જમીન મહેસૂલના દરમાં વધારો કર્યો. બ્રિટિશ શાસને ભૂમિને ખાનગી મિલકત તરીકે તો વિકસાવી જ હતી; તો વળી એણે જમીન મહેસૂલ ચલણી નાણામાં જ ભરવાની પ્રથા પણ વિકસાવી હતી. આ કારણોથી ભૂમિ પણ અન્ય ચીજોની ખરીદ અને વેચાણને પાત્ર બની હતી. આવી પરિસ્થિતિમાં નિર્ધન અને દેવાદાર બનતા જતા ખેડૂતો એમની જમીનો શાહુકારોની પેઢીમાં ગીરો મૂકે અથવા તો તેનું વેચાણખત કરી આપે એ સ્વાભાવિક હતું. આ ઝડપી પ્રક્રિયા દરમિયાન ઘણા સ્વતંત્ર ખેડૂતો ખેતમજૂરોમાં પલટાઈ ગયા. આ વિષમ પરિસ્થિતિને ધ્યાનમાં લઈને જ ભૂલા વરજીભાઈ નામના એક લેખકે ૧૯મા સૈકાના મધ્યભાગમાં વેધક ઉદ્ગારો વ્યક્ત કર્યા હતા કે ગુજરાતના વાણિયા અને શાહુકારો ખેડૂતોના અજ્ઞાનનો લાભ લઈને તેમજ અદાલતોનો આશરો લઈને ખેડૂતોને લૂંટે છે. આવા સંજોગોમાં ખેડૂતોની પરિસ્થિતિ દિનપ્રતિદિન બગડતી

જતી ગઈ. જાણીતા સુધારક કરસનદાસ મૂળજીએ એમના 'ખેતીવાડી સુધારા વિશે નિબંધ'માં ખેડૂતોની દારુણ દશાનું વર્ણન કરતાં લખ્યું છે કે શરાફો અને વાણિયા એમને જીવનપર્યંત દેવાદાર રાખે છે. ૧૮૩૩, ૧૮૬૭, ૧૮૬૯, ૧૮૭૨, ૧૮૭૭, ૧૮૭૮, ૧૮૯૯, ૧૯૦૦ વગેરે વર્ષોમાં ગુજરાતમાં જે એક પછી એક દુકાળ પડ્યા. તેને માટે માત્ર કુદરત જ જવાબદાર ન હતી, જો રેલવેના પાટાઓ પાછળ કરોડો રૂપિયા ખર્ચ કરવાને બદલે સરકારે સિંચાઈ અને નહેરો જેવી પ્રમાણમાં ઘણી ઓછી ખર્ચાળ યોજનાઓ પાછળ ખર્ચ કર્યો હોત તો ખેતીની પરિસ્થિતિ ઓછી વણસત. દુકાળ માટે ગરીબાઈ અને સરકારની નીતિ પણ જવાબદાર હતી.

પરંતુ બ્રિટિશ શાસન દરમિયાન ખેડૂતોની સ્થિતિ વધારે ને વધારે ખરાબ થવાને સર્જાયેલી હતી. ૧૮૯૦ સુધીમાં તો બ્રિટિશ-શાસિત ગુજરાતના ખેડૂતો બેહાલ થઈ ચૂક્યા હતા. આવી વિષમ પરિસ્થિતિમાં અમદાવાદ, પંચમહાલ, ભરૂચ અને સુરત જિલ્લામાં તેમજ સાબરકાંઠા એજન્સીના માણસા વગેરે પ્રદેશોના ખેડૂતોએ સરકારની મહેસૂલ નીતિનો વિરોધ કર્યો. માણસાના ખેડૂતોએ ભાગબટાઈ અને બીજા વેરાઓ સામે જેહાદ પોકારી, યોગ્ય નેતા તથા માર્ગદર્શનની ઊણપને લીધે તેમજ ખેડૂતોમાં સંગઠન બળના અભાવને લીધે ખેડૂતોની આ લડત નિષ્ફળ ગઈ. એ જ પ્રમાણે દેશી રાજ્યના ખેડૂતોએ પણ રાજાઓની ચૂસણખોર મહેસૂલનીતિ સામે અસંતોષ વ્યક્ત કર્યો હતો. ઉદાહરણ તરીકે ઈ.સ. ૧૮૯૦માં ખંભાત રાજ્યના ખેડૂતોએ રાજ્યના વધતા જતા ત્રાસ સામે આંદોલન કર્યું. ખંભાતના ખેડૂતોની પરિસ્થિતિ એટલી બધી દયાજનક થઈ પડી હતી કે જ્યારે ઈ.સ. ૧૮૮૯-૯૦માં જમીન મહેસૂલ વધાર્યું ત્યારે ખેડૂતોએ મહેસૂલની રકમ ભરવા કરતાં લડી લેવાનું વધારે પસંદ કર્યું. ૧૮૯૦ના સપ્ટેમ્બરમાં રાજ્ય સાથે ખુલ્લેઆમ બંડ કર્યું અને ખંભાત શહેરને એમણે ઘેરો ઘાલ્યો. આથી નવાબ જાફરઅલીખાન ખંભાત છોડીને બ્રિટિશ વિસ્તારમાં નાસી ગયો. એણે મુંબઈ સરકારની મદદ વડે ખેડૂતો સામે ગોળીબાર કર્યો. લગભગ યુદ્ધ જેવી પરિસ્થિતિ સર્જાઈ ગઈ, પણ અંતે બંદૂકની અણીએ ખંભાતની રાજ્ય સરકારે ખેડૂત વિદ્રોહને દાબી દીધો.

આ પરિસ્થિતિ બતાવે છે કે, ગુજરાતના ખેડૂતો કેવા અન્યાયી વાતાવરણ વચ્ચે જીવતા હતા. એમણે એક તરફ સતત વધતા જતા સરકારી મહેસૂલ સામે, બીજી તરફ દુકાળોની પરિસ્થિતિ સામે, તો ત્રીજી તરફ શેઠ-શાહુકારોની સંસ્થા સામે ઝઝૂમવાનું હતું. આવી ત્રાસદાયક પરિસ્થિતિને અનુલક્ષીને જ અમદાવાદના એક સુપ્રસિદ્ધ સાપ્તાહિકે પોકાર કર્યો હતો.



પહેલાંના સમયમાં ખેડૂતોની તરફ જે દિલસોજી રહેતી હતી, વખતોવખત એમની જે સંભાળ લેવામાં આવતી હતી, અને એમને બનતી મદદ આપવામાં આવતી હતી તે હાલ ક્યાં છે? વાસ્તવિક રીતે તો ખેડૂતો એ રાજ્યની દૂઝણી ગાયો છે. એ ગાયોને રાજ્યકર્તા તરફથી જેટલી માયાથી પોષવામાં આવશે તેટલા પ્રમાણમાં એ દૂધ આપી શકશે, પરંતુ પોષણ નહીં હોય તો દૂધ આપવાના એ અખાડા જ કરશે અને વખતે લાત પણ મારશે. એમ છતાં પણ જો એને દોહવામાં આવશે તો દૂધને બદલે લોહી નીકળશે.

જો આ પરિસ્થિતિ સામાન્ય ખેડૂતોની હોય તો ભીલ અને દૂબળા જેવી આદિમ-ખેડૂત પ્રજાની કેવી કરુણ સ્થિતિ હશે એ સમજી શકાય એમ છે. આ આદિમ જાતિઓ હકીકતમાં ખેડૂતો નહીં પણ ખેતમજૂરો હતી, અને દક્ષિણ ગુજરાતમાં એ તેમના 'ધણિયામા'ઓની વંશપરંપરાગત ગુલામ હતી. સુરતની રાનીપરજ કોમ 'હાળીપ્રથા'માં સૈકાઓથી જે રીતે સબડતી અને કચડાતી આવી હતી તે વાત જાણીતી છે. આ હાળીઓની પરિસ્થિતિ વિશે ગુજરાતમાં ઘોર અજ્ઞાન હતું. હિન્દી રાષ્ટ્રીય મહાસભાએ તેમજ મહાત્મા ગાંધીની દોરવણી હેઠળ સ્થાનિક કોંગ્રેસી કાર્યકરોએ 'હાળી સમસ્યા'માં રસ લેવો શરૂ કર્યો હતો, પરંતુ ઈ.સ. ૧૯૧૯ બાદ એ પહેલાં તો ગુજરાતની આદિમ પ્રજા પરત્વે અનાવળા, પાટીદાર તથા પારસી જમીનદારો દ્વારા એમના થતા બેફામ શોષણ પરત્વે ગુજરાતના અગ્રવર્ગ પાસે ઉપરછલ્લી માહિતી પણ નહોતી.

ઉપર્યુક્ત ચર્ચા પરથી ફલિત થાય છે કે ઈ.સ. ૧૮૧૮થી ૧૯૧૪ દરમિયાન ખેતીની પરિસ્થિતિ ઉત્તરોત્તર કથળતી જતી હતી. બ્રિટિશ શાસકોએ એક તરફ જમીનને બજારુ ચીજોની જેમ લે-વેચને પાત્ર બનાવી; તો બીજી તરફ એમણે મહેસૂલની આકારણી રોકડમાં વસૂલ કરવાની નીતિ અપનાવીને મહેસૂલના દર વધારેને વધારે આકરા બનાવ્યા. આવા સંજોગોમાં ખેડૂતો અને શાહુકારો વચ્ચે અદાલતી ઝઘડાઓની લાંબી અને વણથંભી ઘટમાળ શરૂ થઈ, જેમાં શાહુકારોએ એમની ખાતાવહીઓ અને અન્ય ચોપડાઓના 'પુરાવા'ઓને આધારે અભણ ખેડૂતોને મહાત કર્યા. બીજા શબ્દોમાં કહીએ તો ગુજરાતનાં સંખ્યાબંધ ખેતરો એવી વ્યક્તિઓના હાથમાં ગયાં કે જેમને ખેતીમાં નહીં પણ નફો ખાવામાં રસ હતો. આવા શાહુકાર શેઠિયાઓ ગામડાંઓમાં નહીં, પણ શહેરોમાં વસતા હતા. આ બધાં પરિબળોની વિપરીત અસર ખેતી ઉપર થઈ અને એક વ્યવસાય તરીકે ખેતી, બિનઉત્પાદક અને બિનફાયદાકારક સાબિત થઈ.

**વ્યાપાર :**

ઓગણીસમા સૈકાના પૂર્વાર્ધમાં ગુજરાતમાં વેપારના ત્રણ સ્તર હતા.

(૧) ત્રણ-ચાર હજારથી થોડી વસ્તી ધરાવતાં ગામડાંઓમાં 'વેપાર' કૃષિજીવન સાથે સંકળાયેલ હતો. ગ્રામવિસ્તારોમાં નાના દુકાનદારો ઘરના જ એક ભાગમાં કરવામાં આવેલી દુકાનોમાં કાપડ, અનાજ કરિયાણું તથા બિયારણ રાખતા અને એ ખેડૂતો અને કારીગરોને વેચતા કે છેતરતા. સામાન્ય રીતે નાના શરાફો ખેડૂતોને ઓજારો, બળદ અને બિયારણ ખરીદવા તેમની સામાજિક જરૂરિયાતો પૂરી પાડવા નાણાં વિશે સારું એવું વ્યાજ લેતા. આ પ્રકારનો 'વેપાર' ગામડાંઓના ઘરાકોને દેવાદાર રાખવામાં અને એમની જમીનો ધીરધાર કરનાર દુકાનદાર-શરાફના હાથમાં ફેરવવા માટે જવાબદાર હતો. આવા દુકાનદાર શરાફના નજીકનાં કે દૂરનાં નાનાં શહેરોમાંથી આવીને ગામડાંમાં વસ્યા હતા. આમ છતાં પણ આસપાસનાં શહેરો સાથે એમનો સંબંધ ઘનિષ્ઠ હતો. જથ્થાબંધ માલ ખરીદવા એમને અવારનવાર શહેરોમાં જવું પડતું.

(૨) ગામડાંઓની જેમ નાનાં શહેરોમાં પણ સામાન્ય રીતે દુકાનો ઘરના એક ભાગરૂપે જ થતી. આવી દુકાનોમાં જીવનજરૂરિયાતની ચીજો વેચાતી હોવા ઉપરાંત વ્યાજવટાનો ધંધો પણ ચાલતો. આ વર્ગના શરાફ વેપારીઓ ગામડાંઓના દુકાનદારોને જથ્થાબંધ માલ વેચતા અને ઘણીવાર નાણાં પણ ધીરતા. તેઓ સસ્તા બજારમાંથી માલ ખરીદવા નાનાં-મોટાં શહેરોની મુલાકાત લેતા.

(૩) અમદાવાદ અને સુરત જેવાં એંશી-નેવું હજારની વસ્તી ધરાવતાં શહેરોમાં સામાન્ય રીતે દુકાન અને રહેઠાણોની જગા અલગ હતી. શાહુકારો (મોટા શરાફો) 'શાહુકાર' તરીકે ઓળખાતા અને મોટા વેપારીઓ એમની પેઢીઓમાં ગુમાસ્તા, મુનીમો તથા નોકર-ચાકર રાખતા. વેપારીઓ માલની ખરીદી તથા વેચાણ કરવા એમના દલાલોને હિન્દના જુદા જુદા પ્રદેશોમાં મોકલતા. ઘણીવાર શાહુકારો નાના વેપારીઓ તથા શરાફોને નાણાં ધીરતા. પણ આ વર્ગના શાહુકારોનો ખેડૂતો સાથે પ્રત્યક્ષ સંબંધ નહિ જેવો હતો. વસ્તુતઃ મોટા શાહુકારો અને વેપારીઓ ગુજરાત અને એની બહારના પ્રદેશો સાથે એમની પેઢીની શાખાઓ મારફત સતત સંપર્ક રાખતા અને એમની અનેકવિધ વેપારી અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ દ્વારા ગુજરાતના નગરજીવનને ધબકતું રાખતા.

આ સમયની જાણીતી પેઢીઓમાં ત્રવાડી શ્રીકૃષ્ણ નાથજી, આત્મારામ ભૂખણ, નગરશેઠ વરજદાર વિઠ્ઠલદાસ, મોતીભાઈ ભગુભાઈ, હરિભક્તિ, શામળ બેચર,



નારાયણ મૈરાળ તથા નગરશેઠ હેમાભાઈ વખતચંદ હઠીસિંહ, કરમચંદ, પ્રેમચંદ, ઝવેરચંદ લક્ષ્મીચંદ અને અંબાઈદાસ લશ્કરીનો સમાવેશ થતો. હિન્દના વિવિધ પ્રદેશોમાં શાખાઓ ધરાવતી આ શરાફી વેપારી પેઢીઓ સામંતો, રાજામહારાજાઓ અને કેટલેક અંશે વેપારીઓને વ્યાજે નાણાં ધીરતી અને સામાન્ય રીતે અફીણનો સટ્ટો તથા લેવડદેવડ કરતી. ઓગણીસમા સૈકાની શરૂઆતથી અફીણનો વેપાર અત્યંત નફાકારક પુરવાર થતાં ભાવનગર, ઘોઘા, સુરત અને ભરૂચ જેવાં બંદરો મારફત એની નિકાસ ચીનમાં થવા લાગી હતી. હઠીસિંહ કેસરીસિંહ, હેમાભાઈ વખતચંદ, બેચરદાસ લશ્કરી અને હરિભક્તિ જેવા કેટલાય વેપારી શાહુકારો અફીણના ધંધામાં માતબર બન્યા હતા. તેઓ કઈ ચીજોનો વેપાર કરતા અને કેવી પદ્ધતિથી કરતા એ સંબંધી માહિતી છૂટીછવાયી રીતે જ મળે છે. પણ જૈન સાધુ ક્ષેમવધને ૧૮૧૪માં અમદાવાદમાં નગરશેઠ કુટુંબ વિશે જે રાસ રચ્યો તે ગુજરાતના ઘણાખરા 'મોટા શેઠિયા'ઓને લાગુ પડી શકાય એમ હોઈ અત્રે એ ઉદાહરણ રૂપે ટાંક્યો છે :

> **"આદરતી દોકાનો દેશાવર રે, ઢાકા બંગાળા દેશ,**
> **કાપડ મગાવે બહુ ભાતનાં રે, ભાર અલા મૂળ વિશેષ.**
> **સુરત મુંબઈ પુના વળી રે, જયપુર ને નાગોર,**
> **દિલ્હી આગ્રા મેડતો રે, ચિત્રોડ કોટા બુંદી ઓર.**
> **દક્ષિણ સોરઠ મેવાડમાં રે, નવા ખંડે પ્રસિદ્ધ,**
> **હૂંડી અકશય તાણે કરી રે, જરા પાડો જગ લીધ.**
> **વહાણવટી વેપારમાં રે, કરિયાણા બહુ કોડ,**
> **જલવટ થલવટ ભેદથી રે, વાણાંતર બહુ જોડ."**

ગુજરાતના આર્થિક જીવન અને વેપાર-રોજગારમાં મુસ્લિમોનો ફાળો ઘણો મહત્ત્વનો હતો. હિન્દ ઉપરાંત તેઓ દરિયાપારના દેશો સાથે ઘનિષ્ઠ વેપારી સંબંધો ધરાવતા. મુસ્લિમોમાં સહુથી આગળ પડતી વેપારી કોમ વ્હોરાઓની હતી, જેમાં દાઉદી વ્હોરા મુખ્ય હતા. વેપાર અર્થે તેઓ ભૂજ, માંડવી, ભાવનગર, અમદાવાદ, ભરૂચ, ખંભાત, ગોધરા અને સુરત ઉપરાંત એડન, મક્કા, ચીન અને રંગૂનમાં સ્થિર થયા હતા. ગુજરાત અને હિન્દના જુદા જુદા પ્રાંતોમાં તેઓ હાર્ડવેર, કાગળ, કાચ, ચામડું, સાબુ અને રેશમનો વેપાર કરતા. પરદેશમાં એમની પેઢીઓ હતી અને દરિયાપારના એમના વેપારમાં રેશમ, અફીણ, ચામડું, કાગળ, રંગ, કરિયાણું, રૂ અને હાથીદાંત મુખ્ય હતાં. ખંભાતનો અકીકનો વેપાર તથા અમદાવાદ, સુરત અને અંકલેશ્વરનો કાગળનો જથ્થાબંધ અને છૂટક વેપાર વ્હોરાઓના હસ્તક હતો. વેપારના

ક્ષેત્રમાં વ્હોરાઓની જેમ મેમણો અને ઈસ્માઈલી ખોજાની કોમો પણ સાહસિક અને મહેનતુ હતી. ગુજરાત ઉપરાંત ખોજાઓની વસ્તી હિન્દની ફીરંગી વસાહતોમાં તથા ઈરાન-અરબસ્તાનમાં હતી. તેઓ રેશમ, રૂ, અફીણ, હાથીદાંત, ચામડું અને કરિયાણાનો વેપાર દેશદેશાવરોમાં કરતા.

હિન્દુઓ અને મુસ્લિમોની સરખામણીમાં ગુજરાતમાં સંખ્યાબળની દૃષ્ટિએ પારસી વેપારીઓની સંખ્યા ઘણી જ જૂજ હતી, એનું એક કારણ એ હતું કે અઢારમા સૈકામાં મુંબઈનો બંદરી નગર તરીકે ઝડપી વિકાસ થતાં તેઓ ત્યાં ઊભી થતી જતી વેપારી તકનો લાભ લેવા સ્થળાંતર કરતા ગયા. ગુજરાતમાં પારસીઓના વેપારનો મુખ્ય ઝોક રૂ, સ્પિરિટ, દારૂ, રેશમ, અફીણ તથા ઈમારતી લાકડાંનો હતો. ગુજરાતમાં ભરૂચ, નવસારી, ગણદેવી, બીલીમોરા અને વલસાડ પારસીઓના વેપારનાં મુખ્ય કેન્દ્રો હતાં. વ્યવહારકુશળ ગુજરાતી વેપારીઓએ સદીઓથી અપનાવેલી સંસ્થા તે મહાજન પ્રથા. સંઘબળના સિદ્ધાંત ઉપર પાંગરેલી આ સંસ્થા વિશે એક ઈતિહાસકારે નોંધ્યું છે. અતિશયોક્તિ - આરોપના ભય વગર આપણે કહી શકીએ કે મહાજનોની ખિલવણી ગુજરાતમાં જેટલી થઈ છે એટલી હિન્દુસ્તાનના બીજા કોઈ ભાગમાં થઈ નથી. ગુજરાતમાં અન્ય પ્રાંતોની સરખામણીમાં જે સંસ્કારિતા અને વિશિષ્ટ વ્યક્તિત્વ જણાય છે તેનો મોટો ભાગ મહાજનોએ જ પોષ્યો છે, મહાજનોને લીધે જ ટકી રહ્યો છે. મહાજનોએ ગુજરાતના વેપારને ટકાવી રાખીને અન્ય પ્રાંતોની પેઠે પરદેશીઓને એમાં હાથ નાખવા દીધો નથી. મહાજનોએ ગુજરાતમાં રાજસત્તાઓની સામે બાથ ભીડી છે. રાજસત્તાથી લોકસમૂહને કચડાવા દીધો નથી.

હિન્દના અન્ય પ્રાંતોની સરખામણીમાં ગુજરાતમાં મહાજન સંસ્થા એના શુદ્ધ સ્વરૂપમાં વિકસી અને મૂળ ગુજરાતના વેપારી સંસ્કારમાં રહ્યાં છે.

ઓગણીસમા સૈકાના ઉત્તરાર્ધમાં ગુજરાતમાં કપાસ, તમાકુ, રેશમ અને કરિયાણાના વેપારીઓનાં તથા શરાફોનાં મહાજન શક્તિશાળી હતાં. શરાફનાં મહાજનોમાં જૈનો અને વૈષ્ણવ વાણિયા મુખ્ય હતા. એમાં પણ જૈનોનું મહાજન હતું. અમદાવાદના કાપડ મહાજનો જ્ઞાતિને ધોરણે નહીં, પણ ધંધાના ધોરણે રચાયાં હતાં. ઉદાહરણ તરીકે સુથાર જેવા કારીગરોમાં ચાર જ્ઞાતિ હોવા છતાં એનું પંચ એક જ હતું. એ મુજબ રેશમ અને મશરૂના વ્યવસાયમાં રોકાયેલા કારીગરોના પંચમાં કણબી તથા વાણિયા હતા. શરાફ અને કાપડ મહાજનોમાં જુદી-જુદી પેટાજ્ઞાતિઓ ધરાવતા વૈષ્ણવ વાણિયા, જૈનો તથા કેટલેક અંશે બ્રાહ્મણો અને પાટીદારો પણ હતા. ગુજરાતનાં નાનાં નગરોમાં પણ મહાજન સંસ્થા પ્રચલિત હતી, પરંતુ તેમાં એક જ



ધંધાના વેપારીઓ પૂરતા પ્રમાણમાં ન મળી આવે તો વિવિધ ધંધાઓમાં રોકાયેલા વેપારીઓ એક સામૂહિક મહાજનની સ્થાપના કરતા. આવાં મહાજન 'નગર મહાજન'ના નામથી ઓળખાતા. ધોલેરા, ભાવનગર, પ્રાંતીજ અને ભરૂચ જેવાં શહેરોમાં આવા મહાજન પ્રચલિત હતા.

મુસ્લિમોમાં વોરા, મેમણ અને ખોજા વેપારીઓના મહાજન જાણીતા હતા. પણ એ એમના કારીગરોના મહાજનો જેટલા પ્રચલિત અને શક્તિશાળી ન હતાં. હોપકિન્સ નામના અમેરિકન વિદ્વાને ૧૮૯૬માં ગુજરાતના મહાજનોનો અભ્યાસ કર્યો હતો અને તેના મત મુજબ ગુજરાતી મુસ્લિમોમાં પણ વેપારી મહાજનોની પ્રથા વિકાસ પામી ન હતી. મહાજનની સંસ્થા વેપારી જીવનના મજબૂત પાયારૂપ હતી. એક પદ્ધતિ તરીકે એ વ્યક્તિસ્વાતંત્ર્યના સિદ્ધાંતને પડકારરૂપ હતી અને ઘણીવાર એણે હુન્નરઉદ્યોગના ક્ષેત્રમાં થતા સુધારાઓનો પણ વિરોધ કર્યો હતો એ સાચું છે.

આમ છતાં પણ ગુજરાતના વેપાર અને હુન્નર ઉદ્યોગને ટકાવી રાખી સધ્ધર બનાવનાર જો કોઈ સંસ્થા હોય તો એ મહાજનની સંસ્થા હતી. સામાન્ય રીતે મહાજનો રજાના દિવસો, મજૂરીના દર તથા કામનો સમય નક્કી કરતા અને કેટલીક વાર ચીજોના ભાવનું પણ નિયંત્રણ કરતા. મહાજનના સભ્યોને જો સરકારી અમલદારો કે અન્ય વેપારીઓ સાથે કોઈ સમસ્યા ઊભી થાય તો એનું નિરાકરણ કરવાનું કાર્ય મહાજનોનું હતું. મહાજનો એના સભ્યોનું હિત જાળવવાની ચીવટપૂર્વક તકેદારી રાખતા, પણ અત્રે એ ચોખવટ કરવી જોઈએ કે મહાજનના સભ્યો વ્યક્તિ તરીકે નહીં પણ એક સમુદાયના જ અખંડ ભાગરૂપે અસ્તિત્વ ધરાવતા હતા.

ગુજરાતના આર્થિક જીવનમાં ગૃહઉદ્યોગોનું સ્થાન સદીઓથી મહત્ત્વનું હતું. ઓગણીસમા સૈકાની શરૂઆતમાં ગામડાં અને શહેરોમાં અનેક પ્રકારના કારીગરો ઉત્પાદન કાર્યમાં રોકાયેલા હતા. સુથાર, લુહાર, વણકર, ઘાંચી, સલાટ, કુંભાર, કંસારા, છીપા તથા કાચ, રંગ, કાગળ અને સાબુ જેવી ચીજોનું ઉત્પાદન કરનાર કારીગરોની ગુજરાતમાં ખોટ ન હતી. પણ હિન્દના અન્ય પ્રાંતોની જેમ કારીગરોનો સામાજિક દરજ્જો હલકો હતો. એમની આર્થિક સ્થિતિ પણ નબળી હતી.

ગુજરાતમાં કેટલાંક શહેરો એની કારીગરીની નિપુણતા માટે જાણીતાં હતાં. ઉદાહરણ તરીકે ખેડા જિલ્લામાં આવેલ કપડવંજ એના સાબુ અને કાચના ઉદ્યોગ માટે મશહૂર હતું. સંખેડા લાકડાનાં રંગબેરંગી ફર્નિચર માટે અને જામનગર તાંબા માટે મશહૂર હતાં. ભરૂચ અને વડોદરા એના સુતરાઉ કાપડના ટકાઉપણા અને પાટણ એનાં પટોળાં માટે જાણીતાં હતાં. અમદાવાદના હુન્નરોમાં કિનખાબ, જરીકામ,

રંગાટીકામ, રેશમી તથા સુતરાઉ કાપડ અને કાગળ મુખ્ય હતા. અમદાવાદમાં ઘણી સ્ત્રીઓ રેંટિયા ઉપર જ એમનું ગુજરાન ચલાવતી. કેટલીક સ્ત્રીઓ રેશમના કૂચા સાંધીને એના તાર બનાવવાનું કામ કરતી.

ગુજરાત અને હિન્દનાં શહેરોમાં જે હુન્નરઉદ્યોગો ખીલ્યા તેનો મુખ્ય ઝોક પ્રજાલક્ષી નહીં પણ રાજા-રજવાડાંલક્ષી હતો, અથવા તો એ ધનિકોના મોજશોખને પોષતો, આવી દલીલ એક વિદ્વાને કરી છે. એમણે એમ પણ જણાવ્યું છે કે આવા હુન્નરઉદ્યોગોનું લક્ષણ સ્થાનિક હતું, માલનું ઉત્પાદન થયા બાદ એના વેચાણ માટેનું બજાર ઉત્પાદનના સ્થળની આસપાસના વિસ્તાર પૂરતું મર્યાદિત હતું. રાષ્ટ્રીય નહિ, પણ ગુજરાતમાં હાથ-બનાવટની જે જે ચીજો બનતી તેને એ સમયના વાહનવ્યવહાર તેમજ લોકોની ખરીદશક્તિ અને માંગના ઢાંચાના સંદર્ભમાં તપાસવામાં આવે તો ઉપરનું વિધાન પુનર્વિચારણાને પાત્ર બને છે. અગાઉ નોંધ્યું છે તે મુજબ ગુજરાતમાં અન્ય પ્રાંતોની જેમ રજવાડાં મહત્ત્વનાં ન હતાં, અને બજાર જેટલું સ્થાનિક માનવામાં આવે છે, તેટલું ન હતું. ગુજરાતમાં કાંઠાના વેપારનો વ્યાપ મોટો હતો અને એનો નદીકિનારો અને દરિયાઈ વેપાર જમીનમાર્ગે વેપાર સાથે સંકળાયેલો હતો. અઢારમી સદીના અંતમાં જેમ્સ ફાર્બસ નામના અંગ્રેજ સનદી અધિકારીએ વ્હોરાઓનો ઉલ્લેખ પશ્ચિમ ભારત અને ગુજરાતના ફરતા વેપારીઓ તરીકે કરીને નોંધ્યું હતું કે તેઓ ગુજરાતનાં શહેરોમાં વિવિધ પ્રકારનો માલ વેચવા ભમે છે. ૧૮૩૮માં શ્રીમતી પોસ્ટાન્સ નામની અંગ્રેજ સ્ત્રીએ આ જ બાબતનું પુનરુચ્ચારણ કર્યું હતું. ગુલામરસૂલ નામનો ખંભાતનો એક વ્હોરો પથ્થરમાંથી બનાવેલ રમકડાં, માળા, ચપ્પાના હાથા, પેપરકટર વગેરે ચીજો ગુજરાતમાં જ નહીં, પણ મદ્રાસમાં વેચતો અને એનો તમામ માલ ખપી જતો. અમદાવાદના કાગળ ગુજરાતમાં જ નહીં, પણ રાજસ્થાન અને ઉત્તર હિન્દુસ્તાનમાં ખપતા. વોલ્ટર હેમિલ્ટને (૧૮૨૦માં) નોંધ્યું હતું કે સુરત એના 'સસ્તા અને ઊંચી જાતના' માલના ઉત્પાદન માટે જાણીતું હતું. લોખંડનાં તાળાં, સાબુ, તાંબા-પિત્તળનાં વાસણો, શેતરંજીઓ, કાગળ, શાહી વગેરે જેવી જીવનજરૂરિયાતની ચીજો મોટે ભાગે ગુજરાતમાં બનતી અને એને માટે ગુજરાતમાં અને એની બહાર પણ બજાર હતું. ઉપર્યુક્ત પુરાવાઓને આધારે આપણે કહી શકીએ કે ગુજરાતમાં ગૃહઉદ્યોગો કેવળ રાજાઓ અને ધનિકોના મોજશોખને જ પોષનારો ન હતો.

ગુજરાતના કારીગરો એમના સંઘબળ વગરના ન હતા. એમના પંચ ઘણુંખરું વ્યવસાયના ધોરણે નહીં, પણ જ્ઞાતિના ધોરણે સ્થપાયા હતા. મુસ્લિમોમાં કાગળ



બનાવનારાઓના અને અકીક ઉદ્યોગ સાથે સંકળાયેલા કારીગરોના સંઘ ઘણા શક્તિશાળી હતા, જે અનુક્રમે 'કાગદીની જમાત' અને 'અકિક્રિયા જમાત' તરીકે ઓળખાતા.

ગુજરાતમાં બ્રિટિશ શાસનની આર્થિક પરિવર્તનની પ્રક્રિયા શરૂ થઈ ચૂકી હતી. ઉદાહરણ તરીકે જે વર્ષે (૧૮૧૮) ગુજરાતમાં યુનિયન જેક લહેરાયો તેને બીજે જ વર્ષે ઇંગ્લેન્ડની કાપડની મિલોમાં તૈયાર થયેલાં સૂતર અને કાપડનું અમદાવાદ જેવા સુતરાઉ કાપડના ગઢમાં વેચાણ કરવા ગિલ્ડર ડિસોઝાની પેઢીની સ્થાપના થઈ. અંગ્રેજ શાસનની શરૂઆત થઈ અને પરદેશી માલનું વેચાણ વ્યવસ્થિત રીતે કરવા બજારો ઊભાં થવાં એ કાંઈ અકસ્માત ન હતો. આમ છતાં પણ આ પ્રક્રિયા ધીમી હતી. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં એ વધુ ગતિશીલ બની.

ગુજરાતમાં આર્થિક પરિવર્તનનું સૌથી મહત્ત્વનું પરિબળ વાહનવ્યવહાર તથા સંદેશાવ્યવહારનાં સાધનોનું આધુનિકીકરણ હતું. ગુજરાતમાં પ્રજાના ઉપયોગ માટે સૌ પ્રથમ ટપાલવ્યવસ્થા ૧૮૫૩માં દાખલ થઈ. તારવ્યવહાર ૧૮૫૬માં શરૂ થયો. ૧૮૬૧થી ૧૮૬૪ દરમિયાન બોમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઇન્ડિયા રેલવે દ્વારા સૌ પ્રથમવાર રેલવેમાર્ગ શરૂ થયો. રેલવે, તાર તથા ટપાલનો ધીમે ધીમે ફેલાવો થતાં તેને એની સાથે સ્ટીમર વ્યવહાર (જે ઓગણીસમા સૈકાની શરૂઆતથી થઈ ચૂક્યો હતો) સંકળાતાં ગુજરાતની 'કાયાપલટ' કરતો નવો કાળ શરૂ થયો.

પણ બ્રિટિશ શાસન પદ્ધતિનું સંસ્થાનવાદી પાસું એટલું યોજનબદ્ધ અને વ્યવસ્થિત હતું કે આ કાયાપલટ કૃત્રિમ રીતે થઈ અને ઉચ્ચ વેપારી પરંપરા ધરાવતું ગુજરાત એના આર્થિક વિકાસના મહત્ત્વના મૂડીવાદી તબક્કામાંથી પસાર થવાને બદલે એ કાચા માલની નિકાસ અને તૈયાર માલની આયાત કરતું ઇંગ્લેન્ડનું મહત્ત્વનું બજાર બની ગયું. નવા ક્રાંતિકારી સાધનોને પરિણામે ગુજરાતનો વેપારઉદ્યોગ વધ્યો. સૈકાઓથી 'પ્રજાસત્તાક રાજ્યો' તરીકે અલગ અસ્તિત્વ ધરાવતાં ગામડાં શહેરો સાથે સંકળાયાં, કૃષિ ઉત્પાદન બજારલક્ષી બન્યું. ગુજરાત સાથે સંકળાયા અને ગુજરાતની બહાર માલસામાન વધુ ઝડપે અને પહેલા કરતાં સસ્તા દરે ફરવા લાગ્યો અને આ બધાંને પરિણામે વેપારી વર્ગ તથા પ્રજાની આબાદીમાં વૃદ્ધિ થઈ. આ પ્રકારની વિચારધારા અંગ્રેજ ઇતિહાસકારો તથા રાજકારણીઓએ હિન્દમાં સામ્રાજ્યવાદી શાસનને સમર્થન આપવાના અને એને બિરદાવવાના હેતુથી જાણ્યે-અજાણ્યે ફેલાવી હતી. આ વિચારસરણી આજે પણ ઇતિહાસલેખનમાં વત્તે-ઓછે અંશે પ્રવર્તે છે. એમના દૃષ્ટિબિંદુમાં કેટલેક અંશે તથ્ય પણ છે. જેમ્સ

ફાર્બસે અઢારમી સદીના અંતમાં નોંધ્યું હતું. કે હિન્દના વેપારીઓ અને કારીગરો એમની સૈકાઓ જૂની વેપારી તથા ઉત્પાદન પદ્ધતિમાં કોઈ જ ફેરફાર કરતા નથી, અને 'મારો બાપ આમ કરતો હતો તે જ પ્રમાણે કરવું જોઈએ.'' ના સિદ્ધાંતને વળગી રહે છે. ફાર્બસ અને ત્યારબાદ ગુજરાત અને હિન્દમાં આવેલા અનેક મુસાફરોનાં આવાં અવલોકનોનો અસ્વીકાર થઈ શકે એમ નથી. આમ છતાં પણ જો આપણે ગુજરાતના આર્થિક વિકાસને એ સમયની સંસ્થાનવાદી નીતિના સંદર્ભમાં તપાસીએ તો સ્પષ્ટ રીતે જણાશે કે આ વિકાસ છીછરો અને ઉપરછલ્લો હતો, પાયાનો નહીં.

હકીકતમાં તો ગુજરાતમાં સૈકાઓ જૂના ગૃહઉદ્યોગ એટલી ઝડપી તારાજ થતા ગયા કે આ પ્રક્રિયાને અટકાવવા કવિ દલપતરામ, કવિ નર્મદ, રણછોડલાલ છોટાલાલ, બેચરદાસ, હરગોવિંદદાસ કાંટાવાળા, વડોદરા-નરેશ સયાજીરાવ ગાયકવાડ, અંબાલાલ સાકરલાલ દેસાઈ તથા ગોપાળ હરિ દેશમુખ જેવા નેતાઓએ વ્યવસ્થિત રીતે ઝુંબેશ શરૂ કરી. ૧૮૫૧માં સુરતની એન્ડ્રુસ લાઈબ્રેરીમાં દલપતરામે રજૂ કરેલ 'હુન્નરખાનની ચઢાઈ' ગુજરાતમાં પ્રવર્તતા અસંતોષનું પ્રથમ ગીત હતું. ત્યારપછી તો 'દેશી કારીગરોને ઉત્તેજના' (૧૮૭૭) જેવાં સંખ્યાબંધ પુસ્તકો અને લેખો છપાયાં જેમાં સાબુ. કાગળ, કાપડ, હાર્ડવેર, વાસણો વગેરે ઉદ્યોગો ઝડપથી તારાજ થતા જતા હતા તેનું સચોટ આલેખન કરવામાં આવ્યું. અમદાવાદના 'બુદ્ધિપ્રકાશે' સ્વદેશાભિમાનથી ઊભરાતા લેખ છાપવાની બાબતમાં પહેલ કરી અને તેમણે બ્રિટનનાં આર્થિક આક્રમણોને વિશે ફરિયાદ કરવા કરતાં કઈ રીતે નવી ઢબથી માલ બનાવવો અને એ કઈ રીતે ખપાવવો એની ઉપર વધુ ભાર મૂક્યો. હિન્દુઓ એમની નાત સિવાયની બીજી નાતોનું ખાવાથી વટલાય છે, તે જ રીતે પોતાના દેશ સિવાય પરદેશી માલ વાપરતાં એમણે વટલાવું જોઈએ, અને પરદેશી માલ વિરુદ્ધ એટલો જ તિરસ્કાર હોવો તો જોઈએ. 'બુદ્ધિપ્રકાશે' આવી ઘોષણાઓ દ્વારા પ્રજામાં આર્થિક રાષ્ટ્રવાદનો જુસ્સો પ્રગટાવવાની રીત શરૂ કરી. ધર્મને નામે કરવામાં આવેલ આવી અપીલોમાં બને જરૂર હતું, પણ ગુજરાતમાં હિન્દુઓ ઉપરાંત અન્ય કોમો પણ હતી. એ દૃષ્ટિએ જોઈએ તો એની મર્યાદા આંકી શકાય એમ છે. આમ છતાં પણ ૧૮૭૫ બાદ ગુજરાતના નેતાઓએ ગૃહઉદ્યોગોને સજીવન કરવા માટે ગુજરાતમાં ઠેરઠેર સ્વદેશી ઉદ્યોગ મંડળીઓ ઊભી કરી વિલાયતી ચશ્માંથી દુનિયાને જોતા અને પરદેશી ચીજવસ્તુઓનો ઉપયોગ કરવા ટેવાયેલા મધ્યમવર્ગના બુદ્ધિજીવીઓ સ્વદેશીના કુમળા છોડને કાપવા પ્રયાસ



કરશે એવી દહેશત ઘણા સ્વદેશાભિમાનીઓને હતી. આવા માણસોની 'બુદ્ધિપ્રકાશે' કડક ટીકા કરી.

આમ છતાં પણ હિન્દ સરકારની આર્થિક નીતિ છેક ૧૯૧૭ સુધી મુક્ત વેપારની નીતિની હોઈ તેણે પ્રજાનાં આંદોલનોને પાંગળાં બનાવવાનું કાર્ય કર્યું. આમ અંગ્રેજોએ દાખલ કરેલ ભૌતિક સાધનોનો મુખ્ય લાભ સામાન્ય રીતે ઈંગ્લેન્ડના માલેતુજાર વેપારીઓ અને ઉદ્યોગપતિઓને જ મળ્યો. પાછળથી ૧૯૦૪થી ૧૯૦૮ દરમિયાન થયેલી સ્વદેશી ચળવળને પરિણામે ગુજરાતના ગૃહ ઉદ્યોગોને પ્રજા તરફથી અભૂતપૂર્વ પ્રોત્સાહન મળ્યું ખરું પણ એ 'પાશેરામાં પહેલી પૂણી' સમાન નીવડ્યું. ઔદ્યોગિક ક્રાંતિના ઐતિહાસિક તબક્કામાંથી પસાર થયેલ ઈંગ્લેન્ડ ગુજરાત તથા હિન્દમાં રાજકીય સત્તા પણ ધરાવતું હતું. એ હકીકતને જો આપણે લક્ષમાં લઈએ તો 'પાશેરામાં પહેલી પૂણી'નો ખ્યાલ વધુ સ્પષ્ટ થશે. ટૂંકમાં ગુજરાતી પ્રજામાં અને ખાસ કરીને કારીગર વર્ગમાં નૈતિક બળનું અને આર્થિક રાષ્ટ્રવાદની ભાવનાનું સિંચન કરવામાં સ્વદેશી આંદોલનોએ મહત્ત્વનો ભાગ ભજવ્યો, પણ ઈંગ્લેન્ડથી આવતા ઢગલાબંધ માલને ખાળવાના એક આર્થિક હથિયાર તરીકે એ નિષ્ફળ નીવડ્યા.

ઓગણીસમા સૈકાના ઉત્તરાર્ધમાં ગુજરાતનું વહાણવટું પણ ઝડપથી તૂટવા માંડ્યું. યુરોપની મોટી રાક્ષસી કદની શિપિંગ કંપનીઓનાં યંત્રો સંચાલિત વેપારી જહાજો હિન્દી મહાસાગરમાં જે ખુમારીથી ફરતાં તેની સરખામણીમાં સદીઓ જેવું ગુજરાતનું વહાણવટું વામણું લાગતું હતું. આ ઉપરાંત મુંબઈ અને કરાંચી જેવાં નગરોનો બંદરો તરીકે વિકાસ થતાં ગુજરાતનાં બંદરો નિરુદ્યમી બન્યાં. ઓગણીસમા સૈકાના ઉત્તરાર્ધમાં ધંધાની શોધમાં સુરત જિલ્લાના પારસીઓ અને સૌરાષ્ટ્ર અને કચ્છના ભાટિયા, લોહાણા, ખોજા, વણિક તથા ખારવા મુંબઈ સ્થળાંતર કરતા ગયા. રેલવે પાટાના વિસ્તરણથી ગુજરાતનો કાંઠાળ વેપાર (Coastal Trade) તૂટતો ગયો.

પણ ગુજરાત એની વેપારી પરંપરાને વમળમાં ડુબાડી દે તેવું નિર્બળ ન હતું. ગુજરાતે આ સમયે એવી વ્યક્તિઓ ઉત્પન્ન કરી કે જે રણપ્રદેશમાં ઝરણું ખોદી શકે અથવા પ્રયોજકીય ઈતિહાસની પરિભાષામાં કહીએ તો સમાજમાં સુષુપ્ત રીતે ધૂંધળી દશામાં રહેલી આર્થિક તકોનું બારીક અવલોકન કરી એને વાચા આપી શકે અને જોખમ ખેડીને પણ નવી વેપારી પદ્ધતિ અને નવી ટેક્નોલોજીને અપનાવીને અમલમાં મૂકી શકે. આ કામ સરળ નથી હોતું.

સમયક્રમ અને પ્રયોજન શક્તિની કક્ષાની દૃષ્ટિએ રણછોડલાલ છોટાલાલ સહુ પ્રથમ હતા. એમના પૂર્વજો મૂળ પાટણના, પણ એમના પિતા અમદાવાદ સ્થાયી થયા હોઈ રણછોડલાલની કેળવણી અને સંસ્કારોનું સિંચન અમદાવાદમાં થયું હતું. રણછોડલાલ સાઠોદરા નાગર હતા. નાગરો એમની વેપારી કુનેહ માટે જ નહીં, પણ કેળવણી વિષયક વહીવટી અને રાજદ્વારી બાબતો માટે પણ જાણીતા છે. આમ છતાં પણ ૧૮૬૧માં રણછોડલાલે અમદાવાદમાં સહુ પ્રથમ કાપડ મિલ સ્થાપી, એને માટે એમની પલટાતા જતાં ગુજરાતી સમાજમાં રહેલી તકોની ઝાંખી કરવાની કુશાગ્ર દૃષ્ટિ અને એનો અમલ કરવાનું પ્રબળ મનોબળ કારણભૂત હતાં. મિલ ઉદ્યોગ શરૂ કરવાને માટે એમની પાસે જરૂરી મૂડી નહીં હોવાથી એમણે ગુજરાતના જૈન અને વૈષ્ણવ વેપારીઓ પાસે ૧૮૪૭માં અને ત્યારપછી પણ અનેકવાર હાથ લંબાવ્યા, પણ આ સમયે સારાયે હિન્દમાં કોઈએ આ બાબતની પહેલ કરી ન હતી, અને અમદાવાદ તથા ગુજરાતના શેઠિયા એમના ચીલાચાલુ ધંધામાં એટલા વ્યસ્ત હતા, અથવા તો એમનો પુરાણો વ્યવસાય ઇંગ્લેન્ડના આર્થિક આક્રમણ સામે એટલી હદે ટકી શક્યો હતો કે એમને મદદ કરવાની સહુએ ના પાડી. આ સમય દરમિયાન મુંબઈમાં મિલો શરૂ થતાં અને એ વધારે નફાકારક સાબિત થતાં અમદાવાદી વેપારીઓએ અજમાયશ ખાતર મિલ શરૂ કરવાને રણછોડલાલ મિલ કંપનીમાં મૂડીરોકાણ કર્યું. આ રીતે સમગ્ર ગુજરાતમાં એક હિન્દીને હાથે ૧૮૬૧માં મિલ ઉદ્યોગનો પાયો નખાયો. અમદાવાદની બીજી મિલ સ્થાપનાર (૧૮૬૭) બેચરદાસ લશ્કરી વાણિયા જ્ઞાતિના નહીં પણ કડવા કણબી હતા.

રણછોડલાલ અને બેચરદાસ લશ્કરીએ મિલો સ્થાપ્યા બાદ અમદાવાદમાં બીજી અનેક મિલો ઊભી થઈ અને સમય જતાં વણિક વેપારી જ્ઞાતિઓના સભ્યોએ એમની જૂની મૂડીને (શરાફી મૂડીને) નવો વળાંક આપી મોટી સંખ્યામાં મિલ ઉદ્યોગમાં ઝંપલાવ્યું, અને એમનું વર્ચસ્વ પણ જમાવ્યું. ૧૯૧૬માં અમદાવાદની કુલ ત્રેપન મિલ કંપનીઓ ઉપરનું જ્ઞાતિવાર વર્ચસ્વ આ પ્રમાણે હતું : વૈષ્ણવ વાણિયા ઓગણત્રીસ, જૈનો બાર, કણબીઓ ચાર, નાગરો બે, પારસી એક, મુસ્લિમ એક, એક કરતાં વધારે જ્ઞાતિ કોમોની ભાગીદારીમાં ચાર.

નીચેના આંકડાઓ ઉપરથી અમદાવાદના મિલ ઉદ્યોગના વિકાસ સંબંધી વધારે સ્પષ્ટ રીતે ખ્યાલ આવી શકશે.



| વર્ષ | મિલોની સંખ્યા | ત્રાકો | સાળો | મજૂરો |
|---|---|---|---|---|
| ૧૮૬૧ | ૧ | ૨,૫૦૦ | – | ૬૩ |
| ૧૮૬૪-'૬૫ | ૧ | ૧૦,૦૦૦ | ૧૦૦ | ૫૧૫ |
| ૧૮૬૭-'૬૮ | ૨ | ૨૦,૦૦૦ | ૨૨૮ | ૮૦૦ |
| ૧૮૭૫-'૭૬ | ૩ | ૩૫,૦૦૦ | ૩૪૦ | ૧,૩૦૯ |
| ૧૮૭૮-'૭૯ | ૪ | ૫૧,૫૨૮ | ૬૮૪ | ૨,૦૧૩ |
| ૧૮૮૧ | ૯ | ૧,૯૩,૭૩૭ | ૨,૪૮૫ | ૭,૪૫૧ |
| ૧૮૯૪ | ૧૫ | ૨,૩૭,૫૫૩ | ૪,૧૩૨ | ૯,૪૪૮ |
| ૧૮૯૮ | ૨૫ | ૪,૫૦,૨૬૬ | ૫,૮૮૭ | ૧૬,૧૩૪ |
| ૧૮૯૯ | ૨૬ | ૪,૮૭,૩૪૬ | ૫,૪૫૯ | ૧૬,૯૬૪ |
| ૧૯૦૩ | ૩૦ | ૫,૦૯,૩૪૪ | ૬,૫૭૧ | ૧૩,૧૩૨ |
| ૧૯૦૫ | ૩૨ | ૫,૭૭,૧૬૬ | ૭,૧૯૭ | ૨૧,૫૮૫ |
| ૧૯૦૭ | ૩૭ | ૬,૭૭,૦૬૫ | ૯,૭૧૬ | ૨૪,૪૭૩ |
| ૧૯૦૮ | ૪૭ | ૮,૫૦,૮૮૭ | ૧૨,૮૦૭ | ૨૯,૯૯૬ |
| ૧૯૧૦ | ૫૨ | ૯,૧૭,૫૯૦ | ૧૫,૫૨૬ | ૩૦,૦૧૩ |
| ૧૯૧૩ | ૪૯ | ૯,૨૯,૭૦૨ | ૧૭,૭૦૩ | ૩૨,૭૦૯ |

અમદાવાદમાં મિલ ઉદ્યોગ વિકસ્યો એનું મુખ્ય કારણ વેપાર અને હુન્નરોની એની લાંબી અને વણથંભી પરંપરા હતી. ૧૮૬૭માં અમદાવાદમાં માત્ર બે જ મિલ હતી, પણ એની સંખ્યા વધીને ૧૮૯૯માં છવ્વીસની અને ૧૯૧૩માં ઓગણપચાસની થઈ. અમદાવાદ ઉપરાંત સુરત, ભાવનગર, વડોદરા, વિરમગામ અને નડિયાદમાં પણ કાપડની મિલો શરૂ થઈ. જો કે આ મિલો એકલદોકલ હતી. વડોદરાની બાબતમાં એક હકીકત નોંધપાત્ર છે કે એ શહેરોમાં જ્યારે ઉદ્યોગ શરૂ કરવા જોઈ વેપારી તૈયાર ન થયો ત્યારે ત્યાંની પ્રજાને ખાસ દાખલો બેસાડવા માટે ખુદ વડોદરા નરેશ સયાજીરાવ ગાયકવાડે એની સ્થાપના ૧૮૮૨માં કરી. વડોદરાની આ સહુ પ્રથમ મિલ 'રાજ્યના સાહસ' તરીકે શરૂ થઈ હતી. સુરતની સહુ પ્રથમ મિલ નવાબવંશના સભ્યોએ ૧૮૬૩માં સ્થાપી હતી. સુરતની બીજી મિલ ગુણામબાવા સ્પિનિંગ એન્ડ વીવિંગ મિલ પણ આ જ કુટુંબના સભ્યોએ ૧૮૬૫માં શરૂ કરી હતી.

અમદાવાદ તથા ગુજરાતનાં અન્ય નગરોમાં થયેલા મિલ ઉદ્યોગના વિકાસની સાથે સાથે એના આનુષંગિક ઉદ્યોગ શરૂ થયા. ૧૮૭૦ પછી કપાસ લોઢવાનાં વરાળ સંચાલિત કારખાનાં અને રૂને લંબાવવાનાં કારખાનાં ગુજરાતનાં ઘણાં શહેરોમાં અસ્તિત્વમાં આવ્યાં. મિલોની સંખ્યા વધતાં ૧૮૯૦ બાદ અમદાવાદમાં મિલ-જિન સ્ટોર્સની વેપારી પેઢીઓ શરૂ થઈ.

રણછોડલાલ તથા તેમના અનુયાયીઓએ અમદાવાદ તથા ગુજરાતમાં મિલો ઊભી કરી એ પહેલાં ૧૯મી સદીના ચોથા દાયકામાં હિન્દમાં મેનેજિંગ એજન્સીની પ્રથા શરૂ થઈ ચૂકી હતી. વેપારી સંસ્થાના મહત્ત્વના ભાગરૂપ ગણાતી આ પદ્ધતિ ગુજરાતના વેપારી ઉદ્યોગપતિઓએ અપનાવી લીધી. ગુજરાતમાં પરંપરાગત વેપાર ઉદ્યોગ, સંયુક્ત કુટુંબ વ્યવસ્થા તથા ભાગીદારીના સિદ્ધાંત ઉપર ચાલતા, પરંતુ મોટા અને નવા ઉદ્યોગો સ્થાપવામાં જોખમનું તત્ત્વ વિશેષ હોઈ અને એમાં ભારે મૂડીરોકાણ આવશ્યક હોઈ જોઈન્ટ-સ્ટોક કંપનીઓના સિદ્ધાંતનો અમલ અનિવાર્ય બન્યો. આવી કંપનીઓનું સંચાલન કરનાર પેઢીઓ 'મેનેજિંગ એજન્સીઓ' તરીકે જાણીતી બની. ગુજરાતના આર્થિક ઇતિહાસમાં વેપાર ઉદ્યોગના સંચાલન માટે નવી સંસ્થાઓનો ઉદય અને વિકાસ થયો એ આર્થિક પરિવર્તનનું મહત્ત્વનું સોપાન હતું.

મિલ ઉદ્યોગને બાદ કરતાં બીજા આધુનિક ઉદ્યોગ ગુજરાતમાં વિકસ્યા નહીં. આને માટે ગુજરાતની વેપારી કોમનું રૂઢિચુસ્ત માનસ જવાબદાર હતું, પરંતુ મહદ્અંશે તો આ પરિસ્થિતિ માટે ઇંગ્લેન્ડની સામ્રાજ્યવાદી નીતિ જ જવાબદાર હતી. હિન્દમાં નવા આધુનિક ઉદ્યોગ વિકસે એવી મુરાદ બ્રિટિશ શાસકોએ કદી સેવેલી નહીં. આ જ કારણથી 'મુક્ત વેપાર'ના સિદ્ધાંતના ઓઠા નીચે તેમણે અનેક અવરોધ પેદા કર્યા. ઉદાહરણ તરીકે ૧૮૮૨માં રણછોડલાલ છોટાલાલ, મનસુખભાઈ ભગુભાઈ, બેચરદાસ લશ્કરી અને પેસ્તનજી વકીલ જેવા અમદાવાદી પ્રયોજકોએ પંચમહાલ જિલ્લામાં લોખંડ અને કોલસાની ખાણનું કામ શરૂ કરવા માટે 'ધી ગુજરાત કોલ એન્ડ આયર્ન કંપની લિમિટેડ'ની સ્થાપના કરી. આ સાહસ અત્યંત જોખમભરેલું અને વણખેડાયેલું હોઈ કંપનીના સંચાલકોએ મુંબઈ સરકારને ખાણકામ માટે પંદર વર્ષનો ઇજારો આપવાની વિનંતી કરી, પરંતુ મુંબઈ સરકારે આ વિનંતીનો અસ્વીકાર કર્યો. આથી સંચાલકોએ કેન્દ્રસરકાર સમક્ષ ધા નાખી. એમણે એમના આવેદનમાં જણાવ્યું કે હિન્દને નિર્ધન થતું અટકાવવામાં આવા પાયાના ઉદ્યોગ ઘણા મદદરૂપ નીવડશે, પરંતુ વાઇસરોય લોર્ડ ડફરીને આ



અરજીને ફગાવી દીધી, તેથી નાછૂટકે કંપનીના સંચાલકોને એમની આ મહાન યોજનાને સમેટી લેવી પડી. આમ, ગુજરાતમાં એક મહત્ત્વનો ઉદ્યોગ શરૂ થવાની જે શક્યતાઓ ઊભી થઈ હતી તે સાંસ્થાનિક સરકારના પ્રતિકૂળ વલણને લીધે ભાંગી પડી.

આવા પ્રતિકૂળ વાતાવરણમાં નવો ઉદ્યોગ ઊભો થવાની શક્યતાઓ ઘણી ઓછી હતી. આમ છતાં પણ ગુજરાતમાં વીસમા સૈકાની શરૂઆતમાં એક અત્યંત મહત્ત્વનો ઉદ્યોગ શરૂ થયો. અત્યાર સુધી ગુજરાતી વેપારીઓ ચીલાચાલુ ઉદ્યોગમાં જ ઝંપલાવતા હતા, તેને બદલે એક પ્રયોજકે નવી ઢબનો ઉદ્યોગ સ્થાપવાનો સંકલ્પ કર્યો. આ પ્રયોજક તે ગુજરાતના મહાન વૈજ્ઞાનિક પ્રોફેસર ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર (૧૮૩૩-૧૯૨૦). ગજ્જરે વડોદરામાં કેમિકલ્સનો ઉદ્યોગ સ્થાપીને આધુનિક ઉદ્યોગના ઇતિહાસમાં નવો ચીલો પાડ્યો. બી.ડી. અમીન તથા કોટિ ભાસ્કર નામના એમના ભાગીદારોનો સહકાર પામીને એમણે વડોદરામાં 'એલેમ્બિક કેમિકલ વર્ક્સ'ની ૧૯૦૭માં સ્થાપના કરી. ગજ્જરે આ મહાન ઉદ્યોગની સ્થાપના કરી એ પહેલાં એ વડોદરાની સાયન્સ કોલેજમાં રસાયણશાસ્ત્રના અધ્યાપક રહી ચૂક્યા હતા (૧૮૮૬-૯૦). વડોદરાની સુપ્રસિદ્ધ ટેક્નિકલ કોલેજ 'કલાભવન'ની સ્થાપના પણ એમને જ આભારી હતી. આવા બહોળા ધંધાદારી અનુભવને લીધે જ ગજ્જર 'એલેમ્બિક' જેવા અપરંપરાગત ઉદ્યોગની સ્થાપના કરી શક્યા હતા તે નોંધપાત્ર છે. એમણે આ ઉદ્યોગ સ્થાપવા માટે વડોદરાને પસંદગી આપી એ પણ સૂચક છે. બ્રિટિશ સરકાર આવા ઉદ્યોગ સામે કરડાઈની નજરે જોતી હતી તે વાતથી એ અજાણ નહોતા. બીજી તરફ ગાયકવાડ સરકારની વેપારઉદ્યોગને ઉત્તેજન આપવાની નીતિથી પણ તેઓ સારી રીતે વાકેફ હતા. અગાઉ નોંધ્યું છે તે મુજબ વડોદરાના મહારાજા સયાજીરાવ ગાયકવાડે પ્રજાને દાખલો બેસાડવાના આશયથી ૧૮૮૨માં સુતરાઉ કાપડની મિલ સ્થાપી હતી. આ ઉપરાંત તેમણે એમના રાજ્યમાં નાના પાયા ઉપર રંગાટીકામ તેમજ કાચ અને ઈંટના ઔદ્યોગિક એકમ સ્થાપ્યાં હતાં. આર્થિક વિકાસની નીતિને મૂર્ત સ્વરૂપ આપવાના ઉદ્દેશથી એમણે ૧૯૦૨માં મહાન દેશભક્ત અને અર્થશાસ્ત્રના નિષ્ણાત રોમેશચંદ્ર દત્તની મહેસૂલપ્રધાન તરીકે નિમણૂક કરી હતી. આમ એક તરફ બ્રિટિશ સરકારની પ્રતિકૂળ આર્થિક નીતિ અને બીજી તરફ વડોદરા સરકારની વેપાર-હુન્નર ઉદ્યોગને ઉત્તેજન આપવાની નીતિના સંદર્ભમાં ગજ્જરે વડોદરાને જ પસંદગી આપી એ, એ સમયના સંજોગો સાથે સુસંગત હતું.

એલેમ્બિક કંપની મુખ્યત્વે ઔદ્યોગિક સ્પિરિટનું ઉત્પાદન કરતી. આ ઉપરાંત એણે કેટલીક ઔષધીય ચીજોનું ઉત્પાદન તેમજ વેચાણ પણ કર્યું હતું, પણ એ ઘણા અલ્પ પ્રમાણમાં. એણે આગળ જતાં એના માલનું નોંધપાત્ર વિશાખન કર્યું, પરંતુ ૧૯૧૪ પહેલાંના એના ઉત્પાદનનો લગભગ એકમાત્ર ઝોક અને ઔદ્યોગિક સ્પિરિટ ઉપર અને કંઈક અંશે ઔષધો ઉપર હતો.

ત્રિભુવનદાસ ગજ્જરે રણછોડલાલ છોટાલાલની જેમ જ ગુજરાતના વેપારીઓ, ઉદ્યોગપતિઓને નવી દિશા બતાવી હતી, એમાં શંકાને સ્થાન નથી. આ કામ માટે માત્ર મૂડીરોકાણની જ નહીં પણ રસાયણશાસ્ત્રના જ્ઞાન અને વ્યવહારુ દૃષ્ટિએ અમલમાં મૂકવાની અસાધારણ કુનેહની જરૂર હતી, અને આ ટેક્નોલોજી ગુજરાત અને હિન્દમાં ઘણા અલ્પ પ્રમાણમાં ખીલી હતી. સુથાર કુટુંબમાંથી આવતા ગજ્જરમાં વિજ્ઞાનને ઉદ્યોગમાં પલટાવવાની પ્રતિભા હતી, એમણે ચરોતરના પાટીદાર જ્ઞાતિમાં જન્મેલા ભાઈલાલ અમીનની મદદથી વડોદરામાં આ કામ કર્યું અને એને વિકસાવ્યું. ઉપર્યુક્ત પ્રયોજકોની જ્ઞાતિઓનો અત્રે ઉલ્લેખ એટલા માટે કરવામાં આવ્યો છે કે, આવા દૃષ્ટાંતને મેક્સ વેબર અને એમના યુરોપીય અનુયાયીઓએ પ્રચલિત કરેલા જ્ઞાતિ-આધારિત સિદ્ધાંતો સાથે સાથે લાલબત્તીથી ગરજ સારે છે. ગુજરાતમાં જે વ્યક્તિઓએ નવા ઉદ્યોગ શરૂ કર્યા, તેમની જ્ઞાતિઓ તપાસતાં તો ઊલટાની એવી છાપ ઊપસે છે કે આ પ્રચલિત માન્યતાઓ કરતાં ઐતિહાસિક વાસ્તવિકતા જુદી હતી.

ઉપર્યુક્ત વિશ્લેષણમાંથી કેટલાંક તારતમ્ય ફલિત થાય છે કે, આર્થિક પરિવર્તનની દૃષ્ટિએ ગુજરાતના ઇતિહાસમાં બ્રિટિશકાળ અભૂતપૂર્વ હતો. ગુજરાત પહેલી જ વાર એક એવા દેશના શાસન નીચે આવ્યો કે જે ઔદ્યોગિક ક્રાંતિમાં પ્રાથમિક તબક્કામાંથી પસાર થઈ ચૂક્યો હતો. બ્રિટિશોએ કેટલાંક પ્રગતિશીલ પરિબળ વિકસાવ્યાં. વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહારને એના આધુનિક રૂપમાં મૂકનાર તથા ગુજરાતનાં ગામડાંઓ અને શહેરોને આર્થિક દૃષ્ટિએ સાંકળનાર બ્રિટિશ રાજ્ય હતું - પછી એનો ઉદ્દેશ ભલે ગમે તે હોય.

ગુજરાતમાં બ્રિટિશ રાજ્ય સ્થપાયું તે સમયે આ ઊંચા વેપારી સંસ્કાર ધરાવતું હતું. આમ છતાં પણ એને સંસ્થાનવાદી મૂડીવાદી તબક્કામાંથી પસાર થવું પડ્યું તેથી એની જૂની વેપારી પરંપરા તૂટતી ગઈ, જ્યારે બીજી બાજુ જે નવી આર્થિક પ્રક્રિયા શરૂ થઈ તે ઇંગ્લેન્ડની જરૂરિયાતોને પોષવા માટે થઈ. ખેતીનું જે વાણિજ્યીકરણ થયું તેનો મૂળ આશય પણ ઇંગ્લેન્ડમાં રોકડિયા માલની નિકાસ



કરવાનો હતો. ખેતીના ક્ષેત્રમાં ગુજરાત તારાજ થઈ ગયું અને ખેડૂતોના હાથમાંથી જમીનો શાહુકારો અને શરાફોના હાથમાં ચાલી ગઈ. અગાઉ નોંધ્યું છે તે પ્રમાણે ખંભાતમાં તો ખેડૂતોએ રાજ્ય સામે ખુલ્લેઆમ બળવો કર્યો. બ્રિટિશ વિસ્તારોમાં ખેડૂતોનો અસંતોષ તીવ્ર બન્યો. બ્રિટિશ શાસનને પરિણામે જેવી રીતે એક તરફ ગુજરાતના ગૃહઉદ્યોગ તૂટ્યા, તેવી જ રીતે ખેતીવાડી પણ નિકૃષ્ટ દશામાં મુકાઈ ગઈ. આમ વિશાળ ફલકમાં આર્થિક દૃષ્ટિએ ગુજરાતમાં બ્રિટિશ શાસન પરિવર્તનલક્ષી સિદ્ધ થયું, વિકાસલક્ષી નહીં.

આમ છતાં પણ જે રીતે ઇંગ્લેન્ડ એનો ઔદ્યોગિક માલ ઉત્પન્ન કરતું હતું અને ગુજરાતમાં ઠાલવતું હતું એ સમગ્ર બાબતને એક વિશાળ ફલક પર નિહાળનાર અને એનું વિશ્લેષણ કરી એમાં સુષુપ્ત સ્વરૂપમાં રહેલી તકોનો તાગ કાઢનાર વ્યક્તિઓ ગુજરાતે આ સમય દરમિયાન ઉત્પન્ન કરી. ગુજરાતની વિવિધ જ્ઞાતિઓમાંથી આવતી આવી વ્યક્તિઓએ એમની પ્રયોજનશક્તિ વડે હુન્નરઉદ્યોગના ક્ષેત્રમાં નવો ચીલો પાડ્યો. આર્થિક પરિવર્તનનું આ પાસું સૂક્ષ્મ હોવા છતાં ઊજળું હતું.

ગુજરાતમાં નેતાગીરીના ઉગમને પરિણામે મહાજન જેવી પુરાણી રીતરસમો ધરાવતી સંસ્થાઓ તૂટતી ગઈ. 'જૂની મૂડી' ધરાવતા શરાફો અને વેપારીઓએ, જેમ જેમ એમનાં મૂડીરોકાણની દિશા બદલવા માંડી તેમ તેમ મહાજનોની મર્યાદા સ્વીકારવાને બદલે નવી ઢબના વેપારી સંઘ રચવામાં વધુ વ્યવહારદક્ષતા જોઈ. ૧૮૯૧માં અમદાવાદમાં સ્થપાયેલ 'મિલમાલિક મંડળ' પલટાતી જતી પરિસ્થિતિના પ્રતીકરૂપ હતું. નવાં આર્થિક પરિબળોએ જન્માવેલી નવી શક્યતાઓ અને જરૂરિયાતોને સંતોષી ન શકનાર અને એના ક્લેવરમાં સંજોગોનુસાર ફેરફાર દાખલ કરવાની સ્થિતિસ્થાપકતા ન ધરાવતા. મહાજન સંસ્થા ૧૯મા સૈકાના અંતમાં મૃતઃપ્રાય દશામાં હતી.

લગભગ ૨૦મી સદીની શરૂઆતથી ગુજરાતમાં મૂડીવાદી વર્ગ દૃષ્ટિગોચર થતો ગયો. એની સાથે સાથે મજૂરોનો પણ નવો વર્ગ વધતો ગયો. અમદાવાદ એના મિલઉદ્યોગને લીધે આ નવા ઝોકનું કેન્દ્ર બન્યું. બેરોજગાર બનતા જતા કારીગરોને ગુજરાતની મિલોએ સમાવ્યા. આ પ્રક્રિયા મહત્ત્વની હતી, પણ બજારમાં 'લે-વેચ'ની અન્ય ચીજોની જેમ મજૂરી પણ માંગ અને પુરવઠાના નિયમોને આધીન હોય છે તે બેરોજગાર કારીગરોની વધતી જતી સંખ્યાને મુકાબલે મિલોની સંખ્યાની ઝડપ કીડીની ગતિની હતી. બીજી તરફ મિલો સિવાયના આધુનિક ઉદ્યોગ ૧૯૧૪

પહેલાં લગભગ નહિવત્ હતા. આ સમગ્ર પરિસ્થિતિના પ્રતિભાવરૂપે ગુજરાતી સમાજના વિવિધ વર્ગો, કોમો, જ્ઞાતિઓમાંથી આવતા માણસોએ (અહીં વિશ્લેષણની દૃષ્ટિએ ગુજરાતે પ્રતિભાવ વ્યક્ત કર્યો કહેવા કરતાં એના વિવિધ વર્ગો અને સામાજિક સ્તરોની શ્રેણી વધુ ઉપયોગી બની રહે છે) આર્થિક રાષ્ટ્રવાદનું હથિયાર અજમાવ્યું. પરદેશી શાસનના ચોકઠામાં પાંગરતી જતી આ વિવિધલક્ષી અને જટિલ પ્રક્રિયા આર્થિક પરિવર્તનના સંદર્ભમાં નવી અને અત્યંત સૂચક હતી.

**ધર્મ અને રિવાજથી અલગ સ્વતંત્ર કાયદાનું નિર્માણ :**

સૌપ્રથમ કાયદાને ધર્મ અને રીતરિવાજથી વિમુખ કરી અંગ્રેજોએ ભારતના રાજકીય શાસનના પાયામાં ક્રાંતિ સર્જી. કાયદાને સર્વોપરી નિયંત્રક પદ્ધતિ તરીકે પ્રસ્થાપિત કર્યો. કાયદાની કલમોમાં પણ ફેરફાર થયો.

પ્રાગ બ્રિટિશકાલીન ભારતમાં કાયદાઓ દૈવી હક્કના આધારે ઉચ્ચ કોમ દ્વારા નીચલી કોમ પર લાદવામાં આવ્યા હતા. ધાર્મિક સત્તા જ રાજકીય સત્તાને અનુમોદન આપતી હતી. બ્રિટિશશાસકોએ આ માળખામાં ધરમૂળ ફેરફારો કર્યા. કાયદો દરેક નાગરિકને સમાન રીતે લાગુ કરવામાં આવ્યો. ધાર્મિક સત્તાઓ તથા ગ્રામપંચાયતોની સત્તા મર્યાદિત કરવામાં આવી. સને ૧૭૯૯માં મુંબઈ સરકારે પ્રાદેશિક સુવ્યવસ્થા માટે નિયમનો જાહેર કરવાની સત્તા પ્રાપ્ત કરી. ૧૮૨૭માં મુંબઈ કોડ ઘડવામાં આવ્યો. ભારત માટે ધારાઓ ઘડવાની જવાબદારી લીધેલ. બ્રિટિશ પાર્લામેન્ટે કાયદાઓ ઘડી નાખવા માટે લો કમિશનોની શૃંખલા ઊભી કરી. ૧૮૩૩થી ગવર્નર જનરલની કાઉન્સિલમાં કાયદાવિષયક સભ્યની જગા ઉમેરવામાં આવી અને લોર્ડ મેકોલે આવા પ્રથમ કાયદાકિય સભ્ય તરીકે નિયુક્ત થયા. આમ ૧૯મી સદીમાં ઘણા કાયદા બહાર પાડવામાં આવ્યા નહીં.

આર્થિક સમસ્યાઓ હલ કરવા બ્રિટિશરોએ કેટલાક કાયદાઓ બનાવ્યા.

૧૮૩૫ : આખા બ્રિટિશ ભારત માટે એકસરખું ચલણ દાખલ કરવામાં આવ્યું.

૧૮૬૧ : કાગળની છાપેલી નોટોને ચલણ તરીકે દાખલ કરવામાં આવી.

૧૮૭૨ : ભારતીય કરાર

૧૮૭૭ : ખાસ પ્રકારની મદદ તથા ભારતીય મર્યાદાનો કાયદો.

૧૮૮૧ : સાધનોના કરારને લગતો કાયદો.

૧૮૮૨ : ભારતીય કંપની કાયદો (ઇન્ડિયન કંપની ટ્રસ્ટ એક્ટ)

આર્થિક કાયદાની રચનાની સાથે સાથે તેઓએ એવા પણ કેટલાક કાયદા ઘડ્યા જે ધાર્મિક તથા સામાજિક જીવનમાં પણ સર્વોચ્ચ સ્થાન ધરાવવા લાગ્યા.



મિસ્ટર બારડોલે અમદાવાદમાં જિલ્લાધિકારી તથા ન્યાયાધીશ હતા. જેમણે બાળહત્યા રોકવા કાયદાની કલમ લાગુ પાડવા અરજ ગુજારી હતી.

૧૮૨૯ : સતીપ્રથા નાબૂદીનો કાયદો.

૧૮૫૦ : ગુલામીપ્રથા બંધ કાયદો તથા જ્ઞાતિની હરકતો દૂર કરતો કાયદો.

૧૮૫૬ : વિધવા પુનર્લગ્નનો કાયદો.

૧૮૭૦ : બાળહત્યા નાબૂદીનો કાયદો.

૧૮૯૨ : લગ્ન માટે સંમતિ વયનો કાયદો.

આવા સામાજિક કાયદાઓ સૂચવે છે કે ધર્મથી કાનૂન ધીરે ધીરે કેવી રીતે જુદો પાડવામાં આવ્યો તથા કાયદો, રીતરિવાજ તથા ધર્મ અલગ થઈ સર્વોચ્ચ સ્થાને બિરાજ્યો.

**ધારા ઘડનારી સંસ્થાનો વિકાસ :**

ધારાઓ ઘડવાની સત્તા ગવર્નર જનરલના અધિકાર હેઠળ ભારતીય મધ્યસ્થ સરકારને સોંપવામાં આવી હતી. આ કામમાં તેમને મદદ કરવા ૧૮૩૩માં ગવર્નર જનરલની કાઉન્સિલમાં એક કાયદાકીય સભ્ય (લો મેમ્બર)ની નિમણૂક કરવામાં આવી. ઈસ્ટ ઇન્ડિયા કંપની પાસેથી આવો રાજ્યવહીવટ સંભાળી લીધા પછી બ્રિટિશ તાજ અને પાર્લામેન્ટ ૧૮૬૧માં તેમજ ઈલાકાઓમાં કાયદાઓ અંગે ચર્ચાવિચારણા કરવા તેમજ ઘડવા લેજિસ્લેટિવ કાઉન્સિલની જોગવાઈ કરી. આ કાઉન્સિલમાં થોડા ભારતીયોને નીમવામાં આવ્યા. દા.ત., મુંબઈ ઈલાકા માટે નવી રચાયેલી કાઉન્સિલમાં પાંચ ભારતીય સદસ્યોનો સમાવેશ થતો હતો. સાવનૂરનાં નવાબ, શેઠ પ્રેમાભાઈ હીમાભાઈ, માધવ વિઠ્ઠલ ચિચુલકર, રુસ્તમજી જમશેદજી જુંજાભાઈ અને જગન્નાથ શંકર શેઠને સામેલ કરાવ્યા. કાયદાની સર્વોચ્ચતા સ્થપાતા ભારતીયો પ્રતિનિધિત્વ પામે તેવી ઝંખના લોકોમાં જાગી હતી. સુધરાઈઓ સ્થપાવાથી ચૂંટણીની ચળવળ ઉપાડવા પ્રત્યે લોકોનું ધ્યાન કેન્દ્રિત થયું.

અંગ્રેજ શાસન દરમિયાન કાયદો એકસરખા ધોરણે તમામને લાગુ કરવામાં આવ્યો. પ્રાગ-બ્રિટિશકાળમાં જ્ઞાતિ-જ્ઞાતિએ અલગ કાયદાઓ અને શિક્ષાઓ હતી 'કાયદામાં સૌ સરખા' સિદ્ધાંત લાગુ થયો. એક જ પ્રકારના અપરાધ માટે સમાન સજા થતી. આ બાબતે આપણને ૧૮૮૨ના ખૂબ જ વિખ્યાત મહારાજા લાયબલ કેસમાં જોવા મળે છે. વૈષ્ણવોના મુખ્ય આચાર્ય જદુનાથજી મહારાજને પણ કોર્ટ સમક્ષ જુબાની આપવા હાજર રહેવું પડ્યું હતું.

નવા રાજકીય કાયદા અનુસાર જ્ઞાતિ સભાનું મહત્ત્વ-વર્ચસ્વ ઘટ્યું. ૨૫ જૂન-૧૮૬૨ના ભાટિયા કેસના ઉચ્ચ નેતાઓને પણ કોર્ટમાં ફરજિયાત હાજર રહી સાચું બોલાવવાના શપથ લેવા પડ્યા.

આ નવી કાનૂની પદ્ધતિએ સર્જાવેલ પરિવર્તન અંગે નર્મદ કહે છે કે બ્રિટિશ કાયદા અનુસાર રાજા અને રાણીને પણ કોર્ટમાં પુરાવા આપવા હાજર થવું પડ્યું. આવા કાયદાથી પહેલાની સત્તા ઓછી થઈ. ગરીબ તથા તવંગરના ભેદભાવ વગર ન્યાય સમાનતાના ધોરણે દાખલ કવામાં આવ્યો. કવિ નર્મદ જણાવે છે કે, આ રાજ્ય સત્તા દરમિયાન એક જ કિનારેથી સિંહ તથા ઘેટું પાણી પી શકતાં.

**સમાપન :**

ઉપર્યુક્ત ચર્ચા ઉપરથી ફલિત થાય છે કે બ્રિટિશ શાસનની અસર ગુજરાત પરંપરાગત સમાજ તથા રાજ્યતંત્ર ઉપર પ્રગાઢ રીતે પડી. આ અસરો વિવિધ સ્વરૂપની અને કક્ષાની હતી. આર્થિક બાબતોમાં બ્રિટિશ શાસનની અસર પ્રત્યાઘાતી પુરવાર થઈ એટલે કે, ગુજરાતના સદીઓ પુરાણા ગૃહઉદ્યોગોનો અને ખેતીવાડીનો લગભગ સંપૂર્ણ રીતે નાશ થયો. જો કે રેલવે, તાર અને વરાળ સંચાલિત સ્ટીમર વ્યવહાર દ્વારા બ્રિટિશ શાસકોએ આર્થિક પરિવર્તન માટે એક નવો ચીલો પાડ્યો તે વાત મહત્ત્વની છે. અમદાવાદમાં ૧૮૬૧ પછી જે રીતે મિલઉદ્યોગનો વિકાસ થયો તેને માટે ઉપર્યુક્ત પરિબળો જવાબદાર હતાં.

રાજકીય દૃષ્ટિએ પણ બ્રિટિશ શાસને આધુનિકીકરણ માટેનાં મહત્ત્વનાં પરિબળો વિકસાવ્યાં. નવાં કેળવણીવિષયક મૂલ્યો તથા નવી વહીવટી સંસ્થાઓનો વિકાસ થતાં તેમજ અંગ્રેજી ભાષા દ્વારા નવાં નવાં લોકશાહીવાદી મૂલ્યો વિકસતાં પ્રજાના અગ્રવર્ગમાં રાજકીય ચેતનાનો એક અભૂતપૂર્વ તબક્કો શરૂ થયો. ૧૮૮૫માં હિન્દી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થયા બાદ રાજકીય દૃષ્ટિએ જાગૃત એવા સામાજિક નેતાઓએ રાજકારણીય પ્રવૃત્તિઓમાં રસ લેવો શરૂ કર્યો. ગુજરાતમાં ઘણા નેતાઓ રાષ્ટ્રીય મહાસભાનાં અધિવેશનોમાં ભાગ લેતા શરૂઆતનાં વર્ષોમાં ગુજરાતના ઘણા રાજકીય પુરુષો બ્રિટિશ શાસકના પ્રશંસક હતા. જો કે તેઓ પ્રમાણિકપણે માનતા કે બ્રિટિશ શાસન દ્વારા વિકસી રહેલાં મધ્યમવર્ગીય સામાજિક અને રાજકીય મૂલ્યો સમાજમાં જેમ જેમ ફેલાશે તેમ તેમ ગુજરાતની પ્રજા તેનાં રાજકીય અધિકારો માટે વધાર ને વધારે જવાબદાર અને જાગૃત થતી જશે.

સામાજિક દૃષ્ટિએ બ્રિટિશ શાસનની અસર અભૂતપૂર્વ હતી. બ્રિટિશ શાસનની અસરોને પરિણામે જ ગુજરાતમાં બૌદ્ધિકો દ્વારા સામાજિક ચેતનાનો એક નવો



યુગ શરૂ થયો, જેને પરિણામે સામાજિક પરિવર્તન માટેની નવી દિશા ખુલ્લી થઈ. દુર્ગારામ મહેતાજી, રણછોડલાલ ગિરધરલાલ, કરસનદાસ મૂળજી, બેચરદાસ લશ્કરી, કવિ દલપતરામ અને કવિ નર્મદ જેવા અનેક મહાન સામાજિક નેતાઓ ગુજરાતે જે રીતે ઉત્પન્ન કર્યા તેને માટે બ્રિટિશ શાસનનાં ક્રાંતિકારી પરિબળો જવાબદાર હતાં.

બેચરદાસ લશ્કરી આ જ યુગની પેદાશ હતા. લગભગ ૧૮૮૫ પછી ભારતમાં શરૂ થયેલ રાષ્ટ્રવાદનો ઉદય તે પહેલાં ગુજરાતમાં રાજકીય, કેળવણીવિષયક, સામાજિક અને વ્યાપારવિષયક જેવી પ્રવૃત્તિઓ થઈ તેમાં મહત્ત્વનો ફાળો આપનાર બેચરદાસ લશ્કરી હતા. ગુજરાતની રાજકીય અને વ્યાપારિક, સામાજિક અને ખાસ કરી કડવા પાટીદારના સામાજિક સુધારાની પ્રવૃત્તિઓ અને વ્યાપારિક સાહસમાં તે અગ્રગણ્ય મશાલચી અને વિરલ વિભૂતિ હતા.

■ ● ■

# પ્રકરણ ૩ બેચરદાસ લશ્કરીનું જીવનવૃત્તાંત અને કારકિર્દી

**અવતરણ :**

બેચરદાસનું નામ ગુજરાતના જનજીવનમાં મહત્ત્વનું સ્થાન ધરાવતું હતું. તેમાં ખાસ કરી તેમની સામાજિક-ધાર્મિક અને ઔદ્યોગિક પ્રવૃત્તિને લઈ માત્ર ગુજરાતમાં જ નહિ પણ વિદેશમાં પણ તેમની નામના હતી. તેમનાં કાર્યોને લઈ તેઓ અનેક દેશી લોકો (હિન્દી) અને વિદેશી લોકોના પરિચયમાં આવ્યા હતા. તેમના જેવી જ પ્રવૃત્તિ કરનારાઓની સાથે તેમજ અન્ય ક્ષેત્રમાં પડેલ હિન્દભરની કેટલીક વ્યક્તિઓ તેમની પેઢીને નામથી ઓળખતી હતી. તેઓ પૂર્વમાં કલકત્તા, પશ્ચિમમાં મુલતાન અને કરાંચી, ઉત્તરમાં દિલ્હી અને આગ્રા તેમજ દક્ષિણમાં મદ્રાસ સુધી, તેઓનું કામ અને નામ જાણીતું બન્યું હતું. એટલું જ નહિ પણ ઇંગ્લેન્ડની પ્રજા તેમણે વિદેશમાં આપેલી સખાવતને કારણે તેઓને ઓળખતી હતી. તેમનું જીવનવૃત્તાંત એક સુધારક તરીકે અને સાહસિક વેપારી તરીકે આજે પણ યાદગાર બન્યું છે.

જે જમાનામાં બેચરદાસનો જન્મ થયો હતો તે જમાનો બદલાઈ જઈ હાલ તેનું કાંઈ નવું જ સ્વરૂપ જોવા મળે છે. તેમનો જન્મ અમદાવાદમાં થયો. તે વખતે ગુજરાતની રાજ્યપરિસ્થિતિમાં જેવી અંધાધૂંધી ચાલતી હતી તેવી જ જનસ્થિતિ ઉપર પણ અંધકારનો પડદો પડેલો હતો. બેચરદાસના જન્મ વખતે જ એટલે કે ૧૮૧૮માં અંગ્રેજ હકૂમત અમદાવાદમાં પ્રવેશી હતી. એટલે એક બાજુ અંગ્રેજ શાસકો પોતાનો અમલ બેસાડવામાં પ્રવૃત્ત થયા હતા અને તેમાં અનેક સાધન વાપરવા તત્પર હતા. બીજી બાજુ પેશ્વાઈઓએ પોતાનું પોત પ્રકાશી દીધું હતું. બીજી બાજુ સયાજીરાવ ગાયકવાડ તેને થાગડથીગડા મારી પોતાનું રાજ્ય ટકી રહે તે માટે સાવધાન અને દ્દઢનિશ્ચયી બની બેઠા હતા.

બેચરદાસના જન્મ વખતે ગુજરાત અનેક કુરિવાજોથી પીડાતું હતું. તેમાં તેમની કડવા પાટીદારની જ્ઞાતિ ખાસ કરી બાંધ્યાલગ્ન (સામૂહિક લગ્ન દસ કે બાર વરસે આવતાં) તેમજ દૂધપીતી કરવાની ચાલ (બાળકી હત્યા) અને લગ્નના ખોટા ખર્ચાઓ અને અજ્ઞાનતાથી પીડાતી હતી. આ બધાને વશ કરી દે તેવી ગોપ-ગોપીઓનો અવાજ દૂરથી આવતો હતો, મુસલમાનની તલવાર સંતાઈને મ્યાનમાં બેઠી હતી અને શૂર કે કાયર, બળવાન કે નિર્બળ સર્વને વશ કરી નાખનાર લક્ષ્મીનો રણકાર દૂરથી સંભળાતો હતો. તે વખતે અંગ્રેજીની સત્તા સામદામ ભેદના વાવટા



ઊંચા ચઢાવીને પાસે આવતી હતી અને થોડા વખતમાં સ્થળે સ્થળે પ્રસરી જવાની હતી. બેચરદાસે સરકારી નોકરીનો આરંભ કર્યો તે વખતે ઉપર કહેલી કાલક્રાંતિ અવસાન પામી અંગ્રેજ અમલ ઘણોખરો દ્દઢ બેઠો હતો, પરંતુ ભૂતકાળના સંપ્રદાયનું બળ કાયમ હતું. આવા સમયમાં બેચરદાસના પિતાશ્રી અંબાઈદાસે પોતાનું નામ પાદશાહી અને પેશ્વાઈમાં ગૂંજતું કરી દીધું હતું. ત્યારબાદ અંગ્રેજશાહીમાં પણ તેઓ પોતાની પ્રતિષ્ટા પ્રાપ્ત કરી ચૂક્યા હતા. એ કારણે પોતાનો દીકરો સરકારી નોકરી કરે તેમ તેઓ ઇચ્છતા હતા. જો કે પટેલ જ્ઞાતિમાં એ કહેવત પ્રચલિત હતી કે **ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, કનિષ્ઠ નોકરી.** પરંતુ અંગ્રેજોના આગમન સાથે સમાજના માપદંડો બદલાવા લાગ્યા હતા, એટલે સરકારી નોકરીને પ્રતિષ્ઠિત ગણવામાં આવતાં, એટલે બેચરદાસની ઇચ્છા અને અંબાઈદાસની પ્રતિષ્ઠાને લઈ તેમને ઈ.સ. ૧૮૩૫માં મિલિટરી ખાતાની અંગ્રેજી ક્લાર્કની જગ્યા મળી હતી. આ જગા પર તેઓ ૧૮૪૫ સુધી રહ્યા. ત્યારબાદ તેમના પિતાનું અવસાન થતાં આ નોકરી તેમણે છોડી દીધી અને બાપીકા વ્યવસાયમાં પારંગતતા મેળવી. પરિણામે પોતાની હિંમત, ધીરજ અને ખંતથી મોટી સ્થિતિએ પહોંચ્યા.

**પૂર્વજોનો ટૂંકો વૃત્તાંત :**

બેચરદાસ અંબાઈદાસનું કુળ ગુજરાતના કડવા પાટીદાર ગૃહસ્થમાં અસલના કાળથી યશ અને ખ્યાતિ પામતું આવેલું છે. ઘણા જૂના સમયથી એમના પૂર્વજો લોકમાં તેમજ સરકારમાં માન પામ્યા હતા. બાદશાહી વખતમાં, પેશવાઈ અમલમાં અને અંગ્રેજી રાજ્યમાં જે જે પુરુષો એમના કુટુંબમાં થયા તે સર્વની હોશિયારી અને વિદ્યાને લીધે સરકાર તરફથી તેમની ઘણી તારીફ થયેલી જણાય છે. બેચરદાસ પૂર્વજનાં નામ એમનાથી સાતમી પેઢી સુધી હાલ જાણવામાં છે. વંશાવલી પરિશિષ્ટ-૨માં આપી છે. વંશવૃક્ષના આધારે તેમાં મૂળ પુરુષ રામદાસ હતા. તેમના એક પુત્ર અજરામરદાસ અને તેમના પુત્ર ઉત્તમદાસ અને તેમના પુત્ર પુરુષોત્તમદાસ અને તેમના પુત્ર અંબાઈદાસ અને તેમના પુત્ર બેચરદાસ હતા. એમના મૂળ પૂર્વજો દેવરાસણ (જિ. મહેસાણા, ઉ.ગુ.)માં રહેતા હતા. પણ તેમના વિશેની વિશેષ હકીકત જણાતી નથી. અસારવાના વહીવંચાઓના ચોપડાઓને આધારે જે માહિતી મળે છે તે આ સ્થળે આપેલી છે.

અંબાઈદાસનું કાશ્યપ ગોત્ર હતું. તેઓ ધાર્મિક વૃત્તિવાળા અને સાહસિક તેમજ પ્રમાણિક હતા. ખેતીવાડીના કપરા કામમાં તેમજ દુકાળના કારણે તેઓ પોતાનું મૂળ વતન છોડી ભાગ્ય અજમાવતા ૧૮૧૨માં અમદાવાદ તરફ નીકળી આવેલા. તેઓ રામભક્ત હતા. તેમના માટે એક લોકકથા પ્રચલિત છે કે તેમને રામજી મંદિરના

મહંતે ભવિષ્ય ભાખેલું કે તું તારું નસીબ અજમાવવા આ દિશામાં જા. જ્યાં તને એક પુત્રરત્ન પ્રાપ્ત થશે જે તમારા કુળનું નામ ઉજાળશે અને અમર કીર્તિને પામશે. અંબાઈદાસે પોતાનું ભાગ્ય અજમાવવા સાબરમતીને કિનારે પડાવ નાખ્યો અને આ બાળક તેમજ પત્ની સાથે પેટિયું રળવાનું શરૂ કર્યું. આ બાળક છાબલીમાં ઊંઘતું હતું, તેના પર ક્યારેક ભારે તડકો આવતો. નાગદેવતા આવી તેની ફેણથી બાળકના મુખ પર છાંયો કરતા તે દંતકથા પણ પ્રચલિત છે. દંતકથાને આધારિત ન માનીએ તો પણ અંબાઈદાસે અમદાવાદમાં આવી સામાન્ય નોકરીથી પોતાની કારકિર્દી શરૂ કરી અને 'હાથી મલ્લ' અથવા 'હોથી'નો ખિતાબ પામ્યા હતા.

શેઠ અંબાઈદાસ પુરુષોત્તમદાસ પેશ્વા ગાયકવાડ અને બ્રિટિશ સરકારના લશ્કરના અમલદારોને નાણાં ધીરવાનું કામ કરતા હતા, તેથી તેઓ 'લશ્કરી' ઉપનામ પામ્યા હતા. એમના પિતાના વેપારના કારણે જ બેચરદાસે અનેક ભાષાઓનું જ્ઞાન મેળવ્યું હતું. આ ઉપરાંત અંબાઈદાસ મુસ્લિમો અને પેશ્વાઓના લશ્કરને ખોરાક અને ઘાસદાણા ઉપરાંત નાણાંની ધીરધાર પણ કરતા હતા. સુલતાનો મુશ્કેલીના સમયે નાણાકીય મદદ પણ કરતા હતા. પેશ્વાઓને પણ આ પ્રકારની મદદ કરતા. ત્યારબાદ તેમના પુત્ર બેચરદાસે અંગ્રેજોની સાથે મુંબઈમાં યુરોપિયન પેઢીઓને નાણાં ધીરનાર દલાલ તરીકે કામ કરતા હતા અને કીર્તિ તેમજ ધન પ્રાપ્ત કરતા હતા. તેમના કુટુંબને મળેલી 'લશ્કરી' અટક તેમના વ્યવસાયને લઈને પ્રાપ્ત થઈ હતી, અને તેનો ઉપયોગ શરૂમાં અંબાઈદાસના વખતથી થયો હતો. આજે પણ તેમના વંશજો 'લશ્કરી' અટકથી ઓળખાય છે.

શેઠ અંબાઈદાસના વડવાઓએ મુસલમાન પાદશાહોની પવિત્રતાથી ચાકરી બજાવેલી, તેના બદલામાં તેમને હાથી એટલે હસ્તી (હાથી)ના જેવા બહાદુર એ ઈલકાબ સાથે બે ગામ, વડસર અને ડીંગુચા મળેલાં હતાં (આ બંને ગામ જિ. મહેસાણા, ઉ.ગુ.માં આવેલાં છે). તેની આવક અને ઊપજ લશ્કરી કુટુંબને મળતી હતી. ઘણા લાંબા સમય સુધી તે મળતી રહી હતી.

શેઠશ્રી અંબાઈદાસ અમદાવાદ શહેરમાં એક નામાંકિત શરાફ તરીકે જાણીતા હતા. તે પૂનાના પેશ્વા, વડોદરાના ગાયકવાડ અને કંપની સરકાર સાથે પોતાનો શરાફી વહીવટ ચલાવતા હતા.

શેઠશ્રી અંબાઈદાસ પુરુષોત્તમદાસે પોતાની કારકિર્દી માધુપુરાની એક અનાજની દુકાનમાં મોદીખાનામાં એક સામાન્ય નોકર તરીકે શરૂ કરી હતી. તેમની પ્રમાણિકતાથી અને વફાદારીથી તેઓની શાખ બંધાઈ. ત્યારબાદ તેઓએ માધુપુરામાં



પોતાની અનાજની દુકાન શરૂ કરી. 'લશ્કરી'ના ખિતાબ સુધી પહોંચ્યા કવિ દલપતરામ ડાહ્યાભાઈ તેમની કવિતામાં લખે છે :

**પશ્ચાત્ જેના પૂર્વજો પણ, પદવી ઉત્તમ પામિયા,**
**હાક્યમે દીધું 'હોથિ' પદ, વધી જગતમાં જસ પામિયા.**

(હાથીમલ્લ અથવા 'હોથી'નો ખિતાબ પાદશાહો રાજપૂતોને આપતા હતા, પરંતુ અહીં અંબાઈદાસના પૂર્વજોને પાદશાહે હાથીનો ખિતાબ આપ્યો હતો તે અત્યંત સૂચક છે.)

આમ રા.બા. શેઠશ્રી બેચરદાસના પૂર્વજોએ પોતાની પ્રતિષ્ઠા અને માનપાન મેળવ્યાં હતાં.

અંબાઈદાસનું વેપારી ધંધાનું કાર્યક્ષેત્ર અમરેલી, રાજકોટ, ભૂજ, ડીસા હતું અને ત્યાં પોતાના ધંધાની શાખ પણ જમાવી હતી.

અંબાઈદાસ લશ્કરી બ્રિટિશ લશ્કરી અમલદારો સાથે સારો સંબંધ ધરાવતા હતા, તેને લઈને બેચરદાસને એ અમલદારોના સમાગમમાં આવવાનું બનતું. અંબાઈદાસ વાતચીતનું ઉર્દૂ, મરાઠી અને અંગ્રેજી જાણતા હતા. એટલે તેઓ અંગ્રેજ અધિકારીઓ સાથે સંબંધ ધરાવતા હતા. તેમના પૂર્વજોનો ખ્યાલ આપવા કવિ દલપતરામની જ કવિતા ઉપયોગી થાય તેમ છે. તેમના પૂર્વજોનું વૃત્તાંત કવિ દલપતરામે નીચે મુજબ આપેલ છે.

**"આદ્ય ઊંઝા થકી અહમદાવાદમાં, આવીયા આપના બાપદાદા,**
**સાતસેં વર્ષની વિગત સરવે મળે, રાખતા માનથી રાયજાદા,**
**પટલ પાંચા તણા પ્રૌઢ પરિવારમાં, જગતમાં કંઈ કુળદીપ જાગ્યા**
**વતનદારી કરી, કંઈક વેપારી પણ, કંઈક ખેતી વિશે ખૂબ લાગ્યા.**
**છાવણીમાં તથા શહેરે દો કાન બહુ, દેશમાં કીધી અંબાઈદાસે,**
**લશ્કરી નામની છાપ લોકે કરી, ભૂમિમાં નામ સઉ કામ ભાસે,**
**તે તણા પુત્રતો દાર બેચર થયા, વિશ્વના વાસી લોકો વખાણે."**

**"ખાનદાન કુળના ખરા, દીપક બેચરદાસ**
**કુળ કણબી શુભ કઈડવા, અમદાવાદ નિવાસ.**
**બહાદુર બેચરદાસે પામી સઉનો પ્રેમ રસ**
**વશિ કડવા કુલ વાસ, મીઠો થયો મનુષ્યને.**

દલપતરામે કહ્યું : જેઓ અસલ ખાનદાન કુળના હોય તેઓને નાણું મળે તો જ સારા કામમાં વપરાય છે. હલકા માણસને નાણું મળે છે તે અવળે રસ્તે વપરાય છે અથવા ધૂળધાણી થઈ જાય છે. પરીખ બેચરદાસ અસલ ખાનદાન કુળના છે એવું વહીવંચા કહે છે."

બેચરદાસ અંબાઈદાસના જન્મ સમયે ગુજરાતમાં ગાયકવાડ અને પેશ્વાની સંયુક્ત સત્તા ચાલતી હોવાથી, દેશમાં અવ્યવસ્થા વ્યાપી રહી હતી. અલ્પ સમયમાં ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ ગુજરાતનું રાજ્યપોતાના સ્વાધીન કર્યું. તેવા દેશના ઉદયકાળમાં જ ઈ.સ. ૧૮૧૮ સંવત ૧૮૭૪ના આસો વદ ૯ના દિવસે બેચરદાસનો જન્મ થયો. બેચરદાસનો જન્મ અમદાવાદમાં શાહપુરમાં તેમના પિતા અંબાઈદાસના ઘરમાં થયો હતો. તેઓ જ્ઞાતે કડવા પટેલ હતા. અંબાઈદાસની સર્વ વાતે તે વખતે ચઢતી હતી. બેચરદાસનો જન્મ ઉમંગથી મનાવવામાં આવ્યો હતો. જ્ઞાતિભોજન આપવામાં આવ્યું હતું. બેચરદાસને સર્વસંસ્કાર યથાશાસ્ત્ર થયા હતા.

બેચરદાસને કેળવણી લેવાના વખતમાં સરકાર નિશાળો અંગ્રેજી કે ગુજરાતી અમદાવાદમાં બિલકુલ હતા નહીં. ગુજરાતી તો સ્વભાષા હોવાથી બરાબર આવડતી હતી, એટલું જ નહીં પણ ભોળાનાથ સારાભાઈ તેમજ મહીપતરામ રૂપરામ નીલકંઠ જેવા નાગર સમાજસુધારકોના સહવાસથી સ્વભાષા પણ તેજસ્વી બની હતી.

બેચરદાસે જરૂર જોગો ગુજરાતી ભાષાનો અભ્યાસ કરેલો હતો અને પાછળથી અંગ્રેજોનો સહવાસ થતાં કેપ્ટન ક્રોલી નામના અંગ્રેજ અમલદારે પ્રેમપૂર્વક તેમને અંગ્રેજી અભ્યાસ કરાવ્યો હતો. મરાઠી, ઉર્દૂ હિન્દુસ્તાની તથા સંસ્કૃત ભાષાનું જ્ઞાન તેમને ઘણું હતું.

તેઓને આ ભાષાઓનું જ્ઞાન અને વાંચનનો શોખ હતો તેનો પુરાવો તેમના સ્વ. પૌત્રના નામની 'લક્ષ્મીપ્રસાદ લાઈબ્રેરી'માં તેમની સહીવાળાં સંસ્કૃત, અંગ્રેજી, ઉર્દૂ, પર્શિયન ભાષાનાં પુસ્તકો સાક્ષી પૂરે છે. આ પુસ્તકોમાં વેદ, ભાષ્યો, પુરાણો, ઉપનિષદો, મીમાંસા, ચરક, સુશ્રુતના ગ્રંથો તેમજ અંગ્રેજી ભાષામાં મિલઉદ્યોગને લગતા અને કાયદાઓને લગતા તેમજ રાજ્ય અને મ્યુનિસિપાલિટીને લગતાં પુસ્તકો આજે પણ સચવાયેલાં છે. સંસ્કૃત હસ્તપ્રતો જે તેમણે સ્થાપેલી સંસ્કૃત પાઠશાળામાં તૈયાર થયેલી તે પણ મોજૂદ છે. આ ઉપરાંત તેમણે શાહપુર દરવાજા બહાર બીજું જાહેર પુસ્તકાલય પણ શરૂ કર્યું હતું. તેના તે પ્રમુખ હતા. તેમના અક્ષરો મરોડદાર અને સુંદર હતા.

**સરકારી નોકરી : સ્વભાવમુદ્રા : જાણવાલાયક બિના (કારકિર્દી) :**

સત્તર વર્ષની યુવાન વયે તેઓ લશ્કરી ખાતામાં નોકરીમાં જોડાયા હતા અને ૧૮૩૫થી ૧૮૪૫ સુધી તેમણે એ નોકરી કરી હતી. આ સમયગાળામાં તેમણે ઈસ્ટ ઈન્ડિયા કંપનીના લશ્કરી ખાતામાં સારું નામ કાઢ્યું હતું, પરંતુ અલ્પ સમયમાં જ ભાવિએ તેમને તે દિશામાંથી અન્ય દિશામાં દોર્યા. તેમના પિતાશ્રીનું અવસાન થતાં, તેમને એવી માનભરી નોકરી છોડવાની અનિવાર્ય આવશ્યકતા આવી પડી. પોતાના



પિતાશ્રીની અમરેલી, રાજકોટ, ભૂજ, ડીસા અને નીમચ વગેરેની જુદી જુદી પેઢીઓનો વહીવટ તેમણે હાથમાં લીધો, અને ઘણાએ અંગ્રેજ અધિકારીઓના વારંવારના પરિચયમાં આવવાથી પોતાના મિલનસાર અને માયાળુ સ્વભાવથી, તેઓ અધિકારી વર્ગમાં પણ લોકપ્રિય થઈ પડ્યા. શરૂઆતમાં તેમણે અંગ્રેજી ભાષાનો બિલકુલ અભ્યાસ કરેલો ન હતો, તો પણ પાછળથી આવા સંજોગોમાં મુકાતા કેપ્ટન કૌલીના તે એક કૃપાપાત્ર થયા અને તેમણે તેમને પોતાની પાસે રાખી, ખાસ કાળજીથી અંગ્રેજી ભાષાનો ઉમદા અભ્યાસ કરાવ્યો. પોતાની યુવાન વય છતાં, પિતાજીનો ચાલુ ધંધો ઘણી બાહોશાઈ, દીર્ઘદૃષ્ટિ અને ઠરેલપણાથી ચલાવવા માંડ્યો. આવી વાણિજ્ય સ્થિતિમાં પણ તેમણે પોતાની કડવા કણબી જ્ઞાતિ પ્રત્યેનો ધર્મ અદા કરવામાં બેદરકારી દાખવી ન હતી. ઈ. સ. ૧૮૪૮માં અમદાવાદના ક્લેક્ટર મે. ફોસેટ કણબી જ્ઞાતિની ઉન્નતિ અર્થે પ્રયાસ કરેલ હતો, તેમાં પણ આ જ્ઞાતિભક્તો તે ફરજ અદા કરવામાં કચાશ રાખી ન હતી. આપણાં લોકપ્રિય કવીશ્વર શામળદાસ 'શામળ સતશાઈ'માં કહે છે :

**દોહરો**

**બ્રાહ્મણ જળથી ઓસરે, ક્ષત્રિય રણથી જાય,**<br>**વૈશ્ય ડરે વ્યાપારથી, કાયર તે કહેવાય.**

પોતે વૈશ્ય હોવાથી વ્યાપારથી ડર્યો નહીં અને ઉત્તરોત્તર તેમાં બાહોશી બતાવી મોટું નામ અને દામ પ્રાપ્ત કર્યું.

બેચરદાસ લશ્કરી પણ બાંધ્યા વિવાહના ભોગ બન્યા હતા, તેમને પણ જ્ઞાતિબંધનો નડતાં હતાં. શ્રી બેચરદાસે બે કરતાં વધુ વખત લગ્ન કર્યાં હતાં, પણ તેની પાછળનો આશય સંતાનપ્રાપ્તિનો તેમજ જૂનાં જ્ઞાતિબંધનો તોડવાનો હતો. તેમની બે પત્નીનાં નામો નાનીમા અને આદીમા હતાં. આદીમાના પુત્ર શંભુપ્રસાદ હતા. બેચરદાસ લશ્કરીએ મોતીલાલ શેઠની પોળમાં ચામડાવાળા કુટુંબમાં લગ્ન કર્યાં હતાં. બીજાં લગ્ન કડવાપોળમાં ચાંલ્લાવાળાઓને ત્યાં કર્યાં હતાં. તેમને સંતાનોમાં એક પુત્ર શંભુપ્રસાદ લશ્કરી પૂનમપ્રસાદ અને બે પુત્રીઓ હતી. પુત્રીનાં નામો મહાલક્ષ્મી અને મહુબા (મેના). મહાલક્ષ્મીના નામે તેમણે મહાલક્ષ્મી ટ્રેનિંગ ફીમેલ શાળા બંધાવી હતી. શંભુપ્રસાદ લશ્કરી બાદ તેમની વંશાવલીનું પરિશિષ્ટ પાછળ આપવામાં આવ્યું છે. શંભુપ્રસાદ લશ્કરી ૧૯૦૨માં ગુજરી ગયા ત્યારે કાંતાબહેનનાં લગ્ન પણ બાંધ્યા વિવાહના વર્ષમાં છ વર્ષની ઉંમરે થયેલાં હતાં. બેચરદાસ ધર્મપરાયણ જીવ હતો. તેઓ શિવભક્ત ઉપરાંત ખાસ તો અંબામાતાના ભક્ત હતા.

આજે પણ શાહપુરમાં આવેલી બેચરદાસ લશ્કરીની હવેલીમાં નાનકડી માતાજીની મૂર્તિ છે, જેનું બેચરદાસ ખૂબ સ્તવન કરતા હતા, તેની આરાધના કરતા

હતા. કાળીચૌદસના દિવસે તેની ભારે પૂજા કરવામાં આવી હતી. બેચરદાસ પોતે સિતારવાદન પણ કરતા અને તે ખાસ સિતારમાં પ્રિય ભજન

**તું તો જગત જનેતા માતા**
**તું તો રિદ્ધિસિદ્ધિની દાતા.**
**તું તો વિશ્વતણી વિધાતા.**
**લખી લખીને પાય લાગું.**
**વિવિધ ભક્તિ માગું.**
**તારી ભક્તિ આ દાસ માગે**
**આવે નવ નિજને રાજ**

આ ઉપરાંત ચંડીપાઠ પણ કરાવતા. ધોળા વલ્લભનું ભજન 'આજ મને' પણ પ્રિય હતું. શ્રાવણ મહિનાની અંદર મહાદેવજીનો ભંડારો કરવામાં આવતો. સવાલાખ (૧। લાખ) બીલીપત્ર ચઢાવવામાં આવતાં. આ વખતે મોટો ભોજન સમારંભ ગોઠવાતો તેમાં અમદાવાદના તમામ નામાંકિત સજ્જનો અને વેપારીઓને આમંત્રણ આપવામાં આવતું હતું. તેઓ શિવભક્ત અને માઈભક્ત હોવાથી પાછળથી તેમનાં કુટુંબીઓએ અનેક મંદિરો બંધાવ્યાં અને ઘણાંનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. દુર્લભબહેનના નામ પરથી દુલેશ્વર રાયખડમાં મંદિર બંધાવ્યું. નારણપુરામાં ચંદનબાના નામે અને શાહપુરમાં લક્ષ્મીનારાયણનું મંદિર બાંધવામાં આવ્યું. બેચરદાસ લશ્કરીની હવેલીની અંદર પણ એક મહાદેવ બાંધવામાં આવ્યું હતું. શંભુપ્રસાદના ઉછેર માટે ખાસ સિતારવાદન કરવામાં આવતું હતું. દીકરીઓ પિયાનો વગેરે શીખે તે માટે ગવૈયાઓ પણ રાખવામાં આવ્યા હતા.

પંચભાઈની પોળ, કડવાપોળ, જેઠાભગતની પોળ, જાદાભગતની પોળ વગેરેમાં જ્યારે યજ્ઞો થતા અથવા બધી પોળોનો સામૂહિક યજ્ઞ થતો ત્યારે તેઓને મુખ્ય યજમાન બનાવવામાં આવતા હતા. બેચરદાસ લશ્કરીની હવેલીનો વૈભવ એક રજવાડા જેવો જ હતો. હાલ તો તે જર્જરિત અવસ્થામાં ઊભી છે. હવેલીના રક્ષણ માટે ચાર પોલીસ રહેતી હતી. ઘોડાઓ તેમજ રથ અને ઘોડાગાડી તેમજ પાલખી વગેરેની વ્યવસ્થા હતી. બેચરદાસ લશ્કરી રજવાડી જીવન જીવતા હતા, પણ તેમનામાં તે સમયનું કોઈ દુર્વ્યસન પ્રવેશ્યું ન હતું. શુદ્ધ શાકાહારી હતા અને મદ્યપાનથી પર હતા, કારણ તેઓ ખૂબ જ ધાર્મિક વૃત્તિવાળા હતા.

તેમના ઘરનું રાચરચીલું તેમજ ગાલીચાઓ અને ઝૂમરો ઘણાં કીમતી અને આકર્ષક હતાં. તેમના ઘરમાં કાચનાં વાસણો મોટા ભાગે ચિનાઈ અને વિદેશી બનાવટનાં હતાં.



તેમના સ્વભાવમુદ્દાની વાત કરીએ તો તેઓ જીવનમાં ઘણા નિયમિત અને શિસ્તના ખૂબ જ હિમાયતી હતા. હિસાબકિતાબની બાબતમાં તેઓ ખૂબ ચોક્કસ હતા એટલા માટે અમદાવાદમાં જ્યારે પણ કોઈ જાહેર પ્રવૃત્તિ માટે ફંડફાળાઓ યોજવામાં આવે ત્યારે હિસાબ વગેરેની જવાબદારી તેમને આપવામાં આવતી અને તેઓ હાલ (સખાવત) પણ સારી આપવાની શરૂઆત કરતા હતા. સ્વભાવમાં કડક હતા, તેનું દૃષ્ટાંત પ્રાર્થના મંદિરના ખર્ચ અંગે આપી શકાય. તેમણે અમુક રકમના દાનની ઓફર કરેલી, પરંતુ વહીવટીકર્તાઓએ ખર્ચમાં વધારો કર્યો, એટલે તેમણે વધારાનું દાન આપવાની ના પાડી દીધી તેમજ ભોળાનાથ અને મહીપતરામ નીલકંઠ સાથે સ્પષ્ટ શબ્દોમાં તે ખર્ચની ના પાડી દીધી. સમયની બાબતમાં ખૂબ જ ચોક્કસ હતા. સભાના કામમાં નિયમિત પહોંચી જતા.

તેમનો પોષાક જાજરમાન અને રજવાડી હતો. તેઓ સાચા મોતીની માળા અને હાથે સાચા મોતીના પાંચિયા (કડાં) અને અંગૂઠી પહેરતા હતા અને ગુર્જરીયાં પહેરતા હતા. તેઓ કસુંબલ જરી જામાવાળી સાચા જરીવાળી પાઘડી પહેરતા હતા. સાચા કિનખાબની કાંસવાળી આંગડી (પહેરણા) પહેરતા. રેશમી ધોતી અને તે પણ લાલ મોટી કિનારની પહેરતા. કાશ્મીરી સાલ સાથે રાખતા. પગમાં મખમલની મોજડી પહેરતા હતા. તેમના ફોટામાં તેમની ભવ્ય અને કડક મુખાકૃતિનાં દર્શન થાય છે, જે ક્ષત્રિયકુળના પાટીદારોના વંશજ હતા તેની યાદ અપાવે છે. ઉત્તર ગુજરાતમાં વાતચીતમાં સામાન્ય રીતે કોઈને ગાળ આપતી વખતે એમ કહેવાય છે કે તું ક્યાં બેચરદાસ લશ્કરી છે કે તને ગાળ ન દેવાય? આ ઉપરાંત એક કહેવત પણ પ્રચલિત છે : 'લશ્કરીની કોઈ ના કરે મશ્કરી.' આમ તેમનું વ્યક્તિત્વ પ્રભાવશાળી હતું. તેમની ઊંચાઈ અને તેમનો પ્રભાવશાળી ચહેરો બીજાઓ માટે શિસ્તનો આગ્રહી હતો, પરંતુ હૃદયથી તેઓ ખૂબ માયાળુ અને પરગજુ માનવી હતા. પ્રાણીમાત્રનું દુઃખ તેમનાથી જોવાતું ન હતું તે દૂર કરવા તેઓ સખાવતને માર્ગે વળ્યા હતા.

ઊંઝાથી જ્યારે બાંધ્યાલગ્નનો પડો આવતો હતો તે વધાવવાનો અધિકાર પાછળથી જ્ઞાતિબંધુઓએ લશ્કરી કુટુંબને આપ્યો હતો. આ પડો વધાવવા માટે શેઠશ્રી બેચરદાસ લશ્કરી હવેલીથી પાલખીમાં અસારવા ગોળનાં ગાડાં ભરીને જતા હતા. પ્રથમવાર ઉમિયામાતામાંથી પડો લાવનાર કેશવલાલ શેઠ હતા, જેઓ લશ્કરી કુટુંબના સંબંધી હતા, જમાઈ થતા હતા. આ પડો વધાવ્યા બાદ બાંધ્યા લગ્નની તારીખ જાહેર કરવામાં આવતી. વધુ વિગત માટે જુઓ 'બાંધ્યા વિવાહ - એક વિવાદ' પુસ્તક.

અમદાવાદ જ્યારે કોઈ પણ ગવર્નર કે રાજા પધારે ત્યારે તેમને ત્યાં અચૂક મેળાવડો ગોઠવવામાં આવતો હતો અને આ લોકોનાં જાહેર પ્રવચન વખતે કલેક્ટર

કે ગવર્નર માટે બેસવાની ખુરશી બેચરદાસને ઘેરથી મંગાવવામાં આવતી હતી. તે ખુરશી સુંદર અને મૂલ્યવાન હોવા ઉપરાંત લશ્કરી કુટુંબની પ્રતિષ્ઠાની પ્રતીક હતી પરંતુ સાબરમતીમાં પૂર આવતાં તેમની હવેલીમાં પાણી આવી ગયેલાં, જેના કારણે હવેલી અને મૂલ્યવાન વસ્તુઓનો વિનાશ થયો હતો. ૧૯૨૧ના કોંગ્રેસ અધિવેશન વખતે સુભાષચંદ્ર બોઝે આ હવેલીની મુલાકાત લીધેલી અને કાલીમાતાની મૂર્તિનાં દર્શન કરેલાં.

બેચરદાસ લશ્કરીના માયાળુ અને ઉદાર સ્વભાવને લઈ તેઓને સરકારી અધિકારીઓ અને રાજરજવાડાંઓ સાથે ખૂબ જ ઘરેલુ સંબંધો હતા. વડોદરા, ધ્રાંગધ્રા, ગોંડલ, લુણાવાડા, ઇડર, હિંમતનગર, રાધનપુર, પાલનપુર, દાંતા તેમજ અન્ય રજવાડાંના રાજાઓ તેમના આતિથ્યનો લાભ લેતા હતા. તેમને અનુરૂપ તેમની સાથે શેઠશ્રી બેચરદાસ વ્યવહાર કરતા. તેમને માનપાન આપતા. ખુદ ગાયકવાડ પણ તેમની મુલાકાતે આવતા. ૧૯૩૦ સુધી ગાયકવાડના કુટુંબના સંબંધો લગ્નમાં એકબીજાને ત્યાં જવા સુધીના સૂચવાયા હતા. બેચરદાસ પોતે ધાર્મિક વૃત્તિના હોવાને કારણે તેઓએ ભારતનાં પવિત્ર યાત્રાધામોની મુલાકાત લીધી હતી તે માહિતી આપણને મથુરાનાં પંડાઓ પાસેથી મળે છે. આ ઉપરાંત તેમના પુત્ર શંભુપ્રસાદને મુસાફરીનો ભારે શોખ હતો. તેમણે 'ભરતખંડનો પ્રવાસ' નામનું પુસ્તક લખ્યું હતું, તેની હસ્તપ્રત જોઈ જવાનું કામ કવિ દલપતરામ ડાહ્યાભાઈએ કર્યું હતું. તેમના પુત્રે 'સિલોન' સુધીનો પ્રવાસ કર્યો હતો. આ પુસ્તક તેમણે પોતાના પિતા બેચરદાસને અર્પણ કરેલું છે. તે અર્પણ કરતાં કવિ ગિરધરલાલ હરકિશનદાસ લખે છે કે પરમાત્મપદને પ્રાપ્ત માનવંત ઓનરેબલ રાવબહાદુર શેઠ બેચરદાસ અંબાઈદાસ (સી.એસ.આઈ.) જેઓએ પોતાની જન્મભૂમિ અમદાવાદ તેમજ અન્ય સ્થળે મનુષ્ય-પ્રાણીઓનાં દુઃખનિવારણાર્થે પરમાર્થ બુદ્ધિથી તન, મનને ધનના વ્યય સાથે સ્વદેશ કલ્યાણનાં સર્વોત્તમ મહત્ત્વનાં કાર્યો કરી પોતાના જન્મનું સાફલ્ય કર્યું છે, અને તેથી જેઓએ અન્ય શ્રીમંતોને દાખલો લેવાના ઉત્તમ સાધનરૂપ પોતાનું રૂડું નામ અચળ રાખ્યું છે, તેથી હર્ષ પામીને તેમના પુત્ર શેઠ શંભુપ્રસાદે કરેલી ભારતખંડના પ્રવાસની નોંધને પુસ્તકના રૂપમાં મૂકી ઘણા માન સાથે તેઓને અર્પણ કરું છું.

તેઓ કપડામાં સુતરાઉ પહેરણ, છ ફલાલાઈનનાં પહેરણ, કાશ્મીરના કે બનાતના ડગલા, ધોતિયાં-પંચિયા, નાના ફેંટાઓ (માથે બાંધવાના) વાપરતા હતા. આ ઉપરથી તેમના કુટુંબની વેશભૂષાનો ખ્યાલ આવે છે.

શ્રી બેચરદાસ લશ્કરીએ કાશી, હરદ્વાર, ઋશીકેશ, પ્રયાગ, ડાકોર, અંબાજી અને બહુચરાજી ઊંઝા (ઉમિયા માતા કુળદેવી)નો પ્રવાસ કર્યો હતો. શ્રી ભોળાનાથ



સારાભાઈ પોતાની નોંધમાં લખે છે : અંબાજીના પ્રવાસે જ્યારે જતા ત્યારે તેઓ ખાસ તંબુઓ સાથે લઈ ગાડાંઓ અને સામાન સાથે મુસાફરી કરતા હતા. અને યોગ્ય જગ્યાએ પડાવ નાખતા હતા. શેઠ બેચરદાસ પરોપકારી અને ધાર્મિક પુરુષ હતા. તેમણે જનમંડળના કલ્યાણ માટે પોતાનાથી બની શકતાં તેટલાં કાર્યો પૂર્ણ કાળજીથી કર્યાં હતાં. તેઓએ કુટુંબ સાથે ઉત્તર હિન્દખંડમાં હરિદ્વાર, અમૃતસર, લાહોર, કોટકાંગા અને પાણીપત વગેરે પવિત્ર અને પ્રસિદ્ધ સ્થળોએ ગયા હતા.

તેમની કારકિર્દીનો ટૂંક ઇતિહાસ આલેખી આપણે તેમની અનેકવિધ પ્રવૃત્તિઓ અને સખાવતની પ્રવૃત્તિઓની સવિશેષ નોંધ લઈશું. જો કે પાછળના પ્રકરણમાં આપણે તેમની ઔદ્યોગિક પ્રવૃત્તિઓ અને સામાજિક સુધારણાના આગેવાન તરીકેની ચર્ચા કરવાના જ છીએ, પણ અમદાવાદમાં તેમણે કરેલા મ્યુનિસિપાલિટીનાં કાર્યો અને શૈક્ષણિક સંસ્થાઓની સ્થાપનાઓ મહત્ત્વનાં છે.

**કારકિર્દી :**

જો કે તેમણે સરકારી નોકરી છોડી વ્યાવહારિક જીવન ગાળવા માંડ્યું હતું, તો પણ દેશી સિપાઈઓના બળવા વખતે જ્યારે દેશ મહાભયંકર સ્થિતિમાં પસાર થતો હતો, ત્યારે ઈ.સ. ૧૮૫૭માં અને પંજાબના શીખ વિગ્રહમાં તેમણે ઈસ્ટ ઇન્ડિયાની તન, મન અને ધનથી ઘણી અગત્યની સેવા બજાવી હતી. ઉપરાંત બળવાખોરોના ભયથી સંકટમાં આવી પડેલા અંગ્રેજોનું તેમણે રક્ષણ કર્યું હતું.

જ્યારે દેશમાં સર્વત્ર શાંતિ અને વ્યવસ્થા ફેલાણી ત્યારે તેમણે એક્સપોર્ટ એન્ડ ઈમ્પોર્ટ (આયાત-નિકાસ)ની મુંબઈમાં મોટી પેઢી ખોલી યુરોપની ઘણી ઘણી પેઢીઓ સાથે વેપાર ચલાવવા માંડ્યો અને ધોલેરા, વઢવાણ, કુમટા, બારસી અને ભરૂચમાં તેની પેટાશાખાઓ ખોલી હતી.

પંજાબની લડાઈ વખતમાં અને ૧૮૫૭માં બળવામાં તેમણે અંગ્રેજ સરકારને ઘણી કામની મદદ કરી હતી. તેમણે અંગ્રેજી અને દેશી અમલદારોને નાણાં ધીરવાનું કામ બજાવ્યું હતું. તેમજ તેમણે મુંબઈમાં યુરોપિયન પેઢીઓને પણ નાણાં ધીરવાનું કામ કર્યું હતું તેમજ તેમને મુંબઈમાં દલાલ તરીકે સારી પ્રતિષ્ઠા મળી હતી. તેની શાખાઓ નસીરાબાદ, ધોલેરા, વઢવાણ વગેરે સ્થળોએ સ્થાપી હતી. રૂ તથા અનાજ વગેરે બહારગામ મોકલવાનો તેમજ પરદેશથી ધાતુ, કાપડ વગેરે માલ મંગાવવાનો વેપાર ચલાવતા હતા. તે સિવાય તેમણે સને ૧૮૬૫માં અમદાવાદમાં કાપડ વણવાનું તથા રૂ કાંતવાનું કારખાનું સ્થાપ્યું હતું. તે હમણા સુધી ઘણા સારા પાયા સુધી ચાલતું હતું અને તે ધી બેચરદાસ સ્પિનિંગ એન્ડ વીવિંગ મિલ્સને નામે ઓળખાતું હતું. આવક ઊભી કરવા માટે બેચરદાસે અમદાવાદમાં એક બેંક ઊભી કરી હતી.

(૧) અમદાવાદ બેંક (શેઠ બેચરદાસવાળી) ઊભી કરનારાઓ શેઠ બેચરદાસ અંબાઈદાસ, શેઠ ઉમાભાઈ હઠેસીંગ વગેરે. નોમની થાપણ ૨૦,૦૦,૦૦૦ તેના દર રૂ. ૨૫૦ના ૮,૦૦૦ શેર કેટલા ભરાઉની થાપણદર શેરે રૂ. ૧૨૫ લેખે ૧૦,૦૦,૦૦૦.

(૨) બેચરદાસ સ્પિનિંગ એન્ડ વીવિંગ કંપની (બેચરદાસનો સાંચો) ઊભી કરનાર શેઠ બેચરદાસ અંબાઈદાસ વગેરે. થાપણ ૪૦,૦૦૦ તેના ૪૦૦ શેરો ભરાયેલી ૨૦,૦૦૦. આ કંપનીના રૂ વણવા તથા કાંતવાના કારખાનાને માટે ઊભી થાય છે. તેનો સાંચો હજુ ગોઠવાઈ રહેલો નથી.

તે પ્રમાણે બેચરદાસે સ્વપરાક્રમથી પોતાના ઉપયોગમાં સારો યશ અને દ્રવ્ય મેળવ્યું હતું. તેમના પિતાની શરાફી પેઢી આ વખતે માણેકચોકમાં આવેલી હતી, અને તેની નામના ખૂબ જાણીતી બનેલી હતી. તેઓ જે દ્રવ્ય કમાયા હતા તેનો સદુપયોગ યોગ્ય જગ્યાએ કર્યો હતો. ધર્મશાળાઓ, દવાખાનાં, સદાવ્રતો વગેરે ઘણાં પુણ્યશાળી કામો કર્યાં છે. સુમારે (આશરે) બે લાખ રૂપિયા તેની પાછળ ખર્ચ્યા છે. તે પૈકી અમદાવાદમાં શ્રી બેચરદાસ ડિસ્પેન્સરી (દવાખાનું) પ્રસિદ્ધ છે. વળી અમદાવાદમાં સંસ્કૃત પાઠશાળા અને ફિમેલ ટ્રેનિંગ કોલેજની સ્થાપના પણ તેમની જ ઉદારતાથી થયેલ છે. પ્રાર્થનાસમાજનું મકાન પણ તેમના મોટા દાનથી આકાર પામ્યું હતું. સદાવ્રત અને કાળુપુર દરવાજે રેલવે મુસાફરો માટે ધર્મશાળા એ મુખ્ય છે. એ સિવાય શિવાલયો વગેરે ખાતે યથાશક્તિ ધન ખર્ચ્યું હતું. બેચરદાસ લશ્કરીના જીવનકાળ દરમિયાન જ્ઞાતિપ્રથાનું ખૂબ જોર હતું અને, મહીપતરામ રૂપરામ, દુર્ગારામ મહેતાજી અને કરસનદાસ મૂળજી, અંબાલાલ સાકરલાલ દેસાઈ જેવા ધુરંધર સમાજસુધારકોએ પણ જ્ઞાતિનો ઉચ્છેદ કરવાની વાત કરી હતી. હકીકતમાં તો આ સમાજસુધારકોએ એવું લખ્યું હતું કે જ્ઞાતિ છેવટે તો એક નાનો સરખો સમાજ હોઈ, સમાજસુધારો જ્ઞાતિસુધારા દ્વારા જ થવાનો. આવા વિચારોથી પર ન હતા. બેચરદાસ લશ્કરી પોતાના આવા શુદ્ધ વ્યાપારી જીવનમાં પણ જ્ઞાતિને વીસરી ગયા નહોતા. અમદાવાદની જ્ઞાતિમાં સ્વામીનારાયણના શિષ્યો સાથેની તકરારમાં બે તડ પડ્યાં હતાં. તે વખતે પોતે શ્રી મહાલક્ષ્મીનું મંદિર બંધાવ્યું, ત્યારે સમસ્ત જ્ઞાતિને ભોજન આપી બંને તડમાં સંપ કરવાનો પુષ્કળ પ્રયત્ન કર્યો હતો (સં. ૧૯૧૬, સને ૧૮૬૦) પરંતુ દુરાગ્રહીઓએ માન્યું નહીં.

સુરતની જ્ઞાતિમાં લાંબા સમયથી તડ પડ્યાં હતાં તે આ સદ્‌ગૃહસ્થના સ્તુતિપાત્ર પ્રયત્નથી એકત્ર થયા અને કુસંપ શમી ગયો હતો.

બેચરદાસે ઉદ્યોગ સાથે પ્રજાકામો કરી સરકાર તથા પ્રજા તરફથી માન મેળવ્યું હતું. ૧૮૬૨માં પોતે મ્યુનિસિપલ કાઉન્સિલર તરીકે નિમાયા હતા. જે



હોદ્દા પર તેમણે જીવનપર્યંત રહી શહેરી પ્રજાના હિતાર્થે સેવા કરી હતી. સને ૧૮૬૬માં લોકલ ફંડ કમિટીના સભાસદ નિમાયા હતા, અને બે વર્ષ પછી તેમને નામદાર સરકારે (૧૮૬૮) ઓનરરી ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટની સત્તા બક્ષી હતી. તે કાર્યો પણ સંતોષકારક રીતે બજાવ્યાં હતાં. બાળહત્યાઓનો નિકાલ કરવામાં નામદાર મુંબઈ સરકારે તેમને બહુ કામમાં મદદ કરી હતી. એ કાર્ય માટે કદર કરી ૧૮૭૩માં હિન્દુસ્તાનના વાઈસરોયે તેમને રાવબહાદુરનો ખિતાબ સોનાના ચાંદ સાથે બક્ષિસ કર્યો હતો. આવું બહુમાન આપી તેમની જાહેર લોકસેવાની સરકારશ્રીએ કદર કરી હતી.

બેચરદાસની બાહોશી અને રાજ્યભક્તિથી પ્રસન્ન થઈને સરકારે તેમને ૧૮૭૫માં મુંબઈની લેજિસ્લેટિવ કાઉન્સિલના મેમ્બર તરીકે નીમ્યા હતા અને બોમ્બે પોર્ટ ટ્રસ્ટના ટ્રસ્ટી તરીકે નીમ્યા હતા. ત્યારપછી મહારાણી વિક્ટોરિયા તરફથી 'ઓર્ડર ઓફ ધી કમ્પેનિયન ઓફ સ્ટાર ઓફ ઇન્ડિયા' (સી.એસ.આઈ.)નો માનવંતો ઇલકાબ એનાયત કર્યો હતો. અમદાવાદ જિલ્લામાં તે વખતના પ્રમાણમાં આવું મોટું માન મેળવવાને પોતે જ પ્રથમ ભાગ્યશાળી થયા હતા, એટલું જ નહીં પણ ભારતભરમાં આવું પદ પામનાર વ્યક્તિઓ આંગળીને વેઢે ગણી શકાય તેટલી પણ ન હતી. ૧૮૭૭માં મહારાણી વિક્ટોરિયાએ 'કૈસર હિન્દ'નો ખિતાબ ધારણ કર્યો ત્યારે તેની યાદગીરીમાં દિલ્હીમાં થયેલા બાદશાહી મેળાવડા વખતે હિન્દુસ્તાનના વાઈસરોય લોર્ડ લિટને તેમને 'રૂપાનો ચાંદ' બક્ષિસ કર્યો હતો.

મુંબઈ સરકારની ધારાસભાના સેનેટ કમિટીના સભાસદ અને પોર્ટ ટ્રસ્ટના ટ્રસ્ટી તરીકે હતા તે વખતે તેમણે જનસમાજની સારી સેવા કરી હતી. તેમની શૈક્ષણિક પ્રવૃત્તિઓની કદર કરી સરકારશ્રીએ તેમને મુંબઈ યુનિ.ના ફેલોનું માનદ્‌પદ પણ આપ્યું હતું.

આ પ્રમાણે પ્રતિદિન એક પછી એક પગથિયું ચઢતાં-ચઢતાં તે ઉન્નતિના ઉચ્ચ શિખરે પહોંચ્યા હતા, છતાં તેમનો નિરભિમાની અને માયાળુ સ્વભાવ બાળપણના જેવો જ હતો. તેમણે પોતાની જ્ઞાતિની સાંસારિક સ્થિતિ અને રીતભાત સુધારવા માટે પણ ઘણો પરિશ્રમ તથા ખર્ચ કર્યો હતો. તેથી તેઓ જ્ઞાતિના મોટા માન અને પ્રીતિને પાત્ર થયા હતા. તેમણે પોતાની કારકિર્દીમાં જ્ઞાતિસેવાને પ્રાધાન્ય આપ્યું હતું. એટલે ૧૮૮૦ના વિવાહ વખતે તેમણે નામદાર સરકારશ્રીની પુનઃ મદદ માગી હતી. એ રીતે આ મહાપુરુષે દેશ-વિદેશમાં મોટી ખ્યાતિ પામીને સને ૧૮૮૯ના ડિસેમ્બરની ૨૦મીએ પોતાની ૭૨ વર્ષની ઉંમરે કૈલાસવાસ કર્યો.

**તત્કાલીન અમદાવાદનું જીવન અને શ્રી બેચરદાસની પ્રવૃત્તિઓ :**

આ સમયનું અમદાવાદ તેની કલાકારીગરી તેમજ ઉદ્યોગગૃહોમાં જાણીતું હતું. ઉદ્યોગગૃહોમાં ઉત્પન્ન થતી 'ત્રણ તાર'ની અનેક તરેહની રંગબેરંગી, બેનમૂન કૃતિઓ માટે ત્રણે ખંડમાંથી માગણીઓ આવતી રહેતી હતી. તેનો માણેકચોક કેરોથી પેકિંગ જેવા શહેર તરફ પણ કરોડો રૂપિયાના વ્યાપારની તત્કાલ સન્માન સાથે સ્વીકાર પામતી હૂંડીઓ મોકલી રહ્યું હતું. અમદાવાદમાં સ્થાપત્યમાં હિન્દુ-ઇસ્લામી ઐક્યનું મનોહર દર્શન બંને કોમોનાં જાહેર મકાનોમાં પણ બંનેનું મિશ્રણ જોવા મળે છે.

લોકો માટે ઉપયોગી થાય તે હેતુથી અનેક વાડીઓ અમદાવાદમાં હતી. શ્રીમાળી જૈનની વાડીઓ છે. મગનભાઈની કરમચંદની વાડી, બ્રહ્મચારીની વાડી, શાહપુરમાં તાણીઆ (કસબીના તાર બનાવનાર)ની વાડી, રેશમી રેસીયાવાળાની વાડી, દરિયાપુરમાં ચંદનતળાવડી આગળ મશરૂવાળાની વાડી, કાલુપુર ચકલામાં ગજીઆણીવાળાની વાડી, પાંચકૂવાની તાગીઆની વાડી, સારંગપુરમાં સરકીવાડમાં રેશમ ઉપર રંગ ચઢાવનાર રંગરેજ (લેઉવા કણબી)ઓની વાડી, દોલતખાનામાં દરજીની વાડી, દાણાપીઠમાં ફડિયાની વાડી વગેરે. ફડિયા અને મશરૂવાળા કડવા પટેલો હતો. આ વાડીઓની માહિતી આપવાનો હેતુ એ છે કે આ દ્વારા તે વખતે કેટલા ઉદ્યોગ ચાલતા તેની પણ ઝાંખી થાય છે.

વસ્તીની વાત કરીએ તો, ૧૮૧૭માં ૮૦ હજારની વસ્તી હતી. ૧૮૨૪માં ૮૮ હજાર થઈ. ૧૮૩૨ પછી લાખ વસ્તી થઈ. ૧૮૫૭ના બળવાની અગાઉ તો અમદાવાદ પાછું સુવ્યવસ્થિત થઈ ગયું હતું. ૧૮૪૪-૪૬માં પાછો વેપાર ધીકતો ચાલતો. ૧૮૫૫માં શહેરોમાં સોના, રેશમ તથા લાકડાની કોતરણીનું કામ જાણીતું હતું. 'બળવા'ના વખતમાં અમદાવાદમાં કેટલીક નિરુદ્યમી અને સાધનહીન મુસલમાનોની વસ્તી હતી અને શહેરમાં બંદોબસ્ત માટે લશ્કર પૂરતું નહોતું. તેથી આ માણસોની એક ખાસ ટુકડી ઊભી કરવામાં આવી હતી. આ ડહાપણભરેલું પગલું વહેલું ભર્યું ન હોત તો જ્યારે પાગાના સવારો વગેરે સહીમા થયા, ત્યારે એ લોકો બહુ ધાસ્તીકારક થઈ પડત. કેટલાક પોતાને ખર્ચે ખાનગી સિપાઈઓ પણ રાખતા હતા.

૧૮૫૭થી ૧૮૬૫ સુધીનો સમય સામાન્ય રીતે આબાદીનો હતો. અમરિકામાં ચાલતો વિગ્રહ અને રેલવેથી અમદાવાદનું મુંબઈ સાથે થયેલું જોડાણ એ કારણોને લીધે શહેરમાં પૈસો માતો ન હોય એમ જણાતું હતું. નાણાંની આ છૂટ થોડા જ વખત રહી, કારણ કે ૧૮૬૬ના શેરસટ્ટામાં લાખો રૂપિયા તણાઈ ગયા અને ઘણા વેપારીઓ પાયમાલ થઈ ગયા. તે પાયમાલી માટે કવિ દલપતરામે પોતાનો પ્રત્યાઘાત સાહિત્યમાં આપ્યો : 'અને સહિયરો શેરતણા વેપારનું સ્વપ્ન સાંભળજો.'



**શેરબજારનું પદ :**

**શેરબજારે આ શું કર્યું, વાળ્યો દુનિયાનો ડાટ,**
**લાજ લીધી લાખો લોકોની, ઉપજાવ્યા ઉજાટ.**
**પ્રથમ તો પૈસા પમાડિયા, લલચાવિયા લોક,**
**મૂડી વગર કીધા માનવી, ફાંફાં મારતા ફોક.**

આ ઉપરાંત તેમાંની એક કવિતા મનઃસુખરામ સૂર્યરામની અહીં આપવામાં આવી છે.

**રૂથી થયેલું આશ્ચર્ય**

**લોંડી જેવી લાડીઓ તે, હવેલીમાં લેડી થઈ,**
**રૂ દેવીએ રૂડું કરી, ભોગ આપ્યા ભાવતા,**
**જે પીઠે મોટિયાં હતાં, તે મોતિયાંવાળા થયા,**
**રતી સોનું ના દીઠેલું, રતલો તોળાવતા,**
**બેલ ગાડી ભારે ભરે, તે તો ઘોડાગાડી ચડે,**
**રેન ન સુખે સૂવે તે, રેન હાથ રાખતા,**
**ચેતો માનવી ચતુર, જળ ત્યાં પળમાં સ્થળ,**
**કરે એવા ઈશને તો, નિત રો' સંભારતા,**

શહેરના વેપારઉદ્યોગ માટે એવી કહેવત ચાલતી કે **'અમદાવાદની આબાદી ત્રણ તાર ઉપર છે : સોનાના, રેશમના અને સૂતરના.'** આ હકીકત કેટલેક અંશે સત્ય છે. સૂતરના કાપડની મિલો શહેરની આબાદીનો એકતાર કરી રહી છે. જો કે એ પણ સત્ય છે કે ઘણો જૂનો ઉદ્યોગ વિદેશી બનાવટોની હરીફાઈ આગળ તદ્દન નાશ પામ્યો છે. બ્રિટિશ રાજ્ય તરફથી મોટા આશ્રયને અભાવે તદ્દન નાશ પામ્યા છે તથા ઘણા નબળા અને નામના જ થઈ ગયા છે. જે મમતાથી સુલતાનોએ તથા મુગલ સૂબાઓએ પણ શહેરના હુન્નર અને વ્યાપારને પ્રોત્સાહન આપ્યું હતું. તેનો એક અંશ પણ બ્રિટિશ સરકારે હૃદયમાં રાખ્યો હોત તો અમદાવાદ ક્યારનું ગ્લાસકો તથા માન્ચેસ્ટરની સ્થિતિએ પહોંચી ગયું હોત, કારણ એનો અંતરાત્મા મૂળથી એ બંને નગરોની જેમ જ વ્યાપારી છે. મરાઠા રાજકર્તાઓએ તેને મૃતઃપ્રાય સ્થિતિમાં મૂકી દીધું. નવી શોધોને કારણે વિકાસ શરૂ થયો હતો (રેલવે, આગબોટ, તાર વગેરેને લીધે). આધુનિક શોધને કારણે તેનો વિકાસ શરૂ થયો હતો.

શહેરમાં આવેલી બે-ત્રણ રેલોએ (પૂર) પણ ભારે નુકસાન કર્યું હતું. બે-ત્રણ મોટી આગોએ તેમજ પ્લેગ અને દુષ્કાળે પણ અમદાવાદના જનજીવનને છિન્નભિન્ન કરી નાખ્યું હતું. આવા કપરા સંજોગોમાં બેચરદાસે ગરીબોને મદદ કરી હતી.

૧૮૫૭માં અમદાવાદમાં સુધરાઈ ખાતું સ્થપાયું તેમાં ૪૦ સભાસદો હતા. ૨૬ લોકોના પ્રતિનિધિઓ તેમાં હતા. અમદાવાદમાં પહેલી ધી અમદાવાદ સ્પિનિંગ નામની મિલ ૧૮૬૦માં સ્થપાઈ હતી. શહેરના મિલમાલિકો તરફથી એક તથા શહેર તરફથી એક એમ બે સભાસદો મુંબઈની ધારાસભામાં પ્રતિનિધિ તરીકે કામ કરતા હતા.

'આ પુરાતન શહેરની વસ્તી આશરે એક લાખ અને ત્રીસ હજાર માણસની ગણાય છે. વેપાર-રોજગારની બાબતમાં મુંબઈથી ઊતરતું આ શહેર છે. અમદાવાદ સાબરમતીને કિનારે હોઈ એને ફરતો મજબૂત કોટ છે, જેને બાર દરવાજા છે તે બંધાયેલા છે. આ શહેરમાં મુખ્ય ઉદ્યોગ અસલી કિનખાબ, મશરુ, ગજીઆણી અને કાપડ રંગાટીનો છે. હાલના સમય પ્રમાણે સંચાથી કપાસ લોઢાય ને તેનું સૂતર થઈ કાપડ વણાય એવી મિલો મુંબઈમાં ઘણી છે તેથી ઊતરતે નંબરે આ શહેરમાં છે.'

'અહીંના લોકોનો સ્વભાવ માયાળુ, પરગજુ અને બીમારને માટે ખર્ચ કરે એવો અને સાદો છે, એકંદરે જોતાં લોકોની સ્થિતિ સારી છે. શહેરની ઊજળાપણ અહીંના લોકોના ઉદ્યોગીપણાને બતાવે છે. અમદાવાદીઓ ઉત્સાહી અને નવા નવા હુન્નરોની શોધ કરનારાને તેમાં કારખાનાંઓ કાઢી લક્ષ્મીનો વધારો કરવાના યત્નવાળા છે. આ શહેરના ઉદાર ગૃહસ્થોએ સારાંસારાં પરોપકારનાં કામો કર્યાં છે. તેના ચિહ્નરૂપે મકાનો આ પ્રમાણે છે. મરહૂમ શેઠ હઠીસીંગ તથા નગરશેઠ હીમાભાઈએ બંધાવેલી સિવિલ હોસ્પિટલ અને મરહૂમ રાવબહાદુર શેઠ બેચરદાસ અંબાઈદાસ, સી.એસ.આઈ.ની બંધાવેલી એક ડિસ્પેન્સરી છે. શેઠ બેહરામજી જીજુભાઈની બંધાવેલી સ્કૂલ પણ સારી છે. વળી રા.બ. રણછોડલાલ છોટાલાલ સી.આઈ.ઈ.ની એક ડિસ્પેન્સરી છે અને જ્યુબિલી પ્રસંગે આ શહેરના સંખ્યાબંધ ગૃહસ્થોએ મળીને સ્ત્રીઓને માટે એક જ્યુબિલી હોસ્પિટલ સ્થાપેલી છે. ગુજરાત કોલેજ પણ આ શહેરના સજ્જનો તરફથી સ્થાપન થયેલ છે. સરકાર અને મ્યુનિસિપાલિટી એ કોલેજને મદદ આપે છે. આ બધાં મકાનો જોવા જેવાં ઉમદા છે. નવું મકાન મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કોલેજનું રા.બ. બેચરદાસ અંબાઈદાસ, સી.એસ.આઈ. તરફથી બાંધવામાં આવ્યું છે તેમાં કન્યાઓ શિક્ષણપણાને લાયક થાય માટે મેટ્રિક્યુલેશન સુધી શીખે છે. સંસ્કૃતનો અભ્યાસ કરવાને આ શહેરમાં એક શાળા છે. છતાં આ પ્રસંગે કાળનું પ્રબળ હોવું ચાલે છે કે એ ઉત્તમ વિદ્યા ઉપર ભારતભૂમિમાં બાળકો થોડું લક્ષ આપે છે. (બેચરદાસ સંસ્કૃત પાઠશાળા)

શહેરથી રેલવે સ્ટેશન પાસે જ છે અને ત્યાં હિન્દુ તેમ મુસલમાનને ઊતરવાને સારુ વીશીઓ ઘણી છે. બીજા વેપારીઓનાં સુંદર મકાનો, દુકાનો, ધર્મશાળાઓ અને



બજારનો ઠાઠ એવો દેખાય છે કે આ જાણે એક ગામ જ વસેલું છે કે શું? રા.બ. મગનભાઈ તથા રા.બ. બેચરદાસ સી.એસ.આઈ.ની બંધાવેલી ધર્મશાળાઓ પણ છે. આ શહેરમાં સંસ્કૃતમાં તથા ફારસી ભાષામાં પણ ઘણા લેખો મળી આવે છે. હાલ આ શહેર અંગ્રેજ સરકારના તાબામાં છે.'

**અમદાવાદનો વેપાર-ઉદ્યોગ :**

**'રળિયામણી ગુજરાત જોવા જોગ જેવા જાણજો,**
**ધરી યાદ અમદાવાદથી એકાદ વસ્તુ આણજો.''**

આગળ આપણે જોઈ ગયા કે અમદાવાદની આબાદી ત્રણ તાર-રેશમ, કસબ, અને સૂતર પર હતો. અમદાવાદની આબાદી વાસ્તે અહમદશાહે દેશાંતરોથી વેપારીઓને, વણકરોને, કારીગરોને આણી વસાવ્યા. ક્રમેક્રમે અમદાવાદનું આબાદ ઉદ્યોગીનગરમાં રૂપાંતર થવા લાગ્યું.

અમદાવાદના ભીતરિયાપણ કહે છે કે, 'અહીંનો કિનખાબ ઠેઠ અમેરિકા સુધી જતો, પંકાતો અને પોષાતો.' દેશી કારીગરોને ઉત્તેજનમાં સાફ લખ્યું છે કે, સૂતરનો કિનખાબ ખરો, પણ ટકાઉપણામાં અમદાવાદ કરતાં ઊતરે. તમારે રેશમી બુટાનું કાપડ ખરીદવું છે? અમદાવાદ પધારો. અતલસ, સાટિન ને ગજિયાણી લેવી છે? અમદાવાદ પધારો. સાડી, બાદ સોળા, ચૂંદડી (ઘાટપોત) જેવો સુંદર, ટકાઉ ને કિંમતમાં સસ્તો પોષાક ખરીદવા માટે તમે જરૂરથી અહીં આવશો. ચણિયા તથા કાપડાં કરવા સારું તરેહવાર રેશમી અલામયાને ખંડ, સાતપડાના ખંડ, મુગટા, રેશમી અથવા કસબી કોટના પીતાંબર, મગીઆં, ચંદ્રકળા, ચોકડિયાં, રેશમી-કસબી-ધોતીજોટા (જે બેચરદાસ પહેરતા)ને ચણોઠાં, ગર્ભ સૂતરું કે રેશમી કોરની સાડીઓ, આ સઘળું અમદાવાદ પોતાના પાક તરીકે જોઈતા જથામાં તમને પૂરું પાડશે. અમદાવાદ મશરૂનું ભડ ગણાય છે (પટેલોમાં મશરૂવાળા અટક છે). અમદાવાદનું ભરતકામ ભરતખંડના ઘણા ભાગોમાં ખપે છે. તોઈ, ફીત, મોળિયા, કિનારી વગેરે જરીનો કપડે લગાડવાનો હુન્નર અમદાવાદમાં આજકાલનો નથી. સાળુ કરવા લાયક ઝીણી ચંદ્રકળાનાં લોનનો ઉપયોગ ચંદ્રકલા પેઠે દિનપ્રતિદિન અભિવૃદ્ધિ પામે છે. ઢાકાનું મલમલ ચંદ્રકલા ઢાકામાં રહ્યું. રેશમ સરખું કુમાશદાર મલમલ અમદાવાદમાં વણાયું છે, અને પેંડની પાઘડીનેયે ઠોકર લગાવે એવી પાઘડીઓ વણાતી. અહીં રેશમના કીડા ઉછેરવાનો અખતરો અગાઉ થયેલો. કિનખાબમાં, પાઘડીના તોરામાં અને અનેક ઊંચા કાપડમાં થયેલો. કિનખાબમાં સોનેરી કે રૂપેરી જે કસબ વપરાય છે તેને તૈયાર કરવામાં મહેનત ઘણી પડતી. તેથી તેને માટે કોઈ સગવડભર્યો સાંચો બનાવવાની જરૂર જણાઈ. એક કારીગરે તાર ચડાવવાનો અતિ સગવડભર્યો સાંચો બનાવેલો. શાહપુરમાં મશરૂનાં કારખાનાં,

જમાલપુરમાં સાળોમાં વણાતા ગુલના ધોતીજોટા, ખરીદવા લલચાશો. ઈ.સ. ૧૯૨૦ સુધી સાળોની સંખ્યા હજારની હતી. ૬૦૦ સાળવી કુટુંબો આ ધંધામાં જોડાયેલાં હતાં. પંદરમા-સોળમા સૈકાથી પેઢી-દર-પેઢી આ ધંધો ચલાવનાર કુટુંબો છે.

વર્ષોથી તે વેપાર ઉદ્યોગ ખેડાતો ગયો. ઠામઠામના વેપારીઓ ને કારીગરો અમદાવાદને પોતાનું કરવા લાગ્યા. અમદાવાદની પ્રજા પચરંગી બનવા માંડી. વેપારઉદ્યોગના રંગથી રંગાતું રહ્યું. સ્વદેશી હિલચાલનાં વવાયેલાં બીજના અંકુર ઊઘડ્યા અને અમદાવાદમાં 'ઉદ્યમવર્ધક' સભા નામની સંસ્થા ૧૮૭૫માં સ્થપાઈ. તે સંસ્થાના તંત્રવાહકો રા.બ. મહીપતરામ, બેચરદાસ લશ્કરી, અંબાલાલ સાકરલાલ તથા શેઠ ખુશાલદાસ ગોકળદાસ જેવા સમર્થ પુરુષો હતા. અમદાવાદમાં માણેકચોકમાં નાણાંની રેલમછેલ થઈ રહી છે. સોનું ઉછળાવતા વરઘોડા ચડે, નવી નવી જાહેર સંસ્થાઓ સ્થપાય, સુધારાની પ્રવૃત્તિઓ થાય - આ બધો પ્રભાવ અમદાવાદના જરીપુરાણા ત્રણ તારના ઉદ્યોગનો જ.

પરંતુ અમદાવાદનો આગળ પડતો ઉદ્યોગ તો મિલનો, એટલે કે સૂતરનો. ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ દેશી ઉદ્યોગોની કબર ખોદી નાખી. હિન્દી માલ પર ૮૦ ટકા જકાત પડી. ઉદ્યોગ તૂટ્યો. હિન્દની કાચી વસ્તુના વિદેશીઓ ભૂખ્યા એટલે તેના પર કેવળ ૨ ૧/૨ ટકાની જ જકાત.

મિલઉદ્યોગની બીમારીનો જન્મ એ કારણે થયો કે હિન્દને માથે પશ્ચિમનું તેજ તપવા માંડ્યું. તે તેજને પ્રભાવે હિન્દવાસીઓમાં મિલઉદ્યોગના વેપારનો ઉદ્ભવ થયો. અગાઉ લિથો પ્રેસમાં છપાઈને 'વર્તમાન' નામનું અઠવાડિક પત્ર વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રસિદ્ધ થયું હતું તેનો સંવત ૧૯૦૬ (ઈ.સ. ૧૮૪૯)નો અંક જુઓ તો મિલઉદ્યોગના વિચારનું વંટોળિયું તે સમયથી વાયેલું જણાય છે. તે અંકમાં એક ચર્ચાપત્ર છપાયેલું છે. તે ચર્ચાપત્રીનું નામ નથી, પણ લખ્યું છે : 'સ્વદેશનું સારું ચાહનાર એક ગુજરાતનો રહેનારી એવી સંજ્ઞા છે અને વડોદરાથી તે લખાયેલું છે. ચાર કોલમની જગ્યા રોકેલી છે તેના સારાંશમાં ગુજરાતમાં મિલઉદ્યોગની જરૂર છે તેનું મહત્ત્વ, લાભ આદિ બતાવવામાં આવ્યા છે.' છાપકામનો ઉદ્યોગ શરૂ કરનાર કડવા પટેલો હતા.

**મિલઉદ્યોગના ગણેશ :**

સન ૧૮૪૯ના નવેમ્બર મહિનાની એકવીસમી તારીખે આ પ્રમાણે મિલઉદ્યોગના વિચારનો ઉદ્ભવ થયેલો જણાય છે. ત્યારપછી ચાર વર્ષે મિલઉદ્યોગનો પાયો ભરતખંડમાં નખાયો. તે અરસામાં ત્રણ સમર્થ ને સાહસિક હિન્દી ઉદ્યમાર્થી જ ગણાયા છે, તે સર જમશેદજી જીજીભાઈ, સર દિનશાહ માણેકજી પિટિટ અને



રા.બ. રણછોડલાલ છોટાલાલ. અમદાવાદમાં મિલઉદ્યોગના ગણેશ બેસાડનાર એ જ નર. એક અંગ્રેજ ગૃહસ્થ સાથે ભરૂચમાં તેમણે મજિયારી મિલ કાઢવાનો પ્રથમ પ્રયત્ન કરેલો. સને ૧૮૫૯માં અમદાવાદમાં મિલ સ્થાપવાની પહેલ કરી. તેમની મિલ તે વખતે ૨૫૦૦ ત્રાકોવાળી હતી. રા.બ. રણછોડલાલ છોટાલાલની મિલમાં નરમાના રૂનું મૂઠીમાં રહે એવું બારીક કાપડ વણવાની શરૂઆત થઈ હતી. ત્યારબાદ ૧૮૬૫માં રા.બ. બેચરદાસ અંબાઈદાસે પોતાની મિલ નાખી. ૧૮૭૯-'૮૦માં શેઠ મનસુખભાઈ ભગુભાઈએ ગુજરાત સ્પિનિંગ એન્ડ વીવિંગ મિલ નાખી. સૂતરની બે મિલો ઘણા વખત સુધી એકલી રહી. તેમાં મખમલ, ફેન્સી સાડીઓ, ધોતીજોટા તથા ખમીસ વગેરે માટેના તાકા વિલાયતથી ઝીણું સૂતર, ખરીદીને વણવામાં આવતા. મિલો સ્થાપાઈ એ પહેલાં ઘણાં ઔદ્યોગિક પ્રદર્શનો પણ ભરાયાં હતાં.

'તે વખતે મિલોના કામદારની વસ્તી ૪૦થી ૪૫ હજારની હતી. પુરુષો સાથે સ્ત્રીઓ અને દાખલ થઈ શકે તેવાં છોકરાં (બાળકો)નો પણ સમાવેશ થાય છે. મુખ્યત્વે કરીને કણબી, મુસલમાન, ઠાકરડા, કોળી, વાઘરી, મોચી, ઢેઢ, બ્રાહ્મણ, વાણિયા પણ હોય છે. વણકરો, મુસલમાનો અને કણબી ઘણેભાગે છે. તાણાવાળાએ ઘણેભાગે બ્રાહ્મણ, કણબી, મુસલમાન વગેરે ઊંચી કોમના હોય છે. ઢેઢ સૂતર ત્રાસલ ખાતામાં જ કામ કરી શકે છે. તેઓ અસ્પૃશ્ય હોવાથી બીજા ખાતામાં કામદારો તેમને દાખલ કરવા દેતા નહીં!

કામદારો મૂળ અમદાવાદની આસપાસનાં ગુજરાત તથા મારવાડનાં ગામડાંના રહીશો હતા. કામદારોમાં દાખલ થતાં પહેલાંનો ધંધો ખેતીનો, વણકરનો કે મજૂરીનો હતો. મૂળ ખેડૂતો ચોમાસામાં ખેતી ઉપર ચાલ્યા જતા. સારી મોસમમાં અને ખેતીમાં ફાવ્યા હોય તો ચોમાસા સિવાય પણ આ ધંધે ઓછા આવતા. વણકરો ઘરના ધંધાથી વણવાના કામમાં ન ફાવતાં મિલમાં વણકર થતા.

કમાણીમાં વણકરો, તાણાવાળા અને ખેરવાળાની માથાદીઠ દરરોજની સરેરાશ કમાણી રૂ. ૧।।થી ૧।।।, સૂતર ખાતાની રૂ. ૧. ઊંચી કોમના કામદારોનાં બૈરાં મિલોમાં ન આવતાં હોવાથી તેમની કમાણી પુરુષ દીઠ રહેતી. બીજી કોમમાં બૈરાં આવતાં એટલે તેમને વધારે કમાણી થતી. બ્રાહ્મણ, વાણિયા અને કેટલાક કણબીની સ્ત્રીઓ આવતી નહીં.

વીવિંગના એન્જિનના અને લુહાર કામનાં ખાતાં (વર્કશોપ) સિવાયનાં લગભગ બીજાં બધાં ખાતાંમાં થોડે વધારે અંશે સ્ત્રીઓ કામ કરે છે. વાઈન્ડિંગમાં મોટે ભાગે એકલી સ્ત્રીઓ અને સ્પિનિંગમાં પુરુષો અને સ્ત્રીઓ ભેગાં કામ કરતાં. મુંબઈમાં માત્ર રીલિંગ અને વાઈન્ડિંગમાં જ તેમને રોકવામાં આવતાં. દુનિયાના ઘણાખરા

ભાગમાં સાળખાતામાં માત્ર સ્ત્રીઓ જ હોય છે. હિન્દુસ્તાનમાં તે ખાતામાં માત્ર પુરુષો જ હોય છે.'

સને ૧૮૧૮માં સૌપ્રથમ તાણાવાળાએ પંચ બાંધી સંસ્થાની શરૂઆત કરી. તેઓ ફાવ્યા. પછી દરેક ખાતાના કામદારો પોતાના પંચો બાંધી બેઠા અને સંઘશક્તિનો લાભ લેતા શીખ્યા.

**ધનનો અસ્તોદય અને અમદાવાદની આર્થિક સ્થિતિ (૧૮૬૦થી ૧૮૮૯) :**

મુંબઈ બંદર હોવાથી તથા ઈલાકાની રાજગાદીનું સ્થળ હોવાથી રાજ્ય પ્રજાની જૂથે જૂથની મદદ વડે દિનપ્રતિદિન વૃદ્ધિ પામતું પામતું અને તેનો દેશપરદેશ સાથે નાના પ્રકારનો વેપાર પણ વધતો ગયો. શરૂ અમલમાં મુંબઈ અને સુરત વચ્ચે વેપારની સગવડ સારી હતી, પરંતુ મુંબઈથી અમદાવાદ સુધીનો રેલવેવ્યવહાર ચાલુ થયો ત્યારપછી અમદાવાદ સુરત કરતાં આગળ વધી ગયું.

ઈ.સ. ૧૮૬૦ પહેલાં અમદાવાદથી મુંબઈ પગરસ્તે જવું પડતું, તેથી ત્યાં જતાં ઘણો વખત ખર્ચ અને ત્રાસ લાગતો, તેને લીધે પણ થોડાંક અને પૂરાં સાધનવાળા જ મુંબઈ જઈ શકતા, પણ રેલવે થયા પછી તો મુંબઈ ઘરઆંગણું થઈ પડ્યું હતું. સને ૧૮૬૦ પછી મુંબઈમાં ઘણા પ્રકારની વેપારની સંસ્થાઓ ઊભી થવા લાગી. તેમાં સૌથી અગ્રેસર પ્રધાનપણે રૂ હતું. આપણા દેશનું રૂ યુરોપમાં જવા લાગ્યું તે સસ્તું અને સારું ગણાયું તેથી વિલાયતના ધનાઢ્ય વેપારીઓ લલચાયા અને તેમણે મોટી મોટી પેઢીઓ મુંબઈમાં ઉઘાડી. **આ જ સમયમાં બેચરદાસે પણ પોતાની પેઢી શરૂ કરી હતી. તેમણે મુંબઈના દેશી લોકો સાથે ગોઠવણ કરીને મોટા જથામાં રૂ ખરીદ કરવા માંડ્યું.** મુંબઈ ઈલાકામાં ઘણી જગ્યાએ રૂ થતું એટલે અમદાવાદને પણ તેનો લાભ મળ્યો. અમદાવાદના લોકો પોતાના ધંધામાં દોડાદોડ કરે તેવા હોવાથી તેમને મુંબઈ સાથે સંબંધ ઠીક થયો એ પ્રસંગે **અફીણનો ધંધો પણ ઠીક જોરમાં હતો. બેચરદાસની પેઢી પણ અફીણ નિકાસ કરતી હતી.**

આપણા દેશમાં રૂની ચળવળ દાખલ થયાને લાંબો વખત થયો નહીં એટલામાં અમેરિકાની લડાઈ જાગી, એટલે હિન્દના રૂનો ભાવ વધી ગયો. તે વખતે રૂના કચરાની પણ સારી કિંમત આવવા લાગી. રૂના ભાવ એટલા વધી ગયા કે તે રૂપિયે જોખાવા લાગ્યું. રૂએ મુંબઈમાં એટલા રૂપિયા ખેંચી આણ્યા કે મુંબઈના રસ્તાઓ પાણા (મેટલ)ને બદલે રૂપિયાના બનાવે તો પણ તે ખૂટે નહીં.

ધનના એટલા ઢગ થઈ ગયા કે તેણે જ્યાંજ્યાં પ્રવેશ કર્યો ત્યાં દારૂ કરતાં પણ ભયંકર નશો પેદા કર્યો. એની સાથે લોકો ગાંડા બની ગયા, તેથી એ ઘરોની પેઠે વધ્યા. નાણાંનું શું કરવું તેની તેમને ગમ પડી નહીં. ધન ધનને ખેંચી લાવે એવો



એમને વિચાર થઈ આવ્યો. ધન ધનને ખેંચી જશે એવો ભય તેમને લાગ્યો નહીં તેથી તેમણે થોડા વખતમાં મોટી મોટી બેન્કો, ફિનાન્શિયલ એસોસિયેશનો, ટ્રેડિંગ કંપનીઓ, જમીનની કંપનીઓ, પ્રેસો, જિનો વગેરે જેને જે સૂઝ્યું તે લઈને બેઠા. **અનેક પ્રકારના સાહસિક વેપારે ૧૮૬૩-'૬૪-'૬૫માં જન્મ લીધો. આ સાહસમાં બેચરદાસે પણ ઝંપલાવ્યું હતું.** ઉપરનાં ત્રણ વર્ષમાં મુંબઈ અને મુંબઈ ઈલાકામાં ઘણે ઠેકાણે ઉદ્યમ, ઉદ્યમ અને ઉદ્યમ જ દેખાવા લાગ્યો હતો. અનેક બેન્કો અને કંપનીઓ ઊભી થઈ. લોકોના હાથમાં રોકડ ગયું અને કાગળ થયા (શેર). આ કાગળની કિંમત દર સેકંડે ઓછામાં ઓછી સવાસો ટકા કરતાં વધારે ગણાતી હતી. તેથી શેરોની ઊથલ પાથલ ધમધોકાર થવા લાગી અને કંપનીઓમાં રોકાયેલી ત્રીસેક કરોડની મૂડી ઉપરાંત બીજા પાંત્રીસ-સાડત્રીસ કરોડ આમતેમ ઠેકાણે પડી ગયા. આવડી મોટી રકમનો મોટો ભાગ એટલે લગભગ પચાસેક કરોડ રૂપિયા રૂ વડે યુરોપ વગેરે દેશોમાંથી થોડા વખતમાં ખેંચાઈ આવ્યા અને બાકીના પંદર-સત્તર કરોડ આપણા તે વખતના વેપારીઓના બાપદાદાની મિલકત પૈકીના હતા. રૂના વેપાર વડે ઉપરનાં ત્રણેક વર્ષમાં એકલા મુંબઈ ઈલાકા ખાતે લગભગ બાવન કરોડનું સોનું - રૂપું આવ્યું હતું. તેમાંથી અમદાવાદે સારો ભાગ હાથ કર્યો હતો, પરંતુ લોભનો થોભ હોતો નથી. તેથી તે સંતોષીને બેસી રહ્યું નહીં અને મુંબઈ જોડે જુગાર રમવા સામેલ થયું. તેથી અમદાવાદમાં ઉપરની સંસ્થાઓની શાખાઓને સ્થાન મળ્યું. અહીં પણ બેન્કોની શાખાઓ, કંપનીઓની શાખાઓ અને જમીનની કંપનીઓએ પગપેસારો કર્યો. રોયલ ટ્રેડિંગ એશિયાટિક વગેરે બેન્કો અને કંપનીઓ જોવામાં આવી અને મુંબઈના જુગારખાનામાં (શેરબજારમાં) ભાગ લેવો શરૂ થયો.

ઉપર પ્રમાણે નાણાંનો દરિયો અને તેમાં ઊછળતી છોળોએ તેમાંથી ઉત્પન્ન થતા પરપોટા જેવી કંપનીઓ ઊભી કરી. તે આમતેમ મહાલતી હતી તેવામાં અમેરિકાની લડાઈ બંધ પડી તેથી વીજળીની પેઠે રૂના ભાવ અદૃશ્ય થઈ ગયા. મુંબઈગરાઓએ, અમદાવાદીઓએ અને યુરોપિયનોએ રૂ ખરીદ કર્યું હતું તેનાં ગાડાં દરેક ગામની ભાગોળે અને ઘણાકે તો રસ્તામાં જ છોડવા પડ્યાં. કંપનીઓના ઊંચા ભાવ છેક જમીન ઉપર ઢળી ગયા અને આગલે દિવસે જેને ઘેર હાથી ઝૂલતા હતા તેને નાસભાગ કરી સંતાઈ જવાની ફરજ પડી. આમ થવાથી મુંબઈનું બધું ધન હતું-નહોતું થઈ ગયું અને તેને ૧૮૬૦માં તેની પાસે જે મૂડી હતી તેમાંથી લગભગ પંદર-સોળ કરોડ તણાઈ ગયું અને તેટલા પૂરતું તે ગરીબ થઈ ગયું. મુંબઈ જોડે અમદાવાદ પણ લૂંટાયું. તેની પણ તેવી જ ખરાબી થઈ. અમદાવાદના ધનવાન ત્યાં વેપાર કરવા ગયેલા તે વેપાર કરવો પડતો મૂકી જુગાર રમવામાં સામેલ થયા હતા. તેથી તેમને

પણ તેમના છાંટા લાગ્યા અને આબરૂદાર ગૃહસ્થોને ત્યાં જુદી જુદી જાતનાં પાટિયાં ચોટેલાં જોવામાં આવ્યાં. આ વખતે આખું અમદાવાદ ધન માટે સાધારણ સ્થિતિમાં હતું, તેમ છતાં **રાવબહાદુર બેચરદાસે મોટી રકમનાં દાન આ જ સમયે કર્યાં હતાં.**

આ વખત આવ્યો તે પહેલાં અમદાવાદની સ્થિતિ ગુજરાતમાં બલકે મુંબઈ ઈલાકામાં સૌથી શ્રેષ્ઠ ગણાતી. અમદાવાદનો ધંધો-રોજગાર સારો હતો, અને શાખ પણ ઘણી સારી હતી. વ્યાપારીઓ દેવાળું કાઢવાને બદલે સ્મશાન વધારે પસંદ કરતા પરંતુ શેરમાંના આવા જુગારે તેમને બે-આબરૂ કર્યાં. આ વખતે વેપાર કાંઈક મંદ પડ્યો, અને વેપારીઓને ઉમંગ નરમ પડ્યો, તો પણ અફીણની પેઢીઓનો સટ્ટો તો ચાલુ જ રહ્યો.

દેશમાં પરદેશી માલ આવતો જાય છે અને દેશી ઉદ્યોગ અને કારીગરીને નરમ પાડતો જાય છે, તેથી દેશના વેપારને ટૂંક મુદતમાં ક્ષય લાગશે તથા દેશના કારીગરો લય પામશે એવો કોઈને વિચાર આવતો ન હતો. દેશમાં પરદેશી પુષ્કળ માલ આવતો જોઈને તેની સામે જાગૃત રહીને હરીફાઈ કરવાનું કવિ દલપતરામે લગભગ સિત્તેર વરસ ઉપર 'હુન્નરખાનની ચઢાઈ' લખીને લોકોને બહુ ચેતવ્યા પણ તે ઉપર કોઈનું લક્ષ્ય ગયું નહીં, પરંતુ **રાવબહાદુર બેચરદાસ અને રા.બ. રણછોડલાલ છોટાલાલ તે વખતે આ પરિસ્થિતિને બારીકાઈથી જોતા હતા અને અમદાવાદમાં મિલો સ્થાપવાનું સાહસ કર્યું તેની ચર્ચા પાછળના પ્રકરણમાં કરીશું.**

આ અરસામાં ચાર-પાંચ મિલો શરૂ થઈ હતી, પણ ખૂબ જ નાણાભીડ વરતાતી હતી. બધી મિલો લોકોની ડિપોઝિટો પર ચાલતી હતી. ૧૮૮૪થી ૧૮૯૮ સુધીમાં આખું શહેર મિલોનાં ભૂંગળાંઓથી ભરાઈ ગયું. આ કામમાં મુંબઈની બેન્કે ઠીક મદદ કરી. અમદાવાદની મિલોમાં લગભગ પોણો કરોડ રૂપિયા દર વરસે આ બેન્ક ધીરતી હતી.

મિલોનો વધારો થતાં આસપાસનાં ગામડાંઓમાંથી કારીગરો આવવા લાગ્યા. અમદાવાદમાં જીવન-જરૂરિયાતો વધતાં બજારો ઊભાં થયાં. ૧૮૬૪-'૬૫ના શેરસટ્ટાના સપાટામાં પાયમાલ થઈ ગયેલાં ઘણાં કુટુંબોનો પુનરુદ્ધાર થયો. ૧૮૬૦-'૭૦ના સમયમાં પાછા લાખોપતિ અને કરોડોપતિ કુટુંબો ઊભાં થયાં. **તે વખતે પચીસેક કુટુંબ કરોડપતિ હતાં તેમાં બેચરદાસની ગણના થતી હતી.** આ સમયમાં ઘોડાગાડીઓ તો ગણીગાંઠી જ હતી. બળદગાડી હતી ખરી, અને માત્ર આઠ-દસ ભીસ્તાઓ ભાડાનાં રંગરામ ફેરવતા હા, પણ તે બળદનાં; તેને બદલે આજે ગલીએ ગલીએ અને શેરીએ શેરીએ વિક્ટોરિયા રીગરામ અને મોટરો દોડાદોડ કરતી થઈ તે મિલઉદ્યોગને આભારી હતું અને અમદાવાદની રોનક ધનિકોની તેમની પરોપકારી



વૃત્તિને આભારી હતી, જેનાથી શહેરમાં અનેકવિધ પ્રવૃત્તિઓ થઈ અને દિનપ્રતિદિન પ્રગતિ થઈ.

સંસાર સુધારા માટે આ શહેરે ઉત્તરોત્તર ઘણા પ્રયાસો કર્યા હતા, તે પ્રયાસોમાં શેઠ શ્રી મગનલાલ, શેઠ શ્રી પ્રેમાભાઈ, શેઠ શ્રી બેચરદાસ, શેઠ શ્રી રણછોડલાલ, ગોપાળહરિ દેશમુખ, મહીપતરામ નીલકંઠ, રા. ભોળાનાથ સારાભાઈ અને અન્ય ઉદ્યોગકારો મહત્ત્વના લેખી શકાય. સ્ત્રી કેળવણીના પ્રચાર માટે, બાળલગ્ન નિષેધ માટે, વિધવા પુનર્લગ્નને મદદઅર્થે, અનાથાશ્રમ અને અંત્યજોદ્ધારના કામમાં, મદ્યનિષેધ સારુ, જ્ઞાતિભેદ દૂર કરવામાં અને સારેમાઠે પ્રસંગે જમણવારોમાં થતો ખર્ચો ઓછો કરાવવા, ઉપદેશથી પત્રિકાઓથી, પરિષદોથી અને સંસ્થાઓ દ્વારા ઘણું કર્યું હતું. મહીપતરામ રૂપરામ અનાથાશ્રમે, વિધવા પુનર્લગ્ન ઉત્તેજનસભા અને સંસારસુધારા સભા એટલી સંસ્થાઓ શરૂ થઈ હતી. ઉપરની **બધી સંસ્થાઓમાં શેઠશ્રી બેચરદાસ લશ્કરી તન, મન, ધનથી મદદ કરતા હતા.** ભોળાનાથ અંગ્રેજી ઈન્સ્ટિટ્યૂટમાં સ્ત્રીઓને કસબીજ્ઞાન અને આનંદ મળે એવી ઉત્તમ ગોઠવણ કરવામાં આવી હતી. નાતજાતના મંડપોથી પરિષદ પણ ભરવામાં આવી હતી. **જાહેર સંસ્થાઓમાં બેચરદાસે સ્થાપેલી ટ્રેનિંગ કોલેજ અને બેચરદાસ સંસ્કૃત પાઠશાળા જાણીતી છે. બેચરદાસનું દવાખાનું પણ જાણીતું હતું.**

ગુજરાતનાં ઘણે સ્થળે ઉત્સાહી સુધારકો એક યા બીજી માન્યતા કે રૂઢિઓ સામે પ્રહારો કરી રહ્યા હતા. આ સુધારકોમાં મુખ્ય વ્યક્તિઓમાં બેચરદાસ લશ્કરી, રણછોડલાલ છોટાલાલ, 'લોકહિતવાદી' તરીકે જાણીતા થયેલા મહારાષ્ટ્રિયન સદ્‌ગૃહસ્થ ગોપાળહરિ દેશમુખ (ન્યાયમૂર્તિ તરીકે અમદાવાદમાં કેટલાંક વર્ષો સુધી રહેલા), લાલશંકર ઉમિયાશંકર, નવલરામ, અંબાલાલ સાકરલાલ, કવીન્દ્ર રવીન્દ્રનાથ ટાગોરના ભાઈ સત્યેન્દ્રનાથ ટાગોર (તેઓ પણ અમદાવાદ રહેલા), નંદશંકર તુલજારામ, રણછોડલાલ ઉદયરામ, મનસુખરામ સૂર્યલાલ, ઝવેરીલાલ ઉમિયાશંકર અને ખેડાના ડેપ્યુટી ક્લેક્ટર તરીકે કામ કરતા મહારાષ્ટ્રિયન સદ્‌ગૃહસ્થ શંકર પાંડુરંગ પંડિત હતા. સંસારસુધારાની પ્રવૃત્તિમાં બેચરદાસ લશ્કરી અગ્રસ્થાને હતા અને તેમની જ્ઞાતિમાં સુધારણા માટે કટિબદ્ધ હતા.

### બેચરદાસ અંબાઈદાસ લશ્કરીનાં પરોપકારી કાર્યો

### કેળવણીવિકાસ પ્રવૃત્તિઓ :

સર જોન લેખકના 'યુઝ ઓફ લાઈફ' નામનું પુસ્તક પરલોકવાસી પરગજુ રાવબહાદુર શેઠ બેચરદાસ અંબાઈદાસ, સી.એસ.આઈ.ના સ્મરણાર્થે તેમની સ્મૃતિમાં છપાયેલું હતું. આ પુસ્તકની પસંદગી તેમનાં કાર્યોને અને પરોપકારની વૃત્તિને અનુરૂપ

હતું. તે પુસ્તકમાં ખાસ મહત્ત્વની બાબતોમાં કળવકય નાણાંસંબંધી બાબતો અને તેનો ઉપયોગ, વિશ્રાંતિ, આરોગ્ય, સાર્વજનિક કેળવણી, જાતકેળવણી, પુસ્તક શાળા (લાઈબ્રેરી) વંચાવા વિષે, સ્વદેશાભિમાન, પૌરાધિકારિત્વ, સાંસારિક જિંદગી, ઉદ્યોગ, શ્રદ્ધા, આશા, ઉદારબુદ્ધિ, સદ્વર્તન, સ્વાસ્થ્ય અને સુખ, ધર્મ વગેરે બાબતોનો ઉલ્લેખ શેઠ શ્રી બેચરદાસ લશ્કરીની પ્રવૃત્તિઓ સાથે ખૂબ જ મળતો આવતો હતો. આ પુસ્તક તેમની વૃત્તિનો નિર્દેશ કરે છે. બેચરદાસે પોતાનું જીવન વૃત્તાંત લખ્યું નથી અથવા લખાવ્યું નથી, કારણ તેઓ પરોપકારમાં માનતા. પોતાના પ્રચારમાં રસ ન હતો, તેમણે પોતાના નામ માટે કંઈ જ કર્યું ન હતું. આ ઉપરાંત તેમના પાછળ સંતાનો નાની ઉંમરે ગુજરી જવાથી તેમના ઉદ્યોગો તેમનાં સંતાનો સગીર હોવાથી અંગ્રેજોની મદદથી ચાલતા હતા તે કારણે પણ તેમનાં સ્વજનો પોતાના પૂર્વજને લગતું કોઈ આધારભૂત પુસ્તક બહાર પાડી શક્યા ન હતા. તેમને લગતું કેટલુંક સાહિત્ય અને આધારભૂત પત્રવ્યવહાર શાહપુરમાં સાબરમતીમાં રેલ આવતાં તેમની હવેલીનો કેટલોક ભાગ તૂટી ગયો તેમાં નષ્ટ પામ્યું. જે કંઈ સચવાયું છે તે છૂટાં વર્તમાનપત્રો અને માસિકોમાં સચવાઈ રહ્યું છે તેના આધારે આપણને તેમની પ્રવૃત્તિનો ખ્યાલ આવે છે.

તેમને પોતાને 'યુઝ ઓફ લાઈફ' પુસ્તક ખૂબ જ પસંદ હતું અને આ પુસ્તકમાં જે ચર્ચાઓ કરી છે તે જ પ્રમાણેનું તેમણે વર્તન કરી બતાવ્યું હતું. દાનપુણ્ય, લાઈબ્રેરી, સ્ત્રી કેળવણી, ધર્મ, સ્વદેશ અભિમાન, સાર્વજનિક કેળવણી, દવાખાનાના પ્રશ્નમાં ખાસ વિશેષ રસ તેઓએ લીધો હતો. ઉદારબુદ્ધિ, સદ્વર્તન તેમના વિશિષ્ટ ગુણો હતા.

તેમની પ્રવૃત્તિઓ પર પ્રકાશ પાડતાં આ પુસ્તકના પ્રકાશક **ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના ઓનરરી સેક્રેટરી લાલશંકર ઉમિયાશંકર ત્રવાડી ઉપોદ્ઘાતમાં લખે છે કે 'અમદાવાદના પ્રતિષ્ઠિત ગૃહસ્થ રાવબહાદુર શેઠ બેચરદાસ અંબાઈદાસ સી.એસ.આઈ. ઈ.સ. ૧૮૮૯માં ગુજરી ગયા. તેઓ દયા, ઉદારતા, પરોપકાર વગેરે સારા ગુણોને લીધે આ શહેરમાં તેમજ મુંબઈ અને બીજાં સ્થળોમાં બહુમાન પામ્યા હતા. તેમના સારા ગુણોને લીધે આ શહેરમાં તેમજ મુંબઈ અને તેમને સરકારે કાયદા કાઉન્સિલના એક મેમ્બર નીમ્યા હતા. તેમને સ્વપરાક્રમથી જિંદગીનો ઉપયોગ કરીને ગુર્જર પ્રજામાં સ્ત્રી-કેળવણીની વૃદ્ધિ કરવામાં અને દેશોન્નતિનાં કામોમાં અગ્રેસર ભાગ લીધો છે. તેમના આવા સદ્ગુણો અને સ્વપરાક્રમના સ્મારક તરીકે તેમજ આ પુસ્તક પ્રમાણેનું વર્તન અનુકરણ કરવા યોગ્ય છે, એમ સમજી તેમના સુપુત્ર શેઠ શંભુપ્રસાદે બેચરદાસ લશ્કરીએ ગુ.વ. સોસાયટીને રૂ. ૨૦૦ આપી આ પુસ્તક શેઠ શ્રી બેચરદાસ અંબાઈદાસ, સી.એસ.આઈ. સ્મારકગ્રંથ તરીકે છપાવ્યું.**



### ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અને બેચરદાસની પ્રવૃત્તિઓ (૧૮૪૮થી ૧૮૮૯)

તે વખતે ગુજરાતી ભાષા માત્ર બજારભાષા હતી. તેમાં વાંચવાલાયક કંઈ પુસ્તકો ન હતાં અને લોકો અજ્ઞાન તથા વહેમી હતા. અઢારમા સૈકામાં દેશમાં પ્રવર્તતી અરાજકતાના કારણે પ્રજાનું માનસ સંકુચિત અને રૂઢિચુસ્ત બન્યું હતું. સાહિત્ય અને સંસ્કૃતિનો પ્રવાહ મંદ, નિસ્તેજ અને જડ થઈ ગયો હતો. જે કોઈ પરાપૂર્વથી ચાલ્યું આવતું તેને વળગી રહેવામાં જ શાણપણ મનાતું અને ચાલુ પ્રણાલિકા તોડનાર કોઈ વિરલ પુરુષ જ મળી આવતો હતો.

સન ૧૮૪૮માં એલેક્ઝાંડર કિન્લોક ફાર્બસ સાહેબ અમદાવાદમાં આસિસ્ટન્ટ જજ નિમાઈ આવ્યા હતા. એમને ઈતિહાસનો ભારે શોખ હતો. ફાર્બસ સાહેબે 'રાસમાળા' રચીને ગુજરાતની અમૂલ્ય સેવા બજાવી ગુજરાતી પ્રજાના આત્માને પિછાણ્યો હતો. તેમને લાગ્યું કે જૂના ઈતિહાસ અને સાહિત્યનાં લખાણ અને સાધનસંગ્રહ એક સ્થળે સાચવી અને સંગ્રહી રાખવાની જેટલી આવશ્યકતા છે તેટલી જનતાને કેળવણી આપવાની પણ છે. આ શુભ આશયથી પ્રેરાઈને તેમણે તા. ૨૬મી ડિસેમ્બર-૧૮૪૮ના રોજ કેટલાક મિત્રોની સહાયતા મેળવીને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના કરી. તેના વાર્ષિક રિપોર્ટ પરથી લાગે છે કે તેમની ઉમદા મનોવૃત્તિ ગુજરાતી ભાષા અને કેળવણીનો ઉદ્ધાર કરવાની હતી. શરૂઆતમાં આ સોસાયટીના સભ્યો બધા યુરોપિયન હતા. દેશી ગૃહસ્થોમાં માત્ર ઈંગ્લિશ સ્કૂલના હેડમાસ્તર ભોગીલાલ પ્રાણલાલ વલ્લભદાસનું નામ તે પણ સન ૧૮૫૨ પછીથી મળી આવે છે.

વળી તે સમયે મુંબઈના ગવર્નર ફોકલેન્ડે સોસાયટીના પેટ્રન થઈ અને દ્રવ્યની સહાયતા આપી તેની સંસ્થાનું કાર્ય સરળ કરી આપ્યું હતું. આ સોસાયટીએ માત્ર કેળવણીવિષયક અને સાહિત્યિક પ્રવૃત્તિઓ નહોતી કરી, સાથોસાથ સામાજિક સુધારણાનું કાર્ય પણ કર્યું હતું. કારણ તેના જે સભ્યો હતા તે સુધારાવાદી માનવ ધરાવનાર વ્યક્તિઓ હતા. ગુ.વ. સો.ની સ્થાપના એ એક સામાજિક સાહસ હતું.

અમદાવાદમાં 'વરતમાંન' નામનું ન્યૂસપેપર પણ શરૂ થયું. ફોર્બસ સાહેબે ગુજરાતમાં જાગૃતિ લાવવા માટે જે કંઈ કર્યું છે તે સઘળું પ્રશંસનીય હતું. હિતૈષી માતાપિતાદિ સંબંધીઓ પોતાના બાળકને ઢીંગલા-પૂતળાં આપી રમત સાથે સંસારની રીતભાતમાં પલોટવા શીખવે છે. તેજ રીતિએ ફોર્બસે અમદાવાદમાં અને સુરતમાં કર્યું. સને ૧૮૭૮ના 'બુદ્ધિપ્રકાશ'માં દલપતરામે સોસાયટીનો ઈતિહાસ આલેખેલો છે.

૫મી જાન્યુઆરી ૧૮૪૯માં 'નેટિવ પુસ્તકાલય' કરાવવાનો નિર્ણય થયો. તે ગુજરાતનું પ્રથમ પુસ્તકાલય હતું. ત્યારબાદ હીમાભાઈ ઈન્સ્ટિટ્યૂટ નામ તે દાતાના

નામ પરથી રાખવામાં આવ્યું હતું. ત્યારબાદ ગુજરાતમાં હઠીસિંહના પત્ની હરકોરબાઈના નામે ગુજરાતી શાળા છોકરીઓ માટે શરૂ થઈ હતી તે ૧૮૫૦માં સ્થપાઈ હતી : તે સમદી 'વિદ્યાબોધ' વિદ્યાનો પ્રચાર કરતું મેગેઝિન હતું, તેના દોહરામાં લખ્યું છે :

**કરો સહુ ઉશ્કેરણી, વિદ્યા તણી વિશેષ,**
**કોઈ દિવસ દલપત કહે, સુધરે સગળા દેશ.**

ફાર્બસે સ્થાપેલી આ સોસાયટીમાં હિન્દીઓ અલ્પ પ્રમાણમાં હતા. ત્રીજા વર્ષની કમિટીમાં જે નામો મળે છે તેમાં માત્ર ભોગીલાલ હતા. પણ જેમ જેમ સોસાયટીના ઉદ્દેશનો પરિચય થતો ગયો અને એનો આશય સમજવામાં આવ્યો હોય તેમ તેમ હિન્દીઓ તેમાં જોડાવા લાગ્યા. પરંતુ ૧૮૫૮-૫૯ના રિપોર્ટમાં ઓ. સેક્રેટરી જણાવે છે : 'ગુજરાતમાં વિદ્યાના ફેલાવા વાસ્તે સોસાયટીએ આટલું બધું કામ કર્યું અને અદ્યપિ પર્યંત પણ કર્યે જાય છે, એવું છતાં તેને આશ્રય આપનાર ઘણા થોડા છે એ ઘણું અજાયબ જેવું છે.' આ સોસાયટીની સહાયતાથી સન ૧૮૭૩માં આસિ જજ મિ. એમ.એચ. સ્કોટ સોસાયટીના સેક્રેટરીપદેથી છૂટા થયા, ત્યાં સુધી સોસાયટીનું તંત્ર-વહીવટ પ્રથાથી એક ટુરોપાવનના હસ્તક હતો તે વીસરવું ન જોઈએ. ઘણા એવા **દેશી ગૃહસ્થોમાં ચોથા નંબરે ગુ.વ.સો.ના આજીવન સભ્ય થવાનું માન રાવબહાદુર બેચરદાસને મળે છે. તેઓ યુરોપિયનોને બાદ કરતાં દેશી ગૃહસ્થ તરીકે આમાં જોડાનાર ચોથી વ્યક્તિ હતા. નગરશેઠે પ્રેમાભાઈ હીમાભાઈ, શેઠ જેસંકભાઈ, હઠીસંગ, રા.બ. ભોળાનાથ સારાભાઈ, શેઠ ઉમાભાઈ અને મહીપતરામ તેમજ રા.બ. બેચરદાસ અંબાઈદાસનું નામ છે.**

૧૭મી જાન્યુઆરી-૧૮૬૫થી તેઓ ગુ.વ.સો.માં સક્રિય બન્યા હતા. ૧૮૭૦ના રોજ ગુ.વ.સો.ની વાર્ષિક સભા હીમાભાઈ ઇ.માં મળી. નગરશેઠ પ્રેમાભાઈ અને શેઠ બેચરદાસ અંબાઈદાસ હતા, જેમાં ૧૮૬૮-'૬૯નો રિપોર્ટ વંચાયો નહીં. બેચરદાસ અંબાઈદાસે દરખાસ્ત કરી અને રા.બા. ભોળાનાથ સારાભાઈએ ટેકો આપ્યો કે રિપોર્ટને બહાલ રાખવાનો અને કમિટીનો તેમજ સેક્રેટરીઓનો મહેનત માટે ઉપકાર માન્યો. મિ. બેચરદાસને નવી કમિટીમાં લેવા માટે મિ.ટી.બી. કસ્ટીસ સાહેબે દરખાસ્ત કરી અને રા.બ. ભોળાનાથભાઈએ ટેકો આપ્યો. ત્યારથી તેઓ આ સોસાયટીની પ્રવૃત્તિઓમાં ખૂબ સક્રિય બન્યા હતા.

ગુ.વ.સો.ના ધારા ઘડવા માટે સોસાયટીની સ્પેશિયલ જનરલ સભા તા. ૨૩-૧૨-૧૮૭૨ના રોજ સોમવારે ભરાઈ હતી. તે સમયે નગરશેઠ પ્રેમાભાઈ હઠીસીંગભાઈ, શેઠ જેસીંગભાઈ હઠીસીંગ, રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસ,



રાવબહાદુર ભોળાનાથ સારાભાઈ, રાવસાહેબ મહીપતરામ રૂપરામ, નીલકંઠ, રાજેશ્રી રણછોડલાલ છોટાલાલ, રાજેશ્રી બાબારાવ ભોળાનાથ, રાવબહાદુર ગોપાળહરિ દેશમુખ, કવિ દલપતરામ ડાહ્યાભાઈ એટલા મેમ્બરો હાજર હતા. આથી કાર્યવાહીમાં ૧૮૭૨ના હિસાબ તપાસવા માટે આજ મોતીભાઈ લાલભાઈ અને આજન અંબાલાલ સાકરલાલ એલએલ.બી. એમને ઓડિટરો નીમ્યા. ૨૭મી ડિસેમ્બરે શુક્રવારે સભા ભરાઈ તેમાં ૧૮૭૩ની સાલનું બજેટ મંજૂર કર્યું હતું.

ગુ.વ.સો.ના ધારા ઘડી કાઢ્યા. તે અંગ્રેજીમાં પ્રગટ થયા અને ગોપાળ હરિ દેશમુખ ગુ.વા.સો.ના ૧૮૭૨ના રિપોર્ટમાં ૧૮૭૩ના વર્ષ માટે મેનેજિંગ કમિટીના સભ્યમાં રા.બ. બેચરદાસ અંબાઈદાસ હતા. લાઇફ મેમ્બર બનવા માટે તેઓએ ૫૦ રૂપિયા આપ્યા હતા.

૬ મે - ૧૮૭૨ના રોજ હીમાભાઈ ઈ.ના મેડા ઉપર સાંજના પાંચ વાગે સભા ભરાઈ તેમાં હાજર નામો આ પ્રમાણે હતાં : રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસ, શેઠ ઉમાભાઈ હઠીસીંગ, રાવબહાદુર ભોળાનાથ સારાભાઈ, રાજેશ્રી બાબારામ ભોળાનાથ, રાવબહાદુર જે.ઓ.એલ. મહીપતરામ રૂપરામ નીલકંઠ એમ.એસ.સ્કોટ સાહેબ-સેક્રેટરી રેબરેંગ જે.ઓ.એલ. ટેલર સાહેબ, દલપતરામ ડાહ્યાભાઈ.

**આ સભામાં સર્વાનુમતે રા.બ. બેચરદાસ અંબાઈદાસ સભા અધ્યક્ષ બન્યા. તેમને સ્થાન લેવાની વિનંતી કરી તે તેમણે કબૂલ રાખી. તે પછી રિપોર્ટ અંગ્રેજી અને ગુજરાતીમાં વંચાયો. આ સભામાં ગુજરાતી શબ્દકોશ રચવાનો વિચાર કરાયો.** પ્રેમાનંદનું દશમસ્કંધ રચવાનું તેમજ 'મિથ્યાભિમાન' છપાયું. રાણીજીના છંદ લખાયા. ૨,૦૦૦ નકલો એજ્યુકેશન ઈન્સ્પેક્ટરોએ મંગાવી હતી. ધાતુકોશનું પુસ્તક સોરાબજી જમશેદજી જીજીભાઈના ફંડના ૩૦૦/-માંથી અર્થશાસ્ત્રનું પુસ્તક રચવા માગણી થઈ. હિસાબો રજૂ થવા તેમાં ચેરમેન તરીકે બેચરદાસ અંબાઈદાસની અને સેક્રેટરી તરીકે M.H. Socttની સહી છે. ૧૮૭૨ની મેનેજિંગ કમિટીમાં પણ તેઓ હતા, જ્યારે ગોપાળહરિ દેશમુખ સેક્રેટરી હતા અને કવિ દલપતરામ સેક્રેટરી હતા.

૧૮૭૫, ૧૭મી માર્ચ બુધવારના રોજ સાંજના છ વાગતાં હીમાભાઈ ઇન્સ્ટિટ્યૂટમાં સભા મળી જેમાં નગરશેઠ પ્રેમાભાઈ, રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસ, ડાક્ટર જી. બુલર સાહેબે પોતાને મળેલા જૂના લેખો વિષે ભાષણ કર્યું અને ફોટોગ્રાફવાળી નકલો પણ બતાવી. આ વખતે બેચરદાસની હાજરી તેમની નવું જાણવાની જિજ્ઞાસા બતાવે છે. રાવબહાદુર ભોળાનાથ સારાભાઈને માન આપવા પેન્શન લીધું. તે વખતે તેમના સમારંભમાં રા.બ. બેચરદાસે ખાસ હાજરી આપી હતી. ૧૪મી ઓગસ્ટ-૧૮૭૫ના રોજ વાર્ષિક સભા મળી.

કવિ દલપતરામની અશક્તિ વખતે પેન્શનની બાબતમાં નગરશેઠ પ્રેમાભાઈ, ડોક્ટર બુલર, રેવરંડ ટેલર, રા.બ. બેચરદાસ અંબાઈદાસ વગેરેને પોતાના અભિપ્રાયો લખી લાવ્યા હતા. અને રજૂ થયા હતા, જેની ચર્ચા આગળ આપણે કરીશું. ૧૮૭૭માં પણ રા.બ. બેચરદાસ કમિટીમાં હતા. તે વખતે તેમણે ૧૦૦ રૂપિયા ગુ.વ. સો.ને બીજી મદદ આપી હતી. ૩૧મી ડિસેમ્બર-૧૮૭૯ની ગુ.વ.સો.ની કમિટીમાં હતા. લાઈફ મેમ્બર હોવા ઉપરાંત રૂ. ૧૦૦ ભેટ આપ્યા હતા. ૧૮૧માં પણ રૂ. ૧૦૦-૩૮ પૈસા બીજી ભેટ કવિશ્રી દલપતરામને કીર્તિચંદ્ર એનાયત થયો ત્યારે ગુ.સો.ના ૧૧ મેમ્બરોનાં નામ આપેલ છે. (ઉપમતિ વૃત્ત).

''મહીપતીથી શુભપામમાન, રાખે બહુ બેચરદાસ ધ્યાન (બેચરદાસ) ગુણો વધારે ગિરધારીરાય, સોસાયટીનું સુખીથી સદાય.'

ગુ.વ.સો. વાર્ષિક સભાનો હિસાબ સન. ૧૮૮૨ની સાલનો રિપોર્ટ રજૂ થયો ત્યારે રા.બ. બેચરદાસ અં. (સી.એસ.આઈ.) સભાપતિની ખુરશીમાં હતા. એના સેક્રેટરી ખા.રા. કવેરજી મંચેરજીના અનુમાનથી ૧૮૮૨નો રિપોર્ટ મંજૂર થયો. કવીશ્વર દલપતરામ સી.આઈ.ઈ.ના સ્મારક ફંડમાં ૧૨મી જુલાઈ-૧૮૮૬ હીમાભાઈ ઈન્સ્ટિટ્યૂટમાં ક્લેક્ટર મિ. રીડ સાહેબના પ્રમુખપણાની સભામાં રા.બ. બેચરદાસ સી.એસ.આઈ. હાજર હતા. આ સભામાં રા.બ. બેચરદાસે જ દરખાસ્ત કરી કે મહેરબાન રીડ સાહેબે આજની સભાના પ્રમુખ થવું તેને શેઠ મણિભાઈએ ટેકો આપ્યો હતો અને સર્વાનુમતે રીડ પ્રમુખની ખુરશીમાં બિરાજતા હતા. **શંભુપ્રસાદ લશ્કરી પણ આ સભામાં હાજર હતા.**

કવીશ્વરની છબી મૂકવામાં આવી. ફંડમાં ભરાઈ ગયેલી રકમનો ઉપયોગ અગાઉ નક્કી થયા મુજબ રૂ. ૧૦,૦૦૦ની સરકારી પ્રોમિસરી નોટો ખરીદ કરીને મુંબઈ બેન્કમાં સત્તાવાળાને સૂચના કરી કે એ નોટોની પહોંચો રા.બ. બેચરદાસ એ.સી.એસ.આઈ. અને રા.બ. રણછોડલાલ છોટાલાલ સી.આઈ.ઈ. એમને આપણા માયાળુ પ્રમુખસાહેબ આપશે. સદરહુ રાવ બહાદુરો અને મુંબઈમાં સર મંગળદાસ નથુભાઈ કવીશ્વર દલપતરામના ફંડના ટ્રસ્ટીઓ છે.

૧૬મી ઓગસ્ટ-૧૮૮૭ સાંજના સાડા પાંચ વાગે આ સભા હીમાભાઈ ઈન્સ્ટિટ્યૂટમાં મળી. તેમાં રાવબહાદુર બેચરદાસ અને રાવસાહેબ મહીપતરામ તેમજ શેઠ શંભુપ્રસાદ બેચરદાસ હાજર હતા. આ સભા વખતે મહીપતરામે દરખાસ્ત કરી કે રા.બા. શેઠ બેચરદાસ આજની સભાના પ્રમુખ થયા. ખા.સા. કામલજીએ તેને ટેકો આપ્યો. સર્વાનુમતે તેઓ સભાના પ્રમુખ થયા બધી દરખાસ્તો પસાર થયા પછી ઓ. સેક્રેટરી મહીપતરામ રૂપરામ નીલકંઠે મુંબઈ ઈલાકામાં કેળવણીના પ્રચાર વિષે ભાષણ



કર્યું અને રા.બા. બેચરદાસે ઉમંગથી આજની સભામાં પધારી સભાના પ્રમુખસ્થાને બિરાજ્યા તે માટે તેમનો આભાર માનવો જોઈએ તેને ખા.સા. કાબસજીએ ટેકો આપ્યો તે સર્વાનુમતે મંજૂર થયો. આ બતાવે છે કે તેમને કેળવણીમાં કેટલો રસ હતો.

૧૮૮૮ની વ્યવસ્થા મંડળના પ્રમુખ તરીકે બેચરદાસ હતા. પેટ્રન તરીકે મુંબઈમાં ગવર્નર દામોદર સાંકળેશ્વરે દરખાસ્ત કરી કે નવી કમિટી નીચે મુજબ હોવી જોઈએ. પ્રમુખ રા.બા. બેચરદાસ, સેક્રેટરી મહીપતરામ નીલકંઠ અને રણછોડલાલ છો. મેમ્બર. આ દરખાસ્ત સર્વાનુમતે સ્વીકારવામાં આવી.

૧લી એપ્રિલ-૧૮૮૮નું ગુ.વ.સો.નું માળખું નીચે મુજબનું હતું :

પેટ્રન (મુરબ્બી) (શુભેચ્છક) :

નેક નામદાર રાઈટ ઓનરેબલ લોર્ડ રે એલ.એસ.ડી.કે.જી.સી.આઈ.ઈ. નેક નામદાર રાઈટ (મુંબઈના ગવર્નરસાહેબ)

શ્રીમંત સરકાર સેનાખાસખેલ સમશેરબહાદુર મહારાજા સયાજીરાવ

સને ૧૮૮૭ની વ્યવસ્થામંડળી

પ્રમુખ

રા.બ. નગરશેઠ પ્રેમાભાઈ હીમાભાઈ (ઓક્ટોબર સુધી)

રા.બ. શેઠશ્રી બેચરદાસ અંબાઈદાસ સી.એસ.આઈ. (ઓક્ટોબરથી)

સેક્રેટરી રા.સા. મહીપતરામ સી.આઈ.ઈ.

મેમ્બરો રણછોડલાલ છોટાલાલ સી.આઈ.ઈ.

૩૧મી ઓક્ટોબર - ૧૮૮૮ શુક્રવારે ગુ.વ.સો.ની વાર્ષિક સભા સાડા પાંચ વાગે હીમાભાઈ ઈન્સ્ટિટ્યૂટમાં મળી, જેમાં રા.બ. બેચરદાસ અંબાઈદાસ, રણછોડલાલ છોટાલાલ, બીજા ગૃહસ્થો અને શંભુપ્રસાદ બેચરદાસ લશ્કરી હાજર હતા. આ સોસાયટીના પ્રમુખ રા.બ. બેચરદાસ પ્રમુખસ્થાને બિરાજ્યા હતા. આ માટે નગીનદાસ પ્ર. સંઘવીએ દરખાસ્ત મૂકી હતી અને રા.બ. બેચરદાસ અંબાઈદાસ, સી.એસ.આઈ. પ્રમુખ તરીકે રા.બા. મહીપતરામ સી.આઈ.ઈ. સેક્રેટરી તરીકે તેમજ મેમ્બરોમાં રણછોડભાઈ છોટાલાલ સર્વાનુમતે નક્કી થયા હતા. શ્રી રણછોડલાલ છોટાલાલે દરખાસ્ત કરી કે પ્રમુખસાહેબે સભાનું કામ સંતોષકારક રીતે ચલાવવા માટે તેમનો ઉપકાર માનવો જોઈએ. રા.બા. મહીપતરામે અનુમત આપ્યો, જે સર્વાનુમતે મંજૂર થયો હતો.

આપણે જોઈ શકીએ છીએ કે બેચરદાસ અંબાઈદાસે ઈ.સ. ૧૮૭૦થી ૧૮૮૯ સુધી સોસાયટીનાં અનેક કાર્યોમાં રસ લીધો હતો, જે ખાસ કરીને કેળવણીને લગતી અને સામાજિક સુધારા માટે મળી હતી.

નગરશેઠ પ્રેમાભાઈ હીમાભાઈના અવસાન બાદ સોસાયટીએ શેઠ બેચરદાસને તેના પ્રમુખ નીમ્યા હતા, તે જ તેમનું કાર્ય બતાવે છે. પણ એ સ્થાન પર તેઓ ઝાઝા દિવસ રહેલા નહિ. તા. ૨૦મી ડિસેમ્બર-૧૮૮૯ના રોજ એમનું અવસાન થયું હતું.

એ દુઃખદ બનાવની નોંધ 'બુદ્ધિપ્રકાશ'માં નીચે મુજબ લેવાઈ હતી : **'એમનું મુબારક નામ કાયમ રહે એવાં એમણે અનેક રૂડાં કામ કર્યાં છે. એઓ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સભાસદ (લાઈફ મેમ્બર) હતા; તથા કેટલાક વખતથી તેના પ્રમુખનો માનવંત હોદ્દો દીપાવતા હતા. એમના સ્વર્ગવાસથી ગુજરાતે એક સરળ, ઉદાર, શુદ્ધ ટેકવાળો ઉત્તમ નર ખોયો છે. શેઠસાહેબના ખેદદાયક મૃત્યુથી એમના કુટુંબને થયેલી દિલગીરીમાં અમે પણ અંતઃકરણથી ભાગ લઈએ છીએ અને પરમકૃપાળુ પરમેશ્વર પાસે માગીએ છીએ કે તે એમના સુપુત્ર શંભુપ્રસાદને સદા આબાદી બક્ષે તથા તેમને હાથે રૂડાં કામ કરાવે.'**

તે પછી એમના પુત્ર **શેઠ શંભુપ્રસાદે રૂ. ૨૦૦ સોસાયટીને સ્વર્ગસ્થના નામનું એક સ્મારક પુસ્તક પ્રસિદ્ધ કરવા સારુ આપ્યા હતા. સોસાયટીએ તે રકમ ઇનામમાં આપીને સરજોન લેખક લિખિત 'Use of Life' એ અંગ્રેજી પુસ્તકનો ગુજરાતીમાં તરજુમો શ્રીયુત છગનલાલ ઠાકોરદાસ મોદી પાસે તૈયાર કરાવ્યો હતો અને તે પુસ્તક ગુજરાતી સાહિત્યમાં લોકોપયોગી તેમ લોકપ્રિય નીવડ્યું હતું.**

એ પુસ્તકના ઉપોદ્‌ઘાતમાંના શબ્દો વાપરીએ તો **'સ્વર્ગસ્થે - સ્વપરાક્રમથી જિંદગીનો ખરો ઉપયોગ કરીને ગુર્જર પ્રજામાં સ્ત્રી-કેળવણીની વૃદ્ધિ કરવામાં અને દેશોન્નતિનાં કામોમાં અગ્રેસર ભાગ લીધો હતો.'**

સન ૧૮૮૯માં બેચરદાસ અંબાઈદાસનું મૃત્યુ થતાં રણછોડભાઈ છોટાલાલને સોસાયટીના પ્રમુખ તરીકે નીમવામાં આવ્યા હતા. બેચરદાસ અંબાઈદાસ લશ્કરી (સી.એસ.આઈ.) સોસાયટીની પ્રવૃત્તિઓમાં ખૂબ રસ લેતા, તેના દરેક કામને ઝીણવટથી તપાસવા માટે તેની પ્રગતિ માટે સતત પ્રયત્ન કરતા અને હંમેશને માટે કાળજી રાખતા. પછી તે કોઈ સુધારાની પ્રવૃત્તિ હોય કે કેળવણી માટેની પ્રવૃત્તિ હોય કે કોઈ પુસ્તક પ્રકાશનની પ્રવૃત્તિ હોય. દેશી કે યુરોપિયન અથવા રાજા-મહારાજાઓની સોસાયટીની મુલાકાત કે વ્યાખ્યાન હોય ત્યારે તેઓ અચૂક હાજર રહેતા અને વિશિષ્ટ વ્યક્તિઓને પોતાના બંગલે પાનસોપારી માટે આમંત્રણ આપતા. તે સમયના યુરોપિયન અધિકારીઓ જેવા કે ફાર્બસ, એમ. માન્સફીલ્ડ, જે. બારસાહેબ, સ્કોટ ટી.બી. કર્ટિસ, જે. ડબલ્યુ. હેડો, જે.ઈ. એલ્ફિસ્ટન મેજર બ્લોક, ડો. બુલર, ડો. ટેલર તેમજ જે.બી. પીલ અને બોરોડેલ વગેરે સાથે શેઠ બેચરદાસને સારા સંબંધો હતા અને તે વર્ગમાં તેઓ પ્રતિષ્ઠિત સ્થાન અને માન મેળવતા હતા.



બાગશિનોર (બાલાશિનોર)ના નવાબસાહેબ મહેરબાન નવાબ જોરાવરખાન અહીં પધાર્યા હતા. તેમની મુલાકાત સારુ તા. ૧૨ નવેમ્બર ગુરુવારની સાંજના પાંચ વાગતાં હીમાભાઈ ઇન્સ્ટિટ્યૂટમાં સભા ભરાઈ હતી. ત્યાં મહેરબાન નવાબસાહેબ પધાર્યા હતા. આ સભામાં રાવબહાદુર ગોપાળરાવ હરિ દેશમુખ, રાવસાહેબ મહીપતરામ, રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસ અને રણછોડલાલ તેમજ શ્રી અંબાલાલ વગેરે ગૃહસ્થો બિરાજ્યા હતા.

ડિસેમ્બર-૧૮૮૨માં શ્રીમંત સરકાર સેના ખાસખેલ બહાદુર સલામ સયાજીરાવ ગાયકવાડ અમદાવાદમાં પધાર્યા હતા ત્યારે રા.બ. બેચરદાસ અંબાઈદાસ (કે.સી.આઇ.)ને ઘેર, પાનસોપારી આપવાની બેઠક કરી હતી. ત્યાં શેઠ સારાભાઈ મગનભાઈ, શેઠ ઉમાભાઈ હઠીસીંગ, રા.બ. ભોગીલાલ પ્રાણલાલ અને વડોદરા રાજ્યના દેશી કેળવણીના ડિરેક્ટરો પધાર્યા હતા.

નેક નામદાર લોર્ડ ડફરિન અમદાવાદ આવ્યા. તે ६ઠ્ઠી નવેમ્બરે-૧૮૮६માં આવ્યા. તેઓ પ્રથમ ગવર્નર હતા તેમના સ્વાગતમાં રા.બ. બેચરદાસ એમ.ઈ. દામ હતા.

**નામાંકિત મિસમેસ કાર્પેન્ટરે, પંડિત રમાબાઈ રાનડે, બ્રહ્મસમાજના બાબુ પ્રતાપચંદ વગેરે હીમાભાઈ ઇન્સ્ટિટ્યૂટમાં ભાષણો આપવા પધારેલા ત્યારે રા.બ. બેચરદાસ પોતે હાજર રહ્યા હતા. આ ઉપરાંત દયાનંદ સરસ્વતી જ્યારે અમદાવાદ પ્રથમવાર પધાર્યા ત્યારે તે રા.બ. બેચરદાસને ત્યાં રહ્યા હતા, તેમનું આતિથ્ય સ્વીકાર્યું હતું એટલું જ નહિ પણ બેચરદાસને આર્યસમાજ તરફ આકર્ષ્યા હતા, કારણ બેચરદાસને પણ સંસ્કૃતનો ભારે શોખ હતો. પોતે સંસ્કૃત પાઠશાળા શરૂ કરી હતી અને દયાનંદને પણ સંસ્કૃત માટે પ્રખર પ્રેમ હતો.**

કચ્છના મહારાજા, વઢવાણ, પાટડી, ભાવનગર, ધ્રાંગધ્રા, રાધનપુર, પાલનપુર, લીંબડી, દાંતા, જૂનાગઢ, બાલાશિનોર વગેરે રાજાઓ અને નવાબો સાથે રા.બ. બેચરદાસને ઘરોબો હતો. શેઠશ્રી બેચરદાસ અંબાઈદાસને રાવબહાદુરનો ખિતાબ એનાયત કરવા માટે જે સભા થઈ તેનો તેઓશ્રીએ પોતાની પ્રવૃત્તિની પ્રેરણા ક્યાંથી થઈ તેના વિશેનો પૂરો ખ્યાલ આપ્યો છે અને પરોપકારી જીવ હોવાને કારણે તેઓએ પોતે જોયેલા મુશ્કેલી નિવારવા અને બીજાને મદદરૂપ થવાના હેતુથી કેટલીક પ્રવૃત્તિઓ કરી હતી તેનો આપણે ઉલ્લેખ કરવો ઘટે.

**અમદાવાદ સરસ્વતીનો ઓછવ (૧૮૬૮) :**

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજ મકાનનું વાસ્તુ તા. ૨૪ જુલાઈ-૧૮૬૮ને દિવસે બાર વાગે ઉપર ૫ કલાકે સદરહુ મકાનમાં સદ્‌ગૃહસ્થોની મોટી સભા ભરાઈ હતી. તે વેળા અમદાવાદના એકિટંગ ક્લેક્ટર અં. એ. બાકરોલ ઈસ્કવાર પ્રમુખસ્થાને

બિરાજ્યા હતા. જનરલ તથા લેડીટાય ડાક્તર પેરી, લેફટેનન્ટ અને મિસિસ બાલડવાન, મહેરબાન સાન્ડવિચ ગ્રાન્ટ, ટેલર, ઇલ મેકમોરડી વગેરે યુરોપિયન ગૃહસ્થો તથા બસરા તથા લુણાવાડાના બાળરાજા તથા ધ્રાંગધ્રાના કુંવર હરિસીંગજી, રાવબહાદુર ગોપાળહરિ, રા.બ. શંભુપ્રસાદ, લક્ષ્મીદાસ મહિવાન કુંવાજી કાવસજી, શેઠ ઉમાભાઈ હઠીસીંગ, શેઠ બેચરદાસ અંબાઈદાસ, રાવસાહેબ વાસુદેવ જગન્નાથ, શેઠ આદરજી લક્ષ્મણજી, શેઠ ખરદેવજી પ્રાણલજી, શેઠ દીનશા હોસમજી, આજમ હરસદરાય મેતાબરામ, આજમ મોતીરામ રાજારામ, રાવસાહેબ મયારામ શંભુનાથ, શેઠ કેવળભાઈ જેસીંગભાઈ કપડવણજવાળા હા. આનંદરાય રાઘોબા, રા. માધવરાવ વિશ્નુકાને રા. માધવરાવ વિશ્વનાથ. રા. બાબારાવ ભોળાનાથન, રા. જમિયતરામ વિશ્નુરામ, શેઠ હરિલાલ જગાભાઈ, રા. મહાસુખભાઈ નરભેરામ, રા. ગોપાળભાઈ, રા. ગોવિંદરામ બાપુભાઈ, રા. ગુણવંતરાય ગોવિંદલાલ, રા. બાળકૃષ્ણ માસુખરામ વગેરે ગૃહસ્થો તથા શહેરની હાઈસ્કૂલના આસિસ્ટન્ટ માસ્તરો, સરકારી ગુ. નિશાળના મહેતાજીઓ, કચેરીઓના કારકુનો આશરે ૨૦૦ માણસ સભામાં અમદાવાદ આસિસ્ટન્ટ એક્ઝિક્યુટિવ ઇજનેર બાલ્ડવીને બાહ્ય મકાનનો નકશો રજૂ કર્યો. તેમના વખતમાં ૧૮૫૭માં આનો આરંભ થયેલો. તે વેળાએ રૂ. ૪૦ પગારમાં લાલભાઈ રૂપરામ માસ્તર હતા. પાંચ રૂપિયા સ્કોલરશિપ લેનાર વિદ્યાર્થી કેવળ ૧૫ હતા. ૧૮૫૯માં મહીપતરામ રૂપરામ હતા.

તા. ૬ઠ્ઠી માહે ઓગસ્ટ બાર વાગે અમદાવાદમાં ટ્રેનિંગ કોલેજના ચોગાનમાં યુરોપિયન, દેશી સરદારો, શેઠ-શાહુકારો, વિદ્વાનો ને સાધારણ લોકોનો મેળાવડો થયો હતો. તેમાં કન્યાશાળાની વાત હતી. ધ્રાંગધ્રાના રાજકુમાર હરિસીંગજીએ એક્ઝિક્યુટિવ ઇજનેર બાલ્ડવિન સાહેબને પ્રમુખસ્થાન માટે વિનંતી કરી. મગનભાઈની શાળાના ઓ. સેક્રેટરી મહીપતરામે કન્યાશાળાનો રિપોર્ટ વાચ્યો. હરકુંવરબાની કન્યાશાળાનો ઉલ્લેખ થયો. મિસિસ ઓલીફેટ, મિસિસ શેપર્ડ મિસિસ ટેલર, મિસિસ આલીબાઈ ખરસેદજી વગેરે યુરોપિયન અને દેશી સ્ત્રીઓ રસ લે છે. અમદાવાદ મ્યુનિ.માં પણ રસ રૂ. ૫૦ સ્કોલરશિપ આપે છે. સ્ત્રી શિક્ષકો મળતા નથી પણ પ્રખ્યાત મિસ કાર્પેન્ટર આવે તેની રાહ જોવાઈ રહી છે. ત્રણ નિશાળમાં ૨૫૦ છોકરીઓ ભણતી હતી.

અમદાવાદ ડેપ્યુ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મયારામ શંભુનાથે રિપોર્ટ વાંચ્યો તે 'ચંદ્રોદય'માં પ્રગટ થયો હતો.

આવો ઓછવ ૧૮૬૫ સપ્ટેમ્બર તા. ૧૮મીના રોજ ટેલરસાહેબની મદદથી થયો હતો.



**આ પ્રસંગે નાણાંની મદદ કરનાર ધ્રાંગ્રધ્રા હરિસીંગજી, ગોપાળરાવ હરિ દેશમુખ, શેઠ બેચરદાસ અંબાઈદાસ તથા રા. વાસુદેવ અંતઃકરણની સહાયતાથી આ કામ ઊઠ્યું છે. 'અમારા દેશી ભાઈઓ આવા ઓછવમાં મદદ આપવા બુદ્ધિ આપે.'**

આ વખતે સ્ત્રી કેળવણીના રસને કારણે રૂ. ૨૫ બેચરદાસે, રૂ. ૨૫ હરિબંશજી અને ૧૦ રૂપિયા રણછોડલાલ છોટાલાલ, રૂ. ૧૦ ભોળાનાથ તથા રૂ. ૧૦ ઉમાભાઈ હઠીસીંગે મદદ કરી હતી.

આવા પ્રસંગમાં હાજરી અને શૈક્ષણિક પ્રવૃત્તિ અને દાન તરફની રુચિ બેચરદાસની ઇચ્છાને પ્રગટ કરી હતી.

**ગુજરાત કોલેજની તજવીજ (૧૮૭૨) :**

શેઠશ્રી બેચરદાસને શિક્ષણના પ્રયાસમાં રસ હોવાથી અને ઉચ્ચ શિક્ષણના હિમાયતી હોવાથી અમદાવાદમાં કોલેજ સ્થપાય તે માટે પ્રયત્ન કર્યો હતો. પટેલ કોમમાં પણ શિક્ષણનો ફેલાવો ઘણો ઓછો હતો. ઉ.ગુ.માં તેનો પ્રચાર કરવાનો યશ સયાજીરાવ ગાયકવાડ મહારાજાને જાય છે.

'અંગ્રેજી પાઠશાળાની સ્થાપનાની હિલચાલ ચાલે છે. ૧૮૫૬માં મિ. હોપની ઉશ્કેરણીથી અંગ્રેજી પાઠશાળાને માટે પૈસા એકઠા કરવા એક કમિટી મુકરર થઈ હતી.'

એલ્ફિસ્ટન કોલેજમાં ગુજરાતના શીખનાર માટે સ્કોલરશિપ પણ કરી હતી.

હજી આપણા શ્રીમંત વિદ્વાનો સમજતા નથી. અડધો ખરચ સરકાર આપે જ. ગાયકવાડ સરકારે ૧ લાખની જાહેરાત રાણીના વચપુત્રની આરોગ્યતાની ખુશાલી માટે અંગ્રેજ સરકારને આપ્યા. આ સાંભળી અમદાવાદના કેટલાક ઉદાર ગૃહસ્થોને દેશહિતેચ્છુઓની નજર તે તરફ ગઈ. શહેરમાં ઉઘરાણું ચાલુ કીધું. **આ શુભ ઉદ્યોગમાં શેઠ બેચરદાસ અંબાઈદાસે, રાવબહાદુર ગોપાળરાવ હરિ, રાવબહાદુર ભોળાનાથ સારાભાઈ, રાવસાહેબ મહીપતરામ રૂપરામ વગેરે કેટલાક ગૃહસ્થોએ ખૂન તનતોડ મન અને ધનથી મહેનત કરે છે. અમદાવાદમાં ૩૪,૦૦૦ રૂપિયા થયા. રૂ. ૧૦,૦૧૧ પાટડીના દેસાઈ જોરાવરસિંહજી, રૂ. ૧૦,૦૦૦ રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસ, રૂ. ૨,૦૦૦ ભોળાનાથ, રૂ. ૨,૦૦૦ રા.બ. શંભુપ્રસાદ (લશ્કરી નહિ)** અને રૂ. ૧૦,૦૦૦ બીજાઓ તરફથી અમદાવાદમાં ૧ લાખ રૂપિયા થઈ ગયા. મુંબઈના શેઠિયાઓએ પણ સારી મદદ આપી. ચાર લાખ જેવા દેશીઓ તરફથી થશે. સરકારને ગાયકવાડના મળી ૭ લાખ રૂપિયા થશે.

**ગુજરાત કોલેજ ભંડોળ માટે મુંબઈ ડેપ્યુટેશન ગયું હતું. ભોળાભાઈ સાથે રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસ લશ્કરી પણ ગયા હતા.** તેઓ મોરારજી

શંકરભાઈ, લખમણજી ખીમજી, ન્હાનાલાલ હરિરામ, ચતુરભાઈ મોરારજી, દીનશા માણેકજી, સોરાબજી, શાપુરજી, સર જમશેદજી અને મંગળદાસ નથુભાઈ જેવા ઉદાર શેઠિયાઓ અને બૌદ્ધિકોએ મળી તે માટે તેમને નાણાંની મદદ પણ સારી મળી.

બેચરદાસે આ કોલેજ માટે કેટલો રસ લીધો હતો તેની નોંધનો બીજો પુરાવો મળે છે :

''૩ જુલાઈ, ૧૮૭૫ આજ સવારની ગાડીમાં હું, ગોપાળરામ, બેચરદાસ મહીપતરામ વડોદરે ગયા... ૪ જુલાઈ-૧૮૭૫ આજ આઠ વાગે અમે સર્વ સર ટી. માધવરાવ દીવાનને મળ્યા, ઘણા વિદ્વાન તથા ઉત્તમ પ્રતના માણસ છે. કોલેજ એફ.ઈ.એ. સુધી વડોદરામાં કરવાનું તેમનું મન જણાય છે. બે-ત્રણ કલાક વાત કરી. વડોદરે જવાનું આ પ્રસંગે શું હતું તે ફક્ત અમદાવાદની કોલેજ સારુ ગાયકવાડ સરકારની સહાયતા મેળવવાનો પ્રયત્ન કરવા સારુ.'

૧૮૫૮માં ગુજરાત પ્રોવિન્શિયલ કોલેજ ઉઘાડવામાં આવી હતી. ૧૮૭૨માં બંધ થઈ નવી કોલેજ આર્ટ્સ કોલેજ શરૂ થઈ, જે મુંબઈ-પૂના યુનિ. સાથે જોડાયેલી હતી. અમદાવાદના મુખ્ય ગૃહસ્થોના આગ્રહથી અને દાનથી શરૂ થઈ છે. સરકારે એ કોલેજમાં મિ.કે.ટી. બેસ્ટ, (એમ.એ.), મિ.જે.એ. દલાલ, એમ.એ. (એલ.એલ.બી.) અને મિ.એ.બી. કાથવટે, (બી.એ.)ની નિમણૂક કરી છે. દેશી ગૃહસ્થોએ ઊંચા પ્રકારની કેળવણી માટે ફાળો એકઠો કર્યો છે. તેમાંથી દર વરસે રૂ. ૮,૦૦૦ વ્યાજ ઊપજે એટલું ફંડ ઉઘરાણું એકઠું કર્યું છે. ૭ વિદ્યાર્થીનો વર્ગ થયો. **અમદાવાદમાં કોલેજ સ્થાપવાનો ત્યાંના લોકોનો યત્ન પાર પડ્યો તેનું માન મિ. એ. એ. બોરોડેલ સાહેબ તથા રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસ અને રાવબહાદુર પ્રેમાભાઈ હીમાભાઈને છે. આ ત્રણે ગૃહસ્થો કોલેજ ફંડના ટ્રસ્ટી નિમાયા છે. તેમાં બોરોડેલ સાહેબ સરકાર તરફથી અને બે દેશી ગૃહસ્થો (રાવબહાદુર બેચરદાસ અને પ્રેમાભાઈ) ફંડમાં રકમ ભરનાર તરફથી પસંદ કરવામાં આવ્યા છે.''**

આમ રા.બ. બેચરદાસના પુરુષાર્થે અને ધનની મદદે અમદાવાદમાં ઉત્તમ કેળવણીનો પાયો નાખ્યો તે હકીકત સત્ય નીવડી.

**સંસ્કૃત પાઠશાળા :**

બેચરદાસ લશ્કરી માનતા કે જન્મથી મૃત્યુ સુધીનાં કર્મકાંડ હિન્દુધર્મ મુજબ શાસ્ત્રોક્ત રીતે અને યોગ્ય વિધિથી થવાં જોઈએ. પૂજારીઓ, પુરાણીઓ અને શાસ્ત્રીઓ શાસ્ત્રોક્ત રીતે જ્ઞાન મેળવે અને વિધિઓ કરાવે એ માટે અને આપણી પ્રાચીન ભાષાનું જતન કરવા તેઓએ સંસ્કૃત પાઠશાળા ઊભી કરાવી હતી, એટલું જ નહિ આપણા શાસ્ત્રોની હસ્તપ્રતો પણ તૈયાર કરાવી હતી. ખુદ બેચરદાસ લશ્કરીને



અસંખ્ય સંસ્કૃત શ્લોકો કંઠસ્થ હતા. તેમનાં પ્રવચનોમાં પણ તેઓ સંસ્કૃત શ્લોકોનો ઉપયોગ કરતા. તેમના પૌત્ર લક્ષ્મીપ્રસાદ લશ્કરીની લાઇબ્રેરીમાં આજે પણ કેટલીક સંસ્કૃત કૃતિઓની હસ્તપ્રતો સચવાયેલી છે. તાજેતરમાં આ હસ્તપ્રતો સોલા ભાગવત વિદ્યાપીઠને આપવામાં આવી છે.

સંસ્કૃત ભાષા આર્ય ભાષા હોવાને નાતે રા.બ. બેચરદાસને આ ભાષા માટે ખૂબ પ્રેમ અને રુચિ હતી. એટલે તેમણે આ ભાષાનો વારસો જળવાઈ રહે અને તેનું યોગ્ય જતન થાય તે હેતુથી તેમજ મહત્ત્વના ભારતીય ધર્મના ગ્રંથોના સંસ્કાર સમાજમાં ફેલાય તે હેતુથી ખૂબ મોટાં દાન અને ખર્ચ સાથે આ પાઠશાળા શરૂ કરવામાં આવી હતી. તેમને આ ભાષા પર પ્રેમ હતો તેનું ઉદાહરણ તેમણે અમદાવાદમાં ઈશ્વરપ્રાર્થના મંદિરના ખાતમુહૂર્ત વખતે જે સ્તુતિ કરી તેમાં તેમનું આ ભાષા પ્રત્યેનું મમત્વ જોઈ શકાય છે.

આ શાખા સંવત ૧૯૨૨ (સને ૧૮૬૬)ના વૈશાખમાં સ્થાપવામાં આવી હતી તેનું સ્થાન બેચરદાસની હવેલી પાસે જ આવેલું હતું. તે પાઠશાળાના પ્રથમ શુકદેવ શાસ્ત્રી શિક્ષક હતા. પછી શાસ્ત્રી લલ્લુભાઈ બાપુજી હતા. પછી તેમના પુત્રે થોડીક મુદત સુધી કામ કર્યું. ત્યારબાદ ૧૮૭૪માં નાંદોલના શાસ્ત્રી અમરતરામ શિક્ષક તરીકે આવ્યા.

રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસની સ્થાપેલી સંસ્કૃત શાળાની પરીક્ષા તા. ૩જી માર્ચ-૧૮૭૪ના રોજ થઈ હતી. માલિક શેઠે શહેરના નામાંકિત ગૃહસ્થોને તથા શાસ્ત્રીઓને નિમંત્રણ કર્યું. પ્રથમ તેમણે શાળાની હકીકત વિષે ભાષણ કર્યું હતું. આ શાળામાં ૨૫ વિદ્યાર્થીઓ ભણતા હતા. શહેરના ૧૦ અને પરગામના ૧૮ હતા. તેઓ ભાગવત, રઘુવંશ, સારસ્વત વગેરેનો અભ્યાસ કરતા હતા. પરીક્ષા લીધા બાદ માલિક તરફથી રાવબહાદુર ગોપાળ હરિ દેશમુખ હસ્તક ઇનામો અને દર ત્રણ મહિને પરીક્ષા લેવા માટે કમિટી ઠરાવી.

**સંસ્કૃત પાઠશાળાનું તમામ ખર્ચ શેઠ બેચરદાસ ભોગવતા હતા. તેના નિભાવ માટે ખૂબ રકમ આપી હતી. સંસ્કૃત વિધિ પ્રમાણે ગુરુપૂર્ણિમાનો દિવસ ઊજવાતો.** દાનદક્ષિણાઓ અપાવી અને વિદ્યાર્થીઓને મકાન રહેવા તેમજ ભણવાની સગવડ હતી. આજે પણ આ પાઠશાળામાં તૈયાર થયેલ હસ્તપ્રત સંસ્કૃત ગ્રંથો લક્ષ્મીપ્રસાદ લશ્કરીની લાઇબ્રેરીમાં સમાયેલા જોવા મળે છે.

સંસ્કૃત શાળા વિષે પોતાના વિચારો વ્યક્ત કરતાં શેઠ બેચરદાસે કહ્યું, આ ભાષા મોટા તેજસ્વી, રસિકને ખરો ધર્મ જેથી સમજાય તેવી, મારા મનમાં આવ્યાથી તેની શાળા કરી, પણ તેનું કામ બરાબર મનમાનતું ચાલતું નથી, તે વિષે સદ્‌ગૃહસ્થોની કમિટી નીમવાની મારી ધારણા છે તે બરાબર ચાલે તો હું ઘણો ખુશ થઈશ. (૧૮૭૨).

સંસ્કૃતનો અભ્યાસ કરવાને આ શહેરમાં એક શાળા છે. છતાં આ પ્રસંગે કામનું પ્રબળ એવું ચાલે છે કે એ ઉત્તમ વિદ્યા ઉપર ભરતભૂમિનાં બાળકો થોડું લક્ષ આપે છે.

**મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ (૧૮૭૪) :**

સ્ત્રીઓને શિક્ષણ આપવા માટે સારાં અને તાલીમ પામેલાં સ્ત્રી-શિક્ષકોની જરૂર હતી. એટલું જ નહિ, સ્ત્રીશિક્ષણની ખૂબ જ જરૂર હતી તે વાતની બેચરદાસને પ્રતીતિ થઈ જેના કારણે સ્ત્રીશિક્ષકોને તાલીમ આપવા માટેની સ્ત્રી અધ્યાપન કોલેજ શરૂ કરવામાં આવી હતી.

પ્રાર્થનાસમાજ મંદિરના ખાતમુહૂર્ત વખતે જ તે દહાડે સાંજના છ વાગતાં થયું હતું. ખુદ બેચરદાસને પોતાની દીકરી મહાલક્ષ્મી આઠ વર્ષની થતાં સ્ત્રીશિક્ષકની જરૂર ઊભી થઈ. તેમને તે ન મળતાં આવી કોલેજ ખોલવાનો વિચાર આવ્યો. આ કોલેજનું ઉદ્દ્ઘાટન દબદબાથી થયું હતું. તેમાં ૪૦ વિદેશી અને લગભગ ૫૦૦ દેશી ગૃહસ્થો હાજર હતા અને આ પ્રસંગ જોવા બહાર લોકોની ભીડ હતી. બોરોડિલ સભાપતિ તરીકે હતા અને મેજર વાલ્સ સાહેબ પણ હાજર હતા અને ભાષણ કરેલું, જેમાં ગુજરાતી અનુવાદ શ્રી અંબાલાલ સાકરલાલે કરી સંભળાવ્યો હતો.

''અમદાવાદની ફિમેલ ટ્રેનિંગ કોલેજમાં ૧૭ સ્ત્રીઓને સ્કોલરશિપ આપવામાં આવી હતી. તે સિવાય બીજી સ્ત્રીઓ પણ ભણે છે. બધી થઈ ૨૮ સ્ત્રીઓ કોલેજમાં અભ્યાસ કરે છે. આ વરસમાં પાંચ જણને જગ્યા મળી છે. તેમની નિમણૂક રા.બા. મગનલાલની કન્યાશાળામાં અને અંકલેશ્વર, જંબુસર, ધોલેરા અને પારડીની કન્યાશાળામાં થઈ છે. શિક્ષક થયેલી સ્ત્રીઓ વિરુદ્ધ કંઈ પણ સાંભળવા મળતું નથી. કોલેજની પરીક્ષાનું પરિણામ ઘણું સારું છે તેનું માન મિસ કોલેટને જાય છે.

નામાંકિત મિસ. મેરી કારપેન્ટર ફિમેલ ટ્રેનિંગની મુલાકાતે ગયાં હતાં. તા. ૧૯ ફેબ્રુઆરી-૧૮૭૬ના રોજ ફિમેલ ટ્રેનિંગ સ્કૂલમાં સભા ભરીને ભાષણ કર્યું હતું. તથા મહારાણી વિક્ટોરિયાની મુસાફરીની બુક તથા તેની કુંવરીનાં ભરેલાં ભરત તે સ્કૂલને માટે તે બનાવનારની તરફથી ભેટ આપ્યાં હતાં.

''અમદાવાદ અત્રેની ફિમેલ ટ્રેનિંગ કોલેજમાં તથા પ્રોકિટસિંગ સ્કૂલના ૧૧મી જાન્યુઆરી-૧૮૭૯ને રોજ યુરોપિયન લેડીઓ તથા જેન્ટલમેનો તેમજ દેશી ગૃહસ્થો તથા સૌભાગ્યવતીઓ બિરાજ્યાં હતાં. તે વખતે પ્રેક્ટિસિંગ સ્કૂલની છોકરીઓએ વેલકમ (આવકાર)ની ગરબી તથા તે સાથે બીજું ગાયન મધુર રાગમાં ગાઈ બતાવ્યું. મેડમ મિસિસ સ્નેડેરને હાથે થઈ હતી.

બધું મળીને નીચે લખેલા નામદાર સદ્ગૃહસ્થો તરફથી રૂ. ૬૦-૮-૦નું ઇનામ હતું.



| | |
|---|---|
| ૨૦-૦-૦ | લેડી સુપરિન્ટેન્ડેન્ટ મિસ કોલેટ તરફથી |
| **૧૦-૦-૦** | **ઓનરેબલ રા.બ. શેઠ બેચરદાસ અંબાઈદાસ** |
| ૫-૦-૦ | ઓનરેબલ શેઠ પ્રેમાભાઈ હીમાભાઈ |
| ૪-૦-૦ | શેઠ સારાભાઈ મગનભાઈ |
| ૪-૦-૦ | મનસુખભાઈ ભગુભાઈ |
| ૨-૦-૦ | રા.બ. ભોળાનાથ સારાભાઈ |
| ૨-૦-૦ | શેઠ ઉમાભાઈ હઠીસીંગ |
| ૨-૦-૦ | રા.બ. મુકુંદરાય મણિલાલ |
| ૨-૦-૦ | શેઠ રણછોડલાલ છોટાલાલ |
| ૧-૮-૦ | નરભેરામ રઘુનાથ વકીલ |
| ૧-૦-૦ | મહીપતરામ રૂપરામ |
| ૧-૦-૦ | રા.બ. બાપુભાઈ દયાશંકર |
| ૧-૦-૦ | રા.બ. ગિરધરલાલ ઊલટરામ |
| ૧-૦-૦ | રા.બ. નરસીલાલ રેવાદાસ |
| ૧-૦-૦ | શેઠ કાવસજી મંચેરજી |
| ૧-૦-૦ | રતનજી નવરોજી |
| ૧-૦-૦ | સૈયાણી ઈબ્રાહીમ |
| રૂ. ૬૦-૮-૦ | (સાઈઠ રૂપિયા આઠ આના) |

સદરહુ મેળાવડા વખતે બિરાજી શોભા આપનાર લેડીઓ/જેન્ટલમેનોનાં નામ :

(૧) મિસિસ સ્નૈડેર બારોડેલ (૨) મિ. એ. એ. બારોડેલ, સી.એસ.આઈ. (૩) મિસિસ અને મિ. જમાઈલ્સ (૪) મિસ્ટર સ્લૈટર (૫) ડોક્ટર હોમસ્ટેટ, સિવિલ સર્જન (૬) મિ. ઓલ્ફોર્ડ (૭) મિસિસ અને મિસ્ટર ક્રેજર (૮) મિસિસ અને મિ. ગિલેસ્પી (૯) મિસિસ અને મિ. ઉવેટ (૧૦) મિસિસ અને મિ. બ્રાઉન (૧૧) લેફ્ટેનેન્ટ લોંડવીકે **(૧૨) ઓનરેબલ રા.બા. બેચરદાસ અંબાઈદાસ** (૧૩) રાવસાહેબ મહીપતરામ રૂપરામ (૧૪) રા.બ. ભોળાનાથ સારાભાઈ (૧૫) મિસિસ અને મિ. ખરસોજી માણેકજી, સ્મોલ કોઝ કોર્ટના જજ (૧૬) શેઠ સારાભાઈ મગનભાઈ (૧૭) પાઠક મનસુખભાઈ ભગુભાઈ (૧૮) પાઠક વિઠ્ઠલનારાયણ, હેડમાસ્તર, હાઈસ્કૂલ (૧૯) રા. ભીમરાવ ભોળાનાથ (૨૦) રા. ખુશાલદાસ ગોકળદાસ (૨૧) રા. હરિલાલ નારણજી (૨૨) રા. વ્રજરાય સાકરલાલ (૨૩) રા. માણેકલાલ આશારામ (૨૪) રા. જેઠાલાલ ભોગીલાલ (૨૫) રા. પરભુલાલ ઉત્તમરામ **(૨૬) રા. શંભુપ્રસાદ બેચરદાસ** (૨૭) રા. રેવાશંકર અમ્બરામ, હેડમાસ્તર, એફ.ટી.સી.

૨૪ ફેબ્રુઆરી શનિવાર ૧૮૮૩ના દિવસે પંડિત રમાબાઈ રાનડેએ મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કોલેજની મુલાકાત લઈ ખુશી વ્યક્ત કરી હતી.

નવું મકાન મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કોલેજનું રા.બ. બેચરદાસ અંબાઈદાસ, સી.એસ.આઈ. તરફથી બાંધવામાં આવ્યું છે તેમાં કન્યાઓ શિક્ષકપણાને લાયક થાય માટે મેટ્રિક્યુલેશન સુધી શીખે છે.

રા.બ. બેચરદાસે સ્થાપેલી કોલેજની પ્રગતિ દિનપ્રતિદિન વધી ગઈ. આ કોલેજ સ્ત્રીશિક્ષકોને પોતાના ધંધાની તાલીમ આપવાને સરકાર તરફથી આ સંસ્થા ચાલે છે. આ સંસ્થા સને ૧૮૭૧ની સાલમાં સ્થાપવામાં આવી છે. તેના અધ્યક્ષ તરીકે એક યુરોપિયન બાઈ કામ કરે છે. એમાં ૧૫૦ સ્ત્રીવિદ્યાર્થીઓને શિક્ષકના ધંધાની તાલીમ આપવામાં આવે છે. અભ્યાસક્રમ ત્રણ વર્ષનો છે. લગભગ બધી જ વિદ્યાર્થિનીઓને માસિક ૧૫ રૂપિયાની શિષ્યવૃત્તિ આપવામાં આવે છે. સંસ્થાને અંગે એક બોર્ડિંગ હાઉસ છે. ત્યાં જ ઘણીખરી વિદ્યાર્થિનીઓ રહે છે. મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજને અંગે પણ એક પ્રેક્ટિસિંગ શાળા છે.'

**શેઠશ્રી બેચરદાસ અંબાઈદાસની આ સાંસ્કૃતિક કેળવણીવિષયક અને સેવાભાવી પ્રવૃત્તિથી ખુશ થઈ બ્રિટિશ સરકારે તેમને રાવબહાદુરનો ખિતાબ આપ્યો તે ઈલકાબ આપવાનો મેળાવડો થયો. તે મેળાવડામાં શેઠ બેચરદાસના કાર્યનું અને તેમની પ્રવૃત્તિનું વૃત્તાંત જોવા મળે છે એટલે તે શબ્દશઃ આપવું યોગ્ય છે.**

**પરી. બેચરદાસ અંબાઈદાસને રાવબહાદુરનો ઇલકાબ (૧૮૭૩) :**

એ ઈલકાબ આપવા સારુ અહીંના ક્લેક્ટર એ. બારોડેલ સાહેબે તા. ૨૬ એપ્રિલ શુક્રવારને રોજ પોતાની કચેરીના બંગલામાં દરબાર ભર્યો હતો, તેમાં જે.એફ. ફર્નાન્ડિસ સાહેબ, ડેપ્યુટી ક્લેક્ટર, સ્મોલકોઝ કોર્ટના જજ રાવબહાદુર ગોપાળરાવ હરિ દેશમુખ, સુરતના નવાબના સાહેબજાદા જુલફુકારખાન સાહેબ, રાવબહાદુર દીનશા પેસ્તનજી સદર અમીનસાહેબ, રાવ. બાપુભાઈ દયાશંકર, પાટડીના દરબારના કુંવર હિંમતશંગજી, પાદશાહી દીવાન, ખાનબહાદુર ખરશેદજી પાલણજી ઈન્સ્પેકિટંગ પોસ્ટમાસ્તર તથા કેટલાએક વકીલ, શાહુકારો તે સભામાં બિરાજ્યા હતા. સભાપતિની ખુરશીએ બિરાજીને મહેરબાન કલેક્ટર સાહેબે અંગ્રેજીમાં ભાષણ કર્યું પછી એમના શિરસ્તેદાર દ્વારકાદાસભાઈએ તે ભાષણનો તરજુમો ગુજરાતીમાં વાંચી સંભળાવ્યો તે નીચે મુજબ છે.

**ક્લેક્ટર સાહેબના ભાષણનો તરજુમો :**

શેઠ સાહેબો, આપણે આજ, જેને વાસ્તે આ શહેરને અભિમાન છે તેવા ગૃહસ્થને માન આપવાને મળ્યા છે એ અને તેના નામથી તમોએ આ તસદી લીધી, તેને સારુ હું અહેસાન માનું છું.



**બેચરદાસ અંબાઈદાસને તમે સારી પેઠે ઓળખો છો, એટલે એ વિષે મારે વધારે કહેવું પડે એમ નથી. ગમે તે વિષે એમના લક્ષમાં આવ્યો, તો પછી તે વિદ્યાશાળા, દવાખાનું, ધર્મશાળા, સંસ્કૃત ક્લાસ, યા ચાહે તે હો, તોપણ તેને એવી ઉદારતાની સાથે કરેલું કે થોડાક જ તેનો દાખલો લઈ શકશે.**

આપણે એકઠા થવાની મુખ્ય મતલબ એ છે કે, ગઈ સાલમાં એઓએ પોતાની જ્ઞાતિમાં લગ્નનો ખર્ચ ઓછો કરવામાં પ્રયત્ન કરેલો, તથા તેથી પોતાની જ્ઞાતિની બાળકીઓની હાલતમાં સુધારો કરેલો, તેના બદલામાં હિન્દુસ્તાનની સરકારે એઓને રાવબહાદુરનો ખેતાબ આપ્યો તેની સનંદ તથા સોનાનો ચાંદ અર્પણ કરેલો જુઓ.

આ બધી કોશિશો સફળ થઈ, અને અગર જો સ્વાર્થી લોકો થોડીકવાર કકળશે, તોપણ જ્ઞાતિનો ઘણો વિભાગ એમની તરફ છે. એને થોડાં વર્ષ પછી તમામ એમ કહેશે કે, **શાબાશ છે બેચરદાસ અંબાઈદાસ લશ્કરીને, કે જેણે પોતાની છાતી તથા મરજીથી એ કામ પાર પાડ્યું.**

અમદાવાદ, પોતાનાં જાહેર કામ, એને શેઠિયાઓની સખાવતને વાસ્તે પ્રખ્યાત છે, પ્રેમાભાઈ અને હઠીસીંગ, તેમજ મગનભાઈ અને હરકોર શેઠાણીનાં પ્રતિષ્ઠિ નામ, દેશવિદેશમાં ફેલાયેલાં છે. અને દલપતભાઈ ભગુભાઈ, અગર જો થોડાં પ્રસિદ્ધ થયેલા છે, તો પણ એમ નથી કે, તેમણે કાંઈ કરવામાં બાકી રાખી છે.

આ શહેરના સજ્જનોની યાદીમાં આપણા નવા રાવબહાદુરનું નામ પણ હવેથી મજેથી વપરાશે. અને એનાં દાન ધર્મ ઉપર લક્ષ પહોંચાડતાં મને કહેવાને ઘણી ખુશી ઉત્પન્ન થાય છે કે એમણે દેશ તથા જાતનો ભેદ નહિ ગણતાં દાનપુણ્ય કરેલાં છે.

એ વાત તો ખરી છે કે દાનપુણ્ય તેમને ઘેરથી સારું થાય છે, પણ તેનો છેડો ત્યાં જ આવે છે, એમ વાસ્તે કાંઈ કહી શકાય નહિ. જેવી રીતે અહીંયાં પોતાના સ્વદેશીઓમાંથી ભૂખ્યાને ભોજન માંદાને આસવાસન, અને થાકેલાને વિશ્રામ આપે છે, તેવી જ રીતે **આંધળા લોકોને આશ્રય આપવાને લિવરપુલમાં નીકળેલાં કારખાનામાં પોતે રૂ. ૫,૦૦૦/- ભરી ચૂક્યા છે.**

શેઠ સાહેબો, આપણે જેના ભેગા રહીએ છીએ તેની પ્રશંસા, અને સત્કારની આપણે બધાં કદર કરીએ છીએ અને આદમીને પોતાના પડોશી, દોસ્ત અને સ્વદેશીના તરફથી, કરેલાં કૃત્યનું ફળ મળે, તેના કરતાં વધારે સંતોષકારક બીજું કાંઈ પણ ઈનામ નથી.

અમારે ત્યાં (વિલાયતમાં) આ વાત સાંભળી લોકો શું કહેશે? એવી આતુરતાથી, ઘણાને વધારે મોટાં કામો કરવાની હિંમત મળે છે, તે એમ સમજીને કે તેમનાં સંકટ, અને ફતેહ, સરખી રીતે એ ઉપકારી દેશ યાદ કરશે.

તેવી જ રીતે તમારે પણ ખાતરી રાખવી કે તમારા સ્વદેશીને માન આપવાને આજ તમે એકઠા થયા છો, તે વીસરવાનું નથી-અને હજી આ શહેરમાં આવાં સારાં કામો થયાં કરશે અને તેની ખૂબ જ પણ અંતઃકરણથી થશે જ.

શેઠ સાહેબો, તમારી કન્યાઓને વિદ્યાભ્યાસ કરાવવાની જરૂર વિષે મારે કહેવું ના જોઈએ, તે વાતથી કેટલીક મુદત સુધી ધોળ પેઠેલો અને એ અડચણોને લીધે હજી સુધી અટકાવ થયેલો છે.

કન્યાશાળા સ્થાપન થયેલી, અને હાલ છે પણ હોશિયાર, ગુણવાન દેશી સ્ત્રી શિક્ષકની ખોટને લીધે તે ઊંચી આવતી નથી. મને કહેવાને અતિ આનંદ પેદા થાય છે કે સરકારથી મળેલા **માનનો ગુણ જાણી રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસે એક સ્ત્રીશિક્ષકની શાળા કાઢવાને મને દશ હજાર રૂપિયાની મદદ આપી છે.** આજ બધા એકઠા થઈ, આપણા દોસ્તને માન-આબરૂ આપી, તે તમામને લાયક છે, એની ખાતરી કરવાને વધારે હું શું કહું?

એ રીતે ભાષણ કરીને સોનાનો ચાંદ કસબી શાલજોડો તથા સનંદ આપી, તે પછી રાવબહાદુર બેચરદાસે પ્રત્યુત્તર વાંચી સંભળાવ્યો તે નીચે મુજબ :

**પ્રત્યુત્તર :**

સાહેબો,

મહેરબાન ક્લેક્ટર સાહેબે અંગ્રેજીમાં ઘણું સારું ભાષણ કર્યું તેનો ગુજરાતી ભાષામાં હું બોલવા રજા લઉં છું, કે સરવેને બરાબર સમજાય.

મહેરબાન ક્લેક્ટર સાહેબ, આપે જે મારે સારુ આ દબદબાભરેલી અને વિલાયતમાં સભા મેળવી, તે જોઈ હું ખુશી થયો, ને આપના શુકર ગુજારું છું.

દવાખાનાં, સંસ્કૃતશાળા, સદાવ્રત, ધર્મશાળા તથા નાતસુધારો કર્યો અને વિલાયતમાં આંધળાં-લૂલાંને વાસ્તે ધર્માદા ફંડમાં રકમ આપી તથા ગુજરાત જિલ્લા સારુ સ્ત્રીશિક્ષણશાળા તૈયાર કરવામાં રકમ આપી તે વગેરે ધર્મ કર્યાનું આપે ઘણું સારું કહી દર્શાવ્યું, તે આપ સાહેબની ભલાઈ.

**સર્વથા મારા મનમાં ઈશ્વરે પ્રેરણા કર્યાથી, મારા પોતાના તથા મારા દેશી, કે પરદેશી લોકોને સારુ પરમાર્થ કામ કર્યાં છે, પણ અસંખ્યાત પ્રદેશ સરકારથી કાંઈ માન મેળવવા કે માગવા કર્યું નથી, સત્ય મન, વચન, કાયાથી અને શુદ્ધ અંતઃકરણથી કર્યું છે.** તે વિષે કહું તે સાહેબો સાંભળો.

એક વખત મારો કબીલો મરણ તુલ્ય મંદવાડમાં પડ્યો હતો. તેને દવા કર્યાથી ઈશ્વરકૃપાએ આરામ થયો, ત્યારે મારા મનમાં વસ્યું કે દવાખાનું કરવું સારું છે, તેથી કર્યું છે. હાલ ઘણા વરસનાં ભારે મંદવાડીઓ, દેશી ને પરદેશી, વેગળેથી આવે છે.



પથરીઓવાળાં, ને હાથપગ સડી ગયેલા દરદવાળાં ઘણાં માણસ, સ્ત્રીઓ તથા બચ્ચાંઓને આરામ થવાથી ખુશી થતાં જોઈ, મને આનંદ થાય છે.

સંસ્કૃતશાળા વિષે : હિન્દુસ્તાનની પુરાતન વિદ્યા થોડીક મારા જાણ્યામાં આવ્યાથી, એ મોટી તેજસ્વી, રસિક, ને ખરો ધર્મ જેથી સમજાય તેવી, મારા મનમાં આવ્યાથી તેની શાળા સ્થાપન કરી, પણ તેનું કામ બરાબર મન માનતું - ચાલતું નથી, તે વિષે સદગૃહસ્થોની કમિટી નીમવાની મારી ધારણા છે, તે બરાબર ચાલ્યે હું ઘણો ખુશી થઈશ.

**સદાવ્રત :** એકવાર ધોળકામાં પરદેશી મુસાફરો જે એકબે દિવસના ભૂખ્યા, તેઓને ખાવાનું મળવાથી સંતોષિત તૃપ્ત થયા મેં જોયેલા, તે ઉપરથી મારા મનમાં હતું તે ઈશ્વરે સિદ્ધ કર્યું.

**ધર્મશાળા :** ઘણાં વર્ષ ઉપર ચોમાસામાં ભારે વરસાદ વરસતા વખતમાં, મુંબઈથી આશરે માસ ૧ની મુસાફરી કરી, હું અત્રે આવેલો, તે દરમિયાન ઘણી ધર્મશાળાઓમાં ઊતરવાનું થયેલું. શેઠ વીકાજી મહેરજીની તેમાં જાય બોરડી, તથા બાણગંગાની ધર્મશાળામાં હું આરામ પામેલો, તે વખતથી મારા મનમાં હતું કે, એ કામ કરવું સારું છે. તેટલામાં કાળુપુર દરવાજા બહાર સન ૧૮૬૨માં મિ. પ્રોપરટ સાહેબ વિદ્યમાને, એક સ્ત્રી બગલમાં બચ્ચું, ને એક હાથે ગાંસડી લઈ આવી, શિયાળાના વખતમાં તેને કોઈ ઠેકાણે ઊતરવાનું મળ્યું નહોતું. તે સાંભળી તે જ ઠેકાણે ધર્મશાળા કરાવવા આતુર હતો. તેના પાયાનું મુહૂર્ત આપના બુલંદ હાથે થયેલું, ને વાસ્તુરાઈટ હોનરેબલ ગવર્નર સાહેબને હાથે ગઈ સાલમાં થયું છે. ઘણા મુસાફરો, સર્વે જાતનાં ત્યાં ઊતરી આરામ પામતા જોઈને મને મોટો સંતોષ થાય છે.

**નાતનો સુધારો :** કન્યાઓ તરફથી ઓછો ચાંલ્લો, ને ખર્ચ, કરવા વિષે સન ૧૮૪૮ની સાલમાં નાતના સર્વે મળી. મિ. ફાસટ સાહેબ હજુર સહી કરેલો ઠરાવ હતો, તે ચલાવવાની ઈન્તેજારીમાં પાટડીના દેસાઈ શ્રી જોરાવરસંગજીએ ભારે રકમ ખર્ચ કરીને, નાતનો ઠરાવ સુધારા સારુ કરેલો તે વિષે અત્રે તરફની અમને, એ દેસાઈ, શ્રીએ, તથા કુંવર શ્રી હિંમતસંગજીએ ભલામણ કરેલી. તેથી બનતી મહેનત કરીને, કન્યાઓ તરફથી લગ્ન ખર્ચ કમી કરવા સરકારથી આકટ લાગુ કરી, રૂલ પાસ કર્યો. તેથી લોકોને લાખોનો બચાવ થયો, પણ કોઈએ વધુ ચાંલ્લો, કે ખર્ચ છાનું લીધું હોય, તે વિષે હું કોશિશમાં છું ને બીજા કેટલાક નાતના સુધારા કરવાના છું, તે દેસાઈ તથા નાતના ભાઈઓની મદદથી આવશે.

દાદા હરિની વાવે ગઈ સાલમાં નાતનાં તોરણ બાંધ્યાં હતાં તથા મોટો મેળાવડો આશરે માણસ ૧૫,૦૦૦નો થયેલો, તે વખતે મને તિલકનું માન (નાત શેઠાઈનું)

આપ્યું, ને કસબી શાલ પાઘડીનું ઈનામ, નાતનો સુધારો કરવાથી (નાતે) આપ્યું, ને તેથી હું મોટો આભારી હતો.

નાતના થોડાક જે, તેમાં મારાં સગાં મારા અભિપ્રાયને મળતાં નહોતાં, તે જુદા હતા. પણ છેવટ મારા કૃત્યથી ખાતરી થઈ ને નાતમાં સમાધાન થયું. તે હવે સર્વે સુલેહમાં વરતે છે તેથી હું ખુશી છું.

બાળકીઓના ફંડમાંથી રૂ. ૩૦ હજાર સરકારથી મેળવવા ને એના મન સ્કૂલની શહેરના ઉત્તર ભાગમાં છે, તે કરવા અરજ કરી છે, તે જાહેર કરું છું.

વિલાયતમાં જે આંધળાં-લૂલાંને ધર્મ ખાતે મેં નાણું મોકલ્યું તે પહેલાં મને અનુભવ થયેલો હતો, કે સ્વર્ગવાસી મેજર જનરલ ફાસ્ટર ઈષ્ટાર સી.બી. દર અઠવાડિયે આંધળાં-લૂલાને અતરે ખાવાનું સારુ ખર્ચ આપતા તેથી મને ઉપદેશ થયેલો, તેથી મેં કર્યું છે.

ગુજરાત જિલ્લામાં સ્ત્રીશિક્ષક તૈયાર કરવાને જે રકમ મેં આપી છે, તે એક મહેરબાનની ચેતવણીથી વિચાર કરતાં, ઘણાં વરસની કન્યાશાળા ચાલે છે પણ કોઈ કન્યાઓનો વધારો થતો જણાયો નહીં, તેથી આ જરૂર જણાયું તેથી કર્યું છે તે અમારા મનમાં સારું લાગ્યાથી કર્યું છે.

સને ૧૮૫૬માં સ્વર્ગવાસી નગર શેઠ હીમાભાઈ તથા શેઠ પ્રેમાભાઈ તથા હઠીસંગજીની વિધવા એક નામદાર શેઠાણી હરકુંવરબાઈ તથા સ્વર્ગવાસી રાવબહાદુર શેઠ મગનભાઈ કરમચંદ વગેરે શેઠ-શાહુકારોએ તથા સરદારો તથા અમલદારોએ મોટી ઉદારતાથી મોટી રકમ, ગુજરાત પ્રોવિન્શિયલ કોલેજ કરવા ધારેલું. કામ અરજોળ પડેલું છે. તે આ વખતે સિદ્ધ થવાની ઉમેદ છે. મોટી વિદ્યા મળવા સારુ કોલેજની જરૂર છે.

આપ, તથા રાઈટ ઓનરેબલ ગવર્નર સાહેબ તથા ઓનરેબલ મિ. એલીસ સાહેબ તથા ઓનરેબલ મિ. રાજરસ, તથા ઓનરેબલ મિ. રે. વિનસક્રાફટને ઘણા શુકર છે, કે નાતના લગનની અણી ઉપર રૂલ પાસ કરવાને ઝડપ કરવા સરકારી રીતે મદદ કરી, જેથી લોકોનો લાખો રૂપૈયાનો ફાયદો થયો. ને વળી આપ તથા ગવર્મેન્ટને મારા ઘણા શુકર છે, કે મારી મહેનત જાણી ઈલકાબ સોનાના ચાંદ સાથે બકસ્યો, તે ઘણી મહેરબાનગી માની લઉં છું, ને વળી **ખાતરીથી કહું છું કે હજુ હું વધારે મારા દેશી કે પરદેશી લોકોના સુધારાના કામમાં સમર્થ હોઉં.''**

એટલો ઉત્તર વાંચ્યા પછી મહેરબાન ક્લેક્ટર સાહેબની ફરમાશથી કવિ દલપતરામ ડાહ્યાભાઈએ થોડુંક ભાષણ તથા કવિતા સંભાળવી તે નીચે મુજબ :



કહ્યું કે જેઓ અસલ ખાનદાન કુળના હોય, તેઓને નાણું મળે તો જ સારા કામમાં વપરાય છે. હલકા માણસને નાણું મળે છે તે અવળે રસ્તે વપરાય છે, અથવા ધૂળધાણી થઈ જાય છે. પરી. બેચરદાસ અસલ ખાનદાન કુળના છે એવું વહીવંચા લોકો કહે છે.

**દોહરો**

**ખાનદાન કુળના ખરા, દીપક બેચરદાસ**
**કુળ કણબી શુભ કઈડવા, અમદાવાદ નિવાસ**

**ઝુલણા છંદ**

**આદ્ય ઉંજાથકી અહમદાવાદમાં આવિયા આપના બાપદાદા**
**સાતસે વર્ષની વિગત સરવે મળે, રાખતા માનથી રાય જાદા.**
**પટલ પાંચા તણાં પ્રોઢ પરિવારમાં, જગતમાં કંઈક કુળદીપ જાગ્યા**
**વતનદારી કરી, કંઈક વેપારીપણ, કંઈક ખેતી વિષે ખૂબ લાગ્યા.**
**છાવણીમાં તથા શેહેર દોકાન બહુ, દેશમાં કીધી અંબાઈદાસે,**
**લશ્કરી નામની છાપ લોકે કહી, ભુમીમાં નામ સઉ ઠામ ભાસે**
**તે તણા પુત્ર તો દાસ બહેચર થયા, વિસ્નાવાસી લોકો વખાણે**
**વિત બહુ વાપરી કામ મોટાં કર્યાં, જરૂર આ જગતમાં લોક જાણે**
**ધર્મશાળા ભલી અધિક ધન વાપરી, પૂર્વ દિશાએ પુર બહાર કીધો.**
**રોગ શાંતીક શાળા રૂપાળી રચીય, લોકમાં કીર્તિ ઘણિ તેથી લીધી,**
**નારિશિક્ષકનિ નિશાળને કારણે, સોગણા સોગણી દામ દીધા,**
**એટલા દામ કોલેજને કારણે, કોડથી આજ બખશીશ કીધા.**
**સ્થાપી શાળા ગીર્વાણ વાણી તણી, તે તણી વાત પણ છે જ તાજી,**
**અન્નદાતા થઈ અન્ન આપ્યા ઘણાં, રાંકને તો કર્યા ખૂબ રાજી.**
**કરજદારો ઘણી ગરજથી કરગર્યા, અરજ સુણિ કંઈકનાં કરજ કાપ્યાં,**
**પોળવાશી નવીઓળ ઘરની રચી, ભાડું લઈ અલ્પ ઘરબાર આપ્યાં.**
**કૈડવા કણબીની વાત સરવે મળી, નેહથી નાતી શેઠાઈ દીધી,**
**વાપર્યું વિત પેદા કરી આપથી, બાપથી આબરૂ બહુ જ કીધી.**
**દાન દેવાતપા ઉતરિ મેદાનમાં, જય કરી જગતમાં સંજશ થાપ્યો,**
**જાણિ તે વાત મહારાણિ વિક્ટોરિયા, રાવબહાદુર ઈલકાબ આપ્યો.**
**અધિક પેદા કરી અધિક ધન વાપરો, આથકી અધિક વળી માન પામો,**
**કોટિધા જગત કરતાર કરુણા કરે, પુત્ર પરિવાર વિસ્તાર જામો.**

હામ હઈએ ધરી કામ આવાં કરો, નામ પ્રખ્યાત રહો ઠામ ઠામે,
બહાદુર બેચરદાસ જીવો ઘણું, કીધી આશિષ દલપતરામે.

**સોરઠો**

બહાદુર બેચરદાસ, પામી સઉનો પ્રેમરસ
વશિ કડવાકુળ વાસ, મીઠો થયો મનુષ્યને

સભાસદોએ ખુશીની તાળીઓ બજાવી. પછી પાનબીડાં, ફૂલના હાર, ગુલાબજળ-અત્તર વહેંચ્યા અને કોલેજના ફંડને મદદ કરવા વિષે મહેરબાન ક્લેક્ટર સાહેબે સઉને ભલામણ કરી. પછી સભા બરખાસ્ત થઈ અને કશબી શાલજોડો પણ એમને ઓઢાડ્યો હતો.''

**અમદાવાદમાં ઈશ્વર પ્રાર્થના મંદિરનું ખાતમુહૂર્ત :**

એ મંદિરનું ખાતમુહૂર્ત ઓગસ્ટ માસની ૨૨મી તારીખે એટલે સંવત ૧૯૩૦ના શ્રાવણ સુદ ૧૦ને વાર શનિએ સવારે નવ કલાકે કરવામાં આવ્યું. સમાજના સભાસદો તથા સમાજે નોતરેલા શહેરના બીજા ગૃહસ્થોની મોટી સંખ્યા એ વેળા ભરાઈ હતી તે નિયંત્રણની ચિઠ્ઠીઓ નીચે પ્રમાણે છપાયેલી હતી :

શ્રાવણ સુદ ૧૦ને વાર રજાનો દિવસ સવારના ૮॥ કલાકે રાયખડમાં ટ્રેનિંગ કોલેજની સામા ખુલ્લી જમીન છે તેમાં પ્રાર્થના મંદિર ખાતે મુહૂર્ત કરવામાં આવશે. એ શુભ સમયે આપ સહકુટુંબ ત્યાં પધારી પ્રાર્થના સમાજને શોભા આપશો.

શ્રાવણ સુદ ૮ વાર ગુરુ) મહીપતરામ રૂપરામ
સંવત ૧૯૩૦ અમદાવાદ) અમદાવાદ પ્રાર્થના સમાજનો
મંત્રી

અમદાવાદ જિલ્લાના કલેક્ટર બારોડેલ સાહેબ, નગરશેઠ પ્રેમાભાઈ હીમાભાઈ, રાવબહાદુર શેઠ બેચરદાસ અંબાઈદાસ, રાવબહાદુર ગોપાળરાવ હરિ દેશમુખ, રાવબહાદુર, ભોળાનાથ સારાભાઈ, રા. અંબાલાલ સાકરલાલ, શેઠ છગન ભાવચંદ, દાક્તર રતનજી હોરમળજી, રા. માધવરાવ વિશ્વનાથ, રા. ડાહ્યાભાઈ મોતીરામ, રા. રાજાભાઈ અમરતલાલ, શેઠ કાબસજી મંચેરજી, રા. નવલરામ લક્ષ્મીરામ, રા. બેચરભાઈ શિરસ્તેદાર, રા. ગોવિંદલાલ બાલાજી, કવિ દલપતરામ ડાહ્યાભાઈ, રાવબહાદુર ગિરધરલાલ ઉલટરામ, રા. રણછોડલાલ છોટાલાલ, શા. હીંમતભાઈ છોટાભાઈ, રા. જીતસીંગરામ નરસિંહરામ, શાઘુનાથ જનાર્દન, રાવસાહેબ મયારામ શંભુનાથ તથા મહીપતરામ રૂપરામ અને કેળવણી ખાતામાં નોકરી કરનારામાંના ઘણાખરા પુરુષો તથા કલેક્ટર ઓફિસના અદાલતના તથા બીજાં સરકારી ખાતાંના નોકરો, વકીલો તથા શહેરના બીજા રોજગાર કરનારા ગૃહસ્થોની મોટી ઠઠ મળી



હતી. કોચ, ખુરશી, પાટલી અને શેતરંજી ઉપર બેઠેલા તથા આસપાસ ચારે તરફ ઊભેલા મળી આશરે પાંચસો માણસો હતા. રા. બેચરદાસે મંદિર બાંધવાની જગ્યાએ શોભીતો માંડવો બાંધ્યો હતો. કેળના સ્થંભ, આસોપાલવનાં તોરણ અને સુગંધીમય ફૂલોના હારોથી દીપી રહેલી કમાન માંડવામાં પેસવાને ઠેકાણે બનાવી હતી. પવનથી લહેરોમાં ઊડતી સુંદર ધજાઓથી સ્ત્રી મંડળ બિરાજેલું હતું. માણસો ભરાતાં હતાં તે અરસામાં ગવઈઆ ગીત વગાડતા હતા. સાડે આઠ વાગે સભા ભરાઈ રહ્યાથી કામ ચાલવા માંડ્યું. શ્રોતાઓના હૃદયમાં ભક્તિ રસને જાગરત કરવાને પ્રથમ સમાજના ગવઈઆ ફતેલાલે ભક્તિનું ગાયન ગાયું. ત્યાર પછી સમાજે પરબ્રહ્મ પરમાત્માની પ્રાર્થના કરી. તે થઈ રહ્યા બાદ સમાજના મંત્રી રા. મહીપતરામે મનમાં પરમેશ્વરનું સ્તવન કરી નીચે પ્રમાણે ભાષણ કર્યું :

પ્રાર્થના સમાજનો હેતુ એ છે કે સર્વે બ્રહ્માંડનો સર જાપનાર, પામનાર અને નિયંતા એટલે ચલાવનારની પ્રાર્થના કરવી. માત્ર પ્રાર્થના કરવી એટલું જ નહીં,કેમકે સમસ્યા મોટે બોલવાથી કાંઈ ફળ નથી. જે બોલવું તે પામવું. સંસારમાં સદ્‌ઉપયોગ કરવો અને સદાચરણ પાળવાં. સમાજના મુખ્ય સિદ્ધાંત આ ચાર છે :

(૧) ઈશ્વર એક જ છે અને તે જ પૂજ્ય છે.
(૨) નીતિપૂર્વક પ્રેમ સહિત ઈશ્વરભક્તિ એ જ ધર્મ.
(૩) ભક્તિ એટલે શ્રદ્ધા, ઉપાસના, સ્તુતિ, પ્રાર્થના અને સદાચાર.
(૪) ભક્તિ વડે ઈશ્વર પ્રસન્ન થાય છે અને આત્માનું કલ્યાણ થાય છે.

એ પ્રમાણે સર્વેએ માનવું અને વરતવું તેવો આ સમાજનો ઉપદેશ છે. સંખ્યામાં વધારો થવાથી તથા બીજાં કારણોથી સમાજને પોતાનું સ્વતંત્ર મંદિર જોઈએ. એ મંદિર વિના અડચણ પડવા માંડી. પ્રથમ સમાજના ઉપાધ્યથી રાવબહાદુર ગોપાળરામહરિ દેશમુખે બે વરસ ઉપર પ્રાર્થના મંદિર બાંધવાનો વિચાર ઉઠાવ્યો. એમણે સભાના પ્રમુખ રાવબહાદુર ભોળાનાથ સારાભાઈને એ વિશે સૂચના કરી અને તે તેમના મનમાં ઝટ ઊતરી. એ જ વરસમાં એ મંદિર બાંધવાને નાણાં ઉઘરાવવાનો પ્રયત્ન કર્યો, એથી આશરે રૂ. ૬૦૦ ભરાયા એટલાં નાણાંથી જમીન વેચાતી ન મળે તો મંદિર તો ક્યાંથી બંધાય? ગયે વર્ષે એ પ્રયત્ન જારી રાખ્યો, અને ઈશ્વરી કૃપાથી એ એમાં વધારે ફતે મળી. **આ શહેરના ઉદાર શેઠ રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસે મંદિર બંધાવી આપવાનું કામ પોતાને માથે લીધું. એ શેઠ આ સમાજમાં દાખલ થવાથી આ મોટો લાભ થયો છે, અને હજી બીજા થશે એવી આશા છે.** જમીન ખરીદ કરવા, ને મંદિરની મરામતને વરસોવરસ રકમ જોઈએ. તેને સારુ તથા મંદિરમાં બેઠકો વગેરે સમાનને સારુ ફંડ કરવામાં આવ્યું છે. જમીનની

કિંમત ધાર્યા કરતાં આશરે એક હજાર રૂપિયા વધારે બેઠી છે. તેથી એ ફંડમાં વધારો કરવાની જરૂર છે.

આ અતિ ઉપયોગી ઈશ્વર પ્રાર્થના મંદિર બંધાવી મોટું પરોપકારી કામ માથે લીધાથી એમને પોતાને સર્વોત્કૃષ્ટ પ્રકારનો લાભ છે, તેમ એમના એ પરમાર્થના કામથી આ સમાજને, આ શહેરને અને અંતે આખી ગુજરાતને ફાયદો છે. માટે આપણે એમનો પાડ માનીએ છીએ. પોતાની શક્તિ અને ઇચ્છા પ્રમાણે એ શેઠે આજ સુધી મોટા પરોપકારનાં કામ કર્યાં છે. તેથી આ સભા વાકેફગાર છે, માટે તેનાં નામ અહીં દેવાની જરૂર નથી. એવાં કામ કર્યા જવાની રૂડી બુદ્ધિ પરમેશ્વર એમને આપશો. આ દેશમાં ધન કમાનાર ઘણા છે પણ આવે રૂડે માર્ગે જેથી ઘણા કામ સુધી ઘણાનું ભલું થયા કરે, અને ખર્ચ કરનારનું નામ સારા કામ જોડે જોડાઈ અમર થાય એવા કામમાં નાણાં ખર્ચનારા વિરલા જ હોય છે. આજ ખર્ચ કર્યો એનો ફાયદો અડધા દિવસ લગી પહોંચે, અને થોડા વખત પછી કોઈને તે સાંભરે નહીં. આવા ખર્ચ કરનારા મૂર્ખો ઘણા છે. જુઓ ભાઈઓ, આ ઠેકાણે જે મંદિર ચણાશે તે રાવબહાદુર શેઠ બેચરદાસનું નામ સેંકડો વરસ સુધી રાખશે અને એમની સુકીર્તિનો ફેલાવો કરશે.

આ મંદિર બંધાવવાનો આ સમયે આરંભ થાય છે. તેને સારુ જેમ રાવબહાદુર શેઠનો પાડ માનીએ છીએ, તેમ આ જમીન અપાવવાને માટે અતરે બિરાજેલા આપણા કલેક્ટર મહેરબાન બોરાડેલ સાહેબના આભારી છીએ, આ શહેરની અને આ જિલ્લાની જૂની ઇમારતોની સંભાળ લેવામાં, કૂવા અને વાવ ખોદવામાં અને બંધાવવામાં, જેથી રેયત સુખી થાય અને શહેરની શોભા વધે, એવા વખાણવા જોગ રસ્તા અને ઇમારતનાં કામ કરવામાં એ સાહેબ શરૂઆતથી મંડેલા છે. બારડોલપરું અને બારડોલવાવ આપણે સુંદર પ્રતિ આ સામેની ટ્રેનિંગ કોલેજ વગેરે એમના વખતમાં થયાં છે. એથી અને એનાં બીજાં કામોથી આપણા દેશમાં એમનું શુભ નામ હંમેશાં રહેશે. જેમ એમના નામદાર બાપનું નામ આપણા દેશના ઇતિહાસમાં દાખલ થયું છે તેમ અને તેથી વધારે જેબ આપવું એમનું પણ થયું છે. આ ભૂમિ આપવાની સરકારની મંજૂરી મંગાવી આપ્યા પછી પણ બીજી જે અડચણો છે તે એ સાહેબે દૂર કરી આપી છે. એમણે તો પોતાની વાજબી ફરજ બજાવી છે. તો પણ આપણા ઉપર તો તેમનો ઉપકાર થયો જ છે. જરાયે ધાસ્તી વિના પ્રાર્થના મંદિર બંધાવાનું આપણા અંગ્રેજી રાજ્યમાં જ બની શકે તેવું છે. એ બ્રિટિશ રાજ્યની ખૂબીને લીધે આપણને રાજ્ય તરફથી કશી હરકત થઈ નથી. આગલા વખતમાં અને આગલા રાજ્યોમાં ધર્મ સંબંધી નવો વિચાર ઊપજે તેને પ્રસિદ્ધ કરવામાં રાજ્ય તરફથી મોડી અડચણો પડતી. આપણો વિચાર છેક નવો નથી. તો પણ અજાણ્યા અને અજ્ઞાની લોક તેની નિંદા કરે



છે, અને એ નિંદા કરનારાના જેવા આગલા રાજા અને કારભારીઓ હતા તેથી આ કામ કરવું મુશ્કેલ પડત, માટે આ અંગ્રેજી રાજ્ય અને આપણા દેશનું સારું થવું એકત્ર થઈ ગયા છે. આપણા દેશમાં સુધારો દાખલ કરતાં આપણા અંગ્રેજ મિત્રનો આભાર આપણને હરઘડી યાદ આવે છે. એ જ કારણથી દેશીઓમાં જેઓ ખરા સુધારાને ચાહનારા છે તેઓ અંગ્રેજી રાજ્યના ખરા મિત્ર છે, અંગ્રેજી રાજ્યના ટકવા ઉપર તેઓના સુધારાનો સઘળો આધાર છે. એ રાજ્યને હાથે જ આ દેશ તરવાનો છે અને અંગ્રેજી પ્રજા આપણને પોતાના ભાઈ પ્રમાણે ગણે એવી બુદ્ધિ તેમને આપો.

એ ઉપદેશ પૂરો થઈ રહ્યા પછી, સમાજના અધ્યક્ષે શેઠ બેચરદાસને ખાતમુહૂર્તનું કામ કરવાની વિનંતી કરી. શેઠે ઊઠીને પરમેશ્વરની સ્તુતિ કરી.

સાહેબો, મારા મિત્ર રાવસાહેબ મહીપતરામ રૂપરામે વિસ્તારથી લાંબું ભાષણ કરી સંભળાવ્યું. એટલે હવે મારે કાંઈ વધારે કહેવું બાકી રહ્યું નથી, તો પણ આ આનંદમાં હું થોડાક શબ્દો પ્રાર્થના ભક્તિ વિશે બોલું છું :

**મુક કરોતિ વાચાલં પંગૂ લંઘયતે ગિરિં ॥**
**યત્કૃપા તમહ વદે ॥ પરમાનદ માધવમ્ ॥ ૧ ॥**

જે પરમેશ્વરની કૃપા છે તે કોઈ મૂંગો માણસ હોય એટલે મુદ્દલ બોલતાં ન આવડતું હોય, પણ તેને વાચાપૂર્ણ કરે છે, અને પંગુ એટલે મુદ્દલ ચલાતું ન હોય પણ તે પર્વત ઉપર ચડે તેવું કરે છે તેવા પરમ આનંદકારીને માયાને જીતેલા પરમેશ્વરને હું નમસ્કાર કરું છું.

**યં બ્રહ્મા વરુણેંદ્ર રુદ્રમરુત સ્તુન્વંતિ દિવ્યૈઃસ્તવૈઃ ॥**
**વેદૈંઃસાંગપદ ક્રમોપનિષદૈ ગયિતિ યં સામગાઃ ॥**
**ધ્યાનાવસ્થિતતતેન મનસા પશ્યંતિ યં યોગિનો ॥**
**યસ્યાંતં નવિદુસુરાસુરગણદેવાય તસ્મૈનમઃ ॥ ૨ ॥**

જે પરમેશ્વરને બ્રહ્મદેવ તથા વરુણદેવ તથા ઇંદ્ર તથા રુદ્ર અને વાયુ દેવતા સારાં સારાં સ્તોત્ર વડે કરીને સ્તુતિ કરી છે, અને જે સામવેદ ભણેલા અને પાર પામેલા એવા જે પુરુષને છે, તેનો વેદના અંગ અને વેદનાં પદ તથા વેદનાં ક્રમ તથા ઉપનિષદ એટલે વેદાંત શાસ્ત્રી તે વડે કરીને નિરંતર ગાન કરે છે, અને જે પરમેશ્વરને મોટા મોટા યોગ્ય પુરુષો ધ્યાન કરીને એક ચિત્તે મન વડે કરીને દેખે છે, અને જે પરમેશ્વરનો પાર મોટા મોટા દેવ તથા દૈત કોઈ પણ પામ્યા નથી, તે પરમેશ્વરને હું નમસ્કાર કરું છું.

**સંતુષ્ટઃ સતતં યોગી યત ત્મા દઢ નિશ્ચયઃ ॥**
**મય્યર્પિત મનોબુદ્ધિ ર્યોમદત્કઃ સ મોત્રિયઃ ॥ ૧ ॥**

જે પુરુષ નિરંતર સંતોષી છે, અને પોતાના મનને વશ રાખે છે, અને પોતે ખરેખરો પરમેશ્વર ઉપર દૃઢ વિશ્વાસ રાખે છે, અને ઈશ્વર વિના બીજી કાંઈ સત્ય વસ્તુ નથી, એવું જાણીને પરમેશ્વર વિષે પોતાનું મન તથા બુદ્ધિ અર્પણ કરે, તે ઉત્તમ ભક્ત જાણવો.

**યે ત્વક્ષર મનિર્દેશ્ય ભવ્યત્ક વર્યુપાસતે ॥**
**સર્વત્રગ સચિંત્ય ચ કૂઠસ્થ મચલં ધ્રુવમ્ ॥ ૧ ॥**

જે સર્વ પ્રાણીના ભલામાં તત્પર અને સર્વ ઠેકાણે સમબુદ્ધિવાળા એવા જે પરમેશ્વર, તેને કોઈ પુરુષે અક્ષર એટલે કોઈ દિવસ ખરે નહીં, અને અદૃશ્ય એટલે દીઠામાં ન આવે, અને સર્વવ્યાપક અને વિચારમાં આવે નહીં અને સાક્ષી રૂપ તેઓ જાણીને સ્મરણ કરે છે તે પરમેશ્વરને પામે છે.

વાસ્તે પ્રેમલક્ષણા ભક્તિ પ્રાર્થના કરવા હંમેશાં તત્પર રહેવું એ જ સ્તુતિ. હવે રાવબહાદુર ભોળાનાથભાઈએ ફરમાવ્યું. તે મોટી કૃપા માનીને ખાતમુહૂર્ત હું મન, વચન, કાયાએ કરી કહું છું, તે એવી ઈચ્છાથી કે એ મંદિરનું કામ નિર્વિઘ્નપણે પરિપૂર્ણ થાય.

પછી ખાત પાસે ગયા ત્યાં રા.બ. બેચરદાસના આશ્રિત અમૃતલાલ શાસ્ત્રી જે તેમની સંસ્કૃત શાખાના શિક્ષક છે તેમણે સંસ્કૃતવાણીમાં સાધારણ બ્રહ્મોપાસના વાંચી અને કોતરાવેલું તામ્રપત્ર તથા સિક્કા વગેરે પાયામાં મૂકી, તે ઉપર પથરો ઢાંકી કામ પૂરું કર્યું. તે તામ્રપત્રમાં નીચે પ્રમાણે કોતરાવેલું હતું :

**ઓં તત્ સત્ એકમેવાદ્વિતીયંબ્રહ્મ ॥**

॥ સ્વસ્તિ શ્રી ગુર્જ્જર દેશે સાભ્રમત્યા સ્તટે અમદાબાદાખ્ય નગરે શ્રીમન્નૃપવિક્રમાર્ક રાજ્યસમયાતીત સંવત્ (૧૯૩૦) ત્રિંશદધિકૈકોનવિંશતિ શતતમે સંવત્સરે તથા ચ શ્રીમન્નૃપ શાલિવાહનશકાંતર્ગત (૧૭૯૬) ષણ્ણવત્યધિક સપ્તદશશતતમેવર્ષે શ્રાવણા શુક્લ પક્ષે ૧૦ તિથૌ શનિ વાસરે તથાચઈસ્વી (સન ૧૮૭૪) અષ્ટાદશશતોપરિચતુઃ- સપ્તતિતમેવર્ષે આગષ્ટ સંજ્ઞિકે માસે ૨૨ દિને એવંગુણવિશિષ્ટે શુભમુહૂર્તેભારતવર્ષે માહારાજ્ઞી વિક્ટોરિયાયાં રાજ્યકુર્વત્યાંસત્યાં કડવાકણબી જ્ઞાતિયેન હોથીશા ખાયાં જાતેનપટેલ રામદાસસુત અજરામરદાસસુત ઉત્તમદાસસુત પુરુષોત્તમદાસસુત અંબઈદાસલશ્કરિસુતેન રાવબહાદુર બેચરદાસેન સર્વજનકરિષ્યમાણ પ્રાર્થનાર્થે ઈશ્વર પ્રાર્થના મંદિરસ્ય સમારંભઃકૃતઃ તત્સમયે રાવબહાદુર બેચરદાસસ્ય સુતઃ શંભુપ્રસાદસ્તથા પુત્રી મહાલક્ષ્મીસ્તયોરારોગ્યતાસ્તિ તત્સમયે લેખનપત્રિકાકૃતા શ્રીબ્રહ્માર્પણમસ્તુ શુભંભવતુ ॥

તે પછી સમાજના અધ્યક્ષ રા.બ. ભોળાનાથભાઈએ નીચે લખેલી પ્રાર્થના વાંચી :



**છંદ શિખરિણી**

**પિતા માતા તુંને પ્રણમી કરિયે નમ્ર વિનતિ,**
**દયા દૃષ્ટી રાખી શ્રવણ કરશો રે જગપતિ;**
**અમારી ઈચ્છાઓ વિદિત કરિ છે સર્વ તમને,**
**રુડી કેઈ તેનું ક્વચિત્ નથિ તો જ્ઞાન અમને. ૧**
**અમો જીવોનું છે મન પ્રભુ અતી મંદ નબળું,**
**તમે જાણો સ્વામી જીવતણું હિતાહિત સઘળું;**
**મનોર્થો માગ્યા છે સ્તુતિ કરિ તમારી પ્રભુ અમે,**
**હશે જે જે રુડા પરિપુરણ કરો શિવ તમે. ૨**
**॥ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥**

× × ×

**પ્રાર્થના સમાજ વિષેના ખાતમુહૂર્ત વિષે**

**છંદ નારાચ**

**અંબાઈદાસ આત્મજે ઉદારતા ઉરે ધરી,**
**સુભક્તિધામ બાંધવા સહાયતાં ભલી કરી;**
**વખાણું વારવાર શું અમૂલ્ય ટાણું આજનું,**
**હજો મુહૂર્ત ખાત ખ્યાત પ્રાર્થના સમાજનું. ૧**

**મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કાલેજ :**

એ કોલેજનું ખાતમુહૂર્ત પણ તે જ દહાડે સાંજના છ વાગતાં થયું અને તે ઠેકાણે પણ રાવટીઓ ને તંબુ ઊભાં કર્યાં હતાં, માંડવો શણગાર્યો હતો, અને વાવટા ચડાવ્યા હતા તથા દરવાજો સુશોભિત બનાવ્યો હતો અને તોરણો બાંધ્યાં હતાં. સાહેબ લોકો અને મઢમો મળી આશરે ૪૦, તથા દેશી ગૃહસ્થો ૫૦૦ બિરાજ્યા હતા અને તમાસો જોવાને બહાર લોકોની ઠઠ મળી હતી. સભાપતિની ખુરશીએ મહેરબાન સૌએ બોરાડેલ બિરાજીને અંગ્રેજીમાં ભાષણ કર્યું હતું તથા મેજર વોલ્સ સાહેબે ભાષણ કર્યું હતું. તે ભાષણોની મતલબ ગુજરાતીમાં મિ. અંબાલાલ સાકરલાલે કહી સંભળાવી હતી તે નીચે પ્રમાણે :

**મિ. બારોડેલ સાહેબના ભાષણનો સાર :**

આજ આપણે બધા રા.બ. બેચરદાસને આબરૂ આપવા ભેગા થયા છીએ. રા.વ. બેચરદાસને સ્ત્રીશિક્ષકો કેળવવાની શાળા સ્થાપવાનું આજ ખાતમુહૂર્ત છે. રા.બ. બેચરદાસને પોતાને જ આ દેશમાં સ્ત્રીશિક્ષકો નહીં મળવાથી કેટલીક હરકતો નડી હતી. તે ઉપરથી તેમને આ શાળા સ્થાપવાનો વિચાર સૂઝ્યો. તેમની દીકરી

મહાલક્ષ્મીકોર જ્યારે આઠ વરસની થઈ ત્યારે તેને લાયક સ્ત્રીશિક્ષકની રા.બ. બેચરદાસે બહુ ખોળ કરી, પણ મળી નહીં. ત્યારે પછી તેઓએ મારી પાસે આવી મને રૂ. ૧૦,૦૦૦ આપવાનું કબૂલ કર્યું કે તે રૂપિયાની સ્ત્રી શિક્ષકશાળા બંધાવવી. મેં એમની સૂચના મુંબઈ સરકારને લખી. તેઓએ ઘણી ઉદારતાથી બીજા એટલાથી વધારે રૂપિયા આપવાનું કબૂલ કર્યું. રા.બ. બેચરદાસની સખાવત કંઈ એક તરેહની અથવા એક જાત કે કોમના લાભની નથી, ગરીબોને સદાવ્રત સ્થાપવું હોય, કે સંસ્કૃત શાળા કાઢવી હોય કે દવાખાનું કાઢવું હોય, કે કોલેજ સ્થાપવી હોય તો પણ રા.બ. બેચરદાસ ઉદારતાથી આગળના આગળ રહે છે. વળી એમ નથી કે સ્ત્રીઓ માત્ર આજ દેશના લોકોનું કલ્યાણ કરવા પ્રયત્ન કરે છે. **મેં થોડા દિવસ ઉપર વિલાયતમાં આંધળા લોકોને નમાયાં છોકરાંને વાસ્તે મદદ માગી ત્યારે તેઓએ રૂ.૫,૦૦૦નો ચેક એકદમ મારા હાથમાં મૂક્યો.** આવા સખી ગૃહસ્થને આબરૂ આપવા તથા તેઓની સ્ત્રી શિક્ષક શાળાના ખાતમુહૂર્તનો આજ રળિયામણો દિવસ છે.

**મેજર વોલ્સના ભાષણનો સાર :**

શ્રી બારોડેલના ભાષણે મારા મનમાં જે અસર કરી છે, તે બરાબર બતાવાને સીસેરો કેડી મોરસીની સતા જેવી ભાષણ કરવાની શક્તિ જોઈએ. હિન્દુસ્તાનના ભાગમાં આવે મને આશરે ૨૯ વરસ થયાં, અને સરકારી નોકરીમાં મને પળીયાં આવ્યાં, પણ **હું આવ્યો છું ત્યારથી હંમેશાં બેચરદાસ અંબાઈદાસને ઘણા જ જાહેર કામમાં ઊલટ બતાવનાર માણસોમાંના એક ગૃહસ્થ સાંભળતો આવ્યો છું.**

એવો વખત હતો કે જ્યારે દુઃખી ગરીબ લોકો કોલેરાથી અને તાવથી રોગ અટકાવવાને ઓસડ નહીં મળી શકવાના સબબથી મરી જતા હતા તે વખતે રા.બ. બેચરદાસને પોતાના ગરીબ દેશીઓ ઉપર દયા આવી, અને ઇસ્પિતાલ પોતાના નામથી સ્થાપી કે જ્યાં ગરીબ માણસોની બરદાશ લેવાય છે, તથા તેમને પરોપકારથી સાજા કરવામાં આવે છે. ગૃહસ્થો, તમને ખબર હશે કે અહીંયાં ગરીબ લોકોને વાસ્તે કાયદો નથી પણ રા.બ. બેચરદાસે તેની ખોટ પૂરી પાડીને રૂ. ૫૦,૦૦૦ (પચાસ હજાર)ની રકમ જુદી કરાવી, જેના વ્યાજમાંથી ગરીબ લોકોને ખોરાક વહેંચવામાં આવે છે. સરકાર ગુજરાતમાં બાળહત્યા બંધ કરવાને વાસ્તે ઘણા વખતથી પ્રયત્ન કરતી હતી, પણ તેની ખાતરી થઈ કે દેશી રજવાડાંની મદદ સિવાય તેનો પ્રયત્ન નિષ્ફળ જશે. મિ. બેચરદાસે તે કામમાં મદદ આપવાને ખુશી બતાવી, અને અસરકારક રીતે કડવા કણબીમાં બાળહત્યા બંધ થઈ છે. હિન્દુસ્તાનમાં અંગ્રેજોનું કામ એ છે કે, હિન્દુસ્તાનના લોકોને પશ્ચિમ તરફના સુધારાની ઊંચી સ્થિતિએ પહોંચાડવા અને જ્યારે હિન્દુસ્તાનના લોકો પોતાના પ્રમાણિકપણાથી અને સત્યતાથી લાયક થાય,



ત્યારે જે રાજની લગામ હાલ તેઓ તેમની વતી પોતે પકડે છે તે તેમને સોંપવી. આ કામને વાસ્તે દરેક વરસે મોટી મોટી રકમો ખરચાય છે, પણ તે ખુલ્લું છે કે, ખાનગી ગૃહસ્થો પોતાની ઉદારતાથી કેળવણીના રા.બ. બેચરદાસે બહાર પાડીને રૂ. ૧૦,૦૦૦ (દસહજાર)ની ઉદારતા ભરેલી બક્ષિસ આ કામમાં કરી. અમે આશા રાખીએ છીએ કે આ મિ. બેચરદાસની ઉમદા બક્ષિસ તે એક તેમના અને બીજા ગૃહસ્થોનાં તેવાં જ કામનું પહેલું પગલું થાય.

**કવિ દલપતરામ ડાહ્યાભાઈનું ભાષણ :**

આખા ભરતખંડમાં સવા અબજ માણસોની વસ્તી છે, તેમાં અરધોઅરધ તો સ્ત્રીઓ છે. તે ભણેલી નથી તથા કેટલાક પુરુષો પણ ભણતા નથી. સ્ત્રી જાતિનો અભ્યાસ કરવા સારુ અમદાવાદ, સુરત અને મુંબઈ વગેરેમાં ત્યાંના ઉદાર ગૃહસ્થોએ કન્યાશાળાઓ સ્થાપી છે, તેને પચીસ વર્ષ થવા આવ્યાં પણ હજુ સુધી તેનું ફળ મનમાન્યું થયું નથી, તેનું કારણ એ છે કે હજુ કન્યાશાળામાં શિક્ષક પુરુષો છે તેથી મોટી ઉંમરની કન્યાઓ ત્યાં ભણવા જતી નથી.

કેટલીક મોટી ઉંમરની સ્ત્રીઓને પણ હવે ભણવાની રુચિ થઈ છે, પણ કન્યાશાળાઓમાં સ્ત્રી શિક્ષક નથી તેથી તે બાઈઓ ભણવા જઈ શકતી નથી. બીજી સ્ત્રીઓના વહેમ મટાડવાનો બોધ કરનારી સ્ત્રીઓ જ્યારે થશે ત્યારે જ સ્ત્રી જાતિમાંથી વહેમ જશે. તે વિના એક સમજુ મહેતાજી પોતાની સ્ત્રીને ગમે તેટલો બોધ કરે, અને કહે કે મંત્ર, જંત્ર, ભૂત વગેરેની વાત જુઠી છે, તે વાત કદાપિ તે સ્ત્રી તે સમે કબૂલ કરે, પણ પછીથી પાડોશીની બાયડીઓ એકઠી થઈને બેસે, અને વહેમની વાતો કરે એટલે પેલી સ્ત્રીના મનમાં વહેમની વાતો પાછી ઠસે તેમજ સ્ત્રીઓને શિખામણ દેનારી સ્ત્રીઓ કેળવાઈને તૈયાર કરાશે, અને કન્યાશાળાઓમાં તેઓ કામ ચલાવશે તેથી સ્ત્રીઓમાં વિદ્યાનો ફેલાવ થશે, અને રા.બ. બેચરદાસની કીર્તિ અચળ રહેશે.

**દોહરા**

**સ્ત્રી શિક્ષક શાળા તણી, ખરી હતી બહુ ખોટ,**
**બેચરદાસે તે કરી, કર્યો કીર્તિનો કોટ. ૧**
**ધન્ય ધન્ય આ ધરણિને, ધન્ય દિવસ અબદાત;**
**અતિ ઉત્તમ તો આજ થઈ, શુભ કરાજ શરુવાત. ૨**

**હરિગીત છંદ**

**શુભ કામની શરુવાત થઈ, રળિયાત સઉ રુદયે થયા,**
**આશીષ બેચરદાસને દે, દેવની હોજો દયા;**

આ કામનો આરંભ કરિ, પૂરી અમારી આશને,
સર્વેશ સંપત સરસ દે, દર વરસ બેચરદાસને. ૩

॥ કડવા કુલે કાયા ધરી, પણ મન વિષે મીઠાશ છે,
પુરનો ભલો સ્થિર થાંભલો, પરદેશ કીર્તિ પ્રકાશ છે;
આ સમય સઉ અંતરથકી, અરજી કરે અવિનાશને.
સર્વેશ સપંત સ૦ ૪

॥ સુત એક શંભુપ્રસાદ છે, મહાલક્ષ્મી પુત્રી નામ છે,
જર ખીંચ જેના નામની, શાળા સજી આ ઠામ છે;
ઉદારતાનો આંક બાલ્યો, કાઢિ સર્વ કચાશને.
સર્વેશ૦ ૫

॥ ભાસ્કરાચાર્યે પુત્રિનુ, રચિ ગ્રંથા નામજ રાખિયું,
તેમજ પિતાયે પ્યારથી, ભલિ ભાત અહિં પણ ભાખિયું;
આ પુણ્યથી પરિપૂર્ણ પામી, કીર્તિ ઉજાસને.
સર્વેશ૦ ૬

॥ અતિ ધન્ય છે એ પુત્રિને, બલિ જન્મિ જેના ઘર વિષે,
એવા દિસે અવની વિષે, વિરલા નરો પણ નર વિષે;
જગમાં ઘણા દિન જીવજો, હરકત જજો હૂતાશને.
સર્વેશ૦ ૭

॥ પર દુઃખ દેખી દિલ તપે, દિલ થઈ ઉદાર દયા ધરે,
તે કાપવા લવલેશ ક્લેશ, વિશેષ નાણું વાવરે;
આપી ભુખ્યાને અન્નદાન, હરે ક્ષુધા પીપાસને.
સર્વેશ૦ ૮

દુષ્કાળથી દુખિયા દિઠા જન, કે દુઃખી જન દેહના,
પરદેશી હો કે દેશિ હો, ઉત્તાપ જાગ્યા એહના;
ત્યાં રોક રૂપિયા આપિયા, ને કાપિયા કંકાસને.
સર્વેશ૦ ૯

કરિ ધર્મશાળા ધર્મથી, ખાતે દવાખાનું કર્યું,
કાલેજમાં દશ સહસ્ર દઇ, પ્રાર્થના મંદિર આદર્યું;
શાળા કરિ સંસ્કૃત તણી, અંતર ધરી ઉલ્લાસને.
સર્વેશ૦ ૧૦



॥ પ્રખ્યાત જેના પૂર્વજો પણ, પદવિ ઉત્તમ પામિયા,
હાક્યમે દીધું "હોથિ"[1] પદ, વળિ જગતમાં જશ જામિયા;
લશ્કરી પદ વળિ સરસ લીધું, વધારી વિશ્વાસને.
સર્વેશ૦ ૧૧

બહાદૂર રાવ ખિતાબ પામ્યા, ચાંદ પામ્યા ચળકતો,
જરિયાનવાળો સાલજોડો, ધરણિ સુધી ઢળકતો;
જરા જેહનો શોભાવશે બહુ, હાલના ઈતિહાસને,
સર્વેશ સંપત સરસ દે, દર વરસ બેચરદાસને. ૧૨

**દોહરો**

બેચરદાસે બહુ ભલું, કર્યું આજ આ કામ;
આશિષ નિજ અંતર થકી, દે છે દલપતરામ. ૧૩

૧. હાથીમલ્લ અથવા હોથીનો ખેતાબ પાદશાહો રજપૂતોને આપતા હતા, તેમજ બેચરદાસના પૂર્વજોને પાદશાહે હોથીનો ખેતાબ આપ્યો હતો.

**રા.બ. બેચરદાસ બોલ્યા કે :**

જનરલ સર એડમન્ડ રસેલ સાહેબ, મિ. બારોડેલ ક્લેક્ટર, મેજર વાલ્સ તથા લેડીઓને હું વિનંતી કરું છું કે સાહેબો, તમો પધારીને આ અવસરે મને માન આપ્યું વાસ્તે હું સર્વનો મોટો ઉપકાર માનું છું અને મહેરબાન બારોડેલ સાહેબે તથા મેજર પેન્ડગસ્ટ વાલ્સ સાહેબે તથા કવિરાજ દલપતરામ ડાહ્યાભાઈએ વિસ્તારથી લાંબાં ભાષણો કર્યાં તેથી મારે વાસ્તે બોલવાની કાંઈ બાકી જગ્યા રહી નથી તથાપિ હું થોડા બોલ બોલવા રજા લઉં છું. જે કામ મેં કર્યાં તે બાબત હું ધારું છું કે જૂજ અથવા કાંઈ નથી કર્યું. તેનો હેતુ બીજાને જાણતાં પ્રાણી ઉપર દયાથી કર્યું છે ને **હજુ ઇચ્છા છે કે ફરી વધારે મારાથી થઈ શકે તે સેવા દેશી માણસોની કરું.**

હવે મહેરબાન બારોડેલ સાહેબને વિનંતી કરું છું કે ખાતમુહૂર્ત આપ સાહેબે કરવું.

પછી ખાત પાસે થઈને મહેરબાન બારોડેલ સાહેબે ખાતમુહૂર્ત કર્યું અને બધા સાહેબોએ હર્ષથી હુરરેના અવાજ કર્યા. તે પછી સાહેબ લોકોને વાસ્તે એક ઇલાયદા તંબુમાં મેવા વગેરે તૈયાર રાખ્યું હતું. ત્યાં જઈને સાહેબ લોકોએ તે અંગીકાર કર્યું અને સભાસદોને કલગીઓ, પાનબીડાં, અત્તર, ગુલાબજળ આપ્યાં અને સભા વિસર્જન થઈ.

સંવત ૧૯૩૨ના વૈશાખ માસની સુદ ૧૦મી વાર બુધ અને ૧૮૭૬ તા. ૩જી મેને દિવસે સવારે આઠ કલાકે સમાજના સભાસદો તથા આમંત્રણથી આવેલા મિત્રોની ભારે ઠઠ મંદિરમાં બિરાજી દેશના શિખર પર ચડાયેલા ઘાટીલા સુંદર સોનેરી કળશથી 'સત્યમેવ જયતે' લખાયેલી ધોળી ધજાના પવનની લહેરમાં ઊડવાથી ઝાંપાની

શોભાયમાન કમાનથી તરિયા તોરણ અને ફૂલના ટાર્ફોથી મંદિર બહારથી દીપી રહ્યું હતું. અંદર નીલોરીનાડ, હાંડીઓ અને પ્રકાશમાન ગોળાથી રમણીય દીસતું હતું. સુગંધમય ધૂપથી અને ખુશબોદાર ફૂલના ગોટા સર્વેના હાથમાં આપ્યા તેથી મનરંજન થયાં. આવે અચ્છિપને પ્રસંગે જોઈએ તેવું વાજું બહાર વાગતું હતું. અને ગવૈયા મધુરું સંગીત ગાયન અંદર કરતા હતા. મંદિરની અંદર ફરતા રવેશમાં સ્ત્રી મંડળની બિરાજેલી હતી. મંદિર બાંધનાર મિસ્ત્રી નાગર ઝવેરને તથા કારકુન કેશવલાલ મનસુખરામને પાઘડી તથા શેલાં આપ્યાં, ગવૈયા ગંધર્વ ફતેલાલને ચાંદ તથા પાઘડી તથા તેના બે સાથીઓ નામે જમનાદાસ તથા પરસોત્તમને તથા ત્રણ સિપાઈઓને પાઘડીઓ આપી. અધ્યક્ષસ્થાને રા.બ. ભોળાનાથ સારાભાઈએ બેસીને વૃત્તાંત વાંચવાની આજ્ઞા કરી તે પરથી મંત્રીઓ ઊભા થઈને વાંચ્યો તે નીચે પ્રમાણે છે :

સંવત ૧૯૧૪ની સાલમાં ધર્મસભા સ્થાપી તે સભા રાયપુરમાં હાટકેશ્વર દહેરામાં મળતી, તેના બે આગેવાનો સદ્‌ગુરુભાઈ રામપ્રસાદ લક્ષ્મીલાલ તથા પંડ્યા દોલતરામ. તેઓએ ભંડોળ કર્યું, પુસ્તકો પ્રગટ કર્યા. સભા પાછી સજીવન થઈને ખાડિયામાં પ્રથમ દેસાઈની પોળમાં બાપુજીના દહેલામાં મળવા લાગી, અને પછી સાઠોદરા નાગર બ્રાહ્મણ વાડીમાં મળતી. સભામાં વાદવિવાદ ચાલતો. સભાના ગૃહસ્થોએ ૧૮૭૧ના ડિસેમ્બર માસમાં મૂળ સભામાં રૂપાંતર કરી આપણો હાલનો પ્રાર્થના સમાજ સ્થાપ્યો.

કેળવણી ખાતાના ઉપરની રજાથી સમાજની બેઠક પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજના મકાનના મોટા ઓરડામાં શરૂ થઈ. કેટલાક માસ કામ ચાલ્યા પછી સમાજને પોતાનું મંદિર જોઈએ તેવી સૂચના રા.બ. ગોપાળરામ હરિદેવજીએ કરી, અને તે પણ રા.બ. ભોળાનાથે એ અર્થે ટીપ ઊભી કરી તેમાં રૂ. ૭૫૫ ભરાયા. એટલી રકમથી મંદિર બંધાય નહીં. માટે સને ૧૮૭૩માં એ બાબત જારી રાખ્યો તેનું ફળ પરમકૃપાળુ પરમેશ્વરે દીધું. ઓનરેબલ રાવબહાદુર શેઠ બેચરદાસે તા. ૯મી નવેમ્બર સન ૧૮૭૩ને દિવસ રૂ. ૪,૦૦૦ (અંકે રૂપિયા ચાર હજાર) ખરચીને મંદિર બંધાવી આપવાનું કબૂલ કર્યું ને એક માસ પછી એટલે તા. ૯મી ડિસેમ્બરે સાંજના મંત્રીને એ બાબતનો પત્ર લખ્યો તે એ વર્ષના સમાજના વૃત્તાંતમાં પ્રગટ કર્યો છે.

આ મંદિરને માટે જમીન લેવાને તથા મંદિરમાં રાચરચીલા જોઈએ તથા મંદિર સંબંધી બીજો ખરચ થાય તેને માટે રાવબહાદુર શેઠની ઉદારતા પ્રમાણે ઘણા સભાસદોએ નવી ટીપ કરી. પોતપોતાની શ્રદ્ધા અને શક્તિ પ્રમાણે આ પરમાર્થના કામ સારુ નાણાં આપ્યાં. ત્યાર પછી જમીન લેવામાં કેટલાક માસ વીતી ગયા અને આ ભોંય મળી. કાયદા પ્રમાણે દસ્તાવેજ થયા છે. મહેરબાન બારોડેલ સાહેબનો



આભાર. મંદિર કેવું કરવું તેનો વિચાર જણાવ્યાથી મયતભાઈ રઘુનાથ જનાર્દને ઈમારતનો નકશો કરી આપ્યો તે પ્રમાણે ઓનરેબલ શેઠના મિસ્ત્રી નાગરદાસ ઝવેરે ચણતર કામ શરૂ કર્યું. ભીંતો જમીનથી પશેડું ઊંચી ચણતાં શેઠ બેચરદાસની ચિઠ્ઠી આવી કે એમણે એ ખાતાએ ખરચવા ધારેલા રૂપિયા ચાર હજાર ખરચાઈ ચૂક્યા છે. એ પરથી સમાજના અધ્યક્ષ ભોળાભાઈ ઉપાધ્યક્ષ અને મંત્રી મહીપતરામ શેઠની પાસે ગયા. એમની વિનંતી પરથી શેઠે ઈમારત ઢાંકી આપવાની હા કહી. આ સાથેના હિસાબના તારણ ઉપરથી જણાશે કે એમાં એમને આશરે દોઢેક હજાર વધારે થયા. આ બંને વારની મોટી સખાવત પરમાર્થે કરી. આ પુણ્યના કામમાં પોતાનું નામ ઉદાર શેઠે જોડ્યું. આ ધર્માત્મા પુરુષનું પ્રભુ કલ્યાણ કરજો એ આપણી આપણા મહાપિતાને પ્રાર્થના છે.

મંદિરની જમીન, ઈમારત તથા સામાનના હિસાબનું ભરણ લખ્યું. હજે કોઈ વધઘટ થશે, કેમ કે હજી બધાના હિસાબ પત્યા નથી, કેટલુંક કામ બાકી છે ને ઓનરેબલ શેઠ બેચરદાસની આપેલી રકમનો આંકડો મુકરર થવાનો પરંતુ એમાં ઝાઝો ફેર પડવાનો નથી.

મહીપતરામ રૂપરામની જાવક. મંત્રી

| જ. | | ઉ. | |
|---|---|---|---|
| ૫,૮૯૩-૭-૬ | સમાજના | ૨,૦૩૪-૧૨-૮ | જમીન વેચાણના સરકારમાં ભર્યા તે.વી. |
| ૪-૧૦-૦૦ | ઈંટની દલાલીના | | |
| ૫,૫૪૧-૧૩-૮ | શેઠ બેચરદાસ અંબાઈદાસની દુકાનેથી ઉપાડેલા | ૨,૦૨૨-૧૩-૨- | જમીનના |
| | | ૧૧-૧૫-૬ | દસ્તાવેજના |
| | | ૨,૦૩૪-૧૨-૮ | |
| ૧૧,૪૩૯-૧૫-૨ | | ૫,૪૪૧-૧૩-૮ | શેઠ બેચરદાસ અંબાઈદાસે |
| | | ૩,૯૬૪-૧૪-૦ | સમાજ મારફતે ખર્ચ્યા |
| | | ૧,૫૭૬-૧૫-૮ | પોતાની મારફતે ખર્ચ્યા તે |
| | | ૫,૫૪૧-૧૩-૮ | |
| | | ૩,૨૦૬-૧૫-૧૦ | પ્રાર્થના સમાજ તરફથી બાકી કામ પૂરું કરવાનું ખર્ચ |
| | | ૬૫૬-૫-૦ | ફર્નિચરના કામ બાબત |
| | | ૧૧,૪૩૯-૧૫-૨ | |

મહીપતરામ રૂપરામ મંત્રી

અમદાવાદ પ્રા. મંદિર બાંધવા બક્ષિસ આપેલી રકમોની યાદીમાં પહેલી ટ્રીપ ૧૮૭૩માં શેઠ બેચરદાસનો ૧૫૦ આપ્યા હતા. ૭૪-૭૫માં બીજી ટ્રીપમાં નહીં અને પછી તો પોતે જ મંદિર બાંધી આપે છે. રણછોડલાલે પહેલી ટ્રીપમાં ૫૦ આપ્યા. બીજી ટ્રીપમાં ૫૦૦ પોતાના પૌત્રના લગ્નની રકમ ૨૫૦ સમાજને આપેલી.

**શાહપુર પુસ્તક શાળા :** શેઠ બેચરદાસ લશ્કરી ફ્રી લાઈબ્રેરી બ્રિટિશ રાજ્યની પરિસ્થિતિ બદલાતાં લોકોમાં જ્ઞાનની ભૂખ ઊઘડી અને વાંચવા તરફ લોકોનું મન જવા લાગ્યું. અવનવું જાણવાની જિજ્ઞાસા વધી. શેઠ બેચરદાસ ઘણી ભાષાઓ જાણતા હોવાથી તેમને ખુદ વાંચવાનો રસ હોવાથી તેમજ ભોળાનાથ દિવેટિયા, મહીપતરામ નીલકંઠ અને કવિ દલપતરામ ડાહ્યાભાઈ જેવા સાક્ષરો સાથે દોસ્તી હોવાથી તેમનો પણ શોખ સાહિત્ય તરફ ઢળ્યો હતો.

રાજેશ્રી ચંપકરાય દુર્લભરાયની સહાયથી તા. ૨૯મે ૧૮૭૬ને રોજ અહીંના શાહપુરમાં સારી ધામધૂમથી એ પુસ્તક શાળાની સ્થાપના થઈ હતી. આ જિલ્લામાં પુસ્તક શાળાની ઘણી જરૂર હતી તે કામ ઘણું સારું થયું છે. રા.બ. બેચરદાસ અંબાઈદાસ આ જિલ્લામાં રહે છે, માટે અમે આશા રાખીએ છીએ કે તેમની તરફથી તે પુસ્તક શાળાને સારો આશ્રય મળશે. તે પુસ્તકશાળાની કમિટી નીમવામાં આવી, જેમાં રા.બ. બેચરદાસ પ્રમુખ તરીકે, રા.બ. ગોપાળહરિ દેશમુખ વાઈસ પ્રમુખ અને મહીપતરામ રૂપરામ સેક્રેટરી તરીકે અને મહાશંકર ઈશ્વરભાઈ ઓ. સેક્રેટરી તરીકે નિમાયા.

શેઠ બેચરદાસ લશ્કરી ફ્રી લાઈબ્રેરી શાહપુર ઈડરીઆ ચકલામાં આવેલ છે તે અમદાવાદના જાણીતા ગૃહસ્થ શેઠ બેચરદાસ લશ્કરીના સ્મરણાર્થે સ્થપાઈ હતી તેના નિભાવ માટે સારી રકમ કાઢી હતી અને તેના વ્યાજમાંથી આ લાઈબ્રેરી ચાલે છે. આ જ લાઈબ્રેરી પાછળથી લક્ષ્મીપ્રસાદ નાની ઉંમરે ગુજરી ગયા હતા તે બેચરદાસ લશ્કરીના પૌત્ર હતા.

આ પુસ્તકાલયો દાદાભાઈ નવરોજજી લાઈબ્રેરી આપાભાઈ દિવેટિયા લાઈબ્રેરીની જેમ જાણીતાં હતાં. સારી લાઈબ્રેરી હીમાભાઈ ઇન્સ્ટિટ્યૂટ હતું તે નોંધવું ઘટે.

**રા.બ. બેચરદાસ અંબાઈદાસ લશ્કરીને સી.એસ.આઇ.નો ખિતાબ :**

ઈ.સ. ૧૮૪૮થી ૧૮૭૫ સુધીના ગાળામાં રા.બ. બેચરદાસ લશ્કરી પોતાના કામથી પોતાનું નામ અને સુવાસ ગુજરાત અને અન્ય ભારતના ભાગોમાં ફેલાવી ચૂક્યા હતા. તેમણે ઈસ્ટ ઇન્ડિયા કંપની અને બ્રિટિશ સરકારને પરોક્ષ અને પ્રત્યક્ષ રીતે ખૂબ મદદ કરી હતી - પછી તે નાણાની હોય કે સામાજિક સુધારણાનું કામ હોય.



અમદાવાદના મિલ ઉદ્યોગના અગ્રેસર આદ્ય જ્ઞાતિ સુધારક વિદ્યાપ્રેમી દાનવીર, કુરિવાજની સામેના પ્રખર લડવૈયા, બાળલગ્ન-દહેજ-જ્ઞાતિપ્રથા-ગોળપદ્ધતિના લગ્ન અન્ય અને વરાઓના ખોટા ખર્ચાઓના વિરોધી તેમજ દૂધપીતી કરવાની ચાલ સામે ઝઝૂમનાર આ સ્વદેશાભિમાની પુરુષને બ્રિટિશ સરકારે સને ૧૮૭૬માં સી.એસ.આઈ.નો ખિતાબ આપ્યો. આ ખિતાબ ભારતમાં આંગળીને વેઢે ગણી શકાય તેટલી જ વ્યક્તિઓને મળ્યો હતો.

આ પ્રકારના ખિતાબ પ્રત્યે આજે મતમતાંતરો પ્રવર્તે છે. કેટલાકને મન તે ગૌરવ હતું તેમજ કેટલાકની માન્યતા મુજબ આવા ખિતાબો આપી શક્તિશાળી દેશીઓને બ્રિટિશ સરકાર પોતાના પક્ષે ખરીદી લેતું હતું.

આઝાદ ભારતે પણ પદ્મશ્રી, પદ્મભૂષણ જેવા ખિતાબો આપી આ પદ્ધતિ આજે પણ સ્વીકારી છે. તેમ છતાં આવા ખિતાબો એક પ્રકારની સરસકારની વફાદારીનું પ્રતીક હતું અને સન્માન પણ હતું અને યોગ્ય વ્યક્તિની તેના કાર્યની કદર પણ હતું.

આવા ખિતાબો માટે બુદ્ધિપ્રકાશ (૧૮૬૨, પાન ૯૫ ૫૨) નોંધે છે : ''શ્રીમંત સખાવત કામની બહાદુરી બતાવે અથવા વિદ્યાભ્યાસમાં બહાદુરી બતાવે તેને સરકાર તરફથી રાવબહાદુર, રાવસાહેબ, ખાનબહાદુર, ખાનસાહેબ જેવા ખિતાબો મળતા.''

જ્યુબિલી ઉત્સવ વખતે મુંબઈ ઈલાકામાં જે માનપાન અપાયાં હતાં તે આ પ્રમાણે હતાં : (૧) જી.સી.એસ.આઈ. એટલે નાઈટ ગ્રાંડ કમાન્ડ ઓફ ધી સ્ટાર ઓવ ઈન્ડિયાનો ખિતાબ. (૨) કે.સી.એસ.આઈ. એટલે નાઈટ કમાન્ડર ઓફ ધીસ્ટાર ઓવ ઈન્ડિયાનો ખિતાબ. (૩) કે.સી.આઈ.ઈ. એટલે નાઈટ કમાન્ડર ઓવ ધી ઈન્ડિયન એમ્પાયરનો ખિતાબ અને સી.આઈ.ઈ. એટલે કમાન્ડર ઓવ ધી ઈન્ડિયન એમ્પાયરનો ખિતાબ.

અત્રે એ સ્પષ્ટતા જરૂરી બને છે કે **રા.બ. બેચરદાસને કે.સી.એસ.આઈ. એટલે નાઈટ કમાન્ડર ઓફ ધી સ્ટાર ઓવ ઈન્ડિયાનો ખિતાબ મળ્યો હતો, જ્યારે રણછોડલાલ છોટાલાલ અને કવિ દલપતરામ ડાહ્યાભાઈને સી.આઈ.ઈ.નો એટલે કે કમાન્ડર ઓવ ધી ઈન્ડિયન એમ્પાયરનો ખિતાબ મળ્યો હતો. રણછોડલાલ છોટાલાલને સી.આઈ.ઈ.નો ખિતાબ ૧૮૮૬માં મળ્યો હતો જે બેચરદાસને મળ્યા બાદ ૧૦મા વર્ષે મળ્યો હતો. આ ખિતાબની નોંધ લેતાં 'બુદ્ધિપ્રકાશ નોંધે છે.' રા.બ. બેચરદાસ અંબાઈદાસ ગુ.વ.સો.ના લાઈફ મેમ્બર છે તેમની કેટલી સખાવત અને ઔદાર્યતાથી ખુશી થઈને સરકારે તેમને નાઈટ કમાન્ડર ઓફ ધી સ્ટાર ઓફ ઈન્ડિયાનો ખેતાબ આપ્યો, તે ઘણી ખુશી થવાની બાબત છે (કે.સી.એસ.આઈ.) આવું માન પામનાર તેઓ પ્રથમ ગુજરાતી હતા.**

**સ્વધર્મ સહિત કેળવણી આપવાની નિશાળ :**

તે સમય ગાળામાં ખ્રિસ્તી મિશનરી પ્રવૃત્તિઓએ નિશાળ અને કેળવણીની પ્રવૃત્તિઓમાં ઠીક ઠીક પગપેસારો કર્યો હતો, એટલે સ્વભાષાના હિમાયતીઓ અને સ્વધર્મના ચુસ્ત હિમાયતીઓ સ્વધર્મના રક્ષણ માટે ચિંતિત હતા.

સરકારી નિશાળોમાં અને કન્યાશાળાઓમાં અભ્યાસ કરતાં બાળકોને ધર્મસંબંધી કેળવણી આપવામાં આવતી ન હતી, જેના કારણે ઊછરતાં યુવાનો આ પ્રત્યે બેદરકારી સેવતા હતા. આ હરકત દૂર કરવા અમદાવાદની શાહપુર હિતેચ્છુ સભાએ આગેવાની લીધી. રા.બ. બેચરદાસ અંબાઈદાસ સી.એસ.આઈ.નું નિવાસસ્થાન (બેચરદાસ લશ્કરીની હવેલી) શાહપુરમાં આવેલી હોવાથી તેમનું કાર્યક્ષેમ બાજુબાજુમાં ખૂબ ફેલાયેલું હતું.

આ શાહપુર હિતેચ્છુ સભાએ જૂન માસની તા. ૨૪મીના રોજ ૧૮૮૫માં શાહપુર ચકલામાં એક નિશાળની સ્થાપના કરી. એ નિશાળની સ્થાપનાના સમારંભના મહોત્સવમાં શ્રી રા.બ. બેચરદાસ અંબાઈદાસ સી.એસ.આઈ. રા.બ. રણછોડલાલ છોટાલાલ, મહીપતરામ રૂપરામ નીલકંઠ, કવીશ્વર દલપતરામ સી.એસ.ઈ. અને શાહપુરના કાઝી મહાદમિયાં સાહેબ પાદરી ટેલર, વકીલ ચમનલાલ, ખુશાલદાસ ગોકુળભાઈ અને ૫૦૦ ગૃહસ્થોને કવિ દલપતરામે ભાષણ અને બંધી વિગતો આપી. સ્વધર્મ સહિત કેળવણી આપતી નિશાળની શરૂઆત થઈ જેમાં બેચરદાસે આર્થિક મદદ પણ કરી હતી. શેઠ રા.બ. બેચરદાસ અંબાઈદાસ ૧૮૪૫થી પોતાનો બાપીકો ધંધો સંભાળી લીધો અને ત્યારબાદ લગભગ ૧૮૪૮થી જાહેર જીવનની પ્રવૃત્તિમાં તેઓ પડ્યા હતા. જ્ઞાતિ સુધારણાની હિલચાલ તેમણે ઘણા વખત પહેલાં શરૂ કરી દીધી હતી. આ સમય દરમિયાનમાં તેઓએ ઘણી સંસ્થાઓને આર્થિક મદદ કરી ઊભી કરી દીધી. ઈ.સ. ૧૮૭૦થી ૧૮૮૯ સુધી (અવસાન સુધી) તેઓએ ગુ.વ.સો.ની પ્રવૃત્તિઓમાં તન, મન, ધનથી સહકાર આપ્યો. તેમને સોંપવામાં આવતું કાર્ય તેઓ ખૂબ ખંતથી કરતા હતા અને ફંડફાળાના ટીપની વાત આવે ત્યારે તેઓ તે ઉદાર હાથે મદદ કરતા પછી તે કવિશ્વર દલપતરામના પેન્શનની વાત હોય કે મે, એ.કે. ફોર્બસ સાહેબની છબી મૂકવાની વાત હોય તેઓ આવી જાહેર પ્રવૃત્તિઓમાં હંમેશાં રચ્યાપચ્યા રહેતા. અગાઉનાં તેમનાં ભાષણો પરથી આપણને તેમની નમ્રતા અને સજ્જનતાના સદ્‌ગુણોનો પરિચય મળે છે તેમના શબ્દે શબ્દે નિરભિમાન દેખાય છે, કારણ તેઓ જે પ્રવૃત્તિ કરતા તે માન કે મોભો મેળવવા નહીં પણ પોતાના હૃદયમાં તે કાર્ય ઊગવાથી તેઓ કરતા હતા.



રા.બ. ગોપાળરામ હરિ દેશમુખની બદલી થઈ તે સમારંભમાં દેશમુખે કહ્યું : **'ઓનરેબલ શેઠ બેચરદાસની ઉદારતાથી થયેલ ફિમેલ ટ્રેઈનિંગ સ્કૂલ, ડિસ્પેન્સરી અને પ્રાર્થના મંદિર એ એમના કીર્તિસ્તંભ છે.'** ફિમેલ ટ્રેઈનિંગ સ્કૂલમાં સ્ત્રી શિક્ષકો તૈયાર થાય છે. મહેમદાવાદ અને બીજી કન્યાશાળામાં અહીંથી તૈયાર થયેલી સ્ત્રી શિક્ષકો દાખલ થઈ અને સારું કામ કરે છે.

*''બેચરદાસે ફિમેલ કોલેજ બહુ હેતે બંધાવી,*
*પ્રાર્થના કરવાને મંદિર, દીધું ચાહી ચણાવી ભાઈ.*

આ કડવા કણબીએ દવાખાનું, સંસ્કૃત પાઠશાળા વગેરે સ્થાપી વિદ્યાને ઉત્તેજન આપ્યું છે. પરોપકારના કામમાં આશરે બે લાખ રૂપિયા ખર્ચ કર્યો છે. **આ દયાળુ પરાક્રમી પુરુષે સને ૧૮૮૯માં સ્વર્ગવાસ કર્યો. સ્વભાવે ગંભીર, વિવેકી, કવિ પંડિતને ઉત્તેજન આપનાર વીર પુરુષ હતા.** તેમણે કરેલાં પુણ્યદાનનો મહિમા ખૂબ મોટો છે. કેટલાંક દાન તેમના ગુપ્ત પણ હતાં. કેટલાંક જાહેર હતાં. તેમના જાહેર દાનનો ઉલ્લેખ કરતાં કહી શકાય, ''તે શ્રીમંત રા.બ. શેઠ બેચરદાસ અંબાઈદાસે લુણાવાડામાં રૂ. ૧૨,૦૦૦ આપી ધર્માદા દવાખાનું ખોલ્યું. વળી સ્ત્રી શિક્ષકોને ભણવાને મકાન બંધાવવા રૂ. ૧૦,૦૦૦ ઈશ્વર પ્રાર્થના મંદિર (પંડે તે મતના નહીં છતાં) બંધાવવામાં ૫,૫૫૦ આપ્યા. ગુજરાત કોલેજમાં ૧૦,૦૦૦ આપ્યા.'

**મુંબઈ યુનિ.ના ફેલો :**

રા.બ. બેચરદાસને નામદાર ગવર્નરે ૧૮૭૫માં મુંબઈ યુનિ. (વિશ્વવિદ્યાલય)ના ફેલોનું પદ માનાર્થે આપ્યું. જેમણે શાળાઓમાં અને વિદ્યાલયોમાં લાંબો અભ્યાસ કર્યો ન હોય, તો પણ જેમણે કર્તવ્યનાં ક્ષેત્રોમાં રહીને સ્વપરાક્રમથી બુદ્ધિનો સુધારોવધારો કરનાર અનુભવ પ્રાપ્ત કર્યો હોય તેવા પુરુષો પણ ખરેખરા વિદ્યાલયના વિદ્વાનો તરીકે માન પામવાને યોગ્ય હોય છે. એ સિદ્ધાંત બેચરદાસના દૃષ્ટાંત ઉપરથી આજના યુવાનોને શીખવાનો છે, તેમણે સ્વબળે અનેક ભાષાઓનું જ્ઞાન મેળવ્યું હતું. પોતાની વિદ્યાવ્યાસંગતા અને સ્ત્રી કેળવણી તેમજ ઉચ્ચશિક્ષણમાં તેમની જે અભિરુચિ હતી તેના કારણે તેઓને આ માનદ્ પદ મળ્યું હતું. ત્યારબાદ તેઓ યુનિવર્સિટીની સિન્ડિકેટના સભ્ય પણ થયા હતા.

**કવિશ્રી દલપતરામના પ્રશ્નમાં રા.બ. બેચરદાસનો અભિગમ :**

કવિશ્રીને ૧૮૫૭થી તેમને આંખનો વ્યાધિ લાગુ પડ્યો હતો. વાઈલી ડોક્ટરે તેમની આંખ સુધારી હતી. મુંબઈ ડો. ભાઉદાજી પાસે દવા કરાવી હતી. આવી પરિસ્થિતિમાં તેમણે સોસાયટીને કંઈક બંદોબસ્ત કરી આપવા જણાવ્યું હતું. તે વખતે સને ૧૮૭૪ની સભામાં તે અંગેનો ઠરાવ કરી આપેલો... તમે જે દિવસથી સોસાયટીનું

કામ કરવા અશક્ત થશો ત્યારથી હયાતી સુધી દર મહિને રૂ. ૨૦ (વીસ)નું પેન્શન સોસાયટી તરફથી આપવામાં આવશે. તમારી હયાતી પછી તમારી સ્ત્રીઓને દર મળીને રૂ. ૯ દર એકને સરખે ભાગે આપવામાં આવશે. પેન્શનની બાબતમાં નગરશેઠ પ્રેમાભાઈ હીમાભાઈ, ડો. બુલર સાહેબ, રેવરંડ ટેલર, રા.બ. બેચરદાસ અંબાઈદાસ વગેરે મેમ્બરોના અભિપ્રાય લખાઈ આવેલા અને તે સભામાં રજૂ થયેલા. આ ઉપરાંત મૈત્રીને નાતે પણ બેચરદાસ કવિને આર્થિક મદદ કરતા હતા. કવિની મોટા કદની છબી ચિતારા બોર્ન અને શેવર્ડ પાસે તૈયાર કરાવવામાં પણ તેમણે રસ લીધો હતો. ૧૮૮૭માં તે મૂકવામાં આવી. કલેક્ટર અને મેજિસ્ટ્રેટ રીડે તે ખુલ્લી મૂકી હતી. તેમને મદદ કરવાના હેતુથી તેઓને સી.આઇ.ઈ.નો માનવંતો ખિતાબ મળ્યો ત્યારે સભા બોલાવવામાં આવેલી. તેમના પ્રશંસકો અને મિત્રો તરફથી જાહેર ફંડ એકઠું કરવામાં આવ્યું હતું. તેની નાણાકીય વ્યવસ્થામાં બેચરદાસ અગ્રેસર હતા અને ૧૦,૦૦૦ની સરકારી પ્રોમિસરી નોટો ખરીદી મુંબઈની બેન્કમાં મૂકી હતી. આમ દલપત કવિના દુઃખના સમયે પણ રા.બ. બેચરદાસ હંમેશાં તેમની તરફ સહાનુભૂતિ રાખતા હતા.

**રા.બ. બેચરદાસ અંબાઈદાસનાં અન્ય સામાજિક કાર્યો :**

ગુ.વ.સો.ના સમાજસુધારણાની બાબતમાં અને તેની પ્રવૃત્તિની બાબતમાં જે ઉદ્દેશો હતા તે જ ઉદ્દેશોને અનુરૂપ થઈ રા.બ. બેચરદાસ પોતે કાર્ય કરતા હતા. તેઓએ ૨૦ વર્ષ સુધી ગુ.વ.સો.ની સેવા કરી હતી. જો તેઓ આ આદર્શને વરેલ ન હોત તો આટલો લાંબો સમય સોસાયટીમાં ટકી શક્યા ન હોત તેમજ તેના પ્રમુખપદ સુધી પહોંચ્યા ન હોત.

ગુ.વ.સો. તત્કાલીન સમાજના પ્રશ્નો અને ઉકેલ વિચારતું હતું તેની ખાસ પ્રવૃત્તિઓમાં રા.બ. બેચરદાસ પણ જોડાયેલા રહેતા હતા.

શરૂઆતના પ્રકરણમાં આપણે બ્રિટિશ અમલ ગુજરાતમાં સ્થપાયો તે અરસામાં આપણા પ્રાંતમાં જાનમાલ કેવા ભયમાં રહેતા, ધાડ અને લૂંટનું કેટલું પ્રબળ હતું. લાંચરુશવત અને બળજોરી કેટલાં બધાં જામ્યાં હતાં, સમાજમાં ન્યાય કે નીતિ, વ્યવસ્થા કે સલામતી જેવું કશું નહોતું તે આપણે જોઈ ગયા છીએ. ૧૮૫૭ના બળવા વખતે તથા ધનિકોને ત્યાં સરકાર તરફથી પોલીસો ગોઠવી રક્ષણની વ્યવસ્થા કરવામાં આવી હતી. શેઠ બેચરદાસને ત્યાં કાયમી પોલીસની વ્યવસ્થા રહેતી હતી.

આ જમાનાને આપણે અજ્ઞાન અને વહેમનો યુગ એવું ઉપનામ આપીએ તો તેમાં કશું જ ખોટું નહીં કહેવાય. માનવી પરિસ્થિતિની લાચારીને કારણે સ્વાર્થી અને સંકુચિત વૃત્તિનો બની ગયો હતો. આવજાનાં સાધનો વિસ્તૃત પામ્યાં ન હતાં. તેમાં



વળી દરિયો ઓળંગવાની સખત મનાઈ એટલે કૂવામાંના દેડકા જેવું જીવન સંકુચિત, સ્વાર્થપરાયણ, રૂઢિચુસ્ત અને જડ થઈ જવા પામ્યું હતું. ધર્મશાળાઓ પણ 'વાડા'થી મર્યાદિત બની. એકપક્ષી અને બાહ્યાચાર ઉપર ભાર મૂકતું જ્ઞાન આપતાં. જોકે તેમાંથી ખરી રીતે પ્રાણચેતન ઊડી ગયું હતું. આમ સમાજ ચારે બાજુથી સકંજામાં જકડાઈ ગયો હતો.

પરદેશગમન જેવો વ્યવહાર અને પ્રગતિ સાર્થક પ્રશ્ન પણ તત્કાલિક સમાજને કંટકરૂપ અને ત્રાસ આપનાર હતો તેના પુરાવા માટે મહીપતરામનું ઉદાહરણ પૂરતું થશે.

આવું માત્ર ગુજરાતમાં જ હતું તેવું નથી, મહારાષ્ટ્રમાં પણ એવી શોચનીય સ્થિતિ પ્રવર્તતી હતી. રા.બ. ગોપાળરાવ હરિ દેશમુખના પુત્ર કૃષ્ણ રાવને પણ પરદેશ જવા માટે જ્ઞાતિ તરફથી ત્રાસ સહન કરવો પડ્યો હતો. તેનાથી કંટાળી ગોપાળરાવ હિન્દુસ્તાનની આર્થિક સ્થિતિ તપાસ કરનારી પાર્લામેન્ટરી કમિટી સમક્ષ જુબાની આપવાને નિમંત્રણ હોવા છતાં જવાનું માંડી વાળેલું.

અને સત્તાધિકારીઓની આવી રીતે ગેરવાજબી સતામણી થતી હતી તો પછી સામાન્ય મનુષ્યનું બિચારાનું ગજું જ શું? રા.બ. બેચરદાસે પણ તેમની જ્ઞાતિસુધારણાની પ્રવૃત્તિ હાથ ધરી હતી તેમાં તેમના જ્ઞાતિ બંધુઓની અનેક પરેશાની તેમને સહન કરવી પડી હતી તેનો ઉલ્લેખ આગળ તેમણે પોતાના વ્યક્તવ્યમાં પણ કર્યો હતો.

એના જ જેવી બીજી હાનિકારક પ્રથા બાળલગ્નની હતી. કોઈપણ હિસાબે મોટાભાગની જ્ઞાતિમાં અગિયાર વર્ષ પહેલાં લગ્ન થઈ જતાં તે શાસ્ત્રજ્ઞા અને પુણ્યશાળી મનાતું. વયમર્યાદાનું ઉલ્લંઘન કરતાં ડરે તેઓ વિધવાની દર્દભરી કથની કે પુનર્વિવાહ કે સ્ત્રી સ્વાતંત્ર્યની વાત કઈ રીતે વિચારી શકે. આ સઘળાં અનિષ્ટોનો દોષ પ્રારબ્ધ ઉપર છોડાતો હતો. કવિ દલતપરામે 'દૈવજ્ઞ દર્પણ'માં જ્યોતિષમાં અંધશ્રદ્ધાની ભારે ઠેકડી ઉડાડી છે.

સ્ત્રીનું અસ્તિત્વ તેનું વ્યક્તિત્વ તેનો માનસિક વિકાસ કે તેને કેળવણી આપવાનું સ્થાન પણ સમાજ વિચારી શકતો ન હતો. તે જમાનામાં સ્ત્રી કેળવણી માટે રા.બ. બેચરદાસે જે કર્યું તે આપણે જોઈ ગયા છીએ.

અજ્ઞાન એટલું બધું વ્યાપી ગયું હતું કે આખો સમાજ વહેમી, અંધશ્રદ્ધાળુ, જંતરમંતરમમાં માનનાર, ભીરુ અને કાયર બની ગયો હતો. એટલે બુદ્ધિથી નવો ચીલો પાડવાનું કોઈ કામ કરતું નહીં. જનવ્યવહાર સ્થાપિત ચીલે ચાલતો અને દેખાદેખીથી ચાલતો જણાતો હતો, પરંતુ રા.બ. બેચરદાસે સરકારની મદદથી પાટીદાર જ્ઞાતિના રિવાજો તોડવાનો ભારે પ્રયાસ કર્યો.

મહારાણી વિક્ટોરિયાના ૧૮૫૮ના ઐતિહાસિક ઢંઢેરા બાદ આંતરિક શાંતિ અને સુલેહ સ્થપાયાં, એટલું જ નહીં પણ સુવ્યવસ્થા અને સુરાજય જામવા માંડ્યું. બુદ્ધિશાળીઓ માટે ઊંચાં પદો ખુલ્લાં મૂકી દીધા. જનતાનાં દિલ જીતી લીધાં. આ સુરાજ્ય માટે દલપતરામે ગાયું કે... હરખ હવે તું હિન્દુસ્તાન, દેખ બિચારી બકરીનો પણ કોઈ ન જાતાં પકડે કાન.

આ દેશમાં સ્થિરતા આવતાં જનતામાં સ્ફૂર્તિ આવવા લાગી. નવી કેળવણીએ જનતાનાં ચક્ષુ ખોલી દીધાં. આરંભમાં સોસાયટીના લેખકો, કવિઓ, સુધારકોએ અને મંડળીઓએ લખાણો દ્વારા પ્રચારકાર્ય કરી જ્ઞાતિના અનિષ્ટ રિવાજો અને લખાણો દ્વારા અંધશ્રદ્ધાની સામે લખાણો શરૂ કર્યાં. મંડળીઓ સ્થાપવાની શરૂઆત થઈ.

**હિન્દુ સંસાર સુધારા સમાજ, અમદાવાદની સ્થાપનામાં પણ રા.બ. બેચરદાસે સારો રસ લીધો હતો, બાળલગ્ન નિષેધક મંડળી નામની સભા સ્થપાઈ હતી જેમાં અંબાલાલ સાકરલાલ અને લાભશંકર ઉમિયાશંકર ઉત્સાહથી કાર્ય કરતા. તેમાં પણ રા.બ. બેચરદાસ જોડાયા હતા. હિતેચ્છુ મંડળીના પણ તેઓ સભ્ય હતા. વિધવા વિવાહોત્તેજક મંડળીના પણ તેઓ સભ્ય બન્યા હતા. તેમાં સક્રિય રસ લેતા હતા,** જોકે તેમની કડવા પાટીદાર જ્ઞાતિમાં વિધવાવિવાહનો પ્રશ્ન હતો જ નહીં, કારણ તેમાં પુનઃલગ્ન થઈ શકતાં હતાં. વિધવા વિવાહ માત્ર ઉચ્ચ ગણાતી જ્ઞાતિનો જ પ્રશ્ન હતો. જોકે લેઉવા પટેલોમાં પુનઃલગ્ન કરનાર પાટીદાર મટી કણબી બની જતો હતો. **વિધવા વિવાહો ઉત્તેજન મંડળીમાં ભોળાનાથ અને મહીપતરામ સક્રિય હતા, તેઓએ આ સંસ્થા સ્થાપી હતી. તેમાં પણ રા.બ. બેચરદાસ સક્રિય રસ લેતા હતા. પ્રાર્થના સમાજની પ્રવૃત્તિમાં રસ લેતા. આર્યસમાજમાં પણ રસ લેતા હતા.** હવે તેમણે કરેલાં કેટલાંક કાર્યોની નોંધ લઈશું.

સંવત ૧૯૧૯ (ઈ.સ. ૧૮૬૩)ની સાલમાં ગુજરાત તથા કચ્છ વગેરેમાં વરસાદની તંગીની લીધે અનાજ ઘણું પાકતું નહીં તેથી એ સાલ દુકાળ જેવું હતું. અનાજની ઘણી મોંઘવારીને લીધે ગરીબ ગરબાઓને અનાજ વગર અડચણ પડતી. એક વખત તો તેઓએ અમદાવાદ શહેરની દાણાપીઠ પણ લૂંટી હતી. આ કારણથી અમદાવાદના સુખી ગૃહસ્થોએ એવા ગરીબોને મદદ કરવા સારું એક રિલીફ ફંડ ઊભું કર્યું. તેમાં નીચે મુજબના આગેવાન હતા. તેઓએ તથા બીજા સુખી ગૃહસ્થોએ નીચે મુજબનાં નાણાં આપ્યાં હતાં.



| નામ | ઉચ્ચક રકમ | દર માસે આપવાની રકમ |
|---|---|---|
| શેઠ પ્રેમાભાઈ હીમાભાઈ | ૫,૦૦૦ | ૧૫૦ |
| શેઠ જેસંગભાઈ હઠીસંગ | ૪,૦૦૦ | ૧૨૫ |
| શેઠ હરિસીંગ કેસરીસિંહ | ૨,૭૦૦ | ૧૦૦ |
| શેઠ મયાભાઈ પ્રેમાભાઈ | ૫૦૦ | ૫૦ |
| શેઠ દલપતભાઈ ભગુભાઈ | ૭૦૦ | ૫૦ |
| શેઠ છોટાભાઈ મોતીચંદ | ૩૦૦ | ૧૫ |
| શેઠ ખુશાલચંદ પાનાચંદ | ૨૫૦ | ૧૫ |
| શેઠ ઉમેદચંદ હકમચંદ | ૫૦૦ | ૨૦ |
| શેઠ ઉમાભાઈ રૂપચંદ | ૪૫૦ | ૨૦ |
| પારેખ છોટાભાઈ જમાનાદાસ | ૨૨૫ | ૨૦ |
| શેઠ મનચેરજી સોરાબજી | ૧૫૦ | ૭૫ |
| પરીખ વીરચંદ સૌભાગ્યચંદ | ૫૫૦ | ૩૫ |
| પરીખ તારાચંદ સૌભાગ્યચંદ | ૪૦૦ | ૨૫ |
| પરીખ પુરુષોત્તમ રણછોડલાલ | ૫૦૦ | ૭૬ |
| પરીખ વરજભૂવદાસ હીરાચંદ | ૩૫૦ | ૨૦ |
| **પરીખ બેચરદાસ અંબાઈદાસ** | **૧,૦૦૦** | **૫૦** |
| ડબલ્યુ. આર. પ્રીટ સાહેબ | ૫૦ | ૧૫ |
| ડબલ્યુ. વિલ્સન સાહેબ | ૦ | ૨૫ |
| શેઠ ખરશેદજી પાલનજી | ૭૦૦ | – |
| જ. ઈ. એલિફન્ટ સાહેબ | ૦ | ૧૦૦ |
| ઈ. મી. ડાઉન સાહેબ | ૦ | ૧૦૦ |
| વકીલ માણેકચંદ મોતીચંદ | ૨૦૦ | ૧૦૦ |
| પૂજ્ય ભોળાનાથ સારાભાઈ | ૧૦૦ | ૧૫ |
| વીમાવાળા કુબેર જાદવજી | ૧૫૦ | ૧૫ |
| શેઠ મગનલાલ વખતચંદ | ૧૦૦ | ૧૫ |
| શેઠ રણછોડલાલ છોટાલાલ | ૧૦૦ | ૧૫ |
| રાવસાહેબ ભોગીલાલ પ્રમાણવલ્લભદાસ | ૧૦૦ | ૧૫ |
| ડબલ્યુ. વેડર બરણ સાહેબ | ૧૦૦ | ૨૦ |

| | | |
|---|---|---|
| એ.એચ. ઈ.સપ્રાઈ સાહેબ | ૫૦ | ૧૫ |
| જે. કીંગ સાહેબ | ૧૦૦ | ૨૦ |
| ડાક્ટર વાયલી સાહેબ | ૦ | ૪૦ |
| રા.બ. ઠાકરશી પૂંજાશા | ૧૦૦ | ૧૦ |
| | ૨૨,૯૬૧ | ૧,૪૩૬ |

આ સિવાય મુંબાઈવાળા શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈએ ફિત્ર થવા પહેલાં આશરે પાંચ-સાત માસ ઉપર રૂ. ૭૦૦ તથા શ્રીમાન સરકાર ગાયકવાડ રૂપિયા ૨,૦૦૦ અને બીજા પરચૂરણ રકમ રૂ. ૧૩,૭૧૪ની થઈ હતી. દરમાસે આવક ૭૬૮ની થઈ હતી. શહેરના અગર અમદાવાદનાં પરાંમાં અનાજ ન હોય દુઃખ હોય તેવા દરેક પુરુષ તથા સ્ત્રીને દર મહિને ચાર રૂપિયા (૪) દર છોકરાંને રૂ. ૨ (બે) આપતા. પાંચ માસ સુધી ચાલ્યું હતું. હિન્દુ લોકો રૂપિયા ૫,૭૫૪ તથા મુસમાનને રૂપિયા ૫,૪૯૪ આપ્યા, પછી બીજીવાર ટીપ કરવી પડી. તેમાંથી ગરીબોને સોંઘું અનાજ આપવાનું નક્કી કર્યું.

**રિલીફ ફંડ યોજના અને નિરાશ્રિત સભાની સ્થાપના (૧૮૬૪, ૧૮૭૦)**

મોંઘવારીના દુઃખથી ગરીબોને બચાવવા મોંઘવારી સારુ નાણું એકઠું કરવાની સભા ૨જી નવેમ્બર ૧૮૬૪ના રોજ ક્લેક્ટર એલ્ફિસ્ટનના પ્રમુખપદે મળી હતી જેમાં શેઠ પ્રેમાભાઈ ભોળાનાથ સારાભાઈ હઠીસિંહ, રાવબહાદુર, મગનલાલ કરમચંદ પરીખ, બેચરદાસ અંબાઈદાસ લશ્કરી હાજર હતા. આ સભામાં વાયલી, કર્ટિસ, રેબરેંડઝર, જોરડના સાહેબ વગેરે હાજર હતા.

''૨૨ ઓક્ટોબર ૧૮૭૦ની સાંજે ખાનપુરમાં અમદાવાદ સ્પિનિંગ તથા વીવિંગ કંપનીના કારખાના પાસે બાંધેલી નવી જગામાં નિરાશ્રિત સ્થાન સ્થાપવાની સભા મળી હતી. કલેક્ટર બારોડેલ સભાપતિની ખુરશીમાં બેઠા હતા. ડે. કલેક્ટર ફરનાન્ડીઝ, ડોક્ટર વાયલી, નગરશેઠ પ્રેમાભાઈ, ઉમાભાઈ હઠીસિંહ શેઠ પરસોત્તમ ત્રિકમ પરીખ, બેચરદાસ અંબાઈદાસ લશ્કરી, ભોળાનાથ વગેરે સભાસદો હતા. તેનો હેતુ ઘડપણ અને ખોડ વખતે મદદ કરવા ખાનગી ધરમશાળા ઊભી કરવી તેમજ તેવી વ્યક્તિઓને ખોરાક અને લૂગડાં આપવાં. આવા લોકોને ભીખ માંગવા જવા દેવા નહીં. આ ધરમશાળામાં દરેક જાત અને દરેક ધર્મના માણસને દાખલ કરવામાં આવશે. રસોયા તરીકે બ્રાહ્મણ રખાશે એટલે તેનું રાંધેલું ખાવામાં હરકત નહીં આવે. આવી ધરમશાળા બનાવવામાં આવશે. અમદાવાદ સ્પીનિંગ-વીવિંગ કંપનીએ બાંધ્યું છે. દેશમાં પહેલવહેલું સ્થપાયેલું છે. આને આજના ઘરડાઘર સાથે સરખાવી શકાય.



**બેચરદાસ ડિસ્પેન્સરી :**

તેમણે શહેરની સુખાકારી અને આરોગ્ય માટે લીધેલો શ્રમ અપૂર્વ હતો. આ ડિસ્પેન્સરી શાહપુરમાં આવેલી છે. તેમણે ભારે સખાવત કરી આ દવાખાનું શરૂ કર્યું, એટલું જ નહીં પણ લુણાવાડામાં રૂ. ૧૨,૦૦૦ની સખાવત આપી ધર્માદા દવાખાનું ખોલ્યું હતું. તેમને દવાખાનાની પ્રેરણા તેમનો કબીલો મંદવાડમાં પડ્યો ત્યારે થઈ હતી. ઘણાં વરસથી દેશમાં ચાલતો મંદવાડ, પથરીના દર્દો, હાથપગ સડી ગયેલા (રક્તપીતિયાં) વગેરેને ઘણાં માણસો આ દવાખાનામાં આવતા અને આરામ થતો તેનાથી રા.બ.ને ખૂબ ખુશી થતી હતી. રૂ. ૫૦,૦૦૦ આ કામ માટે જુદા મૂક્યા હતા. તેના વ્યાજમાંથી દર્દીઓને ખોરાક વગેરે મફત આપવામાં આવતું હતું. ગરીબો માટે અથવા તેમની સવલતો માટે આ દેશમાં જ્યારે કાંઈ કાયદો ન હતો. ત્યારે માત્ર મનુષ્ય માત્રની સેવાના ખ્યાલથી રા.બ. બેચરદાસે આ દવાખાનું શરૂ કર્યું હતું. તેમાંથી જે દર્દીઓ દુઃખ દૂર કરી નીકળતા તે જોઈ તેમને ખૂબ આનંદ થતો હતો. મેજર વાલ્સ બારેડોલ વગેરે તેમના આ કાર્યની ખૂબ પ્રશંસાકરી હતી.

**સદાવ્રત અને પરદેશમાં સખાવત :**

શેઠ બેચરદાસ સદાવ્રતનાં અન્નક્ષેત્રો પોતાની જ્યાં જ્યાં શરાફી પેઢીઓ હતી તે નગરોમાં અને કેટલાંક ધાર્મિક ક્ષેત્રે શરૂ કર્યાં હતાં. આ ઉપરાંત તેઓએ દુકાળના સમયે તેમજ અમદાવાદમાં પ્લેગ વખતે ચિલોડા ગામની આસપાસ તંબુઓ નાખી રાહત કેન્દ્ર શરૂ કર્યું હતું, જ્યાં અન્ન અને પાણીની વ્યવસ્થા તેઓએ કરી હતી. પોતાના દાનની પ્રવૃત્તિ માત્ર ભારત પૂરતી મર્યાદિત ન રહેતાં ઇંગ્લેન્ડમાં પણ પહોંચી હતી. તેઓએ વિલાયતમાં આંધળા લૂલાંને વાસ્તે મોટી રકમ આપી હતી.

સદાવ્રતની પ્રવૃત્તિ માટે બેચરદાસ ખુદ લખે છે : 'એકવાર ધોળકામાં પરદેશી મુસાફરો જે એક-બે દિવસના ભૂખ્યા, તેઓને ખાવાનું મળવાથી સંતોષ તૃપ્ત થયા જે જોયેલાં તે ઉપરથી મારા મનમાં હતું કે ઈશ્વરે સિદ્ધ કર્યું.'' તેમની આ પ્રવૃત્તિઓ માટે કવિ દલપતરામ લખે છે :

**'સ્થાપિશાળા સગીર્વાણ વાણીતણી તે પણ વાત પણ છે જ તાજી,**
**અન્નદાતા થઈ અન્ન આપ્યાં ઘણાં, રાંકને તો કર્યાં ખૂબ રાજી,**
**પરદુઃખ દેખી દિલ તપે, દિલ થઈ ઉદાર દયા ધરે**
**તે કાપવા લવલેશ કલેશ, વિશેષ નાણું વાપરે,**
**આપી ભૂખ્યાને અન્ન, હરે સુધા પિપાસને,**
**દુષ્કાળથી દુખિયા દીઠા જન, કે દુઃખી જન દેહના.**
**પરદેશ હોકે દેસરો, ઉતાપ જાણ્યા એહના,**

**ત્યાં સેક રૂપિયા આપિયા, ને કાપિયા કંકાસને,**
**સર્વેશ સંવત સરસદે દર વરસે બેચરદાસને.**

દુષ્કાળ વખતે શેઠ બેચરદાસે મોટી રકમ દાનમાં આપી હતી.

**ધર્મશાળા :**

ધર્મશાળા બાંધવા માટેની પ્રેરક પ્રસંગની વાત શેઠ બેચરદાસે સ્વમુખે કરેલી તે આ પ્રમાણે હતી : ''ઘણાં વર્ષ ઉપર ચોમાસામાં ભારે વરસતા વખતમાં મુંબઈથી ઘણી ધરમશાળાઓમાં ઊતરવાનું થયેલું. શેઠ બીકાજી મહેરજીની તેમાં જામબોરડી તથા બાણગંગાની ધર્મશાળામાં હું આરામ પામેલો, તે વખતથી મારા મનમાં હતું કે, એ કામ કરવું સારું છે તેટલામાં કાળુપુર દરવાજા બહાર સન ૧૮૬૨માં મિ. પ્રોપરટ સાહેબ વિદ્વાને, એક સ્ત્રી બગલમાં બચ્ચું ને એક હાથે ગાંસડી લઈ આવતી, શિયાળાના વખતમાં તેને કોઈ ઠેકાણે ઊતરવા મળ્યું નહોતું તે સાંભળીને તે જ ઠેકાણે ધર્મશાળા કરાવવા હું આતુર હતો તેના પાયાનું મુહૂર્ત બારોડેલના હાથે થયેલું અને હાઈટ હોનરેબલ ગવર્નર સાહેબના હાથે થયેલું.

**બેચરદાસ ધર્મશાળા :**

બુદ્ધિપ્રકાશનું પાન ૨૧૫-૨૧૬, પુ. ૧૫મું, સપ્ટેમ્બર ૧૮૬૮, અંક ૯મો : રેલવેમાં આવતા મુસાફરોને ઊતરવાને જગાની તંગી જોઈને પરીખ બેચરદાસ અંબાઈદાસે કાળુપુર દરવાજા બહાર એક ધર્મશાળા બંધાવવાનું ખાતમુહૂર્ત તા. ૩ ઓગસ્ટને રોજ તે સમે ત્યાં સાહેબ લોકો તથા શાહુકારોની મોટી સભા ભરાઈ હતી.

શ્રી ગણેશાય નમઃ
આ સમે
મહારાણી વિક્ટોરિયા
આર. એસ. વી. ફિટજરાલ્ડ, મુંબઈના ગવર્નર
એ. રાજરસ રીવિજીયુ કમિશનર, ઉત્તર વિભાગ

જજ વીલએમ (વિલિયમ) સેન્ડુવુઈથ સાહેબ, સિવિલ સરજન જે. પીરીસાહેબ પોલીસ સુપરિન્ટેન્ડન્ટ, મેજર એસ. ઈસ્કોટ સાહેબ, વિદ્યાખાતાના ઈન્સ્પેક્ટર ઉત્તર ભાગ ટી.બી. કાસ્ટાસ સાહેબ તથા શેઠ પ્રેમાભાઈ હીમાભાઈ નગરશેઠ હતા.

અમદાવાદ શહેરના કાળુપુર દરવાજા બહાર રેલવે સ્ટેશન આગળ બેચરદાસ ધર્મશાળાનું ખાતમુહૂર્ત અમદાવાદના આસ્ટિંગ કલેક્ટર એ. એ. બારોડેલ સાહેબે ઈ.સ. ૧૮૬૮ના જુલાઈ માસની ૨૯મીએ સંવત ૧૯૨૯ના શ્રાવણ સુદી ૧૦ વાર બુધને દિવસે કર્યું.



આ ધર્મશાળા કરાવનાર પરીખ બેચરદાસ અંબાઈદાસ પુત્ર વિદ્યમાન શંભુપ્રસાદ તથા પૂનમપ્રસાદ અને પુત્રી મહાલક્ષ્મી બાળ અવસ્થામાં હતાં.

એ પાયામાં ખાતમુહૂર્તની વખતે કેટલી એક જાતના સિક્કા પણ ભંડારવામાં આવ્યા હતા. જે મતલબથી તાંબાપત્ર ભંડાર્યું તે જ મતલબથી સિક્કા ભંડારવામાં આવ્યા છે.

આપણા દેશમાં ખાતમુહૂર્ત કરતી વેળાએ ગરીબ તથા તવંગર લોક પૃથ્વીની પૂજા કરીને એક રૂપિયો કે પૈસો ભંડારે છે. પણ તેની ખરી મતલબ સમજતા નથી. મહેરબાન નેક નામદાર મુંબઈના ગવર્નર સર સિમોર, ફિટજરાલ્ડ સાહેબ બહાદુરની સવારી મુંબઈથી કચ્છ, કાઠિયાવાડ, સુરત અને વડોદરે થઈને તા. ૧૧મી જાન્યુઆરી સાંજના ૮ વાગતાં અહીં પધારી હતી. રેલવે સ્ટેશનથી શાહીબાગ સુધી દીવા કર્યા હતા. કાળુપુર દરવાજે અને પછી **બેચરદાસની નવી ધર્મશાળા આગળ દીપમાળાઓની શોભા ઘણી સરસ થઈ હતી એમ અમદાવાદમાં કદી થઈ નહોતી.**

૧૨મીએ શહેરની પ્રખ્યાત જગ્યાએ જોવા ગયા. ટ્રેનિંગ કોલેજ, હાઈસ્કૂલ અને હીમાભાઈ ઈન્સ્ટિટ્યૂટ આગળ થઈને હઠીસંઘ અને પ્રેમાભાઈ હોસ્પિટલમાં પધાર્યા હતાં.

તા. ૧૩મીના સવારના ૭ વાગતાં દાદા હરિની વાવ જોવા પધાર્યાં હતા. તથા પરી. બેચરદાસ અંબાઈદાસની કાળુપુર દરવાજા આગળની નવી ધર્મશાળાનું પ્રવેશ મુહૂર્ત નામદાર સાહેબે કર્યું. તે સમે ત્યાં પણ સારી સભા ભરાઈ હતી. અને પરી. બેચરદાસના તે રૂડા કામ વિષે સાહેબે ભાષણ કર્યું હતું. બપોરે પાટડીના દરબારશ્રીના તથા ધોળકાના શેરમીઆંની મુલાકાત શાહીબાગમાં લીધી હતી.

ગોપાળહરિ દેશમુખ, વિનાયક વાસુદેવ, બારૈયા અને લુણાવાડાના રાજાઓ શેઠ હઠીસિંગની વાડીમાં સભા થઈ હતી. ચંદુભાઈ સૂરજમલ, કવિ દલપતરામ વગેરે હાજર હતા. ૧૮૬૫માં ડિસેમ્બરમાં લોર્ડ એલ્ફિન્સ્ટન અને સન ૧૮૬૪ના જાન્યુઆરીમાં સરવાલટર ક્રિયર પધાર્યા ત્યારે આટલી શોભા થઈ નહોત.

જે.બી.પીલ અને ડો. બ્યુલર ગવર્નરની સવારી આવી ત્યારે અહીં પધાર્યા હતા. કવિ દલપતરામ લખે છે :

***''ધર્મશાળા ભલી અધિક ધન વાપરી, પૂર્વ દિશાએ પૂર બહાર કીધી***
***રોગશાંતીકશાળા રૂપાળી રચી, લોકમાં તેથી કીર્તિ ઘણી વધી.''***

**પ્રથમ પુનર્વિવાહમાં હાજરી :**

શેઠ બેચરદાસ હૃદયથી સુધારાવાદી હતા, એટલે તો તેમણે પોતાની જ્ઞાતિમાં સુધારો કરવા માટે તનમનથી મદદ કરી એટલું જ નહિ પણ પોતાની જ્ઞાતિનો કોપ

પણ વહોર્યો હતો. વશા ખડાયતા વૈષ્ણવ વાણિયાની નાતમાં તા. ૨૬ ઓગસ્ટ ૧૮૭૨ અમદાવાદમાં ભરૂચ જિલ્લાના કેરવાડા ગામના વિશાખડાયતા વાણિયાની દીકરી નામે જીવકોર ૧૧ વર્ષની ઉંમરે બાઈ વિધવા થઈ. કન્યાએ અભ્યાસ કર્યો. ૧૮-૧૯ વરસની થઈ તેને વિચાર થયો : વિધવાપણું ભોગવવા કરતાં મારી નાતમાં સારો વર મળે તો પુનર્લગ્ન કરવું. તેની જ નાતનો નડિયાદનો વતની લલુભાઈ મથુરદાસ જેની ઉંમર આશરે તેવીસ ભરૂચ જિલ્લાના કતપોરે સરકારી નિશાળનો મહેતાજી જીવકોર અમદાવાદની ફિમેલ નોર્મન સ્કૂલમાં વધારે અભ્યાસ કરવા આવી. બંને વચ્ચે પત્રવ્યવહાર થયો. મહેતાજીએ આ બાબતમાં અમદાવાદની પુનર્વિવાહોત્તેજક સભાના મેમ્બરોની મદદ માગી, તેમાં બેચરદાસ પણ ખરા. તેઓએ બધાએ આ માટે રજા આપી અને તે વખતે હાજર રહેવાનું કહ્યું અને તેમાં હાજર થયા. શ્રાવણ વદ રવિ ૭ ગોકુલિક લગ્ન આવ્યું. રા. રઘુનાથજીએ પોતાને ઘેર વિધિ કરી સારા માણસોને બોલાવ્યા. ડે. કલેક્ટર ફરનાન્ડીસ, રા.બ. ગોપાળહરિ દેશમુખ, રા. બ. ભોળાનાથ સારાભાઈ, ખેડાના સેકન્ડ ક્લાસ સબોરડિને જડજ, રા.બ. બેચરદાસ અંબાઈદાસ, રાવસાહેબ મહીપતરામ રૂપરામ, રાજેશ્રી રણછોડલાલ વગેરે આશરે ૧૫૦ ગૃહસ્થો હાજર હતા. ત્યાં ફંડ થયું તેમાં ૪૦૦ રૂપિયાની રકમ થઈ જેમાં સાહેબો અને દેશીઓએ મદદ આપી. બ્રાહ્મણોએ કન્યાદાન કર્યું. આ લગ્નમાં (સભામાં) વડનગરા નાગર ગૃહસ્થો, સાઠોદરા, વીસનગરા, ઔદિચ્ય, મોઢ, શ્રીમાળી, રવાળ, રાયકવાડ, ટોળકિયા નાતોના બ્રાહ્મણો હતા. શ્રાવક મેશ્રવાણિયા, કણબી, મહારાષ્ટ્રીય બ્રાહ્મણો તથા પરભુઓ હતા. વરકન્યાની સહીવાળો સ્ટાંપ પરનો દસ્તાવેજ તે સભામાં વાંચવામાં આવ્યો.

**બેચરદાસ લશ્કરી અને અમદાવાદ નગરપાલિકા :**

બેચરાસને તેમની પ્રવૃત્તિઓને કારણે એક પછી એક માનવંતા ખિતાબો મળવા શરૂ થઈ ગયા હતા. તેઓ સૌ પ્રથમ ૧૮૬૨માં અમદાવાદ નગરપાલિકાના કાઉન્સિલર બન્યા અને ૧૮૬૬માં લોકલ ફંડ કમિટીના સભ્ય તરીકે નિમાયા તેમજ ૧૮૬૮માં પ્રથમ વર્ગના મેજિસ્ટ્રેટ જેવો માનવંતો હોદ્દો પ્રાપ્ત થયો. બેચરદાસની અમદાવાદ નગરપાલિકાની પ્રવૃત્તિઓ તેમના જીવન પર્યન્તના કાઉન્સિલરના હોદ્દાને કારણે આજીવન રહી હતી અને તેઓએ હંમેશાં પ્રજાની સુખાકારી માટે કાર્યો કર્યાં હતાં. પાણી અને ગટર યોજનાની સ્કીમ જ્યારે અમલમાં આવી તે વખતે અંગ્રેજ અધિકારીના આભારવિધિના સમારંભમાં તેમજ જનતાના આ અંગેના પ્રત્યાઘાતો જાણવા માટે જે જાહેરસભા યોજાઈ હતી તેમાં પ્રમુખસ્થાને બેચરદાસ લશ્કરી હતા. આ સભા બોલાવવા માટે જે ચાર-પાંચ ગૃહસ્થોની સહીથી આમંત્રી હતી તેમાં તેમનું



પણ નામ હતું, કારણ તેઓ કાઉન્સિલર જેવો મોભાદાર હોદ્દો ધરાવતા હતા. બેચરદાસ પ્રજાજોગ પ્રવૃત્તિઓને સમજવા માટે તે વખતની મ્યુનિસિપાલિટીનાં કાર્યો, તેની મર્યાદાઓ અને તેના સ્વરૂપને સમજવું ઘણું આવશ્યક બને છે.

અમદાવાદ શહેરના બે મુખ્ય પ્રશ્નો હતા : આરોગ્ય અને પાણીની વ્યવસ્થાનો તે વખતે અમદાવાદ રોગનું ઘર ગણાતું તેનું મરણ પ્રમાણ હિન્દુસ્તાનમાં સર્વથી વધારે મરણપ્રમાણવાળું શહેર ગણાતું. કર્નલ ડ્યુકેટે દુનિયાનાં કેટલાંક શહેરો સાથે અમદાવાદ શહેરના મરણ પ્રમાણનો આંક કાઢતાં બતાવ્યું છે કે કિસ્ટિયા અને લંડન મરણનો જે આંક હતો તેના કરતાં લગભગ ડબલ આંક અમદાવાદ મિ. ડ્યુકેટ નોંધ છે : ''દુનિયાના કોઈ પણ દેશના મરણ પ્રમાણ કરતાં વધુ મરણ આંક ધરાવતું શહેર.'' આવા શહેરની સુખાકારી આપવાની જવાબદારી બેચરદાસ અને અન્ય બીજા ગૃહસ્થોએ સારી રીતે બજાવી હતી. આરોગ્યને સુધારવા અને મરણપ્રમાણ અટકાવવા સુધી સદ્‌ગૃહસ્થો તરફથી દવાખાનાંઓ બંધાવા શરૂ થયાં તેમાં બેચરદાસે તેમના નામની ડિસ્પેન્સરી બાંધી દર્દીઓને ખાવાનું મફત મળે તે વ્યવસ્થા કરી હતી. અમદાવાદમાં તે વખતે દરરોજ ત્રણ માણસો ક્ષયથી મરણ પામતા હતા. રક્તપીતિયાનો રોગ પણ હતો તેની માહિતી બેચરદાસે પોતાના વ્યાખ્યાનમાં કરેલી છે.

મદ્રાસ મ્યુનિસિપાલિટીના એક વખતના ઉપપ્રમુખ અને ઈજનેર જે. એ. જોન્સે જિલ્લા મ્યુનિસિપાલિટીઓ ઉપર એક પુસ્તક લખ્યું છે એમાં હિન્દુસ્તાનના લોક વ્યક્તિની શુદ્ધિ માટે બહુ કાળજી રાખતા છતાં જનસમુદાયની શુદ્ધિ માટે બેદરકાર હતાં. પીવાના પાણીને હિન્દુઓ જેટલું બગાડે છે તેટલું બીજી કોઈ પ્રજા ભાગ્યે જ બગાડતી હશે. અમદાવાદની પ્રજા કચરાનો નિકાલ કરવાનું બરાબર જાણતી હતી.

અમદાવાદના કલેક્ટર મિ. એચ. બારોડેલીએ શહેરના લોકોને શહેરસુધારણાના પ્રશ્નમાં રસ લેતા કર્યા હતા. આ પહેલાં મોટાં શહેરોમાં મ્યુનિસિપાલિટીનો વહીવટ કોન્ઝર્વંસી દ્વારા થતો તેમાં મેજિસ્ટ્રેટ અને કલેક્ટર, બે પોલીસ મેજિસ્ટ્રેટ, બે યુરોપિયન અને ત્રણ દેશી જસ્ટિસ ઓફ પીસની બનેલી હતી. ૧૮૪૫માં અમદાવાદમાં પણ આમ જ હતું. ૧૮૩૦માં ઘી, શાલ, અફીણ વગેરેની આવક-જાવક ઉપર કર નાખી આવક વધારી તેમાંથી એકઠી થયેલી રકમ લોકોની સંમતિથી લોકોના આરોગ્ય, સ્વચ્છતા અને દીવાબત્તી માટે વાપરવાનું નક્કી થયું. માટે જ કર્નલ વોલ્ટર ડ્યુકેટ લખે છે કે પશ્ચિમ હિન્દના આ ઈલાકામાં મ્યુનિસિપાલિટીના વહીવટની ઝાંખી પહેલવહેલ અમદાવાદમાં જ થઈ એમ માની શકાય.

દેશી વસ્તીની સંમતિ, રાજીખુશીથી અને વહીવટમાં સહકારનો પ્રબંધ અમદાવાદમાં થયો તે બેચરદાસ જેવા કાઉન્સિલરે તેને પાછળથી વિકસાવ્યો એટલે

આ બાબત અમદાવાદ મ્યુનિસિપલ વહીવટના ઇતિહાસમાં મહત્ત્વનો અને ગૌરવશાળી ગણી શકાય. ૧૮૫૮ સુધી નાણાનો ઉપયોગ શહેર સુધારણામાં થયો. ઈ.સ. ૧૮૭૨ના કાયદા પ્રમાણે શહેરની મ્યુનિસિપાલિટી બનાવવામાં આવી ૧૮૪૭માં કોટ ફંડનો વહીવટ કરનારી સત્તા તથા ક્લેક્ટર મિ. ફોસેટે શહેરને પાણી પૂરું પાડવાનો વિચાર કર્યો હતો. આ સભામાં બેચરદાસ પણ સભ્ય હતા. ૧૮૭૪માં પાણી પૂરું પાડવા માટે ફરગ્યુસને એક સૂચના કરી થોડે થોડે વખતે હેથરલી, બારેડોલ, પોટીજર, રેનોલ્ડ ડાઇંગ, બેચરદાસ લશ્કરી અને રણછોડલાલે ૧૮૮૫ સુધીમાં ખર્ચના અડસટ્ટા કર્યા પણ અમલ થયો.

બેચરદાસને બોરડેલે અને ફોસેટ સાથે સારા સંબંધો હોવાથી તેઓ પ્રજાની સુખાકારીના પ્રશ્નમાં હંમેશાં મદદ કરતા હતા. ૧૮૭૭-૭૮માં કેટલાક નવા કરવેરા નાખ્યા તે લોકોને ભારે પડ્યા નહીં, કારણ સામે મ્યુનિસિપાલિટી પ્રજાનાં કામો પાછળ રકમ ખર્ચવા લાગી. ૧૮૭૭-૭૮માં મ્યુનિસિપાલિટીની કુલ આવક રૂ. ૨,૨૫,૪૫૦ રૂપિયાની હતી, અને લોકોપયોગી કાર્યોમાં વપરાયેલી રકમ રૂ. ૨,૬૭,૯૮૦ હતી. **બેચરદાસ જેવા ગૃહસ્થ એવું માનતા હતા કે પ્રજા પાસેથી પાણીનો વેરો લેવો જોઈએ નહીં. આપણે ધનાઢ્યોએ ભેગા મળી પાણી મફત પ્રજાને પૂરું પાડવું જોઈએ. થોડાક મતભેદ હોવા છતાં તેઓએ ગટર યોજનાના પ્રશ્ન વખતે જાહેર સભામાં પ્રમુખસ્થાન શોભાવ્યું હતું** તેની વિગત આ પ્રમાણે છે જે શબ્દશઃ રજૂ કરવી જરૂરી બને છે.

**અમદાવાદ નગરપાલિકામાં પ્રજાકામો :**

તે વખતે ગટર યોજનાની બાબત ઘણી વિવાદાસ્પદ બની હતી તેની વિગત આ પ્રમાણે હતી.

ટી.સી. હોમનો ઉપકાર માનવા તા. ૩૦ નવેમ્બર ૧૮૮૬ના રોજ નગરશેઠ પ્રેમાભાઈ હીમાભાઈ વગેરે પાંચ ગૃહસ્થોના આમંત્રણથી ટંકશાળમાં એક મોટી લગભગ ૨,૫૦૦ માણસોની સભા મળી હતી. હિન્દુ મુસલમાન સઘળા વર્ગના હતા. ગટર કરવા સંબંધી રા.બ. રણછોડલાલના આગ્રહે કર્નલ ડ્યુકેટને બોલાવી આશરે (ગુ. ઇરિગેશન ખાતાના એકત્રી ઇજનેર) ૫,૦૦૦ ખર્ચ કરીને એસ્ટિમેટ કરાવું. આ કામ અટક્યું એટલે રણછોડલાલે સર હોમને લખીને તેનો અભિપ્રાય માગવાથી તે ઉદાર ગૃહસ્થે પોતાનો અભિપ્રાય આપ્યો હતો. શેઠ મણિભાઈની દરખાસ્તથી અને શેઠ ત્રિકમભાઈના ટેકાથી પ્રમુખની ખુરશી શેઠ બેચરદાસે લીધી હતી. સભા બોલાવવાના કારણમાં બહાર પડેલ જાહેરખબર વંચાવ્યા પછી રા.બ. બેચરદાસે સર હોમની યોગ્ય સ્તુતિ કરી હતી, તે પછી ડ્રેનેજથી થતા નુકસાન વિષે કેટલુંક જણાવ્યા બાદ ખા.સા. કાવસજીએ સર હોમે લખેલી યાદીનો તરજુમો વાંચી સમજાવ્યો અને



તે માટે તેમનો ઉપકાર માનવાની દરખાસ્ત કરી, જેને ક્વીશ્વર દલપતરામે ટેકો આપતાં સર હોમનાં યોગ્ય વખાણ કર્યાં. રણછોડલાલ આપણને મોટા ખર્ચથી હોમને કાગળ લખી બતાવા તે માટે તેમનો પણ આભાર માન્યો. રા.બ. મહીપતરામ પર હોમનો આવેલ પત્ર તેમાં સંપ પર ચાલવાનું જણાવ્યું હતું. સંપ વિના પ્રજાને નુકસાન ભોગવવાનું છે. રા.બ. નરભેરામે પ્રમુખનો ઉપકાર માન્યો રા.સા. વૃજરોયે ટેકો આપ્યો. હોમની અને રાણી વિક્ટોરિયાની જય બોલ્યા બાદ સભા બરખાસ્ત થઈ.

**આ ઉપરાંત સાબરમતી સાથે ખંભાત દરિયો જોડી દઈ છેક અમદાવાદ સુધી સાબરમતી નદી વહાણવટું એટલે કે નદી માર્ગે જોડવાની તેમની ઇચ્છા હતી. આમ અમદાવાદને આબાદ રળિયામણું નગર બનાવવાનો તેમનો પ્રયત્ન રહ્યો હતો.**

૧૮૬૨માં તેઓ મ્યુનિસિપલ કાઉન્સિલર તરીકે નિમાયા હતા જે હોદ્દા પર તેમણે જીવંતપર્યંત રહી શહેરી પ્રજાના હિતાર્થે સેવા કરી હતી. ૧૮૬૬માં લોકલ ફંડ કમિટીના સભાસદ પણ નિમાયા હતા.

**અમદાવાદમાં થયેલો જ્યુબિલી મહોત્સવ :**

મહારાણી વિક્ટોરિયાને ઇંગ્લેંડની ગાદીએ બિરાજ્યાને ૫૦ વર્ષ પૂરાં થયાં હતાં. ૨૦મી જૂને તે નિમિત્તે ફેબ્રુઆરી ૧૬-૧૭ દેશભરમાં ઊજવવાનું હિન્દના ગવર્નર જનરલનો ઠરાવ હતો. આ માટે અમદાવાદ લાલદરવાજે ચંદણી બાંધી હતી. કલેક્ટરના બંગલાને શણગાર્યો હતો. શાળાઓની બાળાઓની વ્યવસ્થા ગોઠવાઈ હતી, તેના ચાર્જમાં મહીપતરામ રૂપરામ હતા. આ દિવસે કાગડાપીઠના ગરીબોને લાકડસી અને ખીચડી વહેંચી. ભરૂચ સુરતથી લોકો નિશાનડંકા લઈ આવ્યા હતા. તાલુકદારના નિશાન હાથી પર હતા. દરબારમાં ક્લેક્ટર રીડ સાહેબે ભાષણ કર્યું હતું. દલપતરામે કવિતા ગાઈ રા. કૃષ્ણરાવ ભોળાનાથ ને કવિ દલપતરામ અને પાટડી દરબારને સાલુ ને પાઘડી ભેટ આપ્યાં હતાં. નામદારપાટડી દરબારે રૂપાના ફુલવતી નામદાર મહારાણીની છબી વધાવી હતી. રાત્રે હઠીસીંગના બંગલે નાચગાનની મિજબાની હતી. કાંકરિયા પર રોશની હતી. ૧૮મી રાત્રે પાટડી દરબારે દિલ્હી દરવાજાથી શેઠ હઠીસીંગની વાડી સુધી પોતાના ઉતારાના બંગલામાં અને વાડીના બંગલામાં તથા વચ્ચે ભભકદાર રોશની કરાવી હતી. નાચની મિજબાની દરબારશ્રીએ ભેગા મળેલા તાલુકેદારોને મિજબાની આપી હતી. આ પ્રસંગે બેચરદાસની હવેલી તેમજ તેમણે બનાવેલી સંસ્થાઓ પર ભારે રોશની કરવામાં આવી હતી. તેમણે સારો ખર્ચ કર્યો હતો.

આ સમયે મુંબઈ ઇલાકામાં જ્યુબિલીના માનપાનમાં કેટલાકને ખિતાબો આપ્યા હતા. વડોદરાના મહારાજા સયાજીરાવ ગાયકવાડ (જી.સી.એસ.આઈ.), ઇડરના મહારાજા કેસરીસિંહજી (કે.સી.એસ.આઈ), ગોંડલના મહારાજા ભગવતસિંહજી

(કે.સી.આઈ.ઈ.) અને મહાદેવ ગોવિંદ રાનડેને સી.આઈ.ઈ.નો ખિતાબ તેમજ લગભગ ૨૦ ગૃહસ્થોને યોગ્યતા પ્રમાણે દીવાન બહાદુર, ખાનબહાદુર, રાવબહાદુર કે રાવસાહેબના ખિતાબો અપાયા હતા.

**દયાનંદ સરસ્વતી : બેચરદાસ લશ્કરી અને અમદાવાદનો આર્યસમાજ :**

દયાનંદ સરસ્વતીને સુરત પધારવા માટે કવિ નર્મદે વિનંતી કરેલી. જ્યારે તેઓ સુરત પહોંચ્યા ત્યારે તેમના સ્વાગત માટે સ્ટેશન પર કોઈ ન હતું. થોડાક સમય પછી જગજીવનદાસની ગાડી આવી. સ્વામીજી અને પંડિત કૃષ્ણરામ ઈચ્છારામ તેમાં ગયા. દયાનંદે ત્યાં વ્યાખ્યાનો આપ્યાં. દુર્ગારામ મહેતાજી તેમની સુધારક પ્રવૃત્તિને લઈ સુરતના લ્યૂથર ગણાતા.

તેઓ ૧૨મી ડિસેમ્બર ૧૮૭૪ના રોજ ગોપાળ હરિ દેશમુખના આમંત્રણથી અમદાવાદ આવ્યા. અમદાવાદના પ્રાર્થના સમાજ દ્વારા તેમનાં વ્યાખ્યાનો ગોઠવવામાં આવ્યાં. તેઓએ પ્રથમ વ્યાખ્યાન હીમાભાઈ ઇન્સ્ટિટ્યૂટમાં આપ્યું. ત્યારબાદ તા. ૧૩ અને ૧૪ ડિસેમ્બર ૧૮૭૪ના રોજ તેઓએ બે વ્યાખ્યાનો પ્રાર્થના સભાના વાર્ષિકોત્સવ વખતે અમદાવાદની ટ્રેનિંગ કોલેજમાં આપ્યાં જ્યાં એક હજાર લોકોએ તેમના પ્રવચનમાં હાજરી આપી હતી. આ સભામાં રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસ, રાવબહાદુર ગોપાળ હરિ દેશમુખ, ભોળાનાથ સારાભાઈ, રણછોડલાલ છોટાલાલ વગેરેએ એવું સૂચન કર્યું કે દયાનંદ સાથે શાસ્ત્રીઓનો શાસ્ત્રાર્થ થવો જોઈએ. આ ઉપરાંત આ સજ્જનોએ પોતાની સહીઓથી એક નિવેદન બહાર પાડ્યું તેનો અભિપ્રાય આ મુજબનો હતો.

મહાપુરુષ સ્વામી દયાનંદ અહીં પધાર્યા છે તેમની સાથે વેદપ્રતિપાદિત ધર્મના સંબંધમાં વિચાર કરવા માટે નિમ્નલિખિત પંડિતોને આમંત્રિત કરવામાં આવે છે. પંડિતો ૧૯ ડિસેમ્બરે ફિમેલ ટ્રેનિંગ કોલેજમાં પધારે. પંડિત સેવકરામ, લલ્લુભાઈ, ભાસ્કર, ભાઈશંકર, ભટ્ટ દામોદર વગેરે ત્રીસ પંડિતોને આમંત્રિત કર્યાં હતાં.

આ વિનંતીપત્રને ફિમેલ ટ્રેનિંગ કોલેજના હેડમાસ્તર પંડિત રેવાશંકર શાસ્ત્રીઓ પાસે લઈને ગયા. પંડિત બાપાજી, કેશવ શાસ્ત્રી અને પ્રમુખ પંડિતોએ કહ્યું કે ચાર વ્યક્તિઓ મધ્યસ્થી હોવા જોઈએ અને સભામાં કોઈ યવનનો પ્રવેશ ન થવો જોઈએ. આ બંને વાતોનો સ્વીકાર કરવામાં આવ્યો અને તેનો સમય એક વાગ્યાનો નિયત કરવામાં આવ્યો. સ્વામીજી નિયત સમયે સભાસ્થળ પર ઉપસ્થિત થઈ ગયા, પરંતુ આમંત્રિત પંડિતોમાંથી કોઈ આવ્યું નહિ. એક-બે બીજા બ્રાહ્મણો આવ્યા તેમણે જે પૂછ્યું તેનો યોગ્ય ઉત્તર આપી સ્વામીજીએ 'જન્માન્તરવાદ' પર એક પ્રવચન આપ્યું અને સભા વિસર્જન થઈ.



સ્વામીજીના અમદાવાદ આગમનના સંબંધમાં ૪ જાન્યુઆરી સન ૧૮૭૫ના 'ટાઈમ્સ ઓફ ઈન્ડિયા'એ આ પ્રમાણે લખ્યું હતું : સ્વામીજી અમદાવાદમાં બે સપ્તાહ કરતાં વધારે રોકાયા. તે એક દિવસ વ્યાખ્યાન આપતા હતા અને તેના આગળના દિવસો માણિકેશ્વર મંદિરમાં જ્યાં તેમનો ઉતારો હતો ત્યાં શંકા સમાધાન કરતા હતા. તેઓને માત્ર વેદોનું જ ઊંડું જ્ઞાન છે એવું નથી. પરંતુ હીબ્રુઓના ધર્મગ્રંથોથી પણ તેઓ જાણકાર છે, અને જૈનો, ઈસાઈઓ અને મુસલમાનોના ધર્મગ્રંથોનું પણ જ્ઞાન છે. તેમની વ્યાખ્યાન આપવાની શૈલી અદ્ભુત છે એટલા માટે તેમના વ્યાખ્યાનમાં લોકો મોટી સંખ્યામાં આવતા અને તેઓને પસંદ કરતા હતા.

શાસ્ત્રીઓ કહેતા કે દયાનંદના વિજયનું કારણ એ છે કે સુધારક દળના લોકો દયાનંદનો પક્ષ લે છે અને તેની તરફ સહાનુભૂતિ રાખે છે.

૨૮ ડિસેમ્બર ૧૮૭૪માં સ્વામીજી અમદાવાદથી રાજકોટ ગયા. ૭ જાન્યુઆરી ૧૮૭૫ના 'હિતેચ્છુ'માં લખ્યું છે કે 'પંડિત દયાનંદે પોતાના થોડાક દિવસનાં રોકાણોમાં અમદાવાદવાળાઓને તેમાં ખાસ કરી શિક્ષિતવર્ગને આશ્ચર્યચકિત અને મંત્રમુગ્ધ કરી દીધા. આશ્ચર્યચકિત એટલા માટે થયા કે તેઓએ પોતાના દેશ ગુજરાતમાં કોઈ શાસ્ત્રીને હિન્દુધર્મની આટલી યોગ્યતા અને બુદ્ધિમત્તાથી વ્યાખ્યાન આપતા જોયા કે સાંભળ્યા નથી.'

અમદાવાદમાં સ્વામીજીએ સ્વામિનારાયણ મતનું ખંડન કર્યું અને 'સ્વામિનારાયણમત ખંડન' નામનું પુસ્તક રચ્યું.

રાજકોટમાં તેઓ કેમ્પની ધર્મશાળામાં ઊતર્યા. હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળાને કરી હતી. સ્વામીજીએ ત્યાં જુદા જુદા વિષયો પર વ્યાખ્યાનો આપ્યાં. અહીં સ્વામીજીએ એવો પ્રસ્તાવ રાખ્યો હતો કે રાજકોટમાં આર્યસમાજ સ્થાપિત કરવામાં આવે અને પ્રાર્થના સમાજને આર્યસમાજમાં ભેળવી દેવામાં આવે. પ્રાર્થના સમાજના બધા લોકોએ આ પ્રસ્તાવને સ્વીકારી લીધો અને આમ રાજકોટમાં આર્યસમાજ સ્થાપિત થઈ ગયો. રાજકોટનો આર્યસમાજ વાસ્તવમાં ભારતવર્ષનો સૌથી પ્રથમ આર્યસમાજ હતો.

૧૮ જાન્યુઆરી સન ૧૯૭૫માં સ્વામીજી કેટલીક છાપેલી પત્રિકાઓ સાથે લઈ રાજકોટથી અમદાવાદ આવ્યા. પુનઃ અમદાવાદમાં વ્યાખ્યાનો શરૂ કર્યાં. સ્વામીજીએ તેમના વ્યાખ્યાનમાં બાળવિવાહની ઝાટકણી કાઢી તેમજ અમદાવાદમાં આર્યસમાજની સ્થાપના માટે પ્રસ્તાવ રાખ્યો. સાથોસાથ તે માટેના છાપેલા નિયમો વાંચી સંભળાવ્યા. બધા લોકોને તે પસંદ પડ્યા અને તેની વિગતે ચર્ચા કરવા માટે ૨૭ જાન્યુઆરી ૧૮૭૫ના દિવસે રાવબહાદુર વિઠ્ઠલદાસને ઘેર એક સભા રાખવામાં

આવી. **આ સભામાં બેચરદાસ લશ્કરી ગોપાળરાવ હરિદેશમુખ, ભોળાનાથ સારાભાઈ, અંબાલાલ સાકરલાલ વગેરે મહાનુભાવો હાજર હતા. કેટલાક શાસ્ત્રીઓ અને પાદરીઓ પણ હાજર હતાં. શાસ્ત્રીગણે એવો દાવો કર્યો કે મૂર્તિપૂજા અમારાં શાસ્ત્રોને અનુકૂળ છે. તે માટે બેચરદાસ અંબાઈદાસે તેઓને કહ્યું કે, સ્વામીજી તમારી સાથે શાસ્ત્રાર્થ કરવા માટે તત્પર છે, તમે તેમની સાથે શાસ્ત્રાર્થ શા માટે નથી કરી લેતા? પરંતુ શાસ્ત્રી લોકો આ વાત પર સંમત થયા નહિ અને તેઓને શાસ્ત્રાર્થ ન કરવાનું કારણ પૂછ્યું તો તેઓએ જણાવ્યું કે સ્વામીજીએ વેદમંત્રનો અર્થ અશુદ્ધ કર્યો છે. શાસ્ત્રીઓએ તેનાં અર્થઘટનો કર્યાં. સ્વામીજીએ પણ તેમનું અર્થઘટન કર્યું અને તેના અર્થના લખાણ પર સહીઓ થઈ તે સહી કરવામાં બેચરદાસ લશ્કરીની સંસ્કૃત પાઠશાળાના આચાર્ય પણ હતા.** ગોપાળ હરિ દેશમુખ અને ભોળાનાથ તથા અંબાલાલે સ્વામીજીએ વેદનો કરેલો અર્થ સાચો માન્યો અને શાસ્ત્રીઓને દુરાગ્રહી અને અવિવેકી કહ્યા. ગોપાળ હરિ દેશમુખ આર્યસમાજના વિચારોથી આકર્ષાયા પણ ભોળાનાથ હજુ દ્વિધામાં હતા. તેઓ તે વિચારો સાથે પૂર્ણ રીતે સંમત ન હતા.

૧૧ માર્ચ સન ૧૮૭૫ના 'હિતેચ્છુ'માં લખ્યું છે : ''હું અમદાવાદના લોકોને આર્યસમાજ સ્થાપિત કરવાની વધાઈ આપું છું... **આશરે ૩૦ સજ્જનો આર્યસમાજમાં જોડાયા જેમાં ગોપાળ હરિ દેશમુખ, રાવબહાદુર બેચરદાસ અને રાવસાહેબ મહીપતરામ પણ હતા. આ સજ્જનો હંમેશાં ભારતનું ભલું થતું હોય તેવાં કાર્યોમાં યોગદાન આપવામાં અગ્રેસર રહે છે.''**

દયાનંદના આગમન પહેલાં બેચરદાસ લશ્કરીએ દૂધપીતી કરવાની ચાલ તેમજ બાળવિવાહ સામે પ્રખર ઝુંબેશ ચલાવી હતી. અને ગરીબોની સેવા, સંસ્કૃત ગિર્વાણ ભાષા તરફનો પ્રેમ, સ્ત્રીઉદ્ધારની પ્રવૃત્તિ જેવી અનેકવિધ સામાજિક ઉત્કર્ષની પ્રવૃત્તિઓમાં બેચરદાસનું ઘણું યોગદાન હતું. દયાનંદના વિચારોનો તેમની પ્રવૃત્તિ સાથે સુમેળ હતો એટલે તેઓ તેમના પ્રત્યે આકર્ષાયા. તેમણે સ્થાપેલી સંસ્કૃત પાઠશાળા, મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ, કોલેજ પણ સ્વામીજી માટે બેચરદાસ લશ્કરી પ્રત્યેનું વિશિષ્ટ આકર્ષણ બન્યું હોય તે સહજ ગણાય તેમજ સ્વામીજીએ તેમના ઘરનું આતિથ્ય પણ માણ્યું હતું. આમ આપણે જોઈ શકીએ છીએ કે ૧૯મી સદીની સામાજિક અને ધાર્મિક ઉત્થાનની ચળવળોની બે સંસ્થાઓ આર્યસમાજ અને પ્રાર્થનાસમાજ બંનેમાં બેચરદાસ લશ્કરી જોડાયેલા હતા. તેમનું તેમાં વૈચારિક અને આર્થિક પ્રદાનપણ હતું. તેઓ પ્રાર્થનાસમાજના પ્રમુખ પણ રહ્યા હતા. ભોળાનાથ, મહીપતરામ તથા ગોપાળ હરિદેશમુખની દોસ્તીને કારણે એકેશ્વરવાદ તરફ તેમની રુચિ ઢળવા લાગી



હોય તેમ લાગે છે. આ પ્રવૃત્તિઓને કારણે બેચરદાસ લશ્કરી બ્રહ્મોસમાજ અને પ્રાર્થનાસમાજની મુંબઈ અને બંગાળામાં પ્રવૃત્તિ ચલાવનાર વ્યક્તિઓના ગાઢ પરિચયમાં આવ્યા હતા. ગુજરાતના સુરત અને ભરૂચના સુધારકો સાથે તો તેમનો પરિચય હતો જ.

**પ્રજાના પ્રશ્નો પ્રત્યે બેચરદાસનો અભિગમ :**

ધર્મના, પ્રજાના અને દેશના પ્રશ્નો સમાજ માટે બેચરદાસનું દૃષ્ટિબિંદુ હંમેશાં વ્યવહારુ અને ઉદાર રહ્યું હતું. પછી તે અમદાવાદની નગરપાલિકાનો પ્રશ્ન હોય કે સુતરાઉ કાપડની મિલને લગતો કે સમાજસુધારણાનો પ્રશ્ન હોય. અમદાવાદની નગરપાલિકાને લગતા પ્રશ્નો અને તેની રજૂઆત સરકાર સમક્ષ કરવામાં બેચરદાસ અંબાઈદાસ લશ્કરી, પ્રેમાભાઈ હીમાભાઈ અને રણછોડલાલ છોટાલાલ વગેરેની નીતિ એવી ન હતી કે સરકારના કાર્યમાં ડખલ કરવી, તેમ છતાં તેઓ પોતાના અધિકારો માટે સતત જાગૃત હતા તેમજ પ્રજા માટેના પ્રશ્નોની જાગૃતિ ધરાવતા હતા.

સરકારે રણછોડલાલ છોટાલાલને કાર્યકારી સમિતિના કાર્યકારી પ્રમુખ નીમ્યા તે બહુ રહસ્યમય હતું. તેની વિગત એવી છે કે કમિશનની પ્રથમ બેઠક સમક્ષ પ્રથમ ઠરાવ શહેરના નગરશેઠ નીમવાનો હતો. પ્રેમાભાઈ હીમાભાઈએ વૃદ્ધત્વને કારણે નગરશેઠ બનવાની ના પાડી, તેમણે બેચરદાસ અંબાઈદાસ, સી.એસ.આઈ. મિલ માલિક અને મુંબઈ ધારાસભાના ભૂતપૂર્વ સભ્યનું સૂચન કર્યું પણ બેચરદાસને ક્લેક્ટર જે.બી. રિચેયની સાથે ખાસ સંબંધ ન હોવાથી તેણે બહાનું કાઢ્યું કે બેચરદાસે સરકાર પાસેથી જમીનનો ટુકડો ખરીદ્યો છે અને તેમજ રિચેયનો અભિપ્રાય બેચરદાસ માટે પૂર્વગ્રહવાળો હતો. તે એમ માનતો હતો કે પહેલાં જેવું વર્ચસ્વ બેચરદાસનું પ્રજા પર રહ્યું નથી. આખરે મતદાન થયું. કાવસજી મંચેરજી, મહીપતરામ રૂપરામ, અબાજી વિષ્ણુ, કાઠવરે અને રતનલાલ ત્રંબકલાલે બેચરદાસ માટે મતદાન કર્યું.

રણછોડલાલને નવા કરવેરાના વધારા માટે પ્રજા અને ચૂંટાયેલા પ્રતિનિધિઓ તરફથી ઘણું સાંભળવું પડ્યું. ૧૮૮૫માં કારવેલ બોવેસ કાર્યકારી કલેક્ટર તરીકે નિમાયા. તે વખતે રાવસાહેબ મહીપતરામનું જૂથ વધારેલા કરવેરાની સામે અસંતુષ્ટ હતું અને લડત ચલાવતું હતું. તેમાં ખાસ કરી બેચરદાસ અંબાઈદાસ લશ્કરી, કાવસજી મંચેરજી કરંજવાલા, પાદશાહી દીવાન મીરઝા નજાફ અલીખાન વાલીદે મીરઝાનવાબ, દેસાઈભાઈ કાલિદાસ વકીલ, અરદેશીર કાવસજી કરંજવાલા, મગનલાલ સ્વરૂપચંદ અને કેશવલાલ મોતીલાલ વગેરે હતા.

૧૮૮૫માં પ્રજાએ પોતાની માગણીઓ રજૂ કરવા માટે 'ગુજરાત સભા'ની સ્થાપના કરી દીધી હતી. જૂના અમદાવાદ એસોસિયેશનના સેક્રેટરીએ સરકારને

મ્યુનિસિપાલિટી કમિશનના બંધારણ માટે પત્ર લખ્યો તેના બીજા જ વર્ષે એટલે કે ૧૮૮૬માં અમદાવાદના નગરજનો વતી પ્રજાના અધિકારો માટેની એક દાદ-અરજી લોર્ડ ડફરીન સમક્ષ રજૂ કરવામાં આવી. તે નગરપાલિકા તરફથી રજૂ થઈ ન હોવાથી ડફરીને સ્વીકારવાની ના પાડી દીધી. આ અરજીમાં બેચરદાસ લશ્કરીની સહી હતી. સ્પષ્ટરૂપે બેચરદાસની આ જવાબદારી બની ગઈ હતી, કારણ રણછોડલાલ ૧૮૮૮માં માંદગી અનુભવતા હતા. બેચરદાસના પ્રમુખપદે પ્રજાની જાહેરસભા થઈ અને ૫,૭૨૬ લોકોની સહીવાળી અરજી તેઓએ સ્વીકારી. તેમણે તેમાં લોકલ સેલ્ફ-ગવર્નમેન્ટમાં સુધારા કરવાની માગણી કરી હતી. આ અરજીમાં ચૂંટાયેલા $^{૨}/_{૩}$ બહુમતી સાથે ચાર પ્રતિનિધિઓ બુદ્ધિજીવી વર્ગના અને મ્યુનિસિપાલિટીએ પોતાના પ્રમુખને ચૂંટવાના હક્કની માગણી કરી હતી. સરકારે બુદ્ધિજીવી વર્ગમાંથી બે પ્રતિનિધિઓને ચૂંટવાનો અધિકાર આપ્યો પણ બીજી માંગણીઓનો અસ્વીકાર કર્યો. આમ આ અરજીમાં બેચરદાસે અને અન્ય નાગરિકોએ પ્રમુખ નીમવાના અધિકારની ઓક્ટ્રોયના વધારાના વિરોધની અને શહેર પાણી પુરવઠાની યોજનાની પણ રજૂઆત કરાઈ હતી.

**બેચરદાસ લશ્કરીના મનમાં સાબરમતીને અમદાવાદથી ખંભાતના દરિયા સાથે જોડવાનો વિચાર આવેલો પણ તેના અમલીકરણ માટે તેમના પુત્ર શંભુપ્રસાદ લશ્કરી અને મનસુખભાઈ ભગુભાઈએ એક યોજના બનાવી. ૧૮૯૪માં ગુજરાત નેવિગેશન કંપનીની રચના કરી બીજા ઉદ્યોગપતિઓ પણ તેમાં જોડાયા. તેઓએ એમ નક્કી કર્યું કે આપણે સ્ટીમલોંચ દ્વારા અને બોટ દ્વારા કોલસો અને બીજો માલ અમદાવાદ લાવવો અને અમદાવાદને મહાન ઔદ્યોગિક નગર બનાવવું. તેઓએ મુંબઈ સરકાર પાસે નદીની જમીનની ૯૯ વર્ષના પટ્ટા પર માગણી કરી પણ સરકારે આ યોજના અવ્યવહારુ કહી નામંજૂર કરી.**

૨૦મી સદીમાં કેટલાક મિલમાલિકો અને બીજાઓએ અમદાવાદમાં દેશના હિતના ફલક પર રાષ્ટ્રીય પ્રશ્નો પર ધ્યાન આપી રસ લેવા માંડ્યા હતા. પરંતુ તે પહેલાં થોડા જ ખ્યાતનામ અમદાવાદના નાગરિકો જેવા કે નગરશેઠ પ્રેમાભાઈ હીમાભાઈ અને બેચરદાસ અંબાઈદાસ લશ્કરીને મુંબઈ ધારાસભામાં સેવાઓ આપી હતી.

**ધાર્મિક પ્રવૃત્તિઓ :**

આમ શેઠ બેચરદાસ પોતાના કાળ દરમિયાન અનેકવિધ પ્રવૃત્તિઓમાં ઓતપ્રોત થયેલા હતા. પોતે ધાર્મિક પ્રકૃતિના હોઈ તેમણે અનેક ધાર્મિક સંસ્થાઓને દાન આપ્યાં હતાં. પ્રાર્થના સમાજની રચના પણ ધાર્મિક પ્રવૃત્તિ અને ધાર્મિક ઉત્સવો વખતે મદદ કરતા હતા. નવાં શિવાલયો બાંધવામાં, તેને જીર્ણોદ્ધાર કરવામાં પણ રસ લેતા હતા.



શાહપુરમાં લક્ષ્મીનું મંદિર અને શિવાલય તેમણે બંધાવ્યું હતું. તેઓએ પોતાના જીવન દરમિયાન અનેક વખતે હિન્દનાં પવિત્ર યાત્રાધામોની મુલાકાત લીધી હતી અને દાન કર્યાં હતાં. તેઓ શિવભક્ત તેમજ ઉમા કાલીના ભક્ત હતા. તેમણે ઊંઝામાં આવેલા ઉમિયા માતાના મંદિરમાં લીધેલો રસ તેનું જીવતુંજાગતું ઉદાહરણ છે. ઊંઝામાં આવેલ ઉમિયા માતાએ કડવા પાટીદારની કુળદેવી મનાય છે. તેઓ પંડે કડવા કુળના કણબી હતા. તેમને તેમાં અપાર શ્રદ્ધા હતી. આ ઊંઝાના ઉમિયા માતાના સંસ્થાનનો લાંબો ઈતિહાસ છે જે અહીં આપવો યોગ્ય નથી.

''ઊંઝાનું બીજું નામ ઉમાપુર છે. ગુજરાતમાં કણબી એટલે ખેડૂતની એક ઊજળી નાત વસે છે. આ કણબીમાં કડવા, લેઉવા અને આંજણા આ ત્રણ વિભાગ છે. કડવા કણબીનો મોટોભાગ વેપારમાં પડેલો અને બાકીનો ભાગ ખેડૂત છે... પાટડીનું વીરમગામ પાસેનું નાનું સંસ્થાન કણબી જાગીરદારનું છે. આંજણાઓ મોટે ભાગે ઘરકામ અને મજૂરી કરે છે. લેઉવા અને કડવા બેઉ ઊજળી નાત છે. આમાં કુળદેવી ઉમાજીનું અત્રે મંદિરછે. કડવાઓમાં બાર વરસે લગ્ન કરવાનો રિવાજ છે. આ લગ્નની ચિઠ્ઠી આ માતાજીમાં નાખવામાં આવે છે. માતાજી 'હા'નો જવાબ આપે તો જ લગ્ન થઈ શકે છે. આ લગ્નમાં ગર્ભવાળી બે સ્ત્રીઓ પણ ફેરા ફરે છે અને જો બેઉને પુત્રીઓ આવે તો લગ્ન મિથ્યા ગણાય છે, અને એકને છોકરો ને બીજાને છોકરી આવે તો લગ્ન સહી થાય છે. આ લગ્નના ભાસ જેવું છે બાકી તો ખરું લગ્ન તો આ લોકમાં આણું એ જ છે. આ માતાના મંદિરમાં એક કુંડ છે. આ મંદિર પથરાઓથી બાંધેલું છે અને મંદિર પાસે મોટી વિશાળ ફરસબંધી જણાય છે.

''અમદાવાદથી ઊંઝા છપ્પન માઈલ છે. આ ગામ ગાયકવાડ સરકારના તાબાનું છે. એનું પ્રાચીન નામ ઉમિયાપુર હશે અને તેનો અપભ્રંશ ઊંઝા છે. ત્યાં કડવા કણબી જ્ઞાતિની ઉમિયાદેવીનું સારું દેવાલય જોવાલાયક છે અને તેની સ્થાપના પ્રાચીન કાળની છે. આ દેવાલયને ફરતી મજબૂત ધર્મશાળાઓ, એક માનસરોવર નામે તળાવ, શિવાલયો અને અન્ય હિન્દુઓને ઊતરવા માટે ધર્મશાળા છે. આ દેવીના મંદિરનું અને ધર્મશાળા વગેરેનું દેખરેખ રાખવાનું કામ મારા પિતા શેઠ બેચરદાસના વખતથી અમારા સ્વાધીનમાં છે.''

કણબીઓ બાર બાર વર્ષે આખી ન્યાતમાં એક જ દિવસ લગ્નનો ઠરાવે છે. તે એવી રીતે કે લગ્નશાળામાં જોષી પાસે બે-ચાર લગ્નના ચોખ્ખા દિવસ જોવરાવીને કેટલીક ચિઠ્ઠીઓ કરીને માતાજીની આગળ મૂકે છે. તેમાંથી એક ચિઠ્ઠી કુમારિકા પાસે ઉપડાવે છે જે ચિઠ્ઠીમાં જે દિવસ લખ્યો હોય તે દિવસે લગ્ન કર્યાની આજ્ઞા માતાએ આપી એમ માની દેશદેશમાં કંકોતરીઓ લખી જણાવે છે. એટલે સર્વે ઠેકાણે એ

જ દિવસે લગ્ન થાય છે. તે વખતે ગમે તો સવા મહિનાની દીકરી હોય તોયે પણ તેને પરણાવી દે છે, કેમ કે પછી બાર વર્ષે લગ્નનો દિવસ આવે છે. પણ તે ન્યાતમાં પુનઃલગ્ન કરવાની છૂટ છે એટલે અડચણ પડતી નથી.

બેચરદાસ હિન્દુ વિધિ મુજબ અનેક વખત ઉત્સવો ઊજવતા અને જમણવારો આવતા, ભંડારાઓ કરતા અને પાટોત્સવ પણ કરતા હતા. શિવરાત્રી, રામનવમી અને વસંતપંચમી તેમજ ગણપતિ ચોથના ઉત્સવો કરતા હતા. નવરાત્રિના ગરબાઓ યોજતા અને લાણી વહેંચતા. તેમ છતાં તેઓ ચમત્કાર કે અંધશ્રદ્ધાના ભારે વિરોધી હતા.

ઈ.સ. ૧૮૮૨-૮૩થી ઊંઝા ખાતે આવેલ ઉમિયા માતાના સંસ્થાનમાં રાવબહાદુર બેચરદાસ શેઠે ખૂબ રસ લેવાનો શરૂ કર્યો હતો. પ્રકરણની શરૂઆતમાં કુર્મીઓનો ઇતિહાસ અને તેમની કુળદેવી ઉમિયા વિશેની પ્રાચીન માહિતી આપેલી છે. ભાટવહીવંચાઓનાં લખાણોમાં પ્રાચીનકાળમાં શંકર ભગવાને સ્વહસ્તે હાલ જ્યાં ઊંઝા છે ત્યાં પોતાનાં પટરાણી દેવી શ્રી ઉમિયાજીની સ્થાપના કરી હતી. તેનો ઐતિહાસિક આધાર ઈ.સ. ૧૫૬ (સંવત ૨૧૨) છે.

દેસાઈ પટેલોના પૂર્વજ વ્રજપાલજી નામના માધાવતીના રાજવી હતા તે પોતાનું રાજ્ય ગુમાવતાં ત્યાં આવ્યા અને પોતાના કુર્મીભાઈઓને મળ્યા હતા અને ત્યાં રહી ગયા હતા. પ્રાચીન સમયમાં આ મંદિર ઈંટ ચૂના ને માટીનું બનેલું હતું. કુર્મીયાત્રાળુઓની શ્રદ્ધા વધતાં તેઓ સુધારો કરવાની માગણી પ્રબળ બની. પણ તે ઇચ્છા ઈ.સ. ૧૮૬૦ સુધી તૃપ્ત થઈ નહીં તે સમયમાં અમદાવાદમાં રા. રામચંદ્ર મનસુખરામના હૃદયમાં કુળદેવીની પ્રેરણા થતાં અમદાવાદના ગૃહસ્થોની જ્ઞાતિ સભા બોલાવી અને સર્વાનુમતે આખી જ્ઞાતિમાં ઉઘરાણું કરવા ઠરાવ થયો તે પરથી પાટડી, વીરમગામ, અમદાવાદ, વડોદરા, ભરૂચ, સુરત, કડી પ્રાંત, દક્ષિણમાં વરાડ ને ખાનદેશ તથા નિમાડ, કાઠિયાવાડ વગેરે જે ભાગમાં કડવા કણબીઓની વસ્તી હતી ત્યાં ઉઘરાણું થયું અને એક લાખ રૂપિયા એકઠા થયા. ૧૮૬૫માં મંદિર પથ્થરનું કરવાનું કામ માતાજીના ભક્ત રામચંદ્ર મનસુખરામને સોંપ્યું.

તે કામ શરૂ થયું પણ કેટલુંક અપૂર્ણ રહ્યું. રા.બ. બેચરદાસે તે પૂર્ણ કરી બીજું નવું કામ કરવા પણ ધારણા ધરી. આ હેતુને બર લાવવા જ્યારે ના. ગાયકવાડ સર સયાજીરાવ ઈ.સ. ૧૮૮૨ના ડિસેમ્બરની ૧૪મી તારીખે ઉત્તરપ્રાંતમાં પધાર્યા ત્યારે તેમના ખાનગી કારભારી તથા કડી પ્રાંતના સૂબા સાહેબ રાવબહાદુર લક્ષ્મણરાવ જગન્નાથ દ્વારા નજીકનું ઉમિયાદેવીનું ધામ જોવાને તથા અધરું કામ પૂરું કરવામાં, તથા ધર્મશાળા બાંધવામાં યોગ્ય મદદ આપવાને તેઓશ્રીને વિનંતી કરાવી. તે પરથી



ના. ગાયકવાડ સરકાર પધાર્યા પણ ત્યાં કોઈ આગળ પડતો નર નહીં હોવાથી દ્રવ્ય સંબંધી કોઈએ કશી માંગણી કરી નહીં. જોકે બેચરદાસે મહારાજના પ્રાઈવેટ સેક્રેટરી મારફત મદદ કરવા ધર્મશાળામાં ફાળો આપવા અરજ ગુજારી હતી. પરંતુ તે સંબંધી સૂબા સાહેબનો તા. ૫-૧-૧૮૮૩ના રોજ રા.બ. બેચરદાસના પત્રના પ્રત્યુત્તરમાં વીસનગરથી રાવબહાદુર લક્ષ્મણરાવે પત્રમાં જણાવ્યું હતું કે, 'મહારાજ સાહેબ ઊંઝા ગયા હતા અને તેઓ તમારા કુળદેવીનું દેવળ જોવા ગયા હતા. ત્યારે બાજી પટેલે એવું કહ્યું કે ઉઘરાણું ઉઘરાવવામાં આવે તેનો ચોખ્ખો હિસાબ રાખવા એક કારકુન કે મહેતાજી માટે જરૂર છે. આવા જૂજવા કામમાં સરકારને હાથ ઘાલવા શા માટે કહેવું જોઈએ તે મને સમજાતું નથી. બેશક તમારા જેવા નામાંકિત માણસ જે કમિટીના સભાસદ છે તેને હાથે કામની મદદ સિવાય પણ ઘણા માણસો મળી શકશે... જો લોકો ધર્માદાવાળા બાંધવાના સારુ તેઓમાંથી સારી રકમ ઊભી કરશે તો મહારાજા તેમને બહોળા હાથે મદદ કરશે. આ બાબતમાં તમારે જે જણાવવાનું હોય તે મહેરબાની કરી મને લખશો.''

૧૮૮૩ના જાનેવારીની ૧૩ તારીખે મહારાજાની સવારીનો હેવાલ જે ટાઈમ્સ ઓફ ઇન્ડિયા'માં પ્રસિદ્ધિ થયો હતો તેમાં લખ્યું હતું. સિદ્ધપુરથી ગાયકવાડ સરકાર ઊંઝા જઈ આવ્યા એ કડવા કણબીઓ કે જે બાર વર્ષના અંતરે એક જ વાર લગ્ન કરવાની રૂઢિને વળગી રહ્યા છે એ માટે પ્રસિદ્ધ છે. તેમનું મુખ્ય સ્થાન છે અમદાવાદના શેઠ બેચરદાસ અંબાઈદાસ કે જેઓ પ્રથમ લેજિસ્લેટિવ કાઉન્સિલના મેમ્બર હતા; તેઓ એ નાતના એક આગેવાન સદ્‌ગૃહસ્થ છે અને તેઓ નાતના કલ્યાણ અને ઉત્કર્ષ સારુ ખંતથી પ્રયત્ન કરે છે.

આ પ્રમાણેની સૂચના મળવાથી **રા.બ. બેચરદાસ પોતાના ત્યાં તા. ૧૮-૧-૮૩ના દિવસે માતાજીના અપૂર્ણ દેવળને પૂરું કરવા અને તેને અંગે એક સારી ધર્મશાળા બાંધવા વિશે વિચાર કરવા મોટાં મોટાં બાસઠ ગામના પાટીદારોને પોતાને ત્યાં તેડાવી એક અઠવાડિયા સુધી રાખ્યા, ને યોગ્ય સેવાચાકરી કરી. તે ગામોના લગભગ ચારસો પ્રતિનિધિઓ આવ્યા હતા, તેમને માતાજીના દેવળ વિશે, ધર્મશાળા વિશે, તથા સૂબા સાહેબના પત્ર વિશે કામની સમજણ પાડી કે તરત જ સહુએ મળી ત્યાં જ રૂ. ૫,૨૮૬ ભરી આપ્યા. રૂ. ૧,૦૦૧ પાટડીના દરબારશ્રીએ તથા રૂ. ૧,૦૦૧ રા.બ. બેચરદાસે અને બીજાં પરચૂરણ ગામોએ ૨૦૦૪ ભરી આપ્યા.** એટલે કુલ રૂ. ૯,૨૯૧ થયા. આ પ્રમાણે ભરાયેલી રકમ વિશે તથા તે ના. ગાયકવાડ સરકાર તરફથી યોગ્ય મદદ મેળવવા શેઠજીએ (બેચરદાસે) કડી પ્રાંતના સૂબા રા.બા. લક્ષ્મણરાવને પત્ર લખ્યો. (તા. ૧૪-૧૦-૮૩) તે ઉપરથી સૂબા સાહેબે હજુરમાં લખાણ

કર્યું. (તા. ૪-૧૨-૮૩) જેના પ્રત્યુત્તરમાં મહારાજા સાહેબે આ કામમાં રૂ. ૧,૫૦૦ સિક્કાઈ આપવા તા. ૨૬-૧૨-૮૩એ બે હુકમો કર્યા અને બેચરદાસને તે રકમ મળી.

રાવબહાદુર લક્ષ્મણદાસ જગન્નાથ તરફથી ઉપર કહેલ કાગળો મળતાં સને ૧૮૮૩ના જાનેવારીની ૧૮મી તારીખે રાવબહાદુર બેચરદાસે અમદાવાદ ખાતે પોતાને ઘેર એક અઠવાડિયું મહેમાન રહી ઉપરની બાબતે વિચાર કરવા ગામોગામના નાતના પ્રતિનિધિ ગૃહસ્થોનો મેળાવડો કર્યો તે પ્રસંગે બાસઠ ગામોથી આશરે ચારસો પ્રતિનિધિઓ આવ્યા. તેઓને જેટલું કામ પૂરું કરવું બાકી રહ્યું હોય તેનું સ્વરૂપ સમજાવવામાં આવ્યું. તેઓએ તત્ક્ષણ ઊલટભેર પોતપોતાના ગામ તરફથી અમુક રકમ ભરી જે જુમલે ૫૨૮૬ રકમ થઈ. આ સભામાં મુખ્ય વ્યાવહારિક મંડળી નિમાઈ.

શેઠ રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસ આ સેવામાં (પ્રમુખ) પાટડી દરબારના કારભારી અગર તેમના પ્રતિનિધિ મેમ્બર સમાન પરીખ હરિલાલ નારણભાઈ કડી અને ગોઝારિયા, બાજી થોભણ, બાલચંદ લક્ષ્મીચંદ, પ્રહ્લાદજી મનજી બહેચરાજી, ભગવાન ખુશાલ ઉમતા, તલજંગ ભાયચંદ ચાણસ્મા, હેમા કાનજી ઉપેરા સને ૧૮૮૪ના જૂનની ૨૧મી તારીખે રાવબહાદુર બેચરદાસ, પટેલ પ્રાણજીવનદાસ દામોદરદાસ, પટેલ દોલતરામ જોઈતારામ ઊંઝા ગયા. બીજે દિવસે ઉત્તર પ્રાંતના સૂબા સાહેબ રાવબહાદુર ગણેશ સીતારામ શાસ્ત્રી તથા સિદ્ધપુર વહીવટદાર પણ આવી પહોંચ્યા. યાત્રાળુ અને મુસાફર સારું નવી ધર્મશાળા બંધાવવા બાબત ઉપર કહેલા સદ્‌ગૃહસ્થોની અનુમતિ લેવા પટેલ બાજીદાસ થોભણદાસ મુખી, પટેલ કેવળદાસ ઝવેરદાસ મોલોત, પટેલ મતાદાર લક્ષ્મીચંદ બાલચંદ રૂસાત અને પટેલ તહસ્તસદાસ વહાલજી નાનજી બેચરદાસ વગેરે ઊંઝાના ઘણા મુખ્ય રહેવાસીઓ તેમને મળવા આવ્યા તે ઘડીએ એવો ઠરાવ થયો કે કણબી નાતના આગેવાન ગૃહસ્થોએ સંવત ૧૯૪૦ અષાડ સુદ ૨ એટલે સને ૧૮૮૪ના જૂનની ૨૫મી તારીખે એ બાબત વિચાર કરવા જોશીને ઘેર એકઠા થવું. ૨૫મી જૂન ૧૮૮૪એ નીચેના ગૃહસ્થો જોશીને ત્યાં હાજર હતા : (૧) રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસ સી.એસ.આઈ. (૨) પ્રાણદાસ દામોદરદાસ, દોલતરામ જોઈતારામ, અમદાવાદ, પટેલ બાજી થોભણ વહાલજી નાનજી, શેઠ કેવળ ઝવેર, રામચંદ નાથા, લક્ષ્મીચંદ બાલચંદ, કુબેરદાસ ઉમેદદાસ હામા કાનજી ઉપેરા નારણ નાથા કોલવડા વગેરે.

ગુલાબચંદ માલજી સરઢવ કસજીમનોરદાસ પીલોદરા વિઠ્ઠલ હેમરાજ લાંઘણજ જમનાદાસ ભગતવાળા રૂપાલ મુખ્ય ઠરાવ માટે ગરીબ અને વિધવાને બાદ કરતાં દરેક ગામમાં ઘર દીઠ ૧ રૂપિયો ટીપ તરીકે ગણવામાં આવશે.



**સને ૧૮૮૫ના માર્ચ મહિનામાં ધર્મશાળાઓ બંધાતી હતી. ત્યારે શેઠ બેચરદાસના મનમાં વિવાદ આવ્યો કે ઉનાળામાં મીરાંદાતારના મેળામાં દર વરસે ઊંઝા થઈને સેંકડો મુસલમાનો જાય છે. તેઓના ઉપયોગ માટે તેઓનાં ગાડાંઓ ઢોરઢાંખર સારુ દેવળની હદની બહાર ઉત્તર દિશાએ જુદી ધર્મશાળા કરી હોય તો ઠીક. કમિટીએ આ વિચારને અનુમોદન આપ્યું. સૌને પસંદ પડી અને ધર્મશાળા થઈ. ધર્મસહિષ્ણુ અને હિન્દુ-મુસ્લિમ એક્તાનું આનાથી મોટું કયું પ્રતીક હોઈ શકે?** ઊંઝા ઉમિયાદેવીના દેવળની કમિટીની સાત ત્રિમાસિક સભાઓ મળી.

| | |
|---|---|
| ૪ સપ્ટેમ્બર સને ૧૮૮૪ | ૧૮મી ફેબ્રુઆરી સને ૧૮૮૬ |
| ૨૫ જાનેવારી સને ૧૮૮૫ | ૧૮મી જુલાઈ સને ૧૮૮૬ |
| ૩૧ જુલાઈ સને ૧૮૮૫ | ૧૬મી એપ્રિલ સને ૧૮૮૬ |
| ૨૩ ઓક્ટોબર સને ૧૮૮૫ | |

૨૫ જાનેવારી ૧૮૮૫માં નીચેનાં નામ ઉમેરાયાં : પટેલ રામચંદ નાથા, માધવદાસ સબમદાસ ગોઝારિયા, ધનજી ભગવાન લાડોલ, પરભુદાસ બાભાઈ, ગણેશ માનસીંગ, રામદાસ ભગવાન-ચાણસ્મા. ૨૪મી માર્ચ ૧૮૮૫ના રોજ નીચેના ગૃહસ્થો કમિટીના રાવજી વાલારાવ, ખુશાલ પરસોત્તમ કમાનિયા ઉનાવા રણછોડ બેચર, જગજીવનનાથ પીતાંબર હીરા કાંબલી, હીરા બનારસી કોડી, નારણ નાથા કોલવડા.

સને ૧૮૮૪માં જાનેવારીની ૨૪મીએ ઊંઝા સંસ્થાનમાં કેટલાક આગેવાનોની કમિટી મળી અને તેમાં આખા દેશમાં જ્યાં જ્યાં કડવા કણબી વસતા હોય ત્યાંથી ઘર દીઠ એક એક રૂપિયો ઉઘરાવવા ઠરાવ કર્યો અને વિશ્વાસપાત્ર માણસો રાખી ઉઘરાણું શરૂ કરાવ્યું. બીજી તરફથી તા. ૨૫-૧-૮૫ના દિવસે શેઠે મકાનો અને ધર્મશાળાનો કાષ્ઠનો નમૂનો તથા ખરચનો અડસટેલો આંકડો રૂ. ૧૫,૦૫૧ વગેરેનાં કાગળિયાં મીટિંગમાં મૂક્યાં, તે સહુને ગમ્યા અને તે પ્રમાણે કામ કરાવવા અને નજરમાં આવે તો યોગ્ય સુધારાવધારા સાથે તે કામ પૂરું કરવાની સત્તા આપી. ૧૮૮૬ના ઓક્ટોબર સુધીમાં બીજાં ઉઘરાણાં આવતાં રકમનો આંક રૂ. ૨૫,૦૬૮ તથા ૧૮૬૫માં રા.રા. રામચંદ્રના હાથે અપૂર્ણ રહેલું કામ બેચરદાસે શરૂ કર્યું અને ત્યાં પથ્થરનું બેનમૂન નકશીકામવાળું ભવ્ય મંદિર ઊભું કરી દીધું. ધર્મશાળા પણ ઊભી થઈ. ઊંઝાના પટેલ ત્રિકમદાસ બેચરદાસ રૂસોતે માતાજીના દેવળની નજીકની પોતાની જમીનનો એક કકડો હતો તે દેવીશ્રીની બહાર કમ્પાઉન્ડમાં ધર્મશાળા બનાવવા માટે વિના મૂલ્યે માતાજીની સંસ્થાનને અર્પણ કર્યો.

સને ૧૮૮૭માં દેવળ, ધર્મશાળાઓ વગેરે કામ પરિપૂર્ણ થયાં ત્યારે ઉમાદેવીના સંસ્થાનની કમિટીના સભાસદો તેને ખુલ્લાં મૂકવાની ક્રિયા કરવા નામદાર ગાયકવાડ

સરકારને આમંત્રણ કરવા ગયા, તેથી તેમણે પોતાની વતી કડી પ્રાંતના સૂબા સાહેબને તે ક્રિયા કરવા હુકમ કર્યો. આ પ્રસંગ તા. ૬-૨-૧૮૮૭ના દિવસે થયો હતો. તેમાં આઠદસ હજાર માણસો એકઠા થયા હતા. ના. ગાયકવાડ સરકાર તરફથી માતાજીને કીમતી પોશાકની ભેટ ધરી, તથા આવા લોકહિતના કાર્યમાં તન, મન અને ધનથી ભાગ લેવા માટે શેઠ રા. બ. બેચરદાસ અંબાઈદાસ સી.એસ.આઈ.ને પણ તેઓશ્રી તરફથી શાલ જોટો તથા પાઘડી ભેટ મળી અને કમિટીના મેમ્બરોએ આભાર માન્યો. માતાજીના દેવળ પર શિખર ચડાવવાની ભેટના ઊંઝાના પા. નાગરદાસ ઉગરદાસ તથા પા. કશળદાસ કિશોરદાસે રૂ. ૨,૦૦૦ આપ્યા હતા.

આવા જબરજસ્ત ધામ પાસે આજુબાજુ પીવા માટે મીઠા પાણીની કોઈ વ્યવસ્થા ન હતી. યાત્રાળુઓને વિટંબણા પડતી હતી. ૧-૪-૧૮૮૭ (ચૈત્ર સુદી ૮, સ. નં. ૧૯૪૩) એક જળાશય બંધાવવાનો ઠરાવ થયો. આ વખતે મોટો મેળો ભરાયેલો હોવાથી દેશદેશમાંથી જ્ઞાતિના બારથી પંદર હજાર માણસોએ હાજરી આપી હતી. તેમની સમક્ષમાં કડી પ્રાંતના સૂબા **રા. બ. રામચંદ્ર ગોપાળરાવ હરિ દેશમુખને હાથે તે જળાશયના પાયામાં તે જ દિવસે પથ્થર મુકાવી ખાતમુહૂર્ત કર્યું અને આવા એક જળાશય માટે જોઈતા બાહોશ કારીગરો શેઠ બેચરદાસે પોતાના ત્યાંથી મોકલી કામ શરૂ કરાવ્યું. માનસરોવરનું પાણી નિર્મળ રાખવાની યોજના કરી હતી.** માતાજીના ચોગાનમાં શિવાલય બાંધવાનું શરૂ કર્યું. તેનું ખર્ચ ૧૨ હજાર રૂપિયા થયું તે પૂરું થાય તે પહેલાં રા.બ. બેચરદાસનો સ્વર્ગવાસ થયો હતો તેથી તેમના પુત્ર શંભુપ્રસાદ મીટિંગની સલાહથી દરેક ગામને આ પ્રસંગની કંકોતરીઓ મોકલાવી અને સંવત ૧૯૫૧ મહા વદી ૪ બુધવાર, **તા. ૧૩-૨-૯૫ના દિવસે યોગ્ય ક્રિયા સાથે આ શિવાલય ખુલ્લું મુકાયું. શંભુપ્રસાદ લશ્કરીએ માતાજીનું સિંહાસન પણ બનાવી આપ્યું.** માતાજીના દાગીના વગેરે જ્ઞાતિબંધુઓએ આપેલા હતા. માતાજીનો વહીવટ કમિટીથી થતો. **શંભુપ્રસાદના અવસાન બાદ તેમના પુત્ર અને બેચરદાસના પૌત્ર દુર્ગાપ્રસાદ લશ્કરી આ સંસ્થાનના પ્રમુખ થયા હતા.**

અમદાવાદની સુધારાની સર્વ પ્રવૃત્તિમાં રા.બ. બેચરદાસ સી.એસ.આઈ. પૂર્ણ ઉત્સાહથી ભાગ લેતા હતા. પોતાના ધીકતા ધંધામાંથી સમય કાઢીને પણ તે દરેક પ્રજાકીય પ્રવૃત્તિનાં કામોમાં હાજરી આપવા અને મદદ કરવા પહોંચી જતા હતા. તેમના માટે કહેવું હોય તો એમ કહી શકાય કે, 'અમદાવાદમાં એક પણ નાની કે મોટી સભા કે સુધારાની વ્યવસ્થા એવી નહીં હોય કે જેમાં એક અથવા બીજે રૂપે રા.બ. બેચરદાસ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે કળ દબાવતા ન હોય.''



અમદાવાદના ઘડતરમાં આ કુટુંબનો ફાળો નાનોસૂનો નથી, તે અમદાવાદના વતની કે પ્રવાસીને પણ લાગ્યા વિના રહે તેમ નથી. અમદાવાદની ધર્મશાળા, બેચરદાસ ફ્રી લાઈબ્રેરી, બેચરદાસ ડિસ્પેન્સરી, સંસ્કૃત પાઠશાળા, મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કોલેજ, ગુજરાત કોલેજ વગેરે અમદાવાદની અને ગુજરાતની અનેક વર્ષો સુધી સેવા કરી રહેલ સંસ્થાઓ રા.બ. બેચરદાસ તથા તેમના કુટુંબની સખાવતવૃત્તિની જવલંત સાક્ષી પૂરે છે.

"By his sober judgment, strong character and resourceful nature he amassed a large fortune which he used most advantageously. He made a princely gift of two lace of rupees for educational and charitable purposes while among the other philanthropic works that he left behind in Ahmedabad, the Mahalaxmi Female Training College, a Sanskrit School, The Bechardas Dispensary, the Sadevrat and a Rest-house for travellers near the Railway station."

પોતાનો અભ્યુદય થયો તેની સાથે બેચરદાસે સ્વજ્ઞાતિના ઉત્કર્ષાર્થે પ્રયાસ આદર્યો, કુરિવાજોની નાબૂદીની ઝુંબેશ ચલાવી. સરકારને એમણે એમની કણબીઓની કોમમાંથી છોકરીઓને દૂધ પીતી કરવાના રિવાજને અટકાવવામાં બહુ મદદ આપી હતી. આ સિવાય નાત અને લગ્નના વરાઓના ખોટા ખર્ચાઓ બંધ કરવા માટે, બાંધ્યાવિવાહ બંધ કરવા માટે તે સ્ત્રીઓના ઉત્કર્ષ માટે અને કેળવણીના ઉત્કર્ષ માટે બાળલગ્નો બંધ કરવા માટે તેમણે જે પ્રવૃત્તિ ચલાવી તેની નોંધ હવે લઈશું. પોતા થકી એક સૂતર-કાપડની મિલ અમદાવાદમાં કાઢી હતી તેનો ઉલ્લેખ પાછળના પ્રકરણમાં કરીશું.

■ ● ■

# પ્રકરણ ૪

# બેચરદાસ લશ્કરી : કડવા કણબી જ્ઞાતિ અને સમાજસુધારાના નેતા

**પ્રાસ્તાવિક :**

બેચરદાસ લશ્કરી કડવા કણબી જ્ઞાતિમાં જન્મ્યા હતા. આ જ્ઞાતિના સામાજિક અને સાંસ્કૃતિક દૃષ્ટિએ તે અર્વાચીનોમાં આદ્ય હતા, પરંતુ તેમણે તેમની પ્રવૃત્તિઓ જ્ઞાતિસુધારા પૂરતી જ મર્યાદિત ન રાખતાં ગુજરાતના સમાજસુધારાના આંદોલન તરફ પણ વાળી હતી. આમ વિશાળ દૃષ્ટિએ બેચરદાસ જ્ઞાતિસુધારક હોવા ઉપરાંત સમાજસુધારક પણ હતા. તેમની આ અંગેની વિવિધ પ્રવૃત્તિઓનું મૂલ્યાંકન કરવા ગુજરાતની તે સમયની સમાજસુધારાની પ્રવૃત્તિઓનું વિશ્લેષણ કરવું આવશ્યક બની જાય છે. તે જ મુજબ તેમની સ્વજ્ઞાતિ સુધારાઓની પ્રવૃત્તિઓને કડવા કણબી જ્ઞાતિની તે સમયની સામાજિક પરિસ્થિતિના સંદર્ભમાં તપાસવી આવશ્યક છે. આ કારણથી આ પ્રકરણમાં તેમની સુધારક પ્રવૃત્તિઓને જ્ઞાતિ તેમજ સમાજના સંદર્ભમાં સમજાવવામાં આવી છે.

**ગુજરાતમાં સમાજસુધારણાની પ્રવૃત્તિ :**

મુંબઈથી પ્રસિદ્ધ થતા 'સત્યપ્રકાશ' નામના ગુજરાતી સાપ્તાહિકમાં 'હિન્દુનો અસલ ધરમ અને હાલના પાખંડી મતો'ના નામે લેખ પ્રસિદ્ધ થયો હતો. આ લેખને કારણે 'મહારાજ લાયબલ કેસ' થયો હતો. 'સત્યપ્રકાશ'ના તંત્રી કરસનદાસ મૂળજીએ લેખમાં લખ્યું હતું કે, ''સમર્પણ'ના બહાના હેઠળ મહારાજો પોતાના ભાવિકોની વહુ-દીકરીઓ સાથે અનીતિ આચરી રહ્યા છે. શાસ્ત્રોના ખોટા અને મન ફાવે તેવા અર્થ ઘટાવી પ્રજાને છેતરવી એ વલ્લભ સંપ્રદાયના મહારાજો માટે વાજબી નથી. ભાવિકોના ભક્તિભાવનો ગેરલાભ ઉઠાવવાની આ રીત મહારાજોએ છોડી દેવી જોઈએ.''

જદુનાથજી મહારાજ સુરત અને મુંબઈની ગાદીએ હતો. સમગ્ર પશ્ચિમી ભારતમાં તેમના ઘણા અનુયાયીઓ હતા. મહારાજના મતે કરસનદાસનો લેખ બદનક્ષી કરતો અને પાયા વિનાનો છે, એટલે તેમણે 'સત્યપ્રકાશ'ના તંત્રી પર અને મુદ્રક નાનાભાઈ રૂસ્તમજી નામના પારસી ગૃહસ્થ પર બદનક્ષીની ફરિયાદ કરી અને નુકસાની માટે ૫૦,૦૦૦ રૂપિયાનો દાવો માંડ્યો.

મહારાજનો દાવો ખર્ચ સાથે કાઢી નાખવામાં આવ્યો અને અંગ્રેજ ન્યાયમૂર્તિઓએ ભારે હિંમત દાખવી. આવો વિજય મળતાં તત્કાલીન 'સુધારાવાળા'ઓને પોતાની સુધારક પ્રવૃત્તિ માટે ભારે પ્રોત્સાહન મળ્યું. આ બાબતમાં કરસનદાસને મદદ



કરનાર બે સુધારકો હતા : એક ડો. ભાઉદાજી અને બીજા કવિ નર્મદાશંકર.

આ ઘટના ૧૮૬૨માં બની હતી. પ્રજાના દૃષ્ટિબિંદુમાં ફેરફાર કરવા માગતા કેટલાક ગુજરાતીઓ આ રૂઢિઓ સામે જેહાદ જગાડી રહ્યા હતા. કદાચ પહેલી જ વાર તે સમયના પ્રચલિત પ્રશ્નો પરના વાદવિવાદે આટલા મોટા પાયા પર કાનૂની ઝઘડાનું સ્વરૂપ પકડ્યું હશે. બનવાજોગ છે કે પહેલીવાર સુધારાવાળાઓની વિચારધારાને અદાલતી ચુકાદાનું પીઠબળ મળ્યું હોય.

જો કે પ્રજામાં રહેલી અસંગતિઓ બતાવવાના પ્રયાસો ૧૮૪૯ની સાલથી શરૂ થયા હતા. દુર્ગારામ મહેતાજીએ તે સમયે પ્રચલિત કેટલીક માન્યતાઓ અને રૂઢિઓને પડકારી હતી. પ્રજામત કેળવવા માટે દુર્ગારામે 'માનવધર્મ' નામના મંડળની સ્થાપના કરી હતી. તે માનવધર્મ સ્થપાયો. માનવ ધર્મસભાનો આદર્શ હતો 'સાચા માનવ ધર્મનો પ્રજામાં ફેલાવો કરવા, નાતજાતના ભેદભાવ નાબૂદ કરવા, વિધવાવિવાહને ઉત્તેજન આપવું અને કેટલીક માન્યતાઓ અને રૂઢિઓ કેવળ વહેમ છે એની લોકોને ખાતરી કરાવવી.'

દુર્ગારામ જંતરમંતર અને મેલીવિદ્યાનાં ધતિંગોના ભારે વિરોધી હતા. અસ્પૃશ્યતા મિટાવવાના હિમાયતી હતી.

પરંતુ દુર્ગારામની પત્નીનું અવસાન થતાં તેઓ વિધુર બન્યા ત્યારે મિત્રોએ એવી અપેક્ષા રાખેલી કે દુર્ગારામ વિધવાવિવાહ કરી સુધારાનો દાખલો બેસાડશે, પણ તે તેમ કરી શક્યા નહીં. કુંવારિકા સાથે લગ્ન કર્યું. દુર્ગારામની આ પીછેહઠથી રૂઢિઓ સામે લડતા સુધારકો નાઉમેદ બન્યા હતા. ૧૮૪૦ના જમાનામાં આવું પગલું ભરવાનો સમય પરિપક્વ થયો ન હતો, કારણ આવો સુધારો કરવા માટે વર્ષો લાગે તેમ હતું.

ગુજરાતીના પ્રસિદ્ધ કવિ નર્મદાશંકરે ૧૮૬૬માં સમાજના વિરોધની ઉપેક્ષા કરી. 'વીર નર્મદે' એક વિધવાને આશ્રય આપ્યો. મુંબઈ, સુરત અને બીજે રહેતાં તેમનાં સગાંસંબંધીઓ છેડાઈ પડ્યાં. નર્મદના કુત્ય માટે તેને ન્યાત બહાર મૂકી તેનો બહિષ્કાર કરવામાં આવ્યો, પણ નર્મદ જે વિચારોને માનતો હતો. તેમાં તે મક્કમ રહ્યો. ૧૮૬૦માં નર્મદે વલ્લભ સંપ્રદાયના વૈષ્ણવ આચાર્ય જદુનાથજી મહારાજને પડકાર ફેંક્યો હતો. શાસ્ત્રોને આધારે સ્ત્રીઓની સ્થિતિ અને ખાસ કરીને વિધવાવિવાહના પ્રશ્ન પર જાહેર ચર્ચા યોજવા નર્મદે વૈષ્ણવ આચાર્યને આહ્‌વાન કર્યું હતું.

નર્મદે સુધારાઓ માટે ભારે જુસ્સો બતાવ્યો. ૧૮૫૧થી બે દાયકાઓ કરતાંય વધુ સમયમાં તેના સંખ્યાબંધ લેખો, ભાષણો અને કવિતામાં તેણે સુધારાના વિચારો

ફેલાવ્યા. તેણે ગુજરાતીઓને સલાહ આપી કે સ્ત્રીઓને શિક્ષણ આપો, કેટલીક રૂઢિઓ અને વિધવાવિવાહ માટેનું દૃષ્ટિબિંદુ ફેરવો, છોકરીઓને દૂધપીતી કરવાની પ્રથાનો અંત આણો, દહેજ આપવાની પ્રથા ખોટી છે વગેરે. જાહેરમાં સામુદાયિક રીતે કૂટવાના કુરિવાજને તેણે સખત શબ્દોમાં વખોડી કાઢ્યો. તેણે લખ્યું કે 'બહારના લોકો આવો જ જંગલી રિવાજ જુએ તો તે આપણે માટે શું ધારે? આવી બેહૂદી રૂઢિનો આપણે ક્યારે ત્યાગ કરીશું? આપણે શું આપણું જીવન સુધારવાના નથી?'' સુધારારૂપી દીપકના તેજથી જીવનની કેટલીક બાજુઓ નાણી જોઈ સમાજમાં પરિવર્તન લાવવું જોઈએ એથી નર્મદે હાકલ કરી.

નર્મદ માનતા કે છેક ૧૮૫૦ની સાલથી આખું પરિવર્તન લાવવાની પ્રબળ ઇચ્છા તો લોકોમાં હતી જ. તેણે લખ્યું છે કે ''૧૮૫૧થી ગુજરાતની પ્રજાના મનમાં દ્વિધા ઉપસ્થિત થઈ હતી. તાત્કાલિક કેટલાક પ્રશ્નો અંગે સુધારાના અને રૂઢિચુસ્તતાના વિચારોના વાદવિવાદને કારણે આ દ્વિધા પેદા થઈ હતી. ૧૮૫૧ બુદ્ધિવર્ધક સભાની સ્થાપના થઈ ત્યારથી આ સ્થિતિ સર્જાઈ હતી. મુંબઈથી પ્રસિદ્ધ થતા 'સત્યપ્રકાશ'એ આ દ્વિધાને વેગ આપ્યો હતો.'

અમદાવાદમાં બેચરદાસ લશ્કરીના મિત્ર દલપતરામે પોતાની કવિતાઓ અને નિબંધોમાં બાળલગ્નની ઠેકડી ઉડાવી, મરણ પાછળ થતા વરાઓની ટીકા કરી, સ્ત્રીઓ પર મૂકેલાં બંધનોનો વિરોધ કર્યો અને દેશાટન પરનો પ્રતિબંધ દૂર કરવા માટે આગ્રહ કર્યો, કેમ કે ૧૮૬૦ના એ જમાનામાં દેશાટનની સખત મનાઈ હતી. સામાન્ય રીતે મહીપતરામને વિલાયત જનારા પહેલા ગુજરાતી કહેવામાં આવે છે, પણ તે બરાબર નથી. તેમના પહેલાં નડિયાદના પાટીદાર કુટુંબના દેસાઈ શામળદાસ દેસાઈભાઈ વિલાયત જઈ આવ્યા હતા. તેમના પછી જનાર ગુજરાતી મહીપતરામ હતા, અને મહીપતરામ પછી બે વર્ષે કરસનદાસ ગયા. કરસનદાસ ઇંગ્લેન્ડ ગયેલા તેથી તેમને ન્યાત બહાર મૂકેલા. સાગર ઓળંગી ઇંગ્લેન્ડ જવા માટે સુરતના મહીપતરામ રૂપરામની પણ એ જ દશા થયેલી. 'વિદેશ ગમનના પાપ'ના પ્રાયશ્ચિત તરીકે શુદ્ધિક્રિયા કર્યા બાદ જ તેમને જ્ઞાતિમાં દાખલ કરવામાં આવેલા.

જૂનાગઢમાં મણિશંકર કિકાણી સુધારાવાળાઓનું કામ કરતા હતા. સ્ત્રી શિક્ષણની બાબતમાં અને દેશાટનના પ્રશ્નોમાં સુધારાવાળાઓને ટેકો આપતા હતા. 'સૌરાષ્ટ્ર દર્પણ'માં તે સુધારાવાદ વિષે તેઓ તાંત્રિક લખાણો લખતા હતા. આ બધા સુધારકોમાં બેચરદાસનું સ્થાન જુદા પ્રકારનું હતું, કારણ કે તેઓએ નર્મદ, ભોળાનાથ, મહીપતરામ, કરસનદાસ કે દુર્ગારામની જેમ પદ્ધતિસરનું શિક્ષણ મેળવ્યું ન હતું, અથવા સમાજ સાથે સંકળાયેલ કોઈ સરકારી નોકરોના પદમાં ન હતા. જ્યારે અન્ય



સુધારકો શિક્ષકો અથવા ન્યાયખાતા સાથે સીધા સંપર્કમાં હતા અને શિક્ષણ એ સમાજસુધારણા માટેનું શ્રેષ્ઠ માધ્યમ હતું. આ ઉપરાંત બીજી વિશિષ્ટતા એ હતી કે બેચરદાસ જે જ્ઞાતિમાંથી આવતા હતા તે જ્ઞાતિમાં બીજા અન્ય કોઈ સુધારકો થયા ન હતા તેમજ તેમના સમકાલીન સુધારકો પણ કોઈ તેમની જ્ઞાતિમાંથી હતા નહીં, તો બીજી બાજુ નાગર સુધારકોને પોતાની જ જ્ઞાતિના અન્ય સુધારકોની મદદ મળતી હતી. તે જ રીતે વાણિયા કે બ્રહ્મક્ષત્રિય સુધારકોને પણ પોતાના જ જ્ઞાતિના અન્ય સુધારકોનો સથવારો મળ્યો હતો. બેચરદાસે જે જ્ઞાતિનું નેતૃત્વ કર્યું હતું તે જ્ઞાતિ શિક્ષણની બાબતમાં ખૂબ જ પછાત હતી. 'ભણ્યો કણબી કુટુંબ બોળે' તેવી જ્યાં માન્યતા પ્રવર્તતી હોય, બીજું જ્ઞાતિનું પીઠબળ ન હોય, અંધશ્રદ્ધા અને વહેમમાં ભીંસાયેલો સમાજ હોય તેમાં કામ કરવાનું કેટલું કપરું હોય છે તેનો આપણે વિચાર કરી શકીએ છીએ. ઘણાખરા સુધારકોએ માત્ર કાગળિયા પર સમાજ સાથે લડાઈ આદરી હતી, જ્યારે બેચરદાસ જાતે અધિકારીઓને મળતા. મેળાવડાઓ યોજતા અને તેઓ અધિકારીઓ પાસે કાયદાઓ કરાવવા પ્રયત્નશીલ રહેતા. પાટડીના દરબારશ્રી જોરાવરસિંહજી, બેચરદાસના વિચારો સાથે હતા, પરંતુ તેઓ વડોદરાના ગાયકવાડ સયાજીરાવની જેમ કાયદાઓ કરી શકવાની સત્તા ધરાવતા ન હતા, કારણ તે સત્તા તેમના સ્ટેટ પૂરતી મર્યાદિત હતી. કડવા પાટીદાર જ્ઞાતિ તેઓને આદરણીય ગણતી પણ તેઓ કાયદાઓનું પાલન તે જ્ઞાતિ પાસે કરાવી શકતા નહીં અથવા તેવી તેમની પાસે કોઈ સત્તા ન હતી. બેચરદાસે તે વખતે દૂધપીતી કરવાનો ચાલ, બાંધ્યા વિવાહની નાબૂદી, બાળલગ્ન, વિવાહના ખર્ચાઓ, કરિયાવર, નાતવરાઓ, ગોળબંધી જેવા કુરિવાજોની નાબૂદી તરફ પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું હતું, એટલું જ નહીં તે માટે જીવનના અંત સુધી ભારે પુરુષાર્થ કર્યો અને તેનાં મીઠાં ફળ કડવા પાટીદાર સમાજને પ્રાપ્ત થયાં.

વડોદરામાં સુધારાનો પ્રચાર કરતા હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાને પણ વિરોધનો મુકાબલો કરવો પડેલો. તે જ રીતે અમદાવાદમાં કડવા પાટીદારની જ્ઞાતિના સુધારક રા.બ. બેચરદાસને દૂધપીતી કરવાની ચાલ બંધ કરાવવા, બાળલગ્ન બંધ કરાવવા, દહેજ અને લગ્નના ખર્ચાઓ ઓછા કરાવવા માટે જ્ઞાતિબંધુઓનો સામનો કરવો પડ્યો હતો.

આમ ગુજરાતમાં ઘણે સ્થળે કેટલાક ઉત્સાહી સુધારકો એક યા બીજી માન્યતા કે રૂઢિઓ સામે પ્રહારો કરી રહ્યા હતા. આ સુધારકોની નામાવલી જોતાં મુખ્ય મુખ્ય વ્યક્તિઓમાં બેચરદાસ અંબાઈદાસ લશ્કરી, સી.એસ.આઈ., રણછોડલાલ છોટાલાલ, મહારાષ્ટ્રિયન ગૃહસ્થ ગોપાળહરિ દેશમુખ, લાલશંકર ઉમિયાશંકર, નવલરામ,

અંબાલાલ સાકરલાલ, કવિવર રવીન્દ્રનાથ ટાગોરના મોટાભાઈ સત્યેન્દ્રનાથ ટાગોર, નંદશંકર તુલજારામ, રણછોડલાલ ઉદયરામ, મનસુખરામ સૂર્યરામ, ઝવેરીલાલ ઉમિયાશંકર અને ખેડાના ડેપ્યુટી ક્લેક્ટર તરીકે કામ કરતા મહારાષ્ટ્રિયન ગૃહસ્થ શંકર પાંડુરંગ પંડિત હતા. દેવેન્દ્રનાથ ટાગોરે શ્રી લશ્કરીના ઘરનું આતિથ્ય માણેલું.

ઉપરનાં શબ્દચિત્રો પરથી ગુજરાતની કેટલીક એવી વ્યક્તિઓના વિચારો અને પ્રવૃત્તિઓનો ખ્યાલ આવશે કે જે ન્યાયમૂર્તિ સર જોસેફ આર્નોલ્ડના મત પ્રમાણે તેમની ધીરજ અને સંગતિ માટે જાણીતી હતી. વળી આ શબ્દચિત્રો પરથી તત્કાલીન ગુજરાતના લોકજીવનનો ખ્યાલ પણ બાંધી શકાય છે.

એક તો ૧૯મી સદીની ગુજરાતી પ્રજાના કેટલાક વર્ગોમાં અમુક માન્યતાઓ અને રૂઢિઓ પ્રચલિત હતી. અમુક હદની આગળ, ખાસ કરીને દેશાટન કરવાની મનાઈ હતી. જંતરમંતર, ભૂતપ્રેત અને મેલીવિદ્યામાં લોકો માનતા હતા. મરણ પાછળ જાહેરમાં રોવા-કૂટવાનો અને જમણનો કુરિવાજ હતો. સમર્પણના નામે ધાર્મિક આચાર્યોને સ્ત્રીઓ સમર્પિત કરવાનો ચાલ હતો. અસ્પૃશ્યતા હતી. સ્ત્રીઓને શિક્ષણથી વંચિત રાખવામાં આવતી, છોકરીઓને દૂધપીતી કરવામાં આવતી અને વળી દહેજ કે પહેરામણી, બાળલગ્ન અને વિધવાવિવાહની મનાઈના ચાલ ઘર ઘાલી બેઠાં હતાં.

આ બધી માન્યતાઓ અને રૂઢિઓ બીજા શબ્દોમાં કહીએ તો સંસ્કૃતિનાં વિવિધ લક્ષણો કૌટુંબિક, ધાર્મિક, આર્થિક અને અન્ય સંસ્થાઓ સાથે વિવિધ રીતે સંકળાયેલી હોઈ તેમનાં આનુષંગિક મૂલ્યોની દ્યોતક પણ છે, અને તેમનું મુખ્ય કાર્ય તો વિવિધ જૂથોનો સમાજમાં નાનોમોટો દરજ્જો-મોભો ટકાવી રાખવાનું છે. ઉદાહરણાર્થ પહેરામણી કે દહેજ. એનાથી વ્યક્તિનો સામાજિક અને ધાર્મિક મોભો જળવાતો અને ઊંચો પણ ચઢતો હતો. બાળલગ્નથી પણ કુટુંબના સામાજિક દરજ્જામાં વધારો થતો હતો. કડવા કણબીઓ પારણામાં ઝૂલતા બાળકનું વેવિશાળ કે લગ્ન થાય તો ગૌરવ અનુભવતા. ધાર્મિક આચાર્યોને બાળકો અને પત્ની સમર્પણ કરવાની રૂઢિથી વ્યક્તિનો ધાર્મિક વિધિ સંબંધી અને સામાજિક દરજ્જો વધતો હતો. દેશાટન કરવાથી વ્યક્તિનો ધાર્મિક વિધિ સંબંધી અને સામાજિક દરજ્જો ઘટતો હતો, પરંતુ શુદ્ધિક્રિયાથી ફરી પાછો એ દરજ્જો પ્રાપ્ત થઈ શકતો હતો. જેમાં વિધવાવિવાહની છૂટ હતી તે જ્ઞાતિ કરતાં જેમાં વિધવાવિવાહની બંધી હોય તે જ્ઞાતિ ઊંચી ગણાતી હતી. આમ માન્યતાઓ અને રૂઢિઓ તથા તેની સાથે સંકળાયેલી સામાજિક સંસ્થાઓ અને મૂલ્યોની વ્યક્તિના મોભા પર અસર થતી હતી.

આ માન્યતાઓ અને રૂઢિઓના પાલનની ચુસ્તતામાં જે-તે સ્થળ પ્રમાણે વધઘટ હતી જ. દક્ષિણ ગુજરાતમાં અમુક રૂઢિઓનું ચુસ્ત પાલન થતું, જ્યારે ઉત્તર ગુજરાતમાં



તેમ બનતું નહીં. સૌરાષ્ટ્રમાં જે માન્યતાઓનો સખત વિરોધ થતો હતો તે મધ્ય ગુજરાતમાં અચકાતા મને પણ કરી લેવાતી હતી. જ્ઞાતિજ્ઞાતિએ પણ આવા ફેરફારો નજરે પડતા હતા. અન્ય જ્ઞાતિઓ કરતાં રાજપૂતો અને પાટીદારોમાં ખાસ કરીને કડવા અને લેઉવા પાટીદારોમાં છોકરીઓને દૂધપીતી કરવાનો રિવાજ વધુ પ્રચલિત હતો. આચાર્યને સ્ત્રીઓના સમર્પણની રૂઢિ અન્ય જ્ઞાતિઓ કરતાં ભાટિયાઓની જ્ઞાતિમાં વિશેષ હતી. આમ છતાંય ૧૯મી સદીના ગુજરાતનું એકંદર સામાજિક ચિત્ર ઉપર જણાવેલ માન્યતાઓ અને રૂઢિઓનું પચરંગીપણું રજૂ કરે છે.

સમાજની તત્કાલીન પરિસ્થિતિને અનુલક્ષીને ગુજરાતના કેટલાક સુધારકો રૂઢિઓને ફગાવી દઈ સુધારાઓ દાખલ કરવા માગતા હતા, કારણ તેમના ઈષ્ટકોણમાં પરિવર્તન આવ્યું હતું, એટલે તેઓ રૂઢિઓને અનિષ્ટ અને વ્યર્થ માનતા હતા.

સમાજજીવનમાં સુધારા દાખલ કરવાના પ્રયત્ન કરવા ઉત્સાહી સુધારકોની જીવનકથાઓ પરથી જણાય છે કે તેઓ ઉચ્ચ ગણાતી જ્ઞાતિના હતા આમાં ઘણાખરા નાગર બ્રાહ્મણ, હતા, કેટલાક બ્રાહ્મણ વાણિયા અને બ્રહ્મક્ષત્રિય હતા. માત્ર બેચરદાસ લશ્કરી કડવા પાટીદારના સુધારક તરીકે અપવાદરૂપ હતા. રક્તપૃથક્કરણના આધારે ઔદિચ્ય બ્રાહ્મણો નાગર બ્રાહ્મણ, ભાટિયા, મેર, મિયાણાં પાટીદારો વગેરે. વેલ્યુની બાબતમાં નિકટતા ધરાવે છે. આ બધા શહેરી વિસ્તારના રહેવાસી હતા. શિક્ષણના લાભ મેળવવા સદ્‌ભાગી બન્યા હતા. તેમના કુટુંબના મોભાને લીધે તેમજ તેમણે મેળવેલ અનુભવોને લીધે તેઓ કેટલાક બ્રિટિશ અમલદારો, વેપારીઓ અને ખ્રિસ્તી મિશનરીઓના સંપર્કમાં આવ્યા હતા. વળી રાજતંત્રમાં પણ તેમને રાવબહાદુર, રાવસાહેબ, કે.સી.એસ.આઈ.,સી.આઈ.ઈ. જેવાં મોભાદાર સ્થાન અને માન મળ્યાં હતાં. બેચરદાસ લશ્કરીને પણ આવાં માન અને મોભા મળ્યા હતા તેમજ વેપાર અને શરાફી પેઢીને કારણે તેમના પિતાની પ્રતિભાને કારણે બ્રિટિશ અમલદારો સાથે તેમનો ઘનિષ્ઠ સંબંધ બંધાયો હતો.

તેમનાં વિચારો અને તેમનાં કાર્યો પરથી જણાય છે કે તેમનામાં સામાજિક જાગૃતિ આવી હતી. તેઓ સમાજ માટે કે જ્ઞાતિ માટે બહુ સમય સુધી ઉદાસ રહી શકે તેમ ન હતા. આ ધોરણોનું ખંડન કરવાની જરૂર પડે તો તેની સામે બળવો કરીને પણ તેમને સામનો કરવાની તેમની નેમ હતી. નવું કરવાની તેમની પ્રબળ ઉત્કંઠા હતી. તેમણે પાટીદાર જ્ઞાતિની બદીઓ પકડી પાડી અને રૂઢિઓને પડકારી કારણ કે તેઓ સુધારો કરવા માગતા હતા. આ સુધારાઓ માટે તેમણે ગુ.વ.સો. દ્વારા બૌદ્ધિકોનું માર્ગદર્શન મેળવ્યું અને તે મિત્રોની સહાય પણ મેળવી તેમ તેની જ્ઞાતિના સુધારાઓમાં પણ તેઓ તેમની સાથે અડીખમ ઊભા રહ્યા. આ કાર્યને સિદ્ધ

કરવા માટે મિત્રોની મદદ, સમાજસુધારક મંડળોની રચના અને સરકાર, બ્રિટિશ અમલદારોની મૈત્રીનો ઉપયોગ, જ્ઞાતિ મેળાવડાઓ વર્તમાનપત્રોમાં લેખો અને કુરિવાજો સામે સહી ઝુંબેશો, અને દરબારશ્રીઓ તેમજ રાજાઓની મદદથી, જ્ઞાતિ આગેવાનો સાથેની ચર્ચાઓનો તેઓએ માર્ગ લીધો અને અડીખમ યોદ્ધાની જેમ ઝઝૂમ્યા.

સુધારકોના જીવન અને પ્રવૃત્તિઓની આ બધી વિશિષ્ટતાઓ પરથી જણાઈ આવે છે કે ૧૯મી સદીમાં ગુજરાતમાં નવા બુદ્ધિવાદીઓનો વર્ગ ઊભો થયો હતો. આ અરસામાં બ્રિટિશરો ભારતમાં પ્રસરી રહ્યા હતા. દેશના અન્ય ભાગોની જેમ ગુજરાતમાં પણ બ્રિટિશ અમલદારો, વેપારીઓ અને ખ્રિસ્તી મિશનરીઓ પથરાઈ રહ્યા હતા. તેઓ ભારતની કેટલીક માન્યતાઓ અને રૂઢિઓને 'અનિષ્ટ' તરીકે ગણાવતા હતા. તેમ છતાં દુર્ગારામ, કરસનદાસ મૂળજી, નર્મદ, મહીપતરામ, દલપતરામ તથા બેચરદાસ જેવાઓને કેટલીક બાબતમાં બ્રિટિશરોના અણગમાની જાણ થવા લાગી અને તે માટે જાગૃત થવા તેનું દૃષ્ટાંત 'સ્વધર્મ સહિત કેળવણી આપવાની નિશાળ' બેચરદાસ લશ્કરી, રણછોડલાલ છોટાલાલ, મહીપતરામ, કવિ દલપતરામ અને ખુશાલદાસના પ્રયત્નથી અમદાવાદમાં શરૂ કરવામાં આવી હતી.

આ વિદેશીઓની સંસ્કૃતિનાં કેટલાંક સારાં તત્ત્વોમાં આ સુધારકોએ ઊંડો રસ લેવા માંડ્યો. સર ટી. સી. હોમ અને એ.કે. ફોર્બસ જેવા અંગ્રેજ મિત્રો, પ્રો. ગ્રીન જેવા ઉત્સાહી શિક્ષકો અને ખ્રિસ્તી મિશનરીઓએ ગુજરાતના અને બુદ્ધિવાદીઓ સમક્ષ પશ્ચિમની સંસ્કૃતિના આદર્શો અને વિચારો રજૂ કર્યા ત્યારે તો તેઓ ઘણા અંજાઈ ગયા. પશ્ચિમની સંસ્કૃતિનો અભ્યાસ થતાં સુધારકો માન્યતાઓ અને રૂઢિઓને પડકારતા થયા. એક રીતે પશ્ચિમી સંસ્કૃતિ ઘણી બાબતોમાં તેમની આદર્શ બની ગઈ અને તેથી જ બીજાને બેહૂદી લાગે તેવી રૂઢિઓ ફગાવી દેવા નર્મદ અને દલપતરામે ગુજરાતીઓને આગ્રહ કર્યો. આ બધા જ સુધારકો પશ્ચિમી સંસ્કૃતિથી પ્રભાવિત થયા હતા, એટલે પોતાના દેશી ભાઈઓએ તેમાંથી પ્રેરણા મેળવવી જોઈએ એમ તેઓ માનતા હતા. તેમની પર પાશ્ચાત્ય સંસ્કૃતિકરણની અસર પડવા માંડી હતી. આ સુધારકો દ્વારા સામાજિક સુધારાના આંદોલન સ્વરૂપે પાશ્ચાત્ય સંસ્કૃતિકરણની પ્રક્રિયા અભિવ્યક્ત થવી શરૂ થઈ હતી.

સમાજમાં સુધારો દાખલ કરવા માંગતા હતા તેઓ સુધારાવાળા તરીકે ઓળખાતા હતા. 'સુધારો' શબ્દ તેના હાલના અર્થમાં ગુજરાતી ભાષામાં મુંબઈના પારસીઓએ (પારસી પત્રકારોએ) પ્રથમ વાપરેલો. સમય જતાં સુધારો એટલે સામાજિક સુધારો એવો ચોક્કસ અર્થ થયો. સુધારો શબ્દ એક રીતે જોતાં બહુ સંકુચિત



અર્થમાં વપરાયેલ છે. દા.ત., ખ્રિસ્તીઓએ કરેલી દલિત જાતિઓની સુધારણા, સુધારકોની પ્રવૃત્તિમાં સમાવેશ કરતો નથી. 'સુધારો' શબ્દ ખાસ કરીને ગુજરાતના હિન્દુઓમાં થયેલ સંસારસુધારાની પ્રવૃત્તિ માટે રૂઢ થઈ ગયો છે. ગુજરાતમાં વસ્તીનો ઘણો મોટો ભાગ હિન્દુઓનો છે અને તેમના સંસારમાં સુધારવાલાયક પણ ઘણું હતું અને છે. પારસીઓમાં પણ હિન્દુઓના જેવા જ બાળલગ્ન સ્ત્રીઓમાં લાજ કાઢવાનો ચાલ, એક પત્ની જીવતે બીજી પરણવાનો વગેરે કુરિવાજો હતા, પણ તેમનામાં સુધારાની હિલચાલ શરૂ થઈ ત્યાં સુધીમાં તે નાબૂદ થઈ ગયા હતા. સુધારો એટલે શું તે વિષે જુદા જુદા સુધારકોએ જુદા જુદા અભિપ્રાયો દર્શાવ્યા છે. નર્મદાશંકર 'પ્રજાનાં તનમનધનમાં વ્યવસ્થાપૂર્વક જે વધારો કરવો તે સુધારો'; ગિરધરલાલ 'આગળ વિચારમાં દોડ કર્યા કરવી તે સુધારો', ઠાકુરદાસ 'સારી વ્યવસ્થા કરવી તે સુધારો' મનસુખરામ સૂર્યરામ 'માથે અંકુશ રાખી ચાલ્યા કરવું તે સુધારો.'

સુધારાનો આ કાર્યક્રમ અમલમાં મૂકવા માટે સુધારકોએ નિશાળો, સભાઓ અને વર્તમાનપત્રો એવાં ત્રિવિધ સાધનોની આવશ્યકતા શરૂઆતમાં જોઈ. એ નિશાળો સ્થાપવાનું કામ સરકારે ઉપાડી લીધું અને બીજાં બે સાધનોમાં પણ સરકારી અમલદારોની સહાનુભૂતિ તથા સહાય મળવા લાગી. શેઠ રા.બ. બેચરદાસે પણ શિક્ષણ સંસ્થાઓ ખોલવામાં આર્થિક મદદ કરી અને અંગ્રેજ અમલદારો જેવા કે સ્કોટ ફોર્બસ, ફરનાન્ડીઝ, બોરોડોલ, શેફર્ડ ગવર્નર ફિટ્ઝરાલ્ડની દોસ્તીનો અને વગનો લાભ લીધો દેશી રાજકર્તાઓ પણ આ દેખા-દેખીમાં આવી સુધારાઓ કરવા તત્પર થયા. એટલે કડવા કુળના રાજવી જોરાવરસિંહજીએ બેચરદાસની વગથી અંગ્રેજી અમલદારોની મદદ મેળવી કડવાકુળની દીકરીના સંરક્ષણ સારુ કેટલાક નિયમો ઘડ્યા કણબી હિતેચ્છુ રાજવી સયાજીરાવ ગાયકવાડે પણ બાળલગ્ન વગેરે નાબૂદ કરવામાં અને કણબીનાં દીકરા-દીકરીઓ ફરજિયાત શિક્ષણના ફેલાવા માટે પ્રયત્ન કર્યો તેમાં પણ બેચરદાસને ખૂબ મદદ મળી તે પણ રાજવી રાજ્યમાં અંગત સંબંધનું ફળ હતું. શેઠ બેચરદાસ ધનિક અને ખાનદાન હોવાથી દેશોન્નતિના કાર્યમાં અને સમાજસુધારણાના કાર્યમાં દ્રવ્યની પણ સારી એવી સહાય આપી હતી.

મોટાભાગના સુધારકોનું ધ્યાન સમાજની માન્યતાઓ અને રૂઢિઓમાં ફેરફાર કરવા તરફ હતું, જ્યારે બેચરદાસે જ્ઞાતિના વાડાઓ સમાજતંત્રના પાયામાં જડ કરી બેઠેલી દૂધપીતી જેવા અનિષ્ટ-તરફ ધ્યાન ખેંચ્યું.

આજે આ સુધારાની પ્રવૃત્તિને પેદા થયે લગભગ દોઢ સદીનો સમય વહી ગયો છે. છતાં થોડાક નજીવા ફેરફારો બાદ કરતાં બેચરદાસના યુગનું પાટીદાર જીવન હતું એવું ને એવું જ છે અને એવા સમાજતંત્રને નભાવવામાં કારગત નીવડતાં રિવાજો

અને રૂઢિઓ પણ ખાસ પરિવર્તન વિના હજુ પણ ચાલુ જ છે. જનમ, મરણ અને પરણના વરાઓ, દહેજ, સાટાપેટા બાળલગ્ન, જીવતચર્યા, જ્ઞાતિ બહિષ્કાર, આજે પણ ચાલુ જ છે. તેમ છતાં રા.બ. બેચરદાસ તે યુગના જ્ઞાતિ સુધારકના હોકાયંત્ર સમાન હતા અને તેમનું પ્રદાન ખૂબ મોટું હતું તે વખતે તેમણે સુધારાની બાબતમાં ઘણી સફળતા પ્રાપ્ત કરી હતી.

**બેચરદાસની સુધારણા ઝુંબેશ પહેલાંનો કડવો કણબી સમાજ :**

આ બાબતની વિસ્તૃત ચર્ચા પ્રકરણ ૧માં કરવામાં આવી છે. કડવા પાટીદારોના રીતરિવાજો, ખૂબીઓ અને ખામીઓની પણ તેમાં ચર્ચા કરાઈ છે. વર્ષોથી કડવા પાટીદારો પછાત, અજ્ઞાન, કુરૂઢિઓના પંજામાં સપડાયેલા અને શોષિત જીવન જીવતા હતા. ૧૮મી સદીથી માંડી ૧૯મી સદીની શરૂઆત સુધીના ગુજરાતના કણબીઓ પર નજર કરીએ તો આ હકીકત સ્પષ્ટપણે જણાઈ આવે છે. આ સમય દરમિયાનમાં સામાજિક સ્તરીકરણમાં પાટીદારોનું સ્થાન ઘણું નીચે આવે છે. સૌથી ટોચે આવતો ક્ષત્રિય રાજા, એની બહુ નજીક રાણી, પછી પ્રધાનોનું જોર, એમાં નાગર તથા મોઢવાણિયા બંને આવી જાય. પછી આવે છે ખવાસ. ત્યારપછીનું સ્થાન છે વેપારીઓનું, જેમાં મુખ્યત્વે વાણિયા લોહાણા આવે. તેની હારોહાર છે મહાજન જેને મુખ્યત્વે હાલની ચેમ્બર ઓફ કોમર્સનું જૂનામાં જૂનું રૂપ કહીએ તો ચાલે. અને એક બાજુ લશ્કર આ બધાં છે, જ્યાં રાજાશાહી કે રજવાડાં હતાં ત્યાંના જનજીવનનાં પ્રભાવ પરિબળો તેમાં કડવો કણબી શોધ્યોએ જડતો નથી, એનું સામાજિક સ્તરીકરણમાં પ્રભાવક પરિબળ તરીકે નામનિશાને નથી. તે બેઠો છે ગામડામાં. ખેડૂત શબ્દનો પર્યાય બનીને તેને ગુજરાતના નગરજીવન સાથે જાણે કાંઈ સ્નાનસૂતકનોયે સંબંધ નથી.

ત્યારનો પટેલ સામાજિક, આર્થિક અને રાજકીય રીતે પછાત છે અને આ પછાતપણાનાં મુખ્ય કારણોમાં એની અજ્ઞાનતા, અંધશ્રદ્ધા અને સામાજિક કુરૂઢિઓ છે. મુખ્ય કુરિવાજોમાં બાળલગ્ન, પ્રેતભોજન, કન્યાવિક્રય, લાજઘૂમટાનો રિવાજ, દૂધપીતી કરવાની ચાલ, કજોડાં મહત્ત્વનાં ગણી શકાય. પરંતુ અંગ્રેજોનો ગુજરાતમાં પગપેસારો થતાં ગુજરાતના સત્તા માળખામાં એક પ્રભાવક તત્ત્વનો ઉમેરો થયો અને એણે સ્તરીકરણના તત્કાલીન માળખાને અસર પાડવા માંડી.

આમ બ્રિટિશ રાજ્યને પરિણામે જે બાહ્ય તેમજ આંતરિક દબાણ ઊભું થયું અને તેના પરિપાક રૂપે જે વિસ્તૃત ફલક ઉપર સમાજસુધારણાની પ્રક્રિયા ઊભી થઈ તેનું પ્રતિબિંબ સ્થાનિક કક્ષાએ ઝિલાયું અને જ્ઞાતિ સુધારણા હાથ ધરાઈ. આ પ્રવૃત્તિ શહેરો પૂરતી મર્યાદિત ન રહેતાં ગામડાં તરફ ફેલાઈ.



સુધારણાના સૂત્રધારો કેવળ શહેરના બુદ્ધિજીવીઓ ના હતા, પરંતુ ગામડાનાં આગેવાનોનો પણ સમાવેશ થતો હતો.

તત્કાલીન સમાજના કુરિવાજોની ઝાંખી સાહિત્યમાં પણ જોવા મળે છે. કજોડાંનો ઉલ્લેખ તો ૧૫મી સદીમાં મળે છે.

***સાઠિ વરસના ડોસા યેર, પરણિ કન્યા પરણઈ તેર,***

આ સિવાય ભવાઈના વેશોમાં અસાઈત ઠાકરે 'કજોડાનો વેશ' પણ લખીને રિવાજની ઝાંખી કરાવી છે. નરસિંહ મહેતાના સમય પછી પ્રેમાનંદ, શામળ અને અખાએ પણ તત્કાલીન સાંસારિક સ્થિતિની ખૂબ ટીકાઓ કરી છે. તે સિવાય વલ્લભ મેવાડાએ કળિયુગના ગરબામાં અને કજોડાના ગરબામાં કૃષ્ણરામે 'કળીકાળ'ના ગરબામાં અને ગોવિંદરામે કળજુગના ધર્મમાં તે તે સમયે પ્રચલિત દુષ્ટ રિવાજોની સખત ઝાટકણી કાઢી છે, પણ તે દૂર કરવા તેઓએ કાંઈ પ્રયત્ન કર્યો ન હતો. હરિલાલ નામનો કવિ પટેલોની કુચાલો બતાવતાં લખે છે :

***પટેલો પટલાઈનું નામ બોળો પ્રપંચી થઈ વિખ હાથે વલોવો,***
***બાળલગ્નનું કામ કેવું જ ખોટું, બાળાઓ હજારો ઝુરે પાપ મોટું***
***વરા વાજાનોથી થયા સો ખુવાર, ભરી હોજરાં અને ખોયા રોજગાર***
***નથી રીતે કે પ્રીતિ તો હોય શાની, કુસુંપે કર્યો કેર કીધી જ હતી રોવા***
***કુટવાની તો શી વાત થાય, ગામ રાજીઆ લોક જોવા ભરાય,***
***આણે ગાણું ગાવાને ગાનારી ભાડે, વાળી કુટશે તે વહે લોહી હાડે,***
***વેચે દીકરીને પિતા દામ માટે, સાટાંને તેખડાં સૌ કરે સ્વાર્થ સાટે.***
***કહ્યા પાંચ મોટા જ અધર્મસારી***
***નખોદકારકરનાતરૂં, છેટા છુટકો સાર,***
***કરો દુર મુજ બાંધવો, સુણી વિજય પોકાર.***

ઈ.સ. ૧૮૮૧માં રચાયેલ કવિ જેસંગ ત્રિકમદાસની ગરબી 'વિધવાની અરજી સધવાને' વિધવાનાં દુઃખોની ઝાંખી કરાવે છે. 'વિધવા વિલાપ' કવિ મગનલાલે લખ્યું. આ ઉપરાંત 'માધાના પિતાનું પ્રેતભોજન અને કારજની કહાણી'માં દેસાઈ અમરસિંહ પ્રેતભોજનનો ચિતાર આપે છે (૧૯૧૩). વિધવાવિવાહ અને કન્યાવિક્રય દેસાઈ ગોપાળજી હરિદાસે લખ્યું છે. 'કડવા પાટીદાર સુધારક ગ્રામ્યજન'ની ચોપડી ૧૯૦૯માં ગંગારામ જેઠીદાસે બહાર પાડી. પરંતુ કણબીના ધંધામાં પરિવર્તન આવ્યું, પરિસ્થિતિ બદલાવા લાગી તેનો ચિતાર નીચેની કવિતામાં જોવા મળે છે :

***કણબી કણબી લઈને જાતા જે વેળા કણબીના તન,***
***તે વેળામાં ફેર પડ્યો છે, જૂઓ જુઓ સૌ ધારી મન,***

*કોશ કોદાળું, ખભે પાવડો, હાથે ઝાલી ધોરી રાસ,*
*સાંજ સજી સૌ ક્ષેત્ર જાતા તે દેખી શરમાવે આજ.*
*રાજનગરની બહાર રહ્યા જ્યાં ત્યાં રે લો કંઈ કૃષિનો ગંદ,*
*રાજનગરમાં જે જઈ વસિયા તેણે તજીયો તેનો ધંધો.*
*કાંઈ કાંતવું કોઈ ઉજ્યું, કોઈ રંગારા કેરું કામ,*
*ધ્યાન દઈને કરવા લાગ્યા અતલસ લપ્યો ધરીને હાથ,*
*કીનખાબ ખાપડો, જેવો ગજીઆણી જે નોંધે મુલ,*
*નકસી નવતર ભાત રચીને જેમ નહીં આવે ભૂલ,*
*અમદાવાદી માલ અમુલખ વળી વ્યાપારીના હથિયાર,*
*રીસ રાખી હૃદયમાં ભારી તજી ગયાં દરિયાપાર,*
*સોમાં સતાવીશ નીકળશે, પ્રાચીન ધંધા કરો પાર,*
*સવા વેંતનું સીત ઝાલીને પત્ર ભૂમીને ખેડે સાર*
*ખોળામાં જે કણબી આંસા ભરતાં વહેળા સંગે ભાર...*

એક યા બીજા કારણે સમાજમાં ભારે પરિવર્તન આવ્યું. પોતાના વ્યવસાય બદલાયા જેના કારણે તેમનું આર્થિક ધોરણ કંઈક ઊંચું આવ્યું. તેમાંથી જન્મી કુલીનશાહી જે કુલીનતામાં પરિવર્તન પામી જેના કારણે કુધારા જન્મ્યા, કુરિવાજો જન્મ્યા, મોટાઈ અને કુટિલતા પેદા થઈ માટે સુધારાઓની શરૂઆત થઈ.

ગામડાના ખેડૂતો (કડવા કણબીઓ)ની અધમ સ્થિતિ થવા પાછળ ઘણાં કારણો જવાબદાર હતાં જેવાં કે ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, કનિષ્ઠ ચાકરી (નોકરી)ની માન્યતાને કારણે શિક્ષણ ન લીધું. ખેતીમાં પણ શિક્ષણની જરૂર પડે છે તે માટે લોકપ્રિય દોહો જાણીતો હતો :

*ખેડ ખાતર ને પાણી, ભાગ્યને લાવે તાણી*
*પણ જો મુક્તિ ન જાણી, તો થાય ધુળધાણી.*

શિક્ષણ ન લેવાથી ખેતીમાં પાછળ પડ્યા અને અંધશ્રદ્ધા વધી. બાપદાદાના કૂવામાં ડૂબી મરવું, એટલે કે તેવી જ જમીનમાં ખેડવું તેવો આગ્રહ એટલે વંશવૃદ્ધિ થતાં જમીનના ટુકડા પડી ગયા. આર્થિક ઉત્પાદન ઘટ્યું. ઢોરઢાંખરની દેખરેખ પણ બરાબર રહી નહીં, એટલે શહેર તરફ આકર્ષણ વધ્યું. મજૂરી માટે શહેરમાં આવ્યા, બીજા વ્યવસાય સ્વીકાર્યા.

મોટાઈ અને કુળઅભિમાન અને બાપા કહેવડાવવાની લાલચ તો પાટીદારોને હાડોહાડ વ્યાપી ગયેલી હતી. ''ખમ્મા બાપા'' એટલું કોઈ કહે એટલે પટેલભાઈની આંગળીની કશ તૂટવા મંડે. ચડસાચડસી અને હરીફાઈ વધી એટલે વરાના ખર્ચા વધ્યા.



પ્રેતભોજન ઘરબાર, જમીન જણસો, ગીરો, મૂકીને કે વેચીને કરવા લાગ્યા. વરસની કમાણી એક જ વરામાં ઉડાડી દેતો થયો, ઘર કે ખેતર શાહુકારને ત્યાં અડાણું મૂકતો થયો, એટલે પાયમાલ અને દેવાદાર થયો. પટેલને રોવાનું અને ખાવાનું સાથે જ ચાલે તે તેની લાક્ષણિકતા હતી. કડવા મળેલ મુખે જીભે સ્વાદિયો એટલે શીરો મગ કે લાડવા વિના તેને ચેન ન પડે. ગમે તે ઉંમરનું મરણ થયું હોય ઘર કે ખેતર વેચીને દેવું કરીને પણ જ્ઞાતિ પ્રેતભોજન આપવું પડે. આ બધા સામાજિક પ્રસંગોએ કણબીની કેડ તોડી નાખી. તેના દુઃખનું વર્ણન ખેડૂતના બારમાસમાં નીચે મુજબ કર્યું છે. રૂડકીબાઈએ આ કાવ્ય લખ્યું છે તે પાટીદાર કવિત્રી હતી :

*ભાવઠ ભાગો ને ભુધરા, કહીએ કણબીનું દુઃખ*
*કરુણાલય કૃપા કરી, ક્યારે આપશો સુખ.*
*કારતક કણબી કુવે ગયો શીર ઉપાડી કોશ.*
*ઘઉંડા વાવવા કારણે જોયા શુકન ને જોશ.*
*માગશર મનમાંહી મલપતો રૂડા ઘઉંડા દેખાય*
*પણ ગેરુ જો આવે નહીં ભાવઠ ભવની જાય*
*પોષ મહિનાની ટાઢડી વાયુ શિયાળુ વાય*
*કણબી પાસે કપડાં નથી દાઢી કડકડ થાય.*
*માહ મહિને મનમાં વિચારિયું દેખી ઘઉંડાની પેર.*
*અડધા આપીશું વણિકને અડધા લઈ જઈશું ઘેર.*
*હોળી દેખી કોળી ઉલટયા એવી ફાગણની ઘેર.*
*ખેતર વિષે ચોરી કરે કણબી જાય જો ઘેર.*
*ચઈતરે ચિંતા હૈયે ઘણી વેરો ભરવાને માટ*
*ઘરમાંહી દામ મળે નહીં જાય વણિકને હાટ.*
*વૈશાખે વિવાહ આદર્યો લીધું શુભ લગ્ન*
*વાવર્યું ધન દેવું કરી થયા મનમાં મગન.*
*જેઠ મહિને ઝટ ઊઠતો ખાતર ભરવાને કાજ.*
*ખંતથી મહેનત બહુ કરો રાખે ઈશ્વર લાજ,*
*અસાડે સાંતીડું ઝાલિયું ખેતી કરવાને માટ.*
*ઘરમાંહી બી. કે. બેવડ નથી જાય વણિકને હાટ.*
*માસ શ્રાવણ ભલે આવિયો ભિંજાય નર ને નાર*
*કેડમાં લટકે બાળકું માંથે નીતરે ચાર*
*ભાદરવે પુંખ બહુ થયો મનથી માળો ઘાલ*

*ખેતર ટોવાને કારણે હાથે ગોફણ ઝાલ.*
*આસોએ કણબી વાસો રહે ટાઢા ટુકડા ખાય*
*કેવો દીન દિવાળીનો ન જાણે મનમાંય*

અફીણનું વાવેતર કરતા એટલે કસુંબાપાણીનો ચાલ પડ્યો. જ્ઞાતિ મેળાવડા કે સામાજિક પ્રસંગોમાં અફીણ આરોગતા. બીડીએ પાછળથી પ્રવેશ કર્યો પણ હોકો કે ચલમ પીવાનો તમાકુ (ગડાકુ) પીવાનો રિવાજ ખરો એટલે તો ભવાઈઆઓ મશ્કરીમાં કહેતા :

*ચલમ મારી ચાતુરી, અને હોકો હરની કાયા,*
*હુક્કાના પાણીમાં પગ પડે તો, જાણે ગંગાજી નાહ્યા.*

નાતરું ન થાય, ફૂલના દડે પરણાવાય, વહેમ, અંધશ્રદ્ધા, બાળકો પૂરતાં જ નહીં ઢોરઢાંખર માટે પણ દોરાધાગા થાય, કાળી મજૂરી, ખોરાકમાં ઠેકાણું નહીં, આરોગ્ય બગડ્યું, ઉપરના કુરિવાજોમાંથી કુળકુળાં મીમાંસા જન્મી, તેમાં કુલીનો અને કુળહીનોનો ખ્યાલ પેદા થયો, ગોળ બાંધ્યા, પંચો લોભમાં આવ્યા અને પટલાઈનો દાવપેચ શરૂ થયો. પટેલને પાઘડીના વળેવળે પટલાઈના દાવપેચ વણાવા લાગ્યા અને તેમાંથી સ્વાર્થી જ્ઞાતિ આગેવાનોએ આ ભોળા કણબીઓની અજ્ઞાનતાનો લાભ લઈ કુલીનતાને પોષી, પાળી અને મોટી કરી. તેમાંથી જન્મી દૂધપીતી કરવાની ચાલ અને સાટા તેખડાનો તેમજ એક પર બીજી કરવાનો ચાલ શરૂ થયો. **'ઠાકોરનો કૂબો એક મેલ અને બીજો ઊભો'** ન્યાયનો ઈજારો પણ જ્ઞાતિ આગેવાનો પાસે ગયો.

**"પંખે પંચાયતે પખે ન્યાય, ને પખના હોય તો પાછો જા"**

વાળો ઈન્સાફ થઈ ગયો.

**કુલીનતાની ઉત્પત્તિ :**

ઈ.સ. ૧૩૦૪માં ગુજરાત ઉપર મુસ્લિમોનું રાજ્ય થયું. સો વર્ષ સુધી દિલ્હીના સૂબાઓએ ગુજરાત ઉપર અમલ કર્યો. એને પરિણામે ગુજરાત સંપૂર્ણ પાયમાલ થયું. તૈમુરના હુમલા પછી ગુજરાતના સૂબાના દીકરાએ ગુજરાતના સ્વતંત્ર સુલતાન તરીકે પોતાના નામની જાહેરાત કરી હતી. અમદાવાદ શહેરને ગુજરાતની રાજધાની કર્યા પછી તેના પર રાજ કરનાર સ્વતંત્ર સુલતાનોએ તેને આબાદ કરવા તરફ ધ્યાન આપ્યું, તેમાં મહમદ બેગડાનું નામ ઉલ્લેખનીય ગણાવી શકાય. તેણે ગુજરાતની સમૃદ્ધિ વધારી તેમજ સરહદો પણ વધારી. ખેતીમાં અવ્યવસ્થા પેદા થઈ હતી. ખેડૂતો લૂંટફાટે ચડ્યા હતા. જો કે આ ખેડૂતો ઘણે ભાગે રાજપૂતો, બારૈયા, પાટણવાડિયા અને ઠાકરડાઓ હતા. આવા અસ્થિર અસલામત કામમાં પણ કડવા-લેઉવા પટેલો



ટકી રહ્યા. ખેતી સાથે તેમણે રોકડ રકમ મેળવવા ગમી, કુટુંબી, તેલીબિયાં તથા જીરૂ-વરિયાળીનું વગેરે તેની નાની ખેતી પણ શરૂ કરી હતી. આ પહેલાં તેઓ ગળી અને અફીણનું વાવેતર કરતા હતા.

મહંમદ બેગડાએ ખેતીની સુધારણા માટે સારા સારા ખેડૂતો પસંદ કર્યા અને એક એક ઉજ્જડ ભાંગતાં ગામોનો કબજો સોંપવા માંડ્યો. એ ગામ એવી શરતે અપાતું કે જેને એ ગામ મળ્યું હોય તેને ખેતીને આબાદ કરવી તેમજ ચોરી લૂંટફાટ ન થાય તેની વ્યવસ્થા રાખવી. ચોરી થાય અને માલ ન પકડાય તો ચોરીના માલની કિંમત પટેલે ધણીને ભરપાઈ કરી આપવી. એટલે ગુનેગાર પકડવાનું કામ પટેલનું બન્યું.

આવી કામગીરીના બદલામાં પટેલને ગામનું ગામઠાણ તથા સીમતળ બંને માલિકી હક્કે મળતું. ગામની ખેડાણલાયક જમીન અને ખરાબા બધાની માલિકી પટેલની રહેતી. બદલામાં સરકારને જૂજ રકમ ભરવી પડતી. આ જમીન પર રાજ્યનો કોઈ અધિકાર નહીં. તે પટેલને વંશવારસાને મળતી.

મહમદ બેગડાની નીતિનો લાભ ઘણા પટેલોને મળ્યો ત્યારથી તેઓ સાચા અર્થમાં પાટીદાર બન્યા. પહેલાં ભારતભરમાં પ્રચલિત કુટુંબી હતા, પછી કણબી બન્યા, પછી પાટીદાર. કણબીમાંથી પાટીદાર થયા પછી તેઓ ભાગે કે સાથી (મજૂર) રાખી ખેતી કરાવતા થયા અથવા બીજા કણબીઓ વસાવી ખેતી કરાવતા. ખેડૂતોમાં નવું જ સ્વમાન પ્રગટ્યું, કારણ ગામની આબાદીની જવાબદારી તેના માથે આવી. ગામના રક્ષણ માટે રાવલિયાને પગાર આપવો, મહાજન પોતાના રક્ષણ માટે પૈસા આપવા લાગ્યું. કલાલ દારૂની દુકાન માટે ઈજારો લેતો થયો. ગામમાં સંત-ફકીર આવે તો ત્રણ દિવસનું સીધું અપાતું. આવાં સદાવ્રત શરૂ થયાં. પરબડી માટે કેટલીક જમીનો કાઢેલી હતી. મંદિર માટે જમીનો કાઢી હતી. આમ પાટીદારના મોભામાં પરિવર્તન આવ્યું. લશ્કરી અમલદારો ઠરેલી રકમ ઉઘરાવવા આવે ત્યારે તેમની મહેમાનગતી થતી હતી. વસવાયા પણ તેના આશ્રિત બન્યા.

ગામમાં ગોર, વૈદ્ય, જોષી વગેરે બ્રાહ્મણોને પસાયતાં કાઢી આપેલાં હતાં. ભાટ, ચારણ, ભવાઈયાઓને પણ પસાયતા આપ્યા હતા. ભવાયા અને નટના ખર્ચની વ્યવસ્થા ચોરેથી થતી હતી.

અકબરના વખતમાં જમીન માપણી થઈ અને જમાબંધીની નવી પદ્ધતિ શરૂ થઈ. 'કરોડી' અધિકારી નિમાયા. મદદમાં અમીનની નિમણૂક થતી. ખેડૂતોની સ્થિતિ બદલાઈ. ઈજારાપદ્ધતિમાં તેમને મેળવેલા ગામ હક ગુમાવવા પડ્યા, એટલે પોતે જ ઈજારાદાર થવા લાગ્યા અને તાલુકાનો ઈજારો લીધો તેમાંથી તે અમીન થયા. અમીનોની સનદ મળવા લાગી. પાટીદારો ગુજરાતમાં આવ્યા ત્યારથી તેમનાં નામ

લગભગ રજપૂતો જેવાં હતાં, ગુજરાતમાં મરાઠી રાજ્ય થતાં તેનાં નામો પર મરાઠી અસર થઈ હતી.

મોગલ રાજ્યની પડતીના સમયથી રાજકીય પરિવર્તનો આવ્યાં. અધિકારીઓ નિરંકુશ બન્યા. ગાયકવાડી રાજાઓ માત્ર મહેસૂલની જ દરકાર રાખતા એટલે આ સમયગાળામાં દેસાઈ અમીનો સર્વસત્તાધીશ બન્યા અને કુળવાન ગણાવા લાગ્યા. તેઓના હાથમાં સત્તા આવતાં તેઓ મનસ્વીપણે મોટાઈની મસ્તીમાં આવી ગયા. જાગીરદારો બન્યા. વર્ગભેદ ઊભા થયા અને જ્ઞાતિવાડાઓ તેમજ ગોળ બંધાવા શરૂ થયા.

બીજી બાજુ અમદાવાદની આબાદી વધી હતી, એટલે દૂરદૂરનાં ગામોની વસ્તીએ સુલતાનોના સમયમાં આવીને શહેરમાં વાસ કરવાનું ધાર્યું, પરંતુ મુસલમાનોથી ભરાઈ ગયેલા શહેરમાં હિન્દુઓને જગ્યા મળી નહીં, જેથી ઘણા સરદારોએ પોતાના નામથી શહેર બહાર પરાંઓ વસાવ્યાં, જેમાં અમદાવાદની આબાદી જોઈ આબાદ થવાની જિજ્ઞાસાવાળા આસપાસના ગરીબ લોકો પણ આવીને વસવા લાગ્યા. તેમની પાસે જમીન-જાગીર નહોતાં તેવા લોકો શહેરમાં પોતાની આર્થિક પરિસ્થિતિ સુધારવા આવ્યા. ત્યાંના શહેરના વેપારીઓ સાથે રહી પોતાની આજીવિકા ચલાવવા લાગ્યા. અસારવા, ગોમતીપુર, અહમદપુર, રખિયાલ વગેરે પરાંઓમાં તેઓ ગોઠવાઈ ગયા. ત્યાંના વેપારીઓ સાથે વસવાટ કરીને કિનખાબ, મશરૂ, અતલસ, ગજીઆણીને જરી મંલ વગેરે તરેહના વણાટકામમાં પડ્યા. વેપારમાં ફાયદા આવતાં તેમાંથી કેટલાક સ્વતંત્ર વેપારી બન્યા. તેઓ ઉત્તમ કારીગર સિદ્ધ થયા. તેમને વણાટકામના વારે ૩૦૦-૪૦૦ રૂપિયા મળતા થયા. સિંધિયા, હોલ્કર, ગાયકવાડ અને નિઝામ વગેરેના દરબારમાં તેમના માલનું સારું માન અને ઉત્તેજન મળતું તેમજ યુરોપીય દેશોમાં પણ માલ જવા લાગ્યો. એટલે તેમને પુષ્કળ પૈસા મળવા લાગ્યા. વેપાર-રોજગાર સ્થિર થતાં તેઓએ ધીરધાર અને શરાફના ધંધામાં ઝંપલાવ્યું.

મહમદ બેગડાએ ચાંપાનેર ભાંગ્યું. પછી કણબી દેસાઈ જમીનદારો ત્યાંથી આ તરફ વળ્યા, અને પુરુષાર્થથી આ વર્ગ વિરમગામમાં પૂર્ણ જાહોજલાલીએ પહોંચ્યા. આ વખતે અમદાવાદ નગર જાહોજલાલી માટે જાણીતું હોવા ઉપરાંત પાટનગર હતું તેથી રાજકારભાર અને વગ વધારવા માટે તેઓનો એક હોશિયાર પુરુષ અમદાવાદ કાયમ ખાતે રહેતો. આ સમય દરમિયાનમાં ઘણા રાજપુરુષોને અમદાવાદ આવી વસવાટ કરવો પડતો હતો. પરાં અને શહેરમાં રહી આબાદ થયેલા ગૃહસ્થ કબીલાંવાળા કણબીઓને ત્યાં તેઓ મહેમાનગીરી પામતા. દેસાઈઓ ઉતારા કરી



ત્યાં લાંબો વખત રહેતા. વિરમગામ પાટડીનો દેસાઈ વર્ગ એકલો જ નહીં, પરંતુ કડી પ્રાંતના અમીનો, દશકોશી, ભલા અને દંઢાવ્ય વગેરે વિભાગના મુખી આગેવાનો પણ આવતાં-જતાં આ કણબીઓને ત્યાં સત્કાર પામતા હતા.

આ કણબીઓ પોતાની ઉદારતા, રહેણીકરણી અને સંસ્કારોથી આખી જ્ઞાતિમાં પંકાવા લાગ્યા. પોતાના ઉદ્યોગથી શહેરમાં અમલદાર વર્ગ સાથે નાતો બંધાયો અને લાગવગવાળા થઈ ગયા, જેથી પ્રસંગોપાત્ત પોતાના જમીનદાર રાજદ્વારી સગાંઓને તેમના રાજકાર્યમાં મદદ કરતા અને જરૂર વખતે નાણાકીય મદદ પણ કરતા. તેમના આવા સદ્‌ગુણો અને મોભાને લઈને દેસાઈ વગેરે અમીરદાર વર્ગ પોતાની પુત્રીઓના સંબંધ કરવા તત્પર બન્યા. આ સમય દરમિયાનમાં દૂરદૂરથી આવીને પરાંઓમાં વસેલા કણબીઓ જાહોજલાલીના ઉચ્ચ શિખરે પહોંચ્યા હતા. દેસાઈઓની સાથે રોટીબેટીના વ્યવહારમાં આવનાર અહમોપરાનું એક કુટુંબ હતું. હાલ તેઓ હેમતપરાની સંજ્ઞાથી ઓળખાય છે. જમીનદારો સિવાય બીજા કણબીઓ પણ અહમોપરાના ખાનદાન કુટુંબ સાથે સંબંધો જોડવાને લલચાયા, અને પોતાની પુત્રીઓ આપવાની હરીફાઈ કરવા લાગ્યા. વિરમગામ, પાટડીના જમીનદારો પોતાની કન્યાઓ આપે છે, ત્યાં અમારે પણ દેવી, એવા અભિમાનને લીધે તેમજ ગામડાંઓમાં રહી પૈસા પ્રાપ્ત કરી જરા સ્થિતિવાળા થવાથી અન્ય ભાઈઓમાં ‘મોભાદાર’ ગણાવાના લોભને ખાતર, અને મુખ્યત્વે કરી પોતાની પુત્રીઓને ખેતીવાડીની મહેનતમાંથી કે ખેતરની આકરી મજૂરીથી બચાવી શહેરના ગૃહસ્થોને ત્યાં સુખી થયેલી જોવા ઇચ્છતા હોવાથી આસપાસના ઘણા કણબી ભાઈઓ આ કુટુંબોને પોતાના દ્રવ્ય બળે કરીને કન્યાઓ આપવા લાગ્યા, તેમાંથી દહેજ ને પહેરામણીની હરીફાઈ શરૂ થઈ. હેમતપરાના એક જ કુટુંબમાં જમીનદારોના મોટા જથ્થા માટે જોઈએ એટલા વર ન મળી રહે તે સ્વાભાવિક હતું એટલે વરની તાણ ઊભી થઈ. પરિણામે એક ઉપર બીજી આપવાની શરૂઆત થઈ. આ ઉપરાંત હેમતપરાના આ કુટુંબે પોતાનાં લાગતાંવળગતાં કુટુંબો સાથે ઓળખાણો કરાવી અને ત્યાં કન્યાઓ અપાવી, જેથી બીજાં સાત કુટુંબો પંકાયાં. હેમતપરાનાં કુટુંબો જમીનદારોની કન્યાઓ લેનાર આઠ કુટુંબો ગણાયાં. એટલે ધીમે ધીમે આઠ થડાં (ટોડો) બંધાયાં. તે આઠે થડાં ઉત્તરોત્તર માનપાન પામતાં ગયાં. દસ વર્ષે આવતા બાંધ્યા, લગ્નસરા વખતે કન્યાના પિતાઓ આ આઠ કુટુંબમાંથી વર મેળવવા પડાપડી કરવા લાગ્યા તેમજ સારી ભેટસોગાદો, આપવા લાગ્યા. આ આઠ કુટુંબોમાંથી વર પ્રાપ્ત કરવાનું મુશ્કેલ બન્યું, એટલે બીજાં પરાંઓના કણબીઓ સાથે વ્યવહાર શરૂ થયો, એટલે આ આઠ કુટુંબ સિવાય પરાંઓમાં સારાં કુટુંબોમાં કન્યા આપવાનો ચાલ પડી ગયો. આગેવાનોની દરમિયાનગીરીથી નવા નવા સંબંધો બંધાવા

શરૂ થયા. આ પરાંવાળાઓએ પણ આ આઠ કુટુંબની રીતભાતનું અનુકરણ કર્યું પરોણાગતમાં કોઈ ઊણપ આવવા દીધી નહીં, પોતાને ત્યાં પાટડી, વિરમગામ, દશકોશી, ભાલ વગેરે ઠેકાણેથી કન્યાઓ આપવા આવનાર સારા સારા કણબીઓનો યોગ્ય સત્કાર કરી તેમનો સ્નેહ મેળવ્યો. શહેરમાં જે સુખી મતદારો હતા તેમણે પણ પોતાનું નામ ઉજાળ્યું. પરિણામે વિવાહ આવતાં ઘણી પેઢીઓ સુધી શહેરના કરતાં પરાંઓમાં વસતાં કુટુંબોના ફરજંદો કુળવાન ગણાયાં. જેમના પૂર્વજો પોતાને ત્યાં કન્યા આપનાર તરફ સન્માનથી જોતા હતા તે તરફ હવે ઘટાડો થયો. કન્યાના બાપનું માન કુળવાન કુટુંબોમાં ઘટવા લાગ્યું. તેમનાં ફરજંદો એક ખાનદાન કુટુંબના પરિવાર તરીકે પડી ગયેલી પ્રથાના આધારે હદ ઉપરાંત માન-મોભો મળતાં અને પૂજાતાં તેઓ પોતાની જાતને બીજા કરતાં ચઢિયાતી માનવા લાગ્યા અને પોતાને નવાં ખાનદાનોનાં હૃદયમાં અભિમાન પેદા કર્યું. ધંધો સારો હોવાથી તેમની તરફનો પૂજ્યભાવ ચાલુ જ રહ્યો તેનો પુરાવો એ છે કે તે સમયે ઊંઝામાંથી લગ્નનો પડો (લગનિયાં) નીકળતો ત્યારે પહેલાં અસારવામાં વસતા ઘેલજી પટેલના પૂર્વજોને ત્યાં લગ્ન પડો આવતો, ત્યારે સઘળા કણબીઓ દાદા હરિની વાવ પાસે અસારવે ભેગા થતા અને તિથિ વંચાતી અને સહુ તે પ્રમાણે લગ્ન કરતા. લગ્ન વધાવવાની બાબતમાં બીજાઓએ પણ દાવાઓ કરેલા હતા જેમ કે (હસ્તપિત્રકા) :

'કડવા પાટીદાર સર્વે ગૃહસ્થોને ખબર આપવામાં આવે છે કે તા. ૨૯મી જાનવારી સને ૧૯૧૦ના 'સાંજ વર્તમાન' પ્રેસમાં પટેલ કેશવલાલ છક્કડાદાસે છપાવેલું છે તે તદ્દન ખોટું છે તેની હકીકત નીચે પ્રમાણે છે :

તેમને લગ્ન કાઢવાનો હક્ક નથી, તેમ પટેલ શંભુપ્રસાદ બેચરદાસ પણ કડવા કણબીની ન્યાતના શેઠ નથી... ઉમિયા માતાના દેરામાંથી જે લગ્ન અમારી ન્યાતના નીકળે છે તે કાઢવાનો તેમનો કોઈ હક્ક નથી. ફરક ફક્ત અમદાવાદના પટેલો તથા ઊંઝાના કડવા કણબીની ન્યાતની બે પાર્ટી છે તેમાં પાર્ટીનું નામ રૂસાત છે અને બીજી પાર્ટીનું નામ મોલાત છે. તે બે પાર્ટી તથા અમદાવાદના પટેલો મળીને માતાજીના દહેરામાંથી વિધિ કરાવીને લગ્ન કાઢવાનો હક્ક છે, અને પાર્ટીમાંથી જે પાર્ટીએ અમદાવાદ આવવાનો વારો હોય તે પાર્ટી અમદાવાદમાં પટેલોને ઘેર આવવાનો હક છે... વરઘોડો ચડે છે અને અસારવા નીલકંઠ મહાદેવના દેરે જાય છે. ત્યાં જઈને તોરણ બાંધવામાં આવે છે. ત્યાર પછી પટેલોને ચાંલ્લા થાય છે, તે પછી લગ્નની કંકોત્રી વંચાય છે, તે પછી વરઘોડો પાછો અમારે ઘેર આવે છે તે લગ્નની કંકોત્રી વધાવી લેવામાં આવે છે તેવી રીતે અમારે ત્યાં આજકાલ કરતાં બસો-ત્રણસો વરસથી આવે છે અને તેના દાખલા પણ અમારી પાસે છે... વિશેષમાં જણાવવાનું કે, સંવત



૧૯૨૭ની સાલમાં પટેલ બેચરદાસ અંબાઈદાસે ન્યાત કરેલી તે વખતે પટેલોની રજા લીધેલી, અને પટેલોને ચાંલ્લા કરી રૂ. ૧। તથા શ્રીફળ આપી ન્યાતની રજા લીધેલી તે વખતે પણ બેચરદાસને ચાંલ્લો કરવામાં આવ્યો નથી. પણ તે પહેલાં પણ કોઈ દિવસ આવેલા નથી... માટે વંશપરંપરાથી અમારો હક્ક છે. પટેલ બેચરદાસ અંબાઈદાસ સંવત ૧૯૩૬ (૧૮૮૦)ની સાલ પછી જે માતાના દેરા પાછળ ધાબાવાળી પડાળી તથા માનસરોવર કરાવી તેનો સુધારો ને દેખરેખ તેમજ ઉઘરાણીની વ્યવસથાની કમિટીમાં તેઓ હતા. લગ્ન સંબંધી નહીં તેમજ તેમને કોઈ હક્ક પણ આપવામાં આવ્યો ન હતો. લગ્નની કંકોત્રી અમારે ત્યાં આવે છે માટે બેચરદાસના માણસો લાવે તે તારીખ ખોટી માનવી. અમારા તરફથી લગ્ન ખાસ ઊંઝા જઈને કાઢવામાં આવશે...

૨-૨-૧૦ લિ. પટેલ પ્રાણજીવન ડાહ્યાભાઈ

સ.દ. પોતે

તેની સામે જે હસ્તપત્રિકાઓ વહેંચાઈ તે આ પ્રમાણે હતી.

''હું નીચે સહી કરનાર પટેલ મનસુખરામ પ્રેમજી આ ઉપરથી સર્વે કડવા પાટીદારભાઈઓને જાહેર કરું છું કે તા. ૨-૨-૧૯૧૦ના દિવસે પ્રાણજીવનદાસ ડાહ્યાભાઈ તરફથી લગ્ન બહાર પાડવાના હક્ક સંબંધે જાહેરખબર બહાર પાડવામાં આવી છે તે તદ્દન ખોટી અને નાપાયાદાર છે, કારણ કે ઘણા વખતથી મારા વડીલ પટેલ વસ્તા ઘેહેલજી અને શેઠ બેચરદાસ અંબાઈદાસ લશ્કરીને ત્યાં લગ્નનો બીડો દર લગ્ન પ્રસંગે આવે છે તેવી રીતે યોગ્ય વખતે ગામ ઊંઝા માહેના શ્રી ઉમિયા માતામાંથી લગ્નનો બીડો અમારે ત્યાં આવશે એટલે અમારા તરફથી જે લગ્ન જાહેર કરવામાં આવે તે જ ખરાં સમજવાં અને તે સિવાય બીજા કોઈ લોકો તરફથી લગ્ન જાહેર કરવામાં આવે તો તે માનવા નહીં. તા. ૬-૨-૧૯૧૦.

પટેલ મનસુખલાલ ડાહ્યાભાઈ, અસારવા. સહી. દ. પોતે

શાહપુર ગોઝારિયાની પોળ.'

વિવાહની વધાઈને નામ બેચરદાસના વિરોધી શ્રી પટેલ ચુનીલાલ ચમનલાલ અને ભગુભાઈ તરભોવનદાસે કડવા પાટીદાર જ્ઞાતિના પટેલો તરીકે લગ્નની મિતિઓ છપાવી હતી, જેમાં તેઓનું કહેવું હતું કે ઊંઝાના મોલ્લાત પાર્ટીના પટેલ શામળદાસ બાજીદાસ તથા રુસાત પાર્ટીના પટેલ ઉગરદાસ રામચંદદાસની સહીઓથી લગ્નનો પડો અમારે ત્યાં આવ્યો છે.

આ લડાઈમાં આખરે બેચરદાસ લશ્કરીના પક્ષવાળાઓનો વિજય થયો હતો. ગાયકવાડે તેમની તિથિ માન્ય કરી હતી. તેમના જમાઈ કેશવલાલ છકડસીનો પ્રયત્ન

સારો હતો. તેમની સામે પણ ઊંઝાની પાર્ટીઓ અને સિદ્ધપુરના ભટ કિરપાશંકર કેશવદાસના પરિવારે પણ જાહેરખબરો આપી હતી.

આમ સૌ કડવા કણબીઓ જ્યાં વસતા હોય ત્યાં આ તિથિઓ પ્રમાણે લગ્નો કરતા. આવા કુલીનોમાં કન્યાઓ આપવાનું ખાસ કારણ એ હોઈ શકે કે કન્યાઓ અને તેનો વંશવેલો ખાધેપીધે સુખી રહેશે. તેમજ તેમનું ઊંચું કુળ બંધાશે તેવા પુત્ર, પૌત્ર, પ્રપૌત્રને ખાનદાન કુટુંબ સાથે નાતો બંધાશે. આવી આશાએ બીજી પર ત્રીજી આપી પોળનાં ખાનદાનોને પાંચથી ઓછી પત્નીઓ હોય તેવું ભાગ્યે જ બનતું. પરિણામ એ આવ્યું કે આવા કુટુંબ માટે કન્યાઓનો સુકાળ થયો, પરંતુ બીજાઓ માટે કન્યાઓનો દુકાળ થયો, જેના પરિણામે લેવડદેવડની વાડાબંધી અને ગોળનો જન્મ થયો. લેવડ-દેવડના નિયમો થયા. આર્થિક માપદંડ પ્રમાણે વ્યવસ્થા ગોઠવાઈ. સ્ત્રીઓનાં દુઃખો વધતાં ગયાં. માબાપનાં દુઃખોનો પાર ન રહ્યો, પરિણામે તેમાંથી બાળકીનો જન્મ શાપરૂપ લાગવા લાગ્યો, એટલે દૂધપીતી કરવાની ચાલ અજમાવી. બહુપત્નીત્વ, બાળલગ્ન, વાંઢા રહેવું પડે તેવી પરિસ્થિતિનું નિર્માણ થયું. સાટાંપેટાં શરૂ થયાં, કન્યાઓને દુઃખ આપવાનું એક યા બીજા બહાને ખાનદાનોએ શરૂ કર્યું અને સ્ત્રીઓ ઓટલે બેસતી થઈ. ટૂંકમાં દાનમાનની જરૂરિયાતોએ, લોભે અને ઈચ્છાઓએ તત્કાલીન સામાજિક કુરિવાજોને જન્મ આપ્યો.

**કડવા કણબીઓની કુલીનતામાં આવેલું પરિવર્તન :**

આમ કુળની ઉત્પત્તિ જોઈએ તો જે લોકો વિદ્વાન, ખાતાપીતા, સદ્‌ગુણી, વિવેકી, મહેમાન-પરોણાને પોષનાર, રાજ્ય સાથે નોકરી વગેરેનો સંબંધ ધરાવનાર કુલીન ગણાતા, જેઓ હલકા કુળમાં કન્યા ઉતારે નહીં, કન્યાનો વિક્રય કરે નહીં, સાટાંતેખડાંમાં ન પડે, અને ઘરે ટાણું આવે ત્યારે બે પૈસા ખરચી નાતજાતમાં રૂડું જુવે, તેમની ગણના પણ કુળવાનમાં થતી હતી. ધીમે ધીમે આ લક્ષણો ઘસાતાં ચાલ્યાં, છતાં તેઓ કુળવાન ગણાતા ચાલ્યા અને છેવટે સાપ ગયા અને લિસોટા રહ્યા જેવું થયું. મજાકમાં આજે પણ તેઓને કુળવાનનાં લાકડાં અથવા ચંદનના લાકડે બાળનારા કહી મજાક થાય છે. ચીંથરે હાલ થયા હોવા છતાં કુળવાન કહેવાનું છોડતા નથી.

પરંતુ જ્યારે રાજકીય, આર્થિક અને ઔદ્યોગિક, શૈક્ષણિક ને સામાજિક પરિવર્તન આવતાં તેવા કુળવાનોની નિરંકુશ સત્તા ઓછી થઈ. રાજાશાહીનું પતન થયું. સામાજિક દરજ્જામાં પરિવર્તન આવવા લાગ્યું. મૂળ પરિસ્થિતિ પલટાઈ. વસ્તુસ્થિતિ બદલાઈ છતાં પાટીદારોનો કુળવાનનો ગાડરિયો પ્રવાહ ચાલ્યો તે આજદિન સુધી ચાલેલો. તેનાં મૂળ ગુણદોષો કોઈએ તપાસ્યા નહીં. દરેક સભ્ય પોતાના કુળની મર્યાદા જાળવી રાખવા પ્રયત્ન કરતો અને રોટીબેટીનો વ્યવહાર બાંધતો. મોટાઈ દેખાડવા પાટડી



અને વિરમગામ તેમજ પોતામાં કોઈ મરણ થયું હોય તો 'મરસિયાં' ગાનાર ઘાંચજી લાવતા અને ગૌરવ અનુભવતા. ઘાટડીથી ઠાઠડી સુધીનું પિયરથી જ આવે, રાંડીવટો પણ પિયરનો જ આવે (વિધવા થાય તો સાડી અને ચૂડી પણ પિયરનાં જ, આ બધામાં તેઓ પોતાની મોટાઈ જોતા હતા.) દશૈયાં ખાવાનો રિવાજ પોતાનું ખાઉધરુ માનસ છતું કરે છે. આજે પણ કાંઈ સંબંધ કરવા જાય તો 'પીરસણિયાં' કેટલા તેની વાત આગળ ધરાવે છે તેમજ તોલાનો માપદંડ પણ ભૂલ્યા નથી. પરંતુ કાળના તમાચે તેમને હવે આર્થિક રીતે પૂરા કરી દીધા હોય તેમ લાગે છે.

સુલતાનો મોજીલા હોવાથી સત્તા નબળી પડી ગઈ. દિલ્હીના મોગલ બાદશાહોનો અમલ ચાલુ થયો. ગુજરાત દિલ્હીનું ખંડિયું બની ગયું. ત્યાં સૂબાઓ આવી અમલ કરવા લાગ્યા. આ સૂબાઓએ ગુજરાતના ઉદ્યોગો વિશે ઘણું સાંભળ્યું હતું. અમદાવાદમાં પથ્થરનું કોતરકામ, જરીકામ, કારચોલી, સુખડ અને હાથીદાંત ઉપર ઉત્તમ કામગીરી, કિનખાબ, મખમલ, સુકરાત, ઇલાયચો, અતલસ, ઉમદા પ્રકારનો કાગળ વગેરેનાં કારખાનાંઓ કામ કરતાં થયાં હતાં.

આ ધંધામાં કણબીઓએ પણ પોતાનું નામ કાઢ્યું હતું. હમણાં સુધી ગોમતીપુર, રંગીલાપોળ, વનમાળી વાંકાની પોળમાં સૂતર વણવાની સાળો હતી. બહુપત્નીઓ કરવાનો હેતુ પણ તેઓ ગૃહઉદ્યોગમાં મદદ કરે તે હોઈ શકે.

ગુજરાતના કાળક્રમે આ આબાદીમાં ઘણી મંદી આવી ગઈ. મરાઠાઓનાં આક્રમણો ગુજરાતના પાટનગર સુધી આવી પહોંચ્યાં. દામાજી ગાયકવાડ અને રંગાજી વગેરે મરાઠી સરદારોની સરદારી નીચે વારંવાર તેઓ પહોંચી પરાંઓ લૂંટતાં. તેથી ઘણા કણબી સદ્‌ગૃહસ્થો અને કણબીઓ જેમ જેમ લાગ જણાતો આવ્યો તેમ તેમ શહેરના ગરીબ થઈ ગયેલા મુસલમાનોનાં ઘરો ખરીદ કરતા ગયા અને શહેરની અંદર પ્રવેશ્યા. પોતાનો વસવાટ શરૂ કર્યો. કેટલાક કણબીઓ એવી અશાંત પરિસ્થિતિમાં પોતાના સગેવહાલે સાસરે-મોસાળમાં પાટડી, સુરત, વિરમગામ, વડોદરા વગેરે સ્થળે જઈને વસવાનું અનુકૂળ જણાયું. તેઓ ત્યાં ગયા અને ત્યાં પોતાનો ધંધોરોજગાર-જમીન-નામના મેળવી, એટલું જ નહીં પણ કેટલીક જગ્યાએ ગિરાસ પણ મેળવ્યા. અમદાવાદ છોડ્યું અને તે શહેરમાં કાયમી વસવાટ કર્યો. રોટીબેટીનો વ્યવહાર પણ ત્યાં અનુકૂળતા પ્રમાણે ગોઠવવા લાગ્યા.

આખરે દિલ્હીના સૂબાઓ મરાઠાઓથી કંટાળી ગયા અને અમદાવાદ પર તેઓની અડધી સત્તા કબૂલ રાખી, એટલે ગુજરાત પર બેવડી સત્તા થઈ. ઈ.સ. ૧૭૫૧-૫૩માં રઘુનાથરાવ પેશ્વા અને દામાજી ગાયકવાડે મોટા સૈન્ય સાથે અમદાવાદને ઘેરો ઘેરો ઘાલ્યો ને ફરતાં તમારા પરાં લૂંટી ઉજ્જડ કરી નાખ્યાં, એટલું જ નહીં પણ મરાઠી સૈન્યે

પોતાને જોઈતા બળતણ માટે તે પરાંઓનાં મકાનોની વળીઓ અને મોસી વગેરે કાઢીને બાળી નાંખ્યા. આ વખતે લગ્નસરામાં પડો વધાવનાર વસ્તાજી ઘેલજીવાળા ત્યાંથી નીકળી શાહપુર રહેવા આવી ગયા. શહેરમાં રહેતા આગેવાનો ધનાઢ્ય થયા હતા અને કુળવાન ગણાતા હોવાથી લગ્નપડો વધાવવાની બાબતમાં પોતાનો હાથ ઘાલ્યો અને પોતાને ત્યાં ઊંઝાથી પરભારો પડો મંગાવી વાંચવા લાગ્યા, જેથી તે પ્રમાણે એક નવી પ્રથા ચાલુ થઈ. અમદાવાદમાં હિન્દુ રાજ્ય થતાં ઘણાં હિન્દુ કુટુંબો શહેરમાં આવી વસવા લાગ્યાં. તે વખતે પેશ્વા અને ગાયકવાડની બેવડી સત્તાથી તેમના સૂબાઓ રાજ્ય ચલાવતા એટલે શહેર સુખશાંતિમાં નહોતું.

પાટીદારો ગામના માલિક થયા ત્યારથી જ એમની રહેણીકરણી દરબારી થઈ હતી અને ખરચા પણ ઘણા વધ્યા હતા. ત્યારબાદ ગામોના ભાગલા થવાથી અને મરાઠાઓના શાસનમાં આર્થિક ભીંસ થવાથી ગામોના ફરીથી ભાગલા થયા અને કણબી ભીંસમાં આવી ગયો. આવી સ્થિતિમાં કુલીન કુટુંબોની સ્થિતિ ઘણી અગવડભરેલી હતી, જેથી ચાંલ્લા પ્રશ્નમાં માત્ર રૂ. ૫૧ લેવાના હતા. દસ વર્ષનો અમલ ગયા પછી શહેરમાં વસતા કુલીનો કાંઈક ઠેકાણે પડ્યા, એટલે ઈ.સ. ૧૮૦૯ (સં. ૧૮૬૫)માં ફરીથી વિવાહ આવ્યા ત્યારે ચાંલ્લાની રકમ રૂ. ૫૧ને બદલે રૂ. ૧૦૧ સુધી વધી અને લગ્ન રૂડી પેટે પસાર થયાં. મરાઠી રાજ્યની અંધાધૂંધીનો ૬૦ વર્ષનો જમાનો પૂરો થયો. ઈ.સ. ૧૮૧૭માં બાજીરાવને હરાવી ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ તેનો સઘળો મુલક ખાલી કર્યો. ગુજરાત અને તેનું પાટનગર કંપની સરકારની છાયા નીચે આવી ગયું, અને ગુજરાતની ઉન્નતિનો અરુણોદય થયો. પુનઃ વસ્તી વધવા લાગી અને વેપારરોજગાર ધમધોકાર ચાલવા લાગ્યો. આબાદી વધતાં બહારગામ જઈ વસેલા કણબીઓ શહેરમાં આવી વસવા લાગ્યા. ઈ.સ. ૧૮૨૦ના વિવાહ આવ્યા તે વખતે કંપની સરકારના અમલને લીધે સુખશાંતિ રહી હતી, એટલે કુલીન શહેરીઓની આર્થિક સ્થિતિ સુધરી હતી, એટલે કન્યાઓના પિતા પાસેથી ચાંલ્લા તરીકે રૂ. ૨૦૧ લેવાયા હતા. આ વખતે અસલમાં ખાનદાન ગણાતાં કુલીન કુટુંબોની સ્થિતિ સુધરી હતી, તો પણ તેમની ઉત્તમ રહેણીકરણીમાં ઘણો ફેરફાર થઈ ગયો હતો. પરંતુ ઘણાં વરસોથી તેમનાં કુટુંબોને કન્યાઓ આપવાનો ચાલ પડી ગયો હોવાને લીધે તેમાં ફેરફાર થઈ શક્યો નહીં તે ઘર અંદરથી ખલાસ થઈ ગયું છે કે નહીં તેની પણ કોઈ તપાસ કરતું નહીં, એટલે લાયકાત જોવાની ટેવ બિલકુલ બંધ થઈ ગઈ, અને જે કુટુંબોમાં પોતાના બાપદાદાઓ કન્યાઓ આપતા ત્યાં જ આપવાની એટલે બાપના કૂવામાં ડૂબી મરવાની પ્રથા ચાલુ રાખી, અને તેના કારણે જે અનિષ્ટો પેદા થયાં તે આપણે જોઈ શકીએ છીએ.



**કુલીનોએ બદલેલી ચાલ :**

સુલતાનોના વખતમાં જામેલી શહેરની પ્રજાની જાહોજલાલી લગભગ નષ્ટ પામી. શહેરમાં વસવાટ કરતા કુલીન થઈ પડેલા કણબીઓની પણ અવદશા બેઠી હતી. છતાં બાપદાદાની પ્રથાની અદબ જાળવનાર પાટીદારોએ ખાનદાન અને મોટાઈવાળા ગણાયેલા કુળવાનોમાં પોતની કન્યાઓ આપવાનું ચાલુ રાખ્યું, એટલું જ નહીં પણ તેમનાં ફરજંદોને તે જ માનમોભો આપ્યાં. તેમને પૈસા આપી આપીને પણ પોતાની પુત્રીઓ આપવાનું ચાલુ જ રાખ્યું. એનું પરિણામ એ આવ્યું કે વરપક્ષનાં માબાપો તરફથી કન્યાનાં માબાપ પાસેથી લેવાની વૃત્તિ વધી અને તે પ્રથાએ કન્યાની સ્થિતિ દયાજનક બનાવી.

ઈસ્ટ ઇન્ડિયા કંપનીનો અમલ આવતાં સ્થિતિમાં પાછો સુધારો થતો ગયો, એટલે જે કુલીનોની સ્થિતિ વધારે સુધરી તેઓએ વધારે લેવડદેવડનો આગ્રહ શરૂ કર્યો. પૈસેટકે સુધરતા ગયા તેમ નહીં ધારેલી પાછી કુલીનતા શરૂ થઈ. તેમને કન્યાઓ આપનાર દેસાઈ, અમીન, પટેલ, જાગીરદારો, મુખી મતાદારો વગેરેએ તેમની વિશેષ શ્રદ્ધાથી સેવા કરવાની શરૂ કરી. પરિણામે કુલીનોમાં મોભાનું અને કુલીનશાહીનું ભૂત સવાર થઈ ગયું. ઈ.સ. ૧૮૩૦ના વિવાહ આવ્યા અને વરના ભાવ ઊંચકાયા એટલે વરવિક્રય શરૂ થયો. તત્કાલીન સમાજમાં વરવિક્રયની બદી અને એક પર બીજી કરવાનો ચાલ, દશૈયાનો રિવાજ કેવો ફેલાયો હતો તે નીચેના પ્રસંગો પરથી જોઈ શકાશે.

**નાટક (પ્રવેશ ૫ મો) : વરવિક્રય**

**નરોત્તમ** : તને અને કાકાને બા શું સૂઝ્યું?

**મેના** : શું ખોટું સૂઝ્યું? એકલા પૈસા જ વ્હાલા કરવા છે? સારું ઘર હોય તો ચાંલ્લો તો આપવો જ પડે તો?

**નરોત્તમ** : પણ સારા ઘરની વ્યાખ્યા શી?

**મેના** : આપણા બાપદાદાનો જ્યાં ઉતાર હોય ત્યાં વધારેમાં વધારે ચાંલ્લો આપવો પડતો હોય તે સારું ઘર.

**નરોત્તમ** : એટલે બાપદાદાનો કૂવો ઊંડો હોય તોય તેમાં પડતું મૂકવું ને પછી ડૂબી મરવું?

**મેના** : ભોગ તમારા, શું કરવા દીકરીઓના બાપ થયા? દીકરા હોત તો રૂપિયા લઈને વહુઓ ન આવત? રમુડીને દીકરો માનજો. એ છોકરો હોત તો ભાગ ન માગત?

**નરોત્તમ** : શું અવળું કૂટકૂટ કરે છે. પૈસા માટે હું રોતો નથી, હું તો રોઉં છું કંઈ આવક નથી, છોકરો રોગીલો છે, ભણવામાં ડફોળ છે તેનો ચાંલ્લો ત્રણ હજાર...

**મેના** : ત્યારે શું કરશો?

**નરોત્તમ** : આપણે બરોબરીઓ શોધીએ.

**મેના** : ભીખ માગીને પૈસા લઈ દીકરીને પરણાવવી છે. મારે કોઈનાં મ્હેણાં ખાવાં નથી. મારું કહ્યું નહીં થાય તો મને છોડીઓના ગળે નખ દેતા અને મરતાં સારી પેઠે આવડે છે.

**વરવિક્રય**

રાગ-ધનાશ્રી

**વિક્રયનો વહેવાર જ્ઞાતિમાં વિક્રયનો વહેવાર,**
**કહેતાં નાવે પાર જ્ઞાતિમાં વિક્રયનો વહેવાર,**
**કુમળાનો વરવિક્રય કરતા, લાજ ન ધરે લગાર... જ્ઞાતિમાં૦**
**જાત કજાત ગણસૌ સરખું, નાણાં ઉપર પ્યાર... જ્ઞાતિમાં૦**
**આવક ખૂટે કે કન્યાને તરછોડે તત્કાળ... જ્ઞાતિમાં૦**
**ઝટપટ બીજી કન્યા પરણી, ચલાવતા વેપાર... જ્ઞાતિમાં૦**
**સ્વાર્થીજનને કાંઈ ન સૂઝે, મતલબના એ યાર... જ્ઞાતિમાં૦**
**શોક્ય ઉપર નિજપુત્રી આપે, મૂર્ખ કહો કે ગમાર... જ્ઞાતિમાં૦**
**પોતે મનથી માની લે છે, કે કુળ જોવું સાર... જ્ઞાતિમાં૦**
**આવક ખૂટ કે વરરાજા, ત્રીજી કરતા નાર... જ્ઞાતિમાં૦**
**છેડાછુટકા કરવામાં પણ, વરરાજા તૈયાર... જ્ઞાતિમાં૦**
**કારણ કે મુખ માગું નાણું, મળતું ત્યાં તત્કાળ... જ્ઞાતિમાં૦**
**કુળતણી આ પેઢી સારી, ચાલે ધમધોકાર... જ્ઞાતિમાં૦**
**વણ મહેનતથી મળતું નાણું, એવો આ વેપાર... જ્ઞાતિમાં૦**
**શુદ્ધ હૃદયનો પ્રેમ નથી ત્યાં, ચાલે શું સંસાર... જ્ઞાતિમાં૦**
**નીચ અધમ એ કુળવાનોને, વારંવાર ધિક્કાર... જ્ઞાતિમાં૦**

લેખક : મહીપતરામ પટેલ (સરખેજ)

**બબ્બે ઊભી બૈરી એ ત્રીજી :**

અમદાવાદની લાલપોળના શનાલાલ જાતે (હેબતપરા, સંજ્ઞાવાળા) કુલીન ગણાતી શાખવાળા (આઠિયા) ટીંબા પોળના રહીશ. રા. સોમનાથની દીકરી સાથે બબ્બે બૈરીઓના પતિ હોવા છતાં, તેવી જ રીતે કડવા પોળના ભાઈશ્રી કૃષ્ણલાલ એક સ્ત્રીની હયાતીમાં વાડીગામમાં લોઢવાડાના કુટુંબમાં ફરી પરણ્યા છે. આ



કૃષ્ણલાલે પોતાની પ્રથમ પત્ની રાધાને ખાધાખોરાકી નહીં આપતાં તે બાઈએ પતિ સામે કેસ કરેલ છે અને કૃષ્ણલાલને એક માસની સજા થઈ હતી. આ પણ કડવા પાટીદાર આઠિયા કુટુંબના હતા.

**જ્ઞાતિવરા**

**થશે દંભ ડોળથી શું સુધારો?**
**વરાનો ક્રમે ભાંગો સર્વે સુધારો**
**ખસે પાણી ત્યાં મચ્છ છોડે કિનારો,**
**વરાનો તમે સર્વ ત્યાગો કુધારો.**

**બાળલગ્ન અને કન્યાવિક્રયનો કેર**

**માબાપ લેવા લહાણાં ઝટ વેવાઈમાં વાતો કરે,**
**ધરી લાકડે બસ માંકડું નિજબાળનું સુખ સૌ હરે,**
**વિક્રય વધ્યો બહુ બાળકીનો હિન્દના સંસારમાં**
**ઘરે ઘરે લગ્ન બાળકનાં બને વ્યવહારમાં**
**વર વરસ પંચોતેરનો, ને હોય વહુ દસ-બારની.**

**દશૈયાનો રિવાજ :**

અમદાવાદની પોળ અને પરાંઓના પાટીદારોની અંદર દશૈયા ખાવાનો અદ્‌ભુત રિવાજ હતો તેના પુરાવા તરીકે આજે પીરસણિયા ચાલુ જ છે. પરગામથી એક પાટીદાર કુલીન ગણાતી પોળોમાં પોતાના સગાને ત્યાં મેમાન થઈને આવેલો. કુલીન વિવાહ પત્યા પછી શહેરમાં નિરાંતે દશૈયાનાં ભોજનો ચાલુ થયેલાં. શહેરના જ્ઞાતિબંધુઓ ગામપરગામ જાનો મહાલી આવી પછી શહેરમાં પાછળથી સહુ સહુના સવડે દશૈયા જમે એટલે જમવાનું વેડફાઈ ન જાય. મૂળમાં જ આપણા પાટીદાર ભાઈઓ દાઢે વંઠેલા હતા. એક ગામમાં તો જાનો ૨૭ દિવસ રહી હતી. પાટડીએ સુધારો કરેલો કે સાત જ દિવસ જાનો રાખવી. પોળોમાં જમવા જવાની ટિકિટો અપાતી અને સવારે હોકા ગગડાવતા.

ચિઠ્ઠીઓની રાહ જોતા બેઠા હોય. સવારથી વાતો શરૂ થાય 'ક્યમ બબલી, આજ ક્યાં જંબા જવું છે.'

**માકોર** : હજુ અમારે તો આ એકે ટિકિટ આઈ નથી. અમે ચાર જણા છીએ પણ હજુ ચાંઈથી ટિકિટ આઈ નથી.

**બબલી** : અલી ચંચી, તારે ચ્યાંથી ટિકિટો આઈ છે?

**બબલી** : હા બા, મારે તો તે આઈ છે. મારે રાયપર (રાયપુર) બબલાને ઈના કાકા સસપર (સરસપુર) જવાના છે.

**પાલી** : હાય રામ, મુંઈ મેમાન છે ને હજુ રાંધતી નથી. બચારાની ચામડી પાડીશ.
**બબલી** : હજુ તો બાર જ વાગ્યા છે. હવે દાળ મૂકું.
**ઉજી** : અલ બાઈ, મારે તો દરિયાપરથી ટિકિટો આવવાની છે તે આજે તો રાધવું જ નથી. નવરી છું... તારા ભત્રિજાના છૈયાનું દશૈઉ છે એટલે નિરાંતે બેઠી છું.

....તમે ભૈલા આ શહેરમાં પહેલા જ આવ્યા હશો. બા દશૈઆનું જમણ તો દેવને દુલ્લભ હોય, મજાના શાક, રાયતા, દાળભાત, પકવાન તમારે શહેરમાં તો લીલા લ્હેર... મામનાથની પોળે (મામુનાથના) ઘણું કરી આજ દૂધપાક-પુરી છે.

...કાકી, મામનાથની પોળમાં પેલો દશમીઆને પાંચ જણાને આપડે આઠીઆએ બંધ કર્યો છે તેને મામનાથની પોળનો પેલો મણિયો કોળું એને ત્યાં જંબા આવવાનો હતો તારા ઘેર જમાડે તો તારી છોડી તારા ઘેર રહી સમજજે પછી માન્યો. પોળોમાં ગંદો પ્રવાહ વહેતો હોય ત્યાં રસ્તા પર બેસી નિરાંતે જમવા બેસતા.

ઉમિયા : કેમ બબલી આજે ક્યાં જમાનું છે, અમારે તો બા આજે વાડજ જવાનું છે.
શશી : અમારેય વાડજ આવું છે નદીમાં નાતાં જઈશું.
બબલી : કાલની જેમ આતિયા આજે ટિકટો માટે રઝળવું ન પડે (આતિયો એનો છોકરો પણ પતિનું નામ ન દેવાય એટલે કહે છે) શરમ વિના મહેમાન સાથેની ટિકિટ માગી લેતા હતા.

સાબરમતી નદીમાં પાણી હોય તો મહેનતે પણ દશૈયા ખાવા જતા હતા. અમદાવાદમાં જમવા ખાતર ક્યારેક તો મોટા મોટા વિગ્રહો ખેલાતા. કુલીનપોળોમાં એક પોળમાં પોતાની નવયુવાન છોકરીને સાસરે મોકલતી વખતે રડવા લાગી ત્યારે તેની માએ કહ્યું : કાલે દશૈયા ખાવાના તે એટલે હું તને તેડવા મોકલીશ. રાંડ આવી રોતડી શું પાકી. સાસુ-વહુના ઝઘડા થતા. પોળોમાં સામે પિયર, તો સામે સાસરું હોય એટલે દશૈયા તો ભાગ્યે જ મૂકે. જો કુટુંબ સુધારાવાદી હોય તો વહુ કે દીકરીને દશૈયામાં જવા દે નહીં.

મેમાન બોલ્યો : આજે કુલાંગાર પુત્રો પોતાની પરણેતર બાયડીઓને રાજીખુશીથી પૈસા લઈ છોડે છે, વેચે છે અને તેની જેવી તક તેવા પૈસા લે છે. મારા સાંભળવા પ્રમાણે તો શહેરમાં ૧૦૦-૨૦૦-૩૦૦-૫૦૦-૧,૦૦૦-૩,૫૦૦-૫,૫૫૦ રૂપિયા સુધીએ એક કુળવાન પટેલે બાયડી વેચી છૂટકો આપ્યો હતો.

ઉપરના સંવાદરૂપે લખાયેલા લખાણમાં પોળોમાં ચાલતા દશૈયાના રિવાજનો ખ્યાલ આવે છે. આ સમયે કડવા કણબી અમદાવાદમાં બધી જ્ઞાતિઓ કરતાં કડવા પાટીદારોની જ્ઞાતિ ઘણી જ વિશાળ હતી અને જેમાં આશરે દસ હજાર ઘર લેખાતાં



હતાં. આ જ્ઞાતિના લગ્નમાં અમદાવાદમાં એક જ દિવસમાં રૂ. ૨૫,૦૦૦ની નાત થાય તેટલા કડવા અમદાવાદમાં હતા.

શહેરમાં કન્યાઓનાં સગપણ કરવા આવનાર ઉમેદવારોની લાયકાત, કન્યાની લાયકાત છે કે નહીં, તે તપાસવાની જગ્યાએ કુળવાનોએ પોતાના ખિસ્સા ભરવાની વધારે દરકાર કરી, એટલે કે જે વધારે પૈસા આપે તે વર ઝડપી જાય. આ વિવાહ પ્રસંગે વરના બાપે તે ઉમેદવારોની કન્યાનાં માબાપો પાસેથી રૂ. ૨૦૦થી ૪૫૦ સુધી માગ્યા, અને તેમને મળ્યા પણ ખરા. પોતાના જમાઈને પૂજ્ય માની બીજી ધન દક્ષિણા અને ભેટો પણ આપવા લાગ્યા. પછી તે સ્વૈચ્છિક ભેટ મટીને પછી ચાંલ્લો થઈ પડ્યો. આજે પણ તે ચાલુ જ છે. મોટી મોટી રકમોની પૈઠણો થવા લાગી. જમાઈનાં સગાંવહાલાં તે વરરાજાના રસાલાનાં માણસો ગણાતાં હતાં તેમને કન્યાનાં માબાપ પાસેથી ચડઊતર ક્રમમાં ભેટસોગાદો મળવા લાગી. પછી તે પ્રથા બની ગઈ. તે બાબતમાં તાણાતાણ થઈ વધારે આપનાર 'જબ્બર' લેખાવા લાગ્યો. મૂળે પાટીદારનો સ્વભાવ હરીફાઈવાળો ખરો. પાછળ જતાં કરકરિયાવરને નામે કબૂલાતો લગ્ન થયા પહેલાં જ શરૂ થઈ. આ પ્રમાણે ખાનદાનો કન્યાના બાપ પાસેથી વધારેમાં વધારે નાણાં કઈ રીતે મેળવી શકાય તે પેરવીઓ પ્રયોજવા લાગ્યા. જે કુલીન કુટુંબમાં વહુઓ-દીકરીને સરખું માન મળતું હતું તે જ કુટુંબોમાં 'વહુ' પારકું ધન ગણાવા લાગ્યું. વહુ અને વરસાદને જશ ન હોય તે નાતે તેનાં અપમાનો થવા લાગ્યા. તારા બાપને ઘેરથી શું લાવી? તેની ઊલટ તપાસો થવા લાગી. કન્યા માત્ર આર્થિક માપદંડનું સાધન બની ગઈ, વહુને માથે જશને બદલે જૂતિયા મળવા લાગ્યા. વહુ 'રાંડ' બની ગઈ 'રાંડની મંઠાવટી જ મેલી' તેવાં સાસુનાં મેણાં શરૂ થયાં. વહુને માથે છાણાં થપાવા લાગ્યાં. બાપને ત્યાંથી પરણી આવી ત્યારે ટંકમાં (ગવાળામાં) શું લાવી તેની પણ ચકાસણી થવા લાગી. ગામડાની વહુઓની સ્થિતિ તો ઢોર કરતાં બદતર થવા લાગી. (ખાનદાન કુટુંબોમાં) માત્ર પૈસાની ખાતર વહુઓને માથે અનેક પ્રકારની સિતમો ગુજરવા લાગ્યા. મારઝૂડ કે ડામ દેવા તે તો સાદી બિના બની ગઈ પણ કૂવો હવાડો પૂરવાનું શરૂ થયું. આમ કરિયાવરને નામે 'વહુ' હવે અનાથ બાળાઓ બની ગઈ હતી, કારણ કે આપવા મૂકવાના હક્કે (રિવાજે) તીવ્ર સ્વરૂપ ધારણ કર્યું. આમ કન્યાઓ માટેના કુલીન વરો માંદા પડવા માંડ્યા. ગામડાંઓમાં તો કન્યાને 'ધામેણું' પણ લાવવાનું. 'ધામેણું' જ્યારે ભેંસ બને અને સારી ન નીકળે તો પણ કન્યાને ગાળો આપતા. પાછળથી આ રિવાજમાં ધામેણાને બદલે રોકડાં નાણાં લેવાનાં શરૂ થયાં.

આવી પરિસ્થિતિમાં કેટલાકને વર ન મળી શકવાથી તેઓએ ફૂલનો દડો કે બ્રાહ્મવર જેવા શરમજનક રિવાજ ભાવે કે કભાવે સ્વીકારવો પડ્યો. પોતાને દેવાનાં શહેરનાં અમુક કુટુંબો સિવાય કન્યાઓ આવી નહીં (અન્ય લાયક કુટુંબો હતાં તો પણ). આમ થવાથી તેઓ પોતાની ખાનદાની સાચવવાના ગૌરવ સાથે પાયમાલ થઈ ગયા. આબરુ જાળવવા વિવાહ વખતે દેવું કરી, દોઢ માસની હોય તો પણ પુત્રીને પરણવે ત્યારે બીજા વિવાહ વખતે તે જ કન્યાનો સસરો પોતાના દીકરાને બીજે પરણાવી મુરત તથા કરિયાવરથી પોતાની કોથળી ભરતો. પહેલાં પરણેલી બાળાને તે ન તો તેડે કે ન તો છૂટકો આપે કે ન ખોરાકી બાંધી આપે. પરંતુ રવડાવી, રખડાવી જિંદગીભર હેરાન કરે. ત્યારથી છૂટાછેડા આપવાનો અને મેળવવાનો રિવાજ ચાલુ થયો, એટલે પ્રથમમાં ખરચાયેલાં નાણાં બરબાદ કરી પોતાની કન્યા માટે બીજો ભરથાર કરવાની રૂઢિ અખત્યાર કરવી પડી.

દશ વર્ષ પછી ઈ.સ. ૧૮૪૦ની સાલમાં વિવાહ આવ્યા, એટલે વરની પૂરતનો આંકડો રૂ. ૨૦૦થી ૬૦૦ સુધી વધી ગયો તો પણ વરની શોધમાં આવનાર એકબીજા પર પડાપડી કરવા લાગ્યા. સેંકડો રૂપિયાનું ખરચ કર્યા છતાં પણ પુત્રીને સુખ માળતું ન હતું. તે જાણવા છતાં સગાઈ કરતા અને વરના બાપને મોં-માંગ્યું કરિયાવર આપવા તૈયાર થતા. સાધારણ માણસોની જ નહીં જામીન-જાગીરદાર કે કરોડપતિની કન્યા હોય તો પણ તેને ભાગ્યે જ સાસરામાં સુખ મળતું. રોજ આંસુ પાડવાના. ખાનદાન કુટુંબોમાં પણ 'વહુ' માટે જારનો જ રોટલો થતો. તરેહતરેહની આવી અગવડોને કારણે પાટીદાર કુટુંબોમાં પુત્રીનો જન્મ અનેક આફતોની આગાહી રૂપ મનાવા લાગ્યો અને બાળકીનો જન્મ 'પથરો આવ્યો' તેમ કહેવાવા લાગ્યું. કોઈને ત્યાં પુત્રીનો જન્મ થતો કે તુરંત જ તે બિચારી સુવાવડી સ્ત્રીને સંતાપવામાં આવતી, તેમની બાળકી રોતી કકળતી હોય તો કોઈ દરકાર રાખતું નહીં કે માંદી હોય તો કોઈ દવાદારૂ કરવામાં આવતાં નહીં. આ સમયગાળામાં એવી વાતો સાંભળવા મળતી કે અમુક પોળમાં કૂવામાંથી મરેલી છોડી જડી આવી, અમુક ઘેર છોડી કાલે તો સાજીતાજી હતી અને આજે તો મરણ પામી, એટલે જાણે કે બાળકીઓને જાણીને જ મારી નાખવામાં આવતી હોય તેવો શક જનસમાજને ઉત્પન્ન થવા લાગ્યો. આ સિવાય આવા બીજા કુળવાન સમાજોમાં પણ પુત્રીઓને દૂધપીતી કરવાનો રિવાજ હોવાનો મોટો શક જનસમાજમાં પેઠો હતો. આ વખતથી કડવા કણબી જ્ઞાતિના શિરે 'દૂધપીતી કરવાની ચાલ'નું કલંક લાગ્યું અને બાળકી-હત્યાની અનેક ચર્ચાઓ સાધુપુરુષો, સમાજસુધારકો અને નામદાર સરકાર તેમજ ગાયકવાડને જાણવામાં પણ આવી.



**દૂધપીતી કરવાનો રિવાજ-બ્રિટિશ અમલદારો અને રા.બ. બેચરદાસ :**

ભારત અને ગુજરાતમાં જ્ઞાતિપ્રથાએ તેના ઐતિહાસિક સંદર્ભમાં અવરોધક બળ તરીકે ભાગ ભજવ્યો હતો. આમ છતાં પણ જો આપણે સમાજસુધારાના ઇતિહાસને તપાસીએ તો જણાશે કે ઓગણીસમા સૈકાની સમાજસુધારાની પ્રવૃત્તિઓમાં જ્ઞાતિસંસ્થાને વિવિધ કાર્યક્રમ દ્વારા 'જ્ઞાતિ ઉત્કર્ષ'ને મહત્ત્વ આપીને સમાજસુધારાની દિશામાં રચનાત્મક ભાગ પણ ભજવ્યો હતો. આ જ કારણથી રા.બ. બેચરદાસની સાથે કેટલીક પ્રવૃત્તિના સહયોગી, ગુજરાતના સુધારક અને રાજકીય નેતા અંબાલાલ સાકરલાલ દેસાઈએ ૧૪-૪-૧૯૧૧ના રોજ છઠ્ઠી બ્રહ્મક્ષત્રિય કોન્ફરન્સમાં નીચેના ઉદ્ગારો વ્યક્ત કર્યા હતા : ''જ્ઞાતિ-સંસ્થાનું નિકંદન લાવવાની જ હાલ પૂરતી કોઈ જરૂર નથી, કારણ કે સમાજપરિવર્તનની દિશામાં જ્ઞાતિએ કેવળ અવરોધક બળરૂપે જ નહીં, પણ રચનાત્મક રીતે પણ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.'' પણ વિવિધ જ્ઞાતિઓના સામાજિક અને શૈક્ષણિક સ્તરો ભિન્ન હોઈ અને તેમના રીતરિવાજોમાં પણ ભિન્નતા હોઈ વિવિધ જ્ઞાતિઓના રીતરિવાજો, રૂઢિઓ અને તેમની સમાજસુધારણાની પ્રવૃત્તિઓનો અભ્યાસ કર્યા વગર ગુજરાતના સમાજસુધારાનો સારો ખ્યાલ આવી શકે નહીં. આ જ કારણથી આનો અભ્યાસ પહેલાં પાટીદાર જ્ઞાતિમાં પ્રવર્તતી 'દૂધપીતી ચાલ' પાછળ કામ કરી રહેલાં મુખ્ય પરિબળોને તપાસવાનો છે. અંગ્રેજ સરકારે આ દિશામાં કેવી રીતે પ્રથમ પ્રગરણ શરૂ કર્યાં, તેમણે અપનાવેલ નીતિવિષયક પગલાંને લીધે આ રિવાજ પ્રત્યે લોકોનું ધ્યાન કેવી રીતે કેન્દ્રિત થયું તે સમજાવવું ખૂબ જરૂરી બને છે.

ડેવિડ પોકોકે નોંધ્યું છે કે છેક ૧૮૫૭માં પણ પાટીદારોમાં સારાં કુળોમાં વર મેળવવાની સખત સ્પર્ધા ચાલી રહ્યાનું કહેવાય છે, અને થોડા જ સમયમાં ઊતરતા અકુળિયા પાટીદારોમાં ઉચ્ચ પાટીદારોના પુત્રો માટેની સ્પર્ધા એટલી હદે પહોંચી કે તેઓમાંના કેટલાક પુત્રીઓને ઉચ્ચ કુટુંબોમાં પરણાવવા ખરચેલી મોટી રકમને કારણે નિર્ધર બની ગયા હતા. આવી પૈઠણો ૧,૮૦૦ કે કેટલીક વખત ૩,૦૦૦ રૂપિયા જેટલી પણ હતી, અને પોકોકને એક અસાધારણ આધુનિક દાખલો મળ્યો હતો કે જેમાં પૈઠણની રકમ ૧,૦૦,૦૦૦ પાઉન્ડ જેટલી હતી. પોતાની પુત્રીને સમૃદ્ધ પ્રતિષ્ઠા પાટીદાર કુટુંબમાં પરણાવવા માટે મોટી રકમો પૈઠણોમાં આપવી પડતી. આવાં સામાજિક દબાણોને લીધે બાળપણમાં નાની બાળકીઓ પ્રત્યે બેદરકારીને ઉત્તેજન અપાતું જ હતું અને પરિણામે ૧૮૬૫માં નડિયાદ તાલુકામાં દર ૫૯ પુરુષે ૪૧ સ્ત્રીઓ જ હતી. ૧૮૭૨ની વસ્તી ગણતરીમાં મળી આવતા આખા ખેડા

જિલ્લાના આંકડા મુજબ સૌથી વધારે પ્રતિષ્ઠિત પાટીદાર ગામોના રહીશોમાં પુરુષ અને સ્ત્રી જાતિ વચ્ચેની અસમાનતા સૌથી વધારે પ્રમાણમાં હતી અને જુદાં જુદાં વય-જૂથોના આંકડા મુજબ ૧૮૬૦ના દાયકાનાં વચલાં વર્ષોમાં સ્ત્રીજાતિનાં બાળકોની હોવાનું પ્રમાણ તેની ટોચે પહોંચ્યું હતું. જેથી કરીને, દાખલા તરીકે ૧૮૭૦ના દાયકાનાં વચલાં વર્ષોમાં, બોરસદ તાલુકામાં ૬થી ૧૨ વર્ષની ઉપરનાં બાળકોમાં દર ૧૦૦ છોકરા દીઠ છોકરીઓની સંખ્યા ફક્ત ૫૭ જ હતી. જો કે બાળકીઓની હત્યાથી ઉચ્ચ પાટીદારોને વધુ લાભ થતો હતો. તેથી સત્તાધિકારીઓએ ૧૮૭૦ના આઠમા મુંબઈ ધારા મુજબ ખેડા અને અમદાવાદ જિલ્લાના કણબીઓમાં બાળજન્મ તેમજ મૃત્યુની નોંધણી ફરજિયાત કરી, તેમ છતાં તેઓએ આ પ્રથાનો ત્યાગ કરવામાં સૌથી વધુ સમય લગાડ્યો. અનેક કારણોસર ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં બાળહત્યા, બહુપત્નીવિવાહ તેમજ વધારે પડતી મોટી પૈઠણો ચાલુ રહી હતી, ત્યારે બીજી જ્ઞાતિઓમાં સાદું કન્યામૂલ્ય આપવાની પ્રથા પ્રચલિત હતી.

ભારતમાં બ્રિટિશ સમયે જે કેટલાંક પ્રગતિશીલ કાર્યો કર્યાં તેમાં તેમની કેળવણીવિષયક નીતિ મહત્ત્વની પુરવાર થઈ હતી. બ્રિટિશરોએ શરૂ કરેલી આધુનિક શિક્ષણની પ્રથાએ સમાજના અગ્ર વર્ગને તેની જ્ઞાતિની ત્રુટીઓ તરફ અંગુલિનિર્દેશ કરવાની દૃષ્ટિ આપી. આ પહેલાં પણ પાટીદાર જ્ઞાતિઓમાં આ રિવાજ પ્રવર્તતો હોઈ બ્રિટિશ સરકારે તેનો પદ્ધતિસરનો અભ્યાસ કર્યો. અને તેને માટે કેટલાંક નીતિવિષયક પગલાં લીધાં, પણ ભારતમાં બ્રિટિશ સત્તાની સ્થાપના થઈ તે પહેલાં પણ આ દિશા તરફ મહત્ત્વનાં કાર્યો આદરવામાં આવ્યાં હતાં. ઉદાહરણ તરીકે, સ્વામિનારાયણ સંપ્રદાયના સ્થાપક સહજાનંદ સ્વામીએ ગુજરાતના પાટીદારો અને રજપૂતોમાં પુત્રીઓની હત્યા કરવાના ક્રૂર રિવાજને બંધ કરવા સંનિષ્ઠ પ્રયાસો કર્યા હતા. સહજાનંદ સ્વામીએ (૧૭૮૧-૧૮૩૦) તેમના સંપ્રદાયના પ્રચારના એક ભાગરૂપે અત્યંત મહત્ત્વનાં સામાજિક કલ્યાણનાં કાર્યો કર્યાં હતાં. જેમાં તેમણે પાટીદારો તેમજ રજપૂતોમાં ફેલાયેલી 'દૂધપીતીની ચાલ' સામે જબરજસ્ત ઝુંબેશ ઉપાડી હતી. એમણે અનેક પ્રસંગોએ તેમના અનુયાયીઓને આદેશ આપ્યો કે 'મારા સંપ્રદાયમાં અહિંસાને મુખ્ય સ્થાન હોઈ દૂધપીતીનો રિવાજ મારા સંપ્રદાય વિરુદ્ધ છે.' જાણીતા તત્ત્વચિંતક અને ગાંધીવિચારક શ્રી કિશોરલાલ મશરૂવાળાએ તેમના ગ્રંથમાં બતાવ્યું છે તે મુજબ સહજાનંદ અને તેમના સાધુસંતોની વાણી અને ઉપદેશોની અસર તેમના અનુયાયીઓમાં પડી હતી અને તેમના કેટલાક અનુયાયીઓએ તેમની પુત્રીઓની હત્યા કરવી કેવળ બંધ ન કરતાં તેમની સારી રીતે દેખભાળ કરવી પણ શરૂ કરી હતી.



સેંકડો વર્ષોથી જ્ઞાતિ અને સમાજમાં ઘર કરી ગયેલાં અનિષ્ટો માત્ર ધાર્મિક ઉપદેશથી દૂર થઈ શકે તેમ હતાં નહીં. આ જ કારણથી સહજાનંદના ઉપદેશોમાંથી પાટીદાર જ્ઞાતિની સ્ત્રી તેમજ સમાજ પ્રત્યેના વલણમાં ફેર પડ્યો ન હતો. સહજાનંદ સ્વામી મુખ્યત્વે પરંપરાગત સમાજના આહ્‌વાહક હોઈ સુધારા દાખલ કરવાની તેમની રીત પણ પરંપરાગત હતી.

આ સંદર્ભમાં અંગ્રેજોની સમાજસુધારણા પ્રત્યેની નીતિને વધુ વ્યવહારુ ગણી શકાય. અંગ્રેજો સ્ત્રી અને દૂધપીતીના રિવાજો દૂર કરવા માટે તેની પાછળનાં આર્થિક અને સામાજિક કારણો તપાસતા તેમજ જ્ઞાતિબંધારણોનો અભ્યાસ કરી તેમાં જ્ઞાતિ અને સમાજજીવન સાથેના તાણાવાણા જોડીને સાર્વજનિક અનિષ્ટોનાં મૂળ તપાસતા અંગ્રેજોની આ રીતે સહજાનંદ સ્વામીની રીત કરતાં તદ્દન જુદી હતી.

ગુજરાતના પાટીદારોમાં 'દૂધપીતીની ચાલ'ના રિવાજની અંગ્રેજોને ગંધ આવી તે પહેલાં તેમણે આ પરિસ્થિતિ સૌરાષ્ટ્ર અને કચ્છમાં નિહાળી હતી. બ્રિટિશ સનંદી અધિકારી કર્નલ એલેક્ઝાંડર વોકર જ્યારે ૧૮૦૫માં કાઠિયાવાડ ગયો ત્યારે ત્યાં વસતા જાડેજા અને જેઠવા જેવા રાજપૂતોમાં આ પ્રથા ઉગ્ર સ્વરૂપે પ્રવર્તતી જોઈ હતી. પણ ગુજરાતમાં સૌ પ્રથમ આ પ્રથા વ્યાપક સ્વરૂપે ફેલાવાની વાત ૧૮૩૯માં બહાર આવી. ૧૮૩૯માં હંટ નામના અમદાવાદના જ્યુડિશિયલ કમિશનરે જ્યારે ખૂન અંગેના કેટલાક કેસો તપાસ્યા ત્યારે અચાનક જ તેમની સમક્ષ એક વાત આવી કે ગુજરાતના અને તેમાં પણ ખાસ કરીને ખેડા જિલ્લાના કણબીઓમાં 'દીકરી મારની ચાલ' ઉગ્ર સ્વરૂપે પ્રવર્તે છે. અત્રે એક વાત નોંધવી જરૂરી છે કે આજે જેને આપણે 'પાટીદાર' તરીકે ઓળખીએ છીએ તેને ૧૯મા સૈકાના મધ્યભાગમાં 'કણબી' તરીકે ઓળખવામાં આવતા. પાછળથી કુલીનતાને નામે બીજા પાટીદારોમાં રીતરિવાજોમાં રસ લઈ તેમની સામાજિક ઉન્નતિ સાધવાના પ્રયાસો કરનાર વડોદરાના રાજવી સયાજીરાવ ગાયકવાડ મુખ્ય હતા. બ્રિટિશ સરકારે બાળકી હત્યા વિરુદ્ધનો કાયદો દાખલ કર્યો તે ગાયકવાડનાં રાજ્યોમાં લાગુ કેમ પાડવો તે સવાલ હતો. બ્રિટિશ શાસને પોતાની હકૂમત પૂરતો કરેલો. બેચરદાસના પ્રયાસોથી ગાયકવાડે પણ પોતાની હકૂમતમાં આ કાયદાનો અમલ કર્યો હતો. તે માટે બેચરદાસનું સુધારાવાદી માનસ અને સયાજીરાવ ગાયકવાડની ઉદારતાએ કામ કર્યું. શ્રી સયાજીરાવ ગાયકવાડે ૧૯૦૪ના ઓક્ટોબરમાં પાટીદાર જ્ઞાતિના રીતરિવાજોનો અભ્યાસ કરી તે અંગે નિર્ણયો લેવા માટે એક સમિતિ નીમી, જેમાં વાસુદેવ ભંડારકર, હરગોવિંદ કાંટાવાલા

સ્થાનિક સરકારની નજરમાં આવે તો તે ગુનો, તે ડિસ્ટ્રિક્ટમાં અથવા તે વર્ગના અથવા કુટુંબના લોકમાં અથવા માણસોમાં નહીં થવા દેવાનો આ એક્ટ પ્રમાણે બંદોબસ્ત કરવાનું ઈન્ડિયાના ગવર્નર જનરલની કાઉન્સિલની અગાઉથી મંજૂરી લઈને સરકારી ગેઝેટમાં અથવા પોતે હુકમ કરે તેવી બીજી રીતે જાહેરનામું છપાવીને ફરમાવવાનો અધિકાર સ્થાનિક સરકારને છે.

સદરહુ પ્રકારની ડિસ્ટ્રિક્ટની હદો જાહેરનામામાં લખવી અથવા તે જાહેરનામું ફલાણા વર્ગના અથવા કુટુંબના લોકોને અથવા માણસોને લાગુ છે, એવી મતલબનું હોય ત્યારે તે વર્ગ અથવા કુટુંબ અથવા માણસો તે જાહેર નામામાં લખવાં.

**કાનૂનો કરવાનો અધિકાર :**

૨. સદરહુ જાહેરનામું ઉપર કહ્યા પ્રમાણે છપાઈને પ્રસિદ્ધ થયા પછી હેઠળ લખેલાં સઘળાં કારણોસર અથવા તેમાંના હરકોઈ કારણ સારુ ત્રીજી કલમના ઠરાવનું ધોરણ રાખીને આ એક્ટને મળતી આવે તેવા કાનૂનો વખતોવખત કરવાનો અધિકાર સ્થાનિક સરકારને છે.

૧. સદરહુ ડિસ્ટ્રિક્ટમાં અથવા જે વર્ગના અથવા કુટુંબના લોકોને અથવા માણસોને સદરહુ જાહેરનામું લાગુ કર્યું હોય, તે વર્ગમાં અથવા કુટુંબના અથવા માણસોમાં જન્મ તથા લગ્ન તથા મરણ થાય, તેઓનાં રજિસ્ટરો રાખવા બાબત અને તે માણસોની અથવા સદરહુ ડિસ્ટ્રિક્ટમાં રહેનારાં બીજાં માણસોની વસ્તીની વખતે વખતે ગણતરી કરવા બાબત.

૨. મામુલ પ્રમાણે રાખેલી પોલીસના એસ્ટાબ્લિશમેન્ટ કરતાં વધતુ પોલીસફોર્મ રાખવા બાબત અથવા સદરહુ ડિસ્ટ્રિક્ટમાં અથવા સદરહુ વર્ગમાં અથવા કુટુંબમાં અથવા માણોમાં છોકરીનું ખૂન નહીં થવા દેવા સારુ અથવા ખૂન થાય તો પકડવા સારુ અથવા આ એક્ટના ઠરાવ અમલમાં લાવવા સારુ અમલદારો અથવા નોકરો રાખવા બાબત.

૩. સદરહુ ડિસ્ટ્રિક્ટમાં અથવા સદરહુ વર્ગમાં અથવા માણસોમાં જે જન્મો તથા લગ્નો તથા મૃત્યુ થાય, અથવા થનાર હોય તે સઘળાંની ખબર યોગ્ય અમલદારોને કોણે કેવી રીતે આપવી તે બાબત.

૪. જે માણસને સદરહુ જાહેરનામું લાગુ હોય તેણે લગ્નનો અથવા લગ્નને લગતી હરકોઈ ક્રિયા અથવા રૂઢિ કરવાનો ખર્ચ કેટલો કરવો તેનો બંદોબસ્ત કરવા બાબત.

૫. આ કલમ પ્રમાણે કરેલા કાનૂનો અમલમાં લાવવા સારુ જે ખર્ચ થયો હોય, તે સઘળો ખર્ચ અથવા તેમાંનો કાંઈ ખર્ચ સદરહુ ડિસ્ટ્રિક્ટમાં રહેનારા સઘળા લોકો



પાસેથી અથવા તે માંહેના કેટલાએક લોકો પાસેથી અથવા સદરહુ જાહેરનામું જે લોકોને લાગુ હોય, તે લોકો પાસેથી શી રીતે વસૂલ કરીને લેવા તેનો બંદોબસ્ત કરવા બાબત.

૬. આ કલમ પ્રમાણે કરેલી હરકોઈ કાનૂન અમલમાં લાવવા નીમેલા અમલદારોનું અથવા નોકરોનું કામ ઠરાવવા બાબત.

**કાનૂનોની મંજૂરી તથા પ્રસિદ્ધિ :**

૩. બીજી કલમ પ્રમાણે કરેલી હરકોઈ કાનૂન અથવા ફેરફાર ઈન્ડિયાના ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ મંજૂર કરશે અને ઈન્ડિયા ગેઝેટમાં તથા ઠેકાણા ઠેકાણાના સરકારી ગેઝેટમાં છપાઈને પ્રસિદ્ધ થશે ત્યાં સુધી અમલમાં આવશે નહીં, સદરહુ કાનૂનોની નકલો સ્થાનિક સરકાર ફરમાવે તે જગ્યાએ ચોડવી અને ફરમાવે તે રીતે વહેંચવી.

**કાનૂન તોડવા બાબત શિક્ષા :**

૪. જે કોઈ સદરહુ પ્રકારનો કોઈ કાનૂન તોડશે, તેની ઉપર તે વાત મેજિસ્ટ્રેટનો અખત્યાર ચલાવનારા હરકોઈ અમલદારની આગળ સાબિત થશે, તો તેને ઘણામાં ઘણા છ મહિના સુધી કેદની સજા અથવા એક હજાર રૂપિયા સુધી દંડ અથવા એ બેઉ શિક્ષા થશે.

**બીજા કાયદા પ્રમાણે કામ ચલાવવાનો અધિકાર કાયમ રાખ્યો છે :**

૫. આ એક્ટ પ્રમાણે શિક્ષા કરવા લાયક કોઈ ગુના બાબત, બીજા કોઈ કાયદા પ્રમાણે કોઈ માણસ ઉપર કામ ચલાવીને તેને શિક્ષા કરવાની મના આ એક્ટના કોઈ ઠરાવથી અથવા સદરહુ પ્રમાણે કરી તે પ્રસિદ્ધ કરેલા કોઈ કાનૂનના કોઈ ઠરાવથી છે એવું સમજવું નહીં, પણ એવું ઠરાવ્યું છે કે કોઈ માણસને એકના એક ગુના બાબત બે વાર શિક્ષા કરવી નહીં.

**જે છોકરીઓ બાબત ગફલત થતી હોય તેઓને નિગેહબાની હેઠળ મૂકવાનો અધિકાર :**

૬. પહેલી કલમમાં કહેલું જાહેરનામું જે માણસને લાગુ હોય, તે માણસની જે નાની છોકરીનું ગુજરાન ચલાવવાની કાયદા પ્રમાણે જરૂર હોય, તે છોકરીના ગુજરાનનો તે માણસ યોગ્ય બંદોબસ્ત કરવાની ગફલત કરે છે. તેથી તે છોકરીનો જીવ જવાની અથવા તબિયત બગડવાની ધાસ્તી છે, એવું ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટને માલૂમ પડે અને તેની નજરમાં આવે તો પોતાને યોગ્ય જણાય તેવી નિગેહબાની હેઠળ તે છોકરીને મૂકવાનો તેને અધિકાર છે, અને જરૂર હોય તો છોકરીને તે માણસના તાબામાંથી તેણે કહાડવી.

ડિસ્ટ્રિક્ટના મેજિસ્ટ્રેટને વાજબી દેખાય તે પ્રમાણે સદરહુ છોકરીના ગુજરાન સારુ મહિને ઘણામાં ઘણા ૫૦ રૂપિયા સુધી નિમણૂક બાંધી આપવાનો તે માણસને હુકમ ફરમાવવાને તે મેજિસ્ટ્રેટ મુખત્યાર છે, અને તે માણસ તે હુકમ માનવાની જાણીબૂઝિને ગફલત કરશે, તો જેટલીવાર હુકમ તોડશે તેટલીવાર વારંટ આપીને ફોજદારી ઈન્સાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૬૧મી કલમમાં કહેલી રીતે જેટલા રૂપિયા લેણા નીકળતા હોય તેટલા વસૂલ કરવાનો અધિકાર સદરહુ મેજિસ્ટ્રેટને છે.

સદરહુ કાયદાની ૩૧મી કલમ પ્રમાણે મેજિસ્ટ્રેટને જે અખત્યાર છે, તેને આ કલમના કોઈ ઠરાવથી હરકત થાય છે એવું સમજવું નહીં.

**એક્ટ ક્યાં ક્યાં લાગુ છે :**

૭. આ એક્ટ પહેલવહેલા વાયવ્ય પ્રાંતને તથા પંજાબને તથા અયોધ્યાને જ લાગુ થશે. પણ ઈન્ડિયા સરકારના પ્રત્યક્ષ તાબા માંહેના અયોધ્યા સિવાય બીજા મુલકના કોઈ ભાગને આ એક્ટ હુકમ કરીને લાગુ કરવાનો અધિકાર ઈન્ડિયાના ગવર્નર જનરલ ઈન કાઉન્સિલને છે, અને પોતપોતાના તાબા માંહેના મુલકના કોઈ ભાગને આ એક્ટ હુકમ કરીને લાગુ કરવાનો અધિકાર મદ્રાસના ગવર્નર ઈન કાઉન્સિલને તથા મુંબઈના ગવર્નર ઈન કાઉન્સિલને તથા બંગાળના લેફટેનન્ટ ગવર્નરને છે.

ઈન્ડિયાના ગવર્નર જનરલ ઈન કાઉન્સિલે આ કલમ પ્રમાણે જે હુકમ કર્યો હોય, તે દરેક હુકમ ઈન્ડિયા ગેઝેટમાં છપાવીને પ્રસિદ્ધ કરવો. આ કલમ પ્રમાણે બીજો જે હુકમ કર્યો હોય તે દરેક ઠેકાણે ઠેકાણેના સરકારી ગેઝેટમાં છપાવીને પ્રસિદ્ધ કરવો.

(True Translation)
Vinayak Wassoodev
Oriental Translator of Government

ઉપરોક્ત કાયદો હિન્દના સઘળા ભાગોમાં લાગુ કરવાનો નહોતો, પરંતુ જે જે ભાગમાં સ્થાનિક સરકારને જરૂર જણાય તે તે ભાગમાં તે કાયદાના આધારે જુદો કાયદો પસાર કરી હિન્દ સરકારની મંજૂરીથી અમલમાં મૂકવાનો હતો, **જેથી આ કાયદો કડવા પાટીદાર કોમને લાગુ કરાવી તે દ્વારા સુધારા અમલમાં મુકાવવાનો ભગીરથ પ્રયત્ન શેઠ. બેચરદાસ લશ્કરીએ આરંભ્યો. નામદાર મુંબઈ સરકારનું તે તરફ ધ્યાન ખેંચી મદદ મેળવવા તેમણે જ્ઞાતિની સ્થિતિનો સંપૂર્ણ ચિતાર ખડો થાય તેવી તા. ૨૪મી જૂને સને ૧૮૭૦ના દિવસે એક અરજી તૈયાર કરી**, જેની શરૂઆતમાં જ્ઞાતિની ઉત્પત્તિ અને લગ્ન પદ્ધતિ વિષે ચાલતી અકુદરતી વાતોનો સારો



ચિતાર આપવામાં આવ્યો હતો, તેમજ સને ૧૮૪૫થી ૧૮૭૦ સુધીના જ્ઞાતિની સ્થિતિ સુધારવા થયેલા સઘળા પ્રયત્નો તથા તેમાં આવેલાં વિઘ્નોનું સવિસ્તર વર્ણન કરવામાં આવ્યું હતું, વળી નીચે પ્રમાણે વસ્તીની ગણતરી થયેલ તે આંકડાઓના આધારે બાળકીઓની થઈ પડેલી દયાજનક સ્થિતિને લઈને આ કાયદા લાગુ કરવાની કેટલી બધી અગત્ય છે તે લંબાણ ખુલાસાવાર સમજાવવામાં આવ્યું હતું.

**ચાર કુળવાન પોળો તથા ગામડાનાં બાળકોની સંખ્યા**

| | છોકરો | છોકરી | | છોકરો | છોકરી |
|---|---|---|---|---|---|
| પહેલી પોળ | ૫૦ | ૩૨ | ત્રીજી પોળ | ૭૧ | ૪૨ |
| બીજી પોળ | ૬૧ | ૩૨ | ચોથી પોળ | ૨૯ | ૨૪ |
| ગોમતીપુર | ૧૦૩ | ૭૫ | અસારવા | ૬૭ | ૩૩ |
| વાડજ | ૬૫ | ૫૦ | નવરંગપુરા | ૩૫ | ૧૩ |
| મીઠાખળી | ૭૫ | ૩૯ | માદલપુર | ૩૫ | ૧૫ |
| હઠીપુરા | ૩૦ | ૨૦ | વછરાલ | ૨૮ | ૧૮ |
| અમરાઈવાડી | ૬૨ | ૪૧ | અચઅર | ૨૯ | ૧૫ |
| મોટેરા | ૬૦ | ૨૪ | **કુલ સરવાળો** | **૮૦૦** | **૪૮૯** |

આ પ્રમાણે અરજી કરી એવી દાદ માગવામાં આવી હતી કે :

૧. જ્ઞાતિનો ઈન્સાફ કરવા સરકારી અમલદારના અધ્યક્ષપણા નીચે ત્રીસ પટેલોની એક કમિટી નીમવી.
૨. સગાઈ કરેલી તોડવી નહીં.
૩. રૂ. ૧૦૦થી વધારે ચાંલ્લો લેવો નહીં.
૪. કર-કરિયાવરમાં ઘણો ઘટાડો કરવો.
૫. સ્ત્રીની ૨૫ વર્ષની વય થયા છતાં જો ફરજંદ ન થયું હોય તો, અથવા તે પહેલાં શારીરિક ખામી કે અશક્તિ હોય તો પ્રથમની સ્ત્રીને તેના બાપે જેટલો ચાંલ્લો ભર્યો હોય તેટલું ઘરાણું તથા માસિક રૂ. ૪થી ૧૫ સુધી ખોરાકી આપવાનો ઠરાવ કરી, તથા જેના બાપે બિલકુલ ચાંલ્લો ન ભર્યો હોય તેને રૂ. ૧૦૦ સુધીના દાગીના તથા યોગ્ય ખોરાકી-પોશાકી ઠરાવીને પછી બીજી સ્ત્રી કરવી.
૬. જ્ઞાતિ પંચના સર્ટિફિકેટ વિના કોઈએ સ્ત્રીને છોડવી નહીં.
૭. જ્ઞાતિ ફંડ માટે સગાઈ થાય ત્યારે રૂ. ૦॥ વર પક્ષ અને રૂ. ૦॥ કન્યા પક્ષ તરફથી લેવો. નાતરામાં તથા ચાંલ્લો ભરાતી વખતે તેથી બમણી રકમ લેવી.

**આ પ્રમાણે લગ્ન ખર્ચામાં ઘટાડો કરી બાળકીઓનું રક્ષણ કરવા અને ૧૮૭૦નો ૮મો એક્ટ ગુજરાતમાં લાગુ કરી આપો, એવી માગણી કરી હતી. હજારો માણસોની સહીઓ સાથેની આ અરજી લઈ શેઠ બેચરદાસ જાતે સને ૧૮૭૦ના ઓગસ્ટ મહિનામાં ના. ગવર્નર સર સાયમોર ફિટઝરાલ્ડની હજૂરમાં પૂને ગયા અને રૂબરૂમાં જ્ઞાતિની બાળાઓની સ્થિતિનો ચિતાર આપ્યો, જેના પરિણામે સને ૧૮૭૦નો ૮મો એક્ટ (બાળકી હત્યાનો કાયદો) તે જ વર્ષના ડિસેમ્બર મહિનામાં લાગુ કરવામાં આવ્યો અને ગુજરાતના કડવા લેઉવા માટે કાયદાઓ ઘડી ના. મુંબઈ સરકારે પસાર કરી ના. હિન્દી સરકારની મંજૂરી સને ૧૮૭૧ના એપ્રિલ મહિનામાં મેળવી, જેની નકલ નીચે આપવામાં આવી છે.**

**જાહેરનામું**

જંજીરે મુંબઈ, તારીખ ૧૫મી માહે એપ્રિલ ૧૮૭૧

સને ૧૮૭૦ના ૮મા એક્ટની બીજી કલમ પ્રમાણે જે કાનૂનો કરીને જનરલ ડિપાર્ટમેન્ટનું, સને ૧૮૭૦ના ડિસેમ્બર મહિનાની ૨૧મી તારીખનું જાહેરનામું સને ૧૮૭૦ના ડિસેમ્બરની ૨૨મી તારીખે મુંબઈના સરકારી ગેઝેટના ૩૪૬મા પાને છપાયું છે તે પ્રમાણે મુંબઈ સરકારના તાબા માંહેની અમદાવાદ અને ખેડા ડિસ્ટ્રિક્ટ મધેના લેઉવા અને કડવા કણબીની ન્યાતના લોકોને લાગુ કરી છે, તે કાનૂનો બંદેગામ આલી નવાબ મુસ્તેતાબ હજર રાઈટ ઓનરેબલ સાહેબ બહાદુર દરઈજલાલ કૌંસિલે સઘળા લોકોને જાહેર થવા સારુ છપાવીને પ્રસિદ્ધ કરી છે.

૧. સને ૧૮૭૦ના ૮મી એક્ટનાં કારણો સારુ અમદાવાદ અને ખેડા મેજિસ્ટ્રેટમાં હેઠળ લખેલી ફીનું 'ઈન્ફન્ટીસાઈડ ફંડ' કરવું. એટલે સદરહુ ડિસ્ટ્રિક્ટના હરકોઈ ભાગમાં રહેનારા લેઉવા અને કડવા કણબીની નાતમાં

(૧) જન્મ થાય તે પહેલાંની ફી.

(૨) મરણ થાય તે પહેલાંની ફી.

(૩) વિવાહ થાય તે પહેલાંની ફી.

(૪) લગ્ન થાય તે પહેલાંની ફી.

એણી વિગતે ફીનું 'ઈન્ફન્ટીસાઈડ ફંડ' કરવું.

૨. હરેક તાલુકામાં સરકાર એક અથવા વધતા અમલદારો નીમશે અને તેઓને કડવા અને લેઉવા કણબીની નાતમાં જન્મ, મરણ અને લગ્ન થાય તેના રજિસ્ટ્રાર કહેવા. ડિસ્ટ્રિક્ટનો ક્લેક્ટર, જે જે જગ્યાએ ઠરાવે, તે તે જગ્યાએ દર એક રજિસ્ટ્રારે પોતાની કચેરી કરવી. સદરહુ નાતમાં જન્મ, મરણ, વિવાહ લગ્ન અને નાતરાં થાય તે બાબતની ખબર તે નાતનાં માણસો નોંધાવવાને લાવે



તે સઘળી ખબર, તે રજિસ્ટ્રારે ક્લેક્ટર ફરમાવે તેવી બુકમાં અને તેવા નમૂના પ્રમાણે નોંધવી. જે ફી લેવાનું ઠરાવ્યું હો તે ફી લઈને તેણે ક્લેક્ટર ફરમાવે તે રીતે 'ઈન્ફન્ટીસાઈડ ફંડ' ખાતે જમે કરવી. નોંધાયા વગરનાં જન્મ, મરણ, વિવાહ, લગ્ન અને નાતરાંની તેને ખબર પડે તે બાબત ક્લેક્ટરને અથવા ક્લેક્ટર કહે તે અમલદારને તેણે તાબડતોબ રિપોર્ટ કરવો અને છોકરીનાં મરણ બાબતે રિપોર્ટ આવે એટલે તેણે ગામના પોલીસ પટેલને અથવા હે. કોન્સ્ટેબલના દરજ્જા કરતાં જેનો દરજ્જો નીચે નહીં હોય તેવા કોઈ પોલીસ અમલદારને સાથે લઈને તે ઘેર તાબડતોબ જવું. જો તેઓની ખાતરી થાય કે સ્વાભાવિક કારણથી મરણ થયું છે તો રજિસ્ટ્રારે મડદું દાટવા અથવા બાળવા લઈ જવાની પરવાનગી લખીને આપવી. રજિસ્ટ્રારના અથવા પોલીસ અમલદારના મનમાં શંકા આવે તો કાયદા પ્રમાણે તે વાતનો નિકાલ થવા સારુ તે કામ પોલીસ અમલદારની પાસે મોકલવું.

૩. હેઠળ લખેલા માણસો એટલે જે માણસો કડવા અને લેઉવા કણબીની નાતમાં હોય અને સદરહુ ડિસ્ટ્રિક્ટમાં રહેતા હોય, તેઓ જે તાલુકામાં તથા કસ્બામાં રહેતા હોય તે તાલુકાના અથવા કસ્બાના રજિસ્ટ્રારને તેઓએ જન્મ, મરણ, વિવાહ, લગ્ન અથવા નાતરાં બાબતના કાનૂન પ્રમાણે રિપોર્ટ કરવો જોઈએ. તે રિપોર્ટ તેઓએ તે રજિસ્ટ્રારને નીચે મુજબ કરવો તે તેઓનું કામ કરે છે.

જન્મ બાબત-છોકરાના બાપે રિપોર્ટ કરવો. તે ગેરહાજર હોય તો જે પુરુષ નિકટનો એટલે નજીકનો સગો હોય તેણે રિપોર્ટ કરવો, ગામમાં અથવા કસ્બામાં એ બેઉમાંથી કોઈ હાજર નહીં હોય તો નિકટની સગી જે બાયડી હોય તેણે રિપોર્ટ કરવો.

છોકરાના મરણ બાબત છોકરાના જન્મની પેઠે જ રિપોર્ટ કરવો. પુખ્ત ઉંમરની બાયડીના મરણ બાબત તેના ધણીએ રિપોર્ટ કરવો, તે ગેરહાજર હોય તો જે પુરુષ તે ધણીનો નિકટનો સગો હોય તેણે રિપોર્ટ કરવો. ગામમાં અથવા કસ્બામાં એ બેઉમાંથી કોઈ હાજર નહીં હોય તો વહુની નિકટની સગી જે બાયડી હોય તેણીએ રિપોર્ટ કરવો.

સદરહુ જન્મ અને મરણ થયા પછી તેનો ૧૨ કલાકમાં રિપોર્ટ કરવો પણ છોકરીનું મરણ થાય તો એક કલાકમાં રિપોર્ટ કરવો જોઈએ, અને તાલુકાના અથવા કસ્બાના રજિસ્ટ્રારની લખેલી પરવાનગી સિવાય તે છોકરીને દાટવા અથવા બાળવા લઈ જવી નહીં.

વિવાહ બાબત કન્યાનાં અને વરનાં માબાપે અથવા તેઓના નિકટનાં સગાંએ તે વરકન્યાને તથા વિવાહના લેખની નકલ સાથે લઈ જઈને લેખ થયા પછી ૪૮ કલાકમાં રિપોર્ટ કરવો.

લગ્ન બાબત-વિવાહ પેઠેજ રિપોર્ટ કરવો.

નાતરાં બાબત-વરકન્યાએ ૪૮ કલાકમાં રિપોર્ટ કરવો.

૪. ઉપર કહેલાં માણસોએ સદરહુ જન્મ, મરણ વિવાહ, લગ્ન અને નાતરાનો રિપોર્ટ કરતી વખતે નીચે કહેલી ફી આપવી;

વિવાહ બાબત : ૧ રૂપિયો કન્યાનાં માબાપ પાસેથી લેવો
૧ રૂપિયો વરનાં માબાપ પાસેથી લેવો

લગ્ન બાબત : ૧ રૂપિયો વરનાં માબાપ પાસેથી લેવો

નાતરા બાબત : ૧ રૂપિયો વરની પાસેથી લેવો.

૫. પોતાના કુટુંબના અથવા પોતાની નાતના માણસો પોતાના ઘરમાં અથવા પોતાના તાબામાં કેટલાં રહે છે અને તેઓની ઉંમર કેટલી કેટલી છે અને તેઓમાં સ્ત્રી-પુરુષ જાતનાં કેટલાં કેટલાં માણસો છે, એ વગેરે બાબતની જે ખબર સરકાર માગે તે ખબર ઉપલી નાતના દરેક શખસે સરકાર ફરમાવે તે માણસને અને સરકારે જે રીત મંજૂર કરી હોય તે રીતે આપવી તે એ શખસનું કામ છે.

૬. માલુલ પ્રમાણે ઠરાવેલા પોલીસના એસ્ટાબ્લિશમેન્ટ કરતાં વધતું પોલીસ ફોર્સ અથવા કોઈ અમલદારો અથવા નોકરો સને ૧૮૭૦ના આઠમા એક્ટની ૨૦ કલમની ઉજી રકમમાં કહેલાં કારણો સારુ રાખવાની જરૂર છે, એવું સરકારની નજરમાં આવે તો, જે વર્ગના અથવા કુટુંબના લોકોને સારું અથવા માણસોને સારુ તે પોલીસ અમલદારો અથવા નોકરો રાખવા હોય, તેઓની ઉપર તે પોલીસ અમલદારોનો અને નોકરોનો પગાર સરકાર વખતે વખતે ઠરાવે તે પગારના રૂપિયાનો ફાળો નાંખવાનો ક્લેક્ટરને અધિકાર છે અને તે ફાળો મહેસૂલની પેઠે ક્લેક્ટરે વસૂલ કરવો.

૭. કડવા અને લેઉવા કણબીની નાતના લોકોમાં લગ્નનો અને તેને લગતી ક્રિયા અથવા રીત કરવાનો ખરચ હેઠળ લખેલા પ્રમાણ મુજબ કરવો; બીજું કાંઈ આપવું લેવું નહીં :

૧. કન્યાના બાપે વરના બાપને રૂ. ૧થી ૧૦ સુધી ચાંલ્લો આપવો. વધનો આપવો નહીં અને બેઉ પક્ષકારો ઠરાવે તે વખતે લગ્ન પહેલાં તે ચાંલ્લો આપવો.

૨. કન્યાના બાપે વરના બાપને લગ્નના વરઘોડા નાળિયેરના રૂ. ૧થી ૧૦ સુધી આપવા, વધના આપવા નહીં.

૩. કન્યાના બાપે લગ્નના વરઘોડા વખતે મોસાળના રૂ. ૧થી ૧૦ સુધી આપવા, વધના આપવા નહીં.



૪. ચોરીમાં લગ્નની ક્રિયા થતી વખતે કન્યાના બાપે રૂ. ૧થી ૧૦ સુધી વરને છેડો ઝલામણીના આપવા, વધના આપવા નહીં.

૫. છેડો ઝલામણીના બદલામાં વરના બાપે કન્યાને ઓઢણીના રૂ. ૧થી ૧૦ સુધી આપવા, વધના આપવા નહીં.

૬. વરવહુ વિદાય થાય ત્યારે કન્યાના બાપે વરના બાપને મહીમાટલાના રૂ. ૧થી તે રૂ. ૫ સુધી આપવા. વધના આપવા નહીં.

૭. કન્યા સાસરે પહોંચે એટલે કન્યાના બાપે વરના બાપને પગેપયણાના રૂ. ૧થી તે રૂ. ૫ સુધી આપવા, વધના આપવા નહીં.

૮. વહુ પોતાના પિયર પાછી જાય ત્યારે તેના બાપે તેના વરના બાપને મુરતના રૂ. ૧થી ૧૦ સુધી આપવા, વધના આપવા નહીં.

૯. વહુ પહેલા ખોળાનું છોકરું થયા પછી સાસરે પાછી આવે ત્યારે તેને તેના બાપે લૂગડાં, ઘરેણાં વગેરેના રૂ. ૧થી ૧૧ સુધી આપવા, વધના આપવાં નહીં, તેને જિયાણું કહે છે.

બ. મુજિએ હુકમ
(સહી ફ્રાન્સિસ સ્ટુઅર્ટ મ્યાપમ્યાન સાહેબ બહાદુર, ચીફ સેક્રેટરી
નિસબત સરકાર એઓની સહી

True Translation
(Sd.) Venayak Wassoodev
Oriental Translator

આ પ્રમાણે નિયમો સને ૧૮૭૧ની ૧૫મી એપ્રિલે ગવર્નમેન્ટ ગેઝેટ જનરલ ડિપાર્ટમેન્ટમાં જાહેર થયા, તેથી તે લગ્નસરા વખતે પુત્રીઓ પાછળ થતાં ખરચા કમી થયાં. પાસ થયેલ નિયમોમાં એક નિયમ એવો હતો કે કોઈ છોડી મરી જાય તો તેનું મરણ કુદરતી રીતે થયું છે કે તેનાં માતાપિતાની બેદરકારીથી થયું છે, તેની ખાતરી તરીકે નજીકના પોલીસ અધિકારી અને રજિસ્ટ્રાર તપાસ કરી ફી લેઈ લેખી પરવાનગી આપે ત્યાર પછી તેને અવલમંજલ પહોંચાડવી. આ નિયમથી મરણ પ્રસંગે મરનારના કુટુંબમાં, સગાંવહાલાંમાં અને સ્મશાને જવા આવેલ લાગતા-વળગતામાં ભારે અગવડ અને બેદિલી ફેલાતી. ઉપરાંત મુડદું ચૂંથાય તેથી પણ લોકોની ધાર્મિક લાગણી ઉશ્કેરાતી હતી. તે તકનો લાભ લઈ જે લોકો પોતાના છોકરાની ભારે પૂરત પહેરામણી લેવાની લાંબા વખતથી હેવાવાળા હતા, તેમણે ઉપરથી વિટંબણા ટાળવાના બહાના નીચે અજ્ઞાન લોકોની સહીઓ લઈ, લગ્નમાં ચાંલ્લા-પૂરત વગેરેના ખરચા ઘટાડવાના સરકારે મંજૂર કરેલા ઠરાવો વિરુદ્ધ એક અરજી કરી. એવી

વારંવાર ઘણી અરજીઓ થઈ તેથી નામદાર મુંબાઈ સરકારે, એ ધારાઓ લોકપ્રિય થવાની શંકાને લીધે સને ૧૮૭૩ની ૨૮મી જુલાઈએ ગવર્નમેન્ટ રેઝોલ્યુશન નં. ૨૬૪૨થી કેટલોક મહત્ત્વનો ફેરફાર કરી મુલતવી રાખ્યાં કરી. જ્યારે સને ૧૮૮૦માં બીજા વિવાહ આવવા વખત નજીક આવ્યો ત્યારે રા.બ. શેઠ બેચરદાસે, (તા. ૧૩-૨-૭૯) એક વર્ષ અગાઉની નામદાર મુંબાઈ સરકારને અરજી કરી પ્રથમના નિયમો ફરીથી અમલમાં મૂકવા, ચાંલ્લા-પૂરતની રકમ વધારેમાં વધારે રૂ. ૧૦૦ (સો) સુધી આંકવા, જન્મમરણની બિલકુલ ફી લીધા સિવાય નોંધ રાખવા, મરણ પ્રસંગે પોલીસ તરફથી થતી દરમિયાનગીરી બંધ કરવા અને લગ્નો ફરજિયાત રીતે રજિસ્ટર કરાવવા માગણી કરી હતી. ઉપરાંત તે અરજીમાં દર્શાવ્યું હતું કે, લગ્ન ખર્ચ ઘટાડવાના નિયમોથી ગરીબ લોકોને ઘણી રાહત મળી છે. તેવા નિયમોના યોગ્ય બંદોબસ્તની ગેરહાજરીમાં એક વર્ષ પછી અમારા વિવાહ આવવાના છે, તેમાં પરણનાર પુત્ર-પુત્રીઓના જે અત્યારથી સગપણ થાય છે, તેમાં રૂ. ૯૦૦-૯૦૦ સુધી પૂરત ચાંલ્લાનાં સાટાં થવા લાગ્યાં છે અને આ રકમ ઉપરાંત લગ્નનાં જમણોનું ખરચ તો જુદું, વળી કમનસીબે હાલ રેશમ તતા તારકસબનો ધંધો પડી ભાંગવાથી ઘણા કણબીઓની સ્થિતિ કઢંગી થઈ પડી છે. જેમના માથે લગ્નના આવા અસહ્ય ખરચનો બોજો છે, તેવા અમદાવાદ તળમાં તથા આસપાસનાં પરાંમાં થઈ લગભગ બે લાખ કણબી વસે છે, તેમના માથે આવી પડતાં આવા ખરચાથી હજુ બાળકી હત્યા થવાની શંકા ટળી ગઈ નથી, માટે બાળકીઓના મરણ પ્રસંગે પોલીસ તરફથી વેઠવી પડતી અગવડને લઈને, ઉત્પન્ન થયેલ અસંતોષને લીધે જે નિયમો અસલ સ્વરૂપમાંથી મુલતવી રાખવામાં આવ્યા છે તે ફરીથી અમલમાં મૂકવાની જરૂર છે વગેરે વગેરે.

બાદ ત્રણ દિવસ પછી એટલે તા. ૧૬-૨-૭૯ એ ફરીને નામદાર મુંબઈ સરકારને બેચરદાસને એક બીજી અરજી કરી, આપણી ઉત્પત્તિ તથા લગ્ન પદ્ધતિની વિચિત્રતા દર્શાવી. વળી તેના પરિણામે ઘણાં ભારે ખરચા થાય છે તે તથા તેવી કન્યાઓ તરફ અભાવ રહે છે તે પણ જણાવ્યું. છેવટે આ બધાના કારણરૂપ એક જ તારીખના લગ્ન કરવાના રિવાજને દૂર કરવાનો કાયદો ઘડવાની માંગણી કરી હતી. તે પરથી સને ૧૮૮૦ના લગ્ન સમય માટે ખરચા ઓછાં કરવાનો કાયદો ઘડવાનું કામ હાથ ધરી, અમદાવાદના ક્લેક્ટર મે. બોરોડેલ સાહેબને કાયદાનો ખરડો કરી મોકલવા લખ્યું, એટલે મે. ક્લેક્ટર સાહેબે ખરડો તૈયાર કરી સુધારાવધારા માટે રા.બ. શેઠ બેચરદાસને પૂછાવ્યું ત્યારે બેચરદાસે જન્મ, મરણ, પરણ, સગપણ, પુનર્લગ્ન વગેરે ફી લીધા સિવાય નોંધવા, બાળકીના મરણ પ્રસંગે અગવડ ન કરવા, અને સો રૂપિયાથી ઝાઝો ચાંલ્લો નહિ લેવા વગેરેના સુધારા



દર્શાવ્યા અને વધારામાં એ પણ વીનવવામાં આવ્યું હતું કે નવ, દસ અને અગિયાર વર્ષની લાંબી મુદતે એક જ તારીખે થતા લગ્નના બદલે અન્ય જ્ઞાતિઓની પેઠે મરજી પડે ત્યારે સહુ સહુના સગવડે છૂટાં લગ્ન કરવાનો કાયદો ઘડવા માટે અભિપ્રાય પૂછવા અમદાવાદ, પાટડી, વિરમગામના દેસાઈઓ વગેરેનો મેળાવડો કરવા કૃપા કરવી જોઈએ. આમ તેઓ બાંધ્યા વિવાહના વિરોધી અને છૂટાં લગ્નના હિમાયતી હતા.

એ પ્રમાણે સને ૧૮૮૦માં લગ્ન આવે ત્યારે કાયદાની મદદથી ખરચા ઓછામાં ઓછા કરાવી નિર્દોષ બાળાઓનાં દુઃખ દૂર કરાવવા તન, મન અને ધનથી બન્યું તેટલું કર્યું, પરંતુ તેમના સને ૧૮૪૮ની સાલથી આજ સુધીના સતત પુરુષાર્થના પ્રમાણમાં પ્રત્યક્ષ અને સ્થાયી ફળ તાત્કાલિક આવ્યું નહીં, છતાં તેમની આવી હિલચાલનું કાળે કરી પરિપક્વ થયેલું જે ફળ આવ્યું, તે આજ આપણે સહુ જોઈએ છીએ. બીજાં નવ વર્ષ ગયા પછી સને ૧૮૮૯ના વિવાહ નજીક આવ્યા તે વેળા અમદાવાદ જિલ્લાના ક્લેક્ટર મે. જેમ્સ સાહેબ કરીને હતા. બેચરદાસે તેમને જ્ઞાતિની સ્થિતિનો ચિતાર આપી અરજી દ્વારા બાળાઓનાં કષ્ટો વર્ણવી તે ટાળવાના ઉપાય તરીકે લગ્ન ખર્ચા ઘટાડવાના પ્રથમના નિયમોનું પુનરવલોકન કરવા, મરણ નિમિત્તનાં ભોજન પર અંકુશ મૂકવા અને બારે વર્ષે એક જ તિથિએ થતાં લગ્નોનાં બદલે મરજી મુજબ છૂટાં લગ્ન કરવા, અથવા છેવટે તે લગ્નો બને તેટલી ટૂંકી મુદતનાં કરી આપવા માંગણી કરી. આ અરજી પરથી ક્લેક્ટર મે. જેમ્સ સાહેબે વાત ઉપાડી લીધી અને આવતી લગ્નસરા અવલ પોતાનાથી બને તેટલું કરી, કણબીઓની કન્યાઓના સંકટ ટાળવા, તા. ૧૮-૨-૮૯ એ ઉત્તર વિભાગના કમિશનર મે. શેપર્ડ સાહેબના અધ્યક્ષપણા નીચે કણબીઓની એક જંગી સભા ભરવા નક્કી કરી પાટડી, વિરમગામ, કડી વિભાગ, દશકોસી, ભાલ, દંઢાવ્યા, પાટણવાડો, કાનમ વગેરે તમામ વિભાગમાં વસતા કણબી આગેવાનોને પોતાના નામથી આમંત્રણપત્રિકાઓ મોકલી અમદાવાદ તેડાવ્યા. આ અગત્યના કામનો આગળથી વિચાર કરવા કેટલાક વગવાળા પુરુષોને થોડા દિવસ પહેલાથી તેડાવ્યા હતા, તેવા વગવાળા પુરુષોની પ્રાથમિક બેઠક તા. ૧૫-૧૨-૮૯ એ નામદાર પાટડી દરબારશ્રીના અધ્યક્ષપણા નીચે તેમના અમદાવાદના ઉતારે મળી હતી, જેમાં લગભગ ૨૦૦ આગેવાનોએ ભાગ લીધો હતો. શરૂમાં રા.બ. શેઠ બેચરદાસે ઠરાવો કરાવવાનો તૈયાર કરી રાખેલો. કાચો મુસદો સહુની સમક્ષમાં વાંચી સંભાળ્યો. અમદાવાદના શેઠ છગુભાઈ સોમનાથ, શેઠ માધવલાલ, શેઠ મણિલાલ ચુનીલાલ, શેઠ જીભાઈ કેવળભાઈ વગેરે ગૃહસ્થોએ કેટલાક વ્યવહારુ

ચૂધારાવધારા કરાવી તે મુસદ્દાને સર્વાનુમતે મંજૂર કર્યો. ફરી બે દિવસ પછી એટલે તા. ૧૭-૨-૮૯ એ બહારગામથી આવેલા બીજા લગભગ એક હજાર આગેવાનોની મે. ક્લેક્ટરસાહેબના અધ્યક્ષપણા નીચે, અને તેમના બંગલે એક સભા મળી, તેમાં તા. ૧૫-૨-૮૯એ થયેલા ઠરાવોનો ખરડો ફરીથી વાંચવામાં આવ્યો, જે સહુએ સર્વાનુમતે પાસ કર્યો. બીજે દિવસે તા. ૧૮-૨-૮૯એ ક્લેક્ટર મે. જેમ્સ સાહેબના બંગલે કમિશનર સાહેબ મે. શેપર્ડ સાહેબના અધ્યક્ષપણા નીચે લગભગ પાંચ-છ હજાર માણસોની જંગી સભા મળી, જેમાં ઊંઝાના લગ્ન કાઢનાર પટેલો, બ્રાહ્મણો, માતાજીના પૂજારીઓ, લગ્ન જાહેર કરનારાઓ અને વડોદરા રાજ્યના મોટા અધિકારીઓ વગેરેએ ભાગ લીધો હતો. સભાના કામની શરૂઆતમાં તા. ૧૫-૨-૮૯ એ ઘડાયેલા અને તા. ૧૭-૨-૮૯ એ મંજૂર થયેલા સઘળા ઠરાવો વાંચવામાં આવ્યા. લગ્ન મુદ્દત પાંચ પાંચ વર્ષે ઠરાવવાની વિરમગામવાળા શેઠ જીભાઈ કેવળદાસની દરખાસ્ત, તથા મરણ પાછળનાં જમણો બંધ કરવાની અમદાવાદવાળા વકીલ પુરુષોત્તમ નાનશા વગેરેની લેખી અરજી રૂપે દરખાસ્ત આવી. તે બંનેને અપ્રાસંગિક ગણી મુલતવી રાખી, અને છેવટે નિયમો પાસ થયા, જેનો સાર નીચે પ્રમાણે છે :

૧. સગાઈમાં એક રૂપિયો અને સાત સોપારી આપવાં.
૨. લગ્નમાં ચાંલ્લો એકથી એકસોનવાણું સુધી લેવો-દેવો.
૩. લગ્નના વરઘોડાનાં નાળિયેરના રૂ. ૧થી ૧૦ સુધી આપવા.
૪. મોસાળના રૂ. ૧થી ૧૦ સુધી આપવા.
૫. લગ્ન વેળા છેડો ઝલામણના રૂ. ૨ વરને આપવા.
૬. મહીમાટલાના રૂ. ૧થી ૫ સુધી આપવા.
૭. પૂરત રૂ. ૧થી ૫ સુધી આપવી.
૮. સાસુને પગપયણાના રૂ. ૧થી ૭ સુધી આપવા.
૯. પચીસ માણસનું એક એવા પાંચ જ દશૈયા ખવરાવવાં.
૧૦. પરગામ જતી જાનને રૂ. ૩૦ સુધી ખર્ચ આપવું, અને પાંચ દિવસ સુધી પચીસ-પચીસ માણસ જ રોજ જમાડવા.
૧૧. પહેલા બાળકને તેડી સાસરે જતા રૂ. ૧થી ૧૧ વરપક્ષને આપવા. લૂગડાં-ઘરેણાં કરવા કન્યાના બાપને છૂટ છે.
૧૨. નાતરાનો ચાંલ્લો પણ રૂ. ૧૯૯ સુધી આપવો, તેનું કન્યાને ઘરાણું કરાવવું-તે જીવતાં લગી પહેરે અને તેના મરણ પછી તેના ધણીના કબજે જાય.
૧૩. કન્યાના બાપે વરપક્ષ પાસેથી કન્યા બદલે કાંઈ લેવું નહીં.



૧૪. હરકોઈ પ્રસંગે જમાઈ તેડે ત્યારે રૂ. ૨ સુધી આપવા, ને પાંચ માણસોથી જયાદે સાથે લાવવા નહિ.
૧૫. ખાવાનું આપવાની છૂટ છે. વરકન્યા જુદું ઘર માંડે ત્યારે કન્યાનો બાપ ગમે તે મદદ આપે પણ તેની માગણી થઈ શકે નહીં, તેમ તેવી મિલકત વરપક્ષના (અન્યના) કોઈ ઉપયોગમાં લઈ શકાય નહીં.
૧૬. કન્યાની વય ૨૫ વર્ષની થયા પછી બીજી સ્ત્રી કરવી. પ્રથમની સ્ત્રી લૂલી, આંધળી હોય તો આગેવાનોની સંમતિ લઈ કરવી. જૂની સ્ત્રીને યોગ્ય ખર્ચ-પોષણ આપવું.
૧૭. વિવાહ-સગાઈ કર્યા પછી યોગ્ય કારણ વિના તોડવાં નહીં.
૧૮. ખાસ કારણ વિના કન્યાને ફૂલના દડે કે બાંહ્યવરથી પરણાવવી નહીં.
૧૯. પોતાની સ્ત્રી બદચાલની ના હોય તો કોઈએ છાંડવી નહીં.
૨૦. પોતને માટે બે રૂપિયા સુધીનાં કપડાં આપવાં.
૨૧. મૃત્યુવરો સોળ દિવસ પછી, અને સવડ આવે ત્યારે કરવો.

(સહી) (સહી)
ત્રિકમલાલ દીનાનાથ એચ. ઈ. એમ. જેમ્સ
ચીટનીસ, તા. ૧-૩-૮૯ ક્લેક્ટર, અમદાવાદ

આ પ્રમાણે પાસ થયેલા ઠરાવોની છપાવેલ નકલો, તથા કણબી જનસમાજના સ્વતંત્ર અભિપ્રાય જાણવા સારુ સહીઓ કરવાના ફારમો, ગામેગામના મુખી તલાટીઓ પર મોકલી આપ્યાં જેમાં નીચે મુજબ અભિપ્રાય લખાઈ આવ્યા.

| | |
|---|---|
| કુલ સહીઓ થઈ | ૨૫,૬૩૦ |
| સહીઓ કરવા ના પાડી | ૫,૩૭૭ |
| ગેરહાજર છે | ૫,૫૧૭ |
| થયેલ ઠરાવો ૧થી ૧૯ સુધી મંજૂર | ૨૨,૩૮૨ |
| રૂ. ૧૯૯ ચાંલ્લો રાખવા ઈચ્છનાર | ૫,૬૦૬ |
| રૂ. ૧૦૦ ચાંલ્લો રાખવા ઈચ્છનાર | ૧૭,૫૪૯ |
| મરણનાં જમણ ચાલુ રાખનારા | ૧૬,૬૬૨ |
| મરણનાં જમણ અટકાવનારા | ૧૪,૦૩૫ |

આ પ્રમાણે અભિપ્રાય આવી ગયા તેથી તે તથા થયેલા ઠરાવો વગેરેનો તુમાર મહેરબાન ક્લેક્ટર સાહેબે મુંબઈ સરકાર તરફ મોકલી આપ્યો. જે પુરુષો વંશપરંપરાથી જાતે હાથમુચરકા આપી સને ૧૮૪૮થી આજ સુધી આવા આવા સઘળા પ્રસંગે પોતાની સંમતિ આપી વારંવાર વિપરીત વર્તન કરતા આવ્યા છે. તે પુરુષોએ પાછળથી

પોતે સ્વીકારેલા નિયમો વિરુદ્ધમાં છૂપી રીતે જુદી જુદી અરજીઓ કરી કરાવી તેમાં કોઈએ ચાંલ્લાની રકમ રૂ. ૧૯૯ રાખવા, કોઈએ બે સ્ત્રીઓ કરવાની છૂટ રાખવા અને કોઈએ મરણ પાછળનાં જમણો પર અંકુશ નહીં મૂકવા માગણીઓ કરી. એક અરજી તો વિરમગામ, પાટડી અને અમદાવાદના કુલીનોએ ખાસ ૧૮૭૦નો આઠમો એક્ટ જ લાગુ નહીં કરવા કરી હતી, જેમાં નિયમો પાસ કરતાં હાજર રહી સંમતિ આપનારા ઘણાઓએ સહીઓ કરી હતી. બીજી અરજી તેમના સામે સુધારાના વિચારવાળાઓએ રા.બ. શેઠ બેચરદાસની આગેવાની નીચે કરી હતી. આ વગેરે અરજીઓ ઉપર પુખ્ત વિચાર કરી નામદાર મુંબઈ સરકારે લોકોને તા. ૨૮-૧૧-૮૯એ ગવર્નમેન્ટ ગેઝેટ-જનરલ ડિપાર્ટમેન્ટમાં નં. ૪૯૩૪થી જવાબ આપ્યો તેનો સાર એવો છે કે :

'અમદાવાદ શહેરના અને જિલ્લાના કેટલાક લોકો, જેઓ જ્ઞાતિમાં ઊતરી આવેલી ખાનદાન શાખાના ફરજંદો છે, જેઓને ચાંલ્લાના વધારે નાણાં લેવાની લાલસા છે, જેઓએ લગ્નના ખર્ચા ઘટાડવા થયેલા નિયમોથી પોતાની કિંમત ઘટેલી માની છે, જેઓ ચાંલ્લા લીધા વિના પોતાના પુત્રોના લગ્ન સંબંધ કરવા નારાજ છે, તેઓ પાસ થયેલી રુલો વિરુદ્ધ છે તે સ્વાભાવિક છે. તેમની છાપેલી અરજીમાં બતાવેલ વાંધા અને ફેરફાર બિનજરૂરી છે. દરેક પાટીદાર કણબી છે, પણ દરેક કણબી પાટીદાર નથી. માટે કણબી શબ્દથી આખી જ્ઞાતિનો સમાવેશ થાય છે. ચાંલ્લાના દર બાબતમાં વધારે મતે ચાંલ્લો ઘટાડી દીધો છે. બાકીની અડચણો, જે ઉપાધિ ઘટાડવાને ડ્રાફ્ટ તૈયાર કર્યો છે તે વધે તેવી છે માટે ધ્યાન આપવા જેવી નથી. ઉત્તરક્રિયામાં ખર્ચોનો બંદોબસ્ત વધુમતે તજી દેવામાં આવ્યો છે, વગેરે વગેરે.

મિ. શેપર્ડ, જેમ્સ કૂક, મિ. બેચરદાસ, જે. એ. દલાલ, કૃષ્ણલાલ તથા પાટડી દરબાર અને બીજા ગૃહસ્થો, જેમણે કડવા કણબીઓની ઉન્નતિ સુધારવા અને જે રીતરિવાજોનું પરિણામ તે જ્ઞાતિના હિતને ઘણું જ નુકસાનકારક છે, તે બંધ કરવા, પોતાના સ્તુતિપાત્ર પ્રયત્નથી મુખ્ય ભાગ લીધો છે, તેઓ સઘળાને વાજબી રીતે ઘણું માન ઘટે છે.

એ પ્રમાણે તા. ૧૮-૨-૮૯ એ થયેલા ઠરાવો તથા તે ઉપર આવી ગયેલા કણબી પ્રજાના જાહેર અભિપ્રાયો સાથે, મે ક્લેક્ટર સાહેબે મોકલેલો તુમાર તથા પાછળથી તેને અનુમોદન આપનારા અને વિરુદ્ધ પડનારાઓની અરજીઓ વગેરે પર વિચાર કરી, કણબી જ્ઞાતિમાં લગ્ને લગતાં ખરચો કમી કરી, બાળકી હત્યા થવાનો ભય દૂર કરવા ના. મુંબઈ સરકારે તા. ૨૧-૧-૯૦ના પોતાના હુકમ નં. ૩૦૮થી જે નવા ઠરાવો બહાર પાડ્યા તેમાં તારીખ ૧૮-૨-૮૯એ થયેલા ૨૧ ઠરાવોમાં નીચે પ્રમાણે ફેરફાર કર્યા :



(૧) પહેલા ઠરાવમાં પ્રથમના ૨૧ નિયમોનો એવી રીતે સમાવેશ થયો હતો કે :

૧. નિયમ અસલ મુસદ્દા મુજબ મંજૂર.

૨. અસલ મુસદ્દામાં ચાંલ્લાના રૂ. ૧૯૯ રાખ્યા હતા તે આવેલા અભિપ્રાયો. જોતાં બહુમતે ઘટાડીને રૂ. ૧૦૧ ઠરાવ્યા.

૩થી ૧૫ નિયમો અસલ મુસદ્દા મુજબ મંજૂર.

૧૬ એક સ્ત્રીની હયાતીમાં બીજી કરવાને જે ઉંમરની મર્યાદા બતાવી હતી તે કલમ રદ કરી તેના બદલે ઠરાવ્યું કે 'દરેક વિવાહ, લગ્ન અને નાતરાની દરેક માણસે તલાટીને ખબર આપવી. ફી લીધા સિવાય તે નોંધશે, પરંતુ ચાંલ્લાની જે રકમ મુકરર કરવામાં આવી હોય તે, તે જ વખતે જાહેર કરવી.

૧૭થી ૨૧. અસલ મુસદ્દા મંજૂરની તમામ રદ કરી ને તેના બદલે (૨) હવેથી દરેક તલાટી નીચે મુજબ રજિસ્ટર રાખશે અને તે કોરા કાગળના ભાગ ઉપર લખશે. 'કડવા કણબીની જ્ઞાતિમાં વિવાહ, લગ્ન તથા ચાંલ્લાઓનું રજિસ્ટર.'

૧. અ. નં., ૨. જે તારીખે ખબર આપવામાં આવી હોય તે તારીખ. ૩. વરનું તથા તેના બાપનું નામ, ૪. વરના બાપ કે વાલીનું ગામ અને તાલુકો, ૫. કન્યાનું તથા તેના બાપનું નામ, ૬. કન્યાના બાપ કે વાલીનું ગામ અને તાલુકો, ૭. કન્યાનાં સગાં તરફથી ચાંલ્લો આપવાનો તેનો આંકડો, ૮. ઉપરની હકીકત નોંધનાર શખ્સનું નામ.

(૩) જ્યારે જ્યારે વિવાહની ગોઠવણ થાય ત્યારે કન્યાના બાપ અથવા તો વાલીએ અડતાલીસ કલાકમાં ચાંલ્લાની કેટલી રકમ ઠરી તે બાબત તલાટીને ઉપરની હકીકત સહિત ખબર આપવી. નોંધ બાબત કાંઈ પણ ફી લેવાની મના છે તેથી તલાટી તેવી દરેક નોંધ મફત રાખશે.

(૪) કોઈ પણ રૂલ તોડવામાં આવશે તો છ મહિનાની કેદ અને એક હજાર રૂપિયા સુધીના દંડની શિક્ષા કરવામાં આવશે પણ ઉમેદ રાખવામાં આવે છે કે કોઈ પણ કડવો કણબી સદરહુ રૂલોમાંની કોઈ પણ રૂલ તોડી કાયદા વિરુદ્ધ ચાલશે નહીં. આવતી લગ્નસરા વખતે તે કાયદાનો અમલ ચોક્કસ રીતે કરવામાં આવશે.

(૫) આ રૂલોની અવગણના કર્યા બાબત કાંઈપણ હકીકત તલાટીની જાણમાં આવે તો તેણે મામલતદારને એકદમ તે બાબત ખબર આપવી.

ઉપર પ્રમાણે નિયમો ઠરાવી જાહેરનામાં બહાર પાડ્યાં, તેમાં એક ઉપર બીજી સ્ત્રી કરનારાઓ માટે અંકુશ તરીકે અસલ મુસદ્દામાં જે દાર્શનિક કલમ હતી તે ઊડી ગઈ, જેથી જનસમાજનાં મન ખિન્ન થયાં. ના. સરકારમાં તે બાબત ઘણી અરજીઓ કરવામાં આવી, તેમાં અરજદારોએ પોતાના બાળક પુત્રને એક

વખત પરણાવી પૈસા ખાઈ જઈ અને પછી તેને બીજા વિવાહ વખતે બીજી સ્ત્રી પરણાવી પ્રથમની કન્યાને રખડતી મૂકે છે, જેથી અનાથ બાળાઓ મહાસંકટમાં આવી પડે છે. જનસમાજના આવા પોકળથી છેવટે ના. સરકારે નીચે મુજબ નવો સરક્યુલર બહાર પાડ્યો.

### સરક્યુલર

મહેરબાન ક્લેક્ટર સાહેબના તા. ૨૩મી જાન્યુઆરી સને ૧૮૯૦ના સરક્યુલરમાં જે રૂલો તથા સમજૂતી પ્રસિદ્ધ કરવામાં આવી હતી તે રદ કરી, નામદાર મુંબઈ સરકારે તેઓના નંબર ૧૦૪૩, તા. ૧૨ માર્ચ સને ૧૮૯૦ના જાહેરનામામાં જે સુધારેલી રૂલો પ્રસિદ્ધ કીધી છે તથા નીચે બતાવેલી સુધારેલી સમજૂતી આ સરક્યુલરથી જાહેર કરવામાં આવે છે.

અમદાવાદ અને ખેડા ડિસ્ટ્રિક્ટમાં કડવા કણબી જ્ઞાતિના લગ્નને લગતા ખર્ચ બાબત નિયમ કરવા સને ૧૮૭૦ના ઓક્ટ. ૮ને અનુસરીને નીચેની સુધારેલી રૂલો નામદાર હિન્દુસ્થાન સરકારે મેહેરબાની કરી મંજૂરી કરી છે એવું નામદાર સરકારના ઠરાવ નં. ૯૮૬ તા. ૭ માર્ચ સને ૧૮૯૦થી પ્રસિદ્ધ થયું છે.

### સને ૧૮૭૦ના એક્ટ પ્રમાણે કડવા કણબી જ્ઞાતિના લગ્નને લગતા ખર્ચ વિષેના નિયમ

૧. સગાઈ વખતે કન્યાના બાપે અથવા વાલીએ વરના બાપને અથવા વાલીને ચાંલ્લો આપવો તે રૂ. ૧ તથા સાત સોપારીથી વત્તો નહીં આપવો.

૨. કન્યાના બાપે અથવા વાલીએ વરના બાપને અથવા વાલીને લગ્નનો ચાંલ્લો આપવો તે રૂ. ૧થી રૂ. ૧૦૧ સુધી આપવો, પણ એથી વધારે આપવો નહીં, અને એ પ્રમાણે આપવાની રકમમાંથી ઊંઝામાતા આગળ મૂકવાનો એક રૂપિયો કાપી લેવો.

૩. લગ્ન પ્રસંગે વરઘોડામાં અથવા બીજી જગ્યાએ નાળિયેર વહેંચવા તે રૂ. ૧થી રૂ. ૧૦ સુધીની કિંમતના વહેંચવા, એથી વત્તી કિંમતના વહેંચવા નહીં.

| | |
|---|---|
| મોસાળું એટલે લગ્ન પ્રસંગે કન્યાના મોસાળિયા તરફથી અપાતી પહેરામણી | ૪. 'મોસાળા'નો ખરચ રૂ. ૧થી ૧૦ સુધી કરવો, એથી વધુ ખર્ચ કોઈ પણ રીતે કરવો નહીં. |
| છેડો ઝલામણ એટલે વર પોતાની સાસુનો છેડો ઝાલે તે ક્રિયા. | ૫. 'છેડો ઝલામણ' ખાતે રકમ આપવી તે રૂ. ૧થી ૫ સુધી આપવી, એથી વત્તી આપવી નહીં. |



| | |
|---|---|
| માહીમાટલું એટલે લગ્ન થઈ રહ્યા પછી વરવાળા લોકો જવા નીકળે તે વખતે માટીનું માટલું ખાવાના પદાર્થ ભરીને આપવામાં આવે છે તે. | ૬. 'માહી માટલા' ખાતે રકમ આપવી ને રૂ. ૧થી ૫ સુધી આપવી, એથી વત્તી આપવી નહીં. |
| પૂરત એટલે લગ્ન થઈ રહ્યા પછી વર જવા નીકળે ત્યારે ધાતુપાત્ર આપવામાં આવે છે તે. | ૭. પૂરત ખાતે રકમ આપવી તે રૂ. ૧થી ૫ સુધી આપવી, એથી વત્તી આપવી નહીં. |
| પગેપયણું એટલે કન્યા પોતાની સાસુને પગે પડે તે વખતે આપવાની ભેટો. | ૮. 'પગેપયણું' ખાતે કન્યાની સાસુને રકમ આપવી તે રૂ. ૧થી ૭ સુધી આપવી, એથી વત્તી આપવી નહીં. |

૯. કન્યાના કુટુંબે કુટુંબને ૫ થી વત્તા દસૈયા જમાડવા નહીં અને દરેક દસૈયામાં ૨૫ થી વત્તા માણસ તેડવા નહીં.

૧૦. કન્યાને ગામ જાન જાય ત્યારે તેનો ખરચ કન્યાના કુટુંબે આપવો તે રૂ. ૧થી ૩૦ સુધી આપવો, એથી વત્તો આપવો નહીં. વળી ધારા ૯માં કહ્યા મુજબ પાંચથી વત્તા જમણ કરવા નહીં. માત્ર જો જાન જાસ્તી મુદત થોભે તો વત્તા જમણ કરવાનો અધિકાર છે, પણ ભાણાની એકંદર સંખ્યા ૧૨૫થી વધવી નહીં જોઈએ.

૧૧. કન્યા પહેલું છોકરું લઈને પોતાના ધણીને ઘેર જાય તે પ્રસંગે વરનાં સગાંવહાલાંને રકમ આપવી તે બધું મળીને રૂ. ૧થી ૧૧ સુધી આપવી. એ સિવાય કન્યાનો બાપ વસ્ત્ર તથા જણસની ભેટ કરવાને મુખતિયાર છે.

૧૨. કન્યાના બાપે અથવા વાલીએ વરના બાપને અથવા વાલીને અથવા વરને પોતાને 'નાતરા'નો ચાંલ્લો આપવો તે રૂ. ૧થી ૧૦૦ સુધી આપવો, એથી વત્તો આપવો નહીં. આ પૈસાની જણસ વેચાતી લેવી તે જણસ ઓરતની હયાતીમાં તેની મિલકત ગણાશે અને તેના મરણ પછી તેના ધણીની થશે.

૧૩. કન્યાના બાપે અથવા વાલીએ પોતાની છોકરી આપવા બદલ વરની પાસેથી અથવા વરનાં માબાપ કે વાલી પાસેથી કાંઈ પૈસા લેવા નહીં.

૧૪. વરને પોતાના સસરાને ઘેર તેડવામાં આવે તેવે કોઈપણ પ્રસંગે તેને 'પાઘડી' દાખલ રકમ આપવી તે રૂ. ૨થી વત્તી આપવ નહીં. તેણે પોતાની સાથે પાંચથી વત્તા માણસ લઈ જવા નહીં.

૧૫. હંમેશના સ્થાપિત પ્રસંગે મીઠાઈ વગેરે મામૂલ ચાલ પ્રમાણે આપવામાં આવે તે અથવા કન્યાનો બાપ જ્યારે પોતાની છોકરી તથા તેનો ધણી જુદું ઘર માંડે

ત્યારે કાંઈ મદદ કરવા અથવા નિમણૂક બાંધી આપવા માગે તે, કબૂલ કરવામાં ઉપરના ધારા માંહેના કોઈપણ મજકૂરથી હરકત થશે નહીં. માત્ર એમ ઠરાવ્યું છે કે આવી બક્ષિસ કોઈ પણ સબબ ઉપરથી હક્ક કરીને મંગાશે નહીં અને વરના બાપે તેનો ઉપયોગ કરવો નહીં તેમજ એના ઉપયોગ અર્થે અથવા લાભ અર્થે તે કામે લગાડવી નહીં.

૧૬. (અ) જ્યારે કોઈ શખસ બીજી કન્યા પરણે ત્યારે ચાંલ્લાની રકમ ૧૦૦ રૂપિયાથી વધારે હોવી ન જોઈએ.
   (બ) જ્યારે પહેલી કન્યાની હયાતીમાં કોઈ શખસ બીજી કન્યા પરણે ત્યારે બીજી કન્યાના સગા તરફથી જે ચાંલ્લો આપવામાં આવે તે એક રૂપિયો હોય પણ પાંચ રૂપિયાથી વધારે હોવો ન જોઈએ અને બંને પક્ષકારોએ કોઈ પણ શખસ માટે બીજી કંઈ પણ રકમ આપવી અથવા લેવી નહીં.
   (ક) આવી બાબતમાં પોતાના વરના દ્રવ્યબળ મુજબ પહેલી કન્યાને વાજબી પાલણપોષણ આપવામાં આવશે અને વળી તેણે (વરે) તેને એક રૂપિયાથી ઓછી નહીં અને સો રૂપિયાથી જાસ્તી નહીં, એટલી કિંમતનાં ઘરેણાં આપવાં.

૧૭. બાંહ્યના વરનાં લગ્નની બાબતમાં ચાંલ્લાની રકમ એક રૂપિયાથી વધારે હોવી ન જોઈએ.

૧૮. જે જે સગાઈ અથવા લગ્ન અથવા નાતરું થાય તેની મફત નોંધ કરવામાં આવશે, માટે તલાટીને તે બાબત ખબર આપવી અને ચાંલ્લાની ઠરાવેલી રકમ તે જ વખતે જણાવવી.

[૨] હવેથી દરેક તલાટી નીચે મુજબ રજિસ્ટર છાપેલા ફારમમાં રાખશે અને છાપેલા ફારમની નકલો તેને પૂરી પાડવામાં આવશે. દરેક તલાટીએ વર તથા કન્યાના નજીકનાં સગા અથવા વાલીને એ રજિસ્ટરમાંથી ઇંતેખાપ પોતાની સહી કરી આપવી.

**કડવા કણબીની જ્ઞાતિમાં વિવાહ લગ્ન તથા ચાંલ્લાઓનું રજિસ્ટર.**

**ગામ : તાલુકો :**

૧. અનુક્રમ નંબર.
૨. જે તારીખે ખબર આપવામાં આવે તે તારીખ.
૩. વરનું નામ તથા તેના બાપ અગર વાલીનું નામ.
૪. રહેવાની જગ્યા એટલે વરનો બાપ અગર વાલી જ્યાં રહેતો હોય તે ગામ અને તાલુકો.
૫. કન્યાનું નામ અને તેના બાપ અગર વાલીનું નામ.



૬. રહેવાની જગ્યા એટલે કન્યાનો બાપ અગર વાલીનું નામ, જ્યાં રહેતો હોય તે ગામ અને તાલુકો.
૭. કન્યાનાં સગાં તરફથી ચાંલ્લો આપવાનો તેનો આંકડો.
૮. જે શખ્સ લગ્ન નોંધાવાને સારુ ખબર આપે તેની સહી.
   (અ) વર તરફથી (બ) કન્યા તરફથી
૯. લગ્ન ખરેખરું છે કે શી રીતે. જો તેમ હોય તો વરને બીજી કન્યા હયાત છે કે નહીં.
૧૦. લગ્ન ફૂલના દડાનું કે બાંહ્યવરનું છે.
૧૧. રિમાર્ક.

[૩] જ્યારે જ્યારે વિવાહની ગોઠવણ થાય ત્યારે કન્યાના બાપ અગર અડતાલીસ કલાકની અંદર ચાંલ્લાની કેટલી રકમ ભરી તે બાબત તલાટીને ઉપરની હકીકત સહિત ખબર આપવી. નોંધવા બાબત કાંઈપણ ફી લેવા તલાટીને મના કરવામાં આવી છે. સદરહુ નોંધ તલાટી મફત રાખશે.

[૪] કોઈ પણ રૂલ તોડવામાં આવશે તો તે બદલ છ મહિના કેદ અને રૂ. ૧૦૦૦ (એક હજાર) સુધી દંડની શિક્ષા કરવામાં આવશે. પણ ઉમેદ રાખવામાં આવે છે જે કોઈપણ કડવો કણબી સદરહુ રૂલોની કોઈપણ રૂલ તોડીને કાયદા વિરુદ્ધ ચાલશે નહીં. આવતી લગ્નસરા વખતે તે કાયદાનો અમલ ચોક્કસ રીતે કરવામાં આવશે.

[૫] આ રૂલોની અવગણના કર્યા બાબત કાંઈપણ હકીકત તલાટીને જાણમાં આવે તો તેણે મામલતદારને એકદમ તે બાબત ખબર આપવી.

તા. ૨ માર્ચ સને ૧૯૦૧ P. J. Mead

ક્લેક્ટર

આ સુધારેલા સરક્યુલરમાં પૈસાના લોભે બીજી સ્ત્રીઓ કરનારને દાબમાં રાખવા ચાંલ્લા માત્ર પાંચ જ રૂપિયા ઠરાવ્યા હતા, પરંતુ તેથી તે બદી ઉપર કાંઈ પણ વ્યવહારુ અંકુશ મુકાયો હોય તેમ લાગતું નથી, એટલું જ નહીં પણ સને ૧૮૪૮થી અત્યાર સુધીમાં ખરચો કમી કરવા ઘડાયેલા સઘળા નિયમો ઉઠાવેલ પરિશ્રમના પ્રમાણમાં યથાર્થ કામ કરી શક્યા હોય તેમ લાગતું નથી તેમજ પુત્રીઓના માવિતરોને એથી જોઈતી રાહત મળી શકી હોય તેવું પણ જણાઈ આવતું નથી, કારણ કે આવાં ખરચ, ઉભય પક્ષની મિથ્યાભિમાની સંપત્તિતી થતાં હતાં, છતાં પણ જો કોઈ પુત્રીનો પિતા પોતાના વેવાઈને નિયમસર વર્તવાની ફરજ પાડવા જાય તો તે ઉન્મત વેવાઈ તરત જ 'પાડાના વાંકે' પખાલીને ડામ પોતાના બાળક પુત્રને પુનઃ પરણાવી પેલી નિરપરાધી પુત્રીની પાયમાલી કરી નાંખે, તે યુવાન બાળાને સાસરે તેડાવે નહીં, ખોરાકી-પોશાકી આપે નહીં, તેમજ સાહુડીની બખોલ જેવાં પુત્રના બાપનાં ખિસ્સાં

તર થાય નહીં, ત્યાં સુધી છૂટકો પણ આપે નહીં, તેમ તેણે બીજી કરતાં બસો-પાંચસો ચાંલ્લો ગાંઠ્યો હોય તેનું પણ પ્રત્યક્ષ ભાન થઈ શકે નહીં. આવા પ્રકારની વસ્તુસ્થિતિ હોવાને લીધે પુત્રીઓના હિતની ખાતર ઉભય પક્ષને અંકુશમાં મૂક્યા જ્ઞાતિની સ્થિતિનો ઊંડો અભ્યાસ કરનારાઓએ ગુનાની પ્રત્યક્ષ પ્રવૃત્તિ થાય તેવી બીજી સ્ત્રી કરવાની વાત સને ૧૮૪૮માં ૩૦ વર્ષથી, ૧૮૬૯માં ૨૫ વર્ષની, અને સને ૧૮૮૯ના મુસદ્દામાં પણ ૨૫ વર્ષની નિર્માણ કરી હતી, જેથી સઘળી રૂલોમાં માત્ર એક જ રૂલ તેવા જુલમગારના ગળામાં નિયમિત વયના ફાંસા રૂપી પડેલી રહેલી હતી. ત્યાં સુધી તેમનાથી પુત્રને ફરી પરણાવી શકાય નહીં, તેમ પુત્રને પરણાવ્યા વિના ચલાવી લેવાય નહીં અને કદી પૂંખે તો તેટલી વયમાં તે બાઈને સંતતિ થઈ ગઈ તો તો તેવા જુલમગારોનું મોત બગડી જતું હતું, કારણ કે પછી તો છૂટાછેડા થાય નહીં, અને બીજી કરે તો તે પહેલી સ્ત્રીને ખોરાકી-પોશાકી-દરદાગીના આપવાં પડે અને તે પણ આપવાની થાય નહીં! તેથી તે બિચારા પોતાના મનથી બગાડેલા ગૃહસંસારમાં સદાયે સંતતિ રહેવાના ડરથી છોકરો કે છોકરીના બાપ થવાથી ચેતી ચેતીને ચાલતા હતા. આવા સ્વચ્છંદી વર્ગોને અંકુશમાં રાખવા થયેલ સર્વ નિયમોમાં બીજી કરવાની ઉંમર આંકનાર નિયમ ખૂબ શક્તિશાળી પુરવાર થયો હતો. પરંતુ જ્ઞાતિની બાળકીઓના કમનસીબે તે નિયમ રદ થઈ ગયો અને નામના જ ઠરાવો કાયમ રહ્યા.

આપણા સમાજમાં નિષ્ઠુરતા અટકાવવા કેવું ભગીરથ કાર્ય રા.બ. બેચરદાસના હાથે થયું છે તે આપણે જોઈ ગયા. આવી પ્રણાલિકામાં પણ જ્યારે સંવત ૧૯૪૬ના વિવાહ આવ્યા ત્યારે ક્લેક્ટર મે. જેમ્સ સાહેબ અને અન્ય અધિકારી વર્ગે ખાસ કાળજી રાખી હતી, છતાં પણ 'મીયાં બીવી રાજી તો ક્યા કરે કાજી' એ કહેવત અનુસાર ઉભયપક્ષની છૂપી સંમતિથી મરજી પડે તેટલાં નાણાં અપાયાં-લેવાયાં તેમાં અધિકારી વર્ગ, ફરિયાદ પક્ષનો અભ્યાસ અને પુરાવાની ખામીને લીધે શું કરી શકે? આવું હતું છતાં દશૈયાનાં જમણોમાં નિયમો કરતાં વધારે માણસો જમવા-જમાડવાના ગુના માટે ઘણાં જણ પકડાયાં હતાં અને દંડાયા હતાં. એકંદરે **સને ૧૮૮૦ના વિવાહ વખતે આ નિયમોએ કાંઈક કર્યું હોય તેમ જણાય છે. આ નિયમોનું ધાર્યું પરિણામ આવ્યું હોત પણ આ વિવાહ પહેલાં થોડાક સમયે આ મહાન જ્ઞાતિભક્ત, આદ્યસુધારક બેચરદાસ અંબાઈદાસ લશ્કરી પંચત્વને પામ્યા અને આવા જ્ઞાતિહિત-ચિંતક એક-એકમાત્ર વીર નરની પૂરી ન શકાય તેવી ખોટ જ્ઞાતિને પડી.**

**બેચરદાસના સુધારાઓની અસર અને છેલ્લો દશકો :**

રા.બ. બેચરદાસ સુધારાઓના સમરાંગણમાં એક સુધારક યોદ્ધાની જેમ ઝઝૂમ્યા હતા. તેમના સુધારાનાં કાર્યોમાં અનેક વિઘ્નો આવ્યાં પણ તે ડર્યા નહીં, અને ડગ્યા



નહીં. જ્ઞાતિબંધનો તોડવાં અથવા તેમાં ફેરફાર કરવો કે કરાવવો તે આજની સદીમાં પણ કેટલું અઘરું છે તે આપણે જાણીએ છીએ છતાં બેચરદાસે આ ખાંડાની ધાર પર ચાલવાનું પસંદ કર્યું અને તેમાં તેમને ભારે સફળતા મળી. 'દૂધપીતી' કરવાનો રિવાજ નાબૂદ કર્યો તે તો તેમની અપૂર્વ લડત અને અદ્‌ભુત સિદ્ધિ હતી. લગ્નના ખોટા ખરચા, જમણવારોમાં થતા ખર્ચ, બાળલગ્નો તેમજ એક જ તિથિનાં લગ્નો અટકાવવા, દશૈયા જમણની બંધી માટે, કન્યાના રક્ષણ માટે પણ તેમણે સરકાર પાસે તેમજ રાજ્યાશ્રય લઈ ઘણા કાયદાઓ કરાવ્યા. તે પણ તેમની મહાન સિદ્ધિ હતી.

સંવત ૧૯૪૬ (ઈ.સ. ૧૮૮૦)ની લગ્નસરામાં લગ્નસંબંધી થયેલા ઠરાવોની કેવી અસર થઈ હતી તે આપણને ઉત્તર વિભાગના કમિશનર મે. એચ. એમ. જેમ્સ સાહેબે મુંબઈ સરકારને તા. ૨૦-૧૦-૧૮૮૦ના રોજ પૂના મુકામે રિપોર્ટ કર્યો હતો તે ઉપરથી જાણી શકાય છે. સદરહુ રિપોર્ટનો સાર નીચે મુજબ હતો. વિરમગામનો અહેવાલ જણાવે છે કે 'કણબીઓ એક અવાજે ઠરાવો પસાર કરીને લગ્ન ખર્ચ ઓછા કરવાનું નક્કી કર્યું છે અને તેને પરિણામે ગરીબ કણબીઓને ભારે રાહત મળી છે. વળી ગાયકવાડ સરકાર તરફથી રૂલોનો બહિષ્કાર થવાથી નિયમોનો ભંગ થવાનો સંભવ ઊભો થયો છે કારણ કે બંને રાજ્યની સરહદનાં ગામોમાં લગ્ન વેળા અગવડ થઈ પડી હતી તથા સરકારી હદના વરના બાપ ગાયકવાડી હદમાં જઈ મોટી મોટી રકમો ચાંલ્લાની લઈ આવ્યા અને તે જ પ્રમાણે ગાયકવાડી હદના જિલ્લાની હદમાં આવી મોટી મોટી રકમોના ચાંલ્લા લઈ આવ્યા તેવું લશ્કરી શેઠ શંભુપ્રસાદ બેચરદાસના પત્ર ઉપરથી જણાયું છે. હું સમજી શકતો નથી કે ગાયકવાડ સરકાર શા માટે નિયમોનો અસ્વીકાર કરે છે. વડોદરાના રેસિડંટ સાહેબ લખે છે કે લગ્ન માટે દેવીને વારંવાર પૂછી શકાતું નથી. આ હકીકત તેમની સમજફેર જણાય છે, કારણ કે પટેલો ને ગૌર બ્રાહ્મણોએ વચન આપ્યું છે કે 'ઓણસાલ લગ્ન માટે દેવીને પૂછીશું અને વળી દર પાંચ પાંચ વર્ષે લગ્નો કાઢવા માટે ચિઠ્ઠીઓ નાંખવાની કડાકૂટ પડે તેવું રાખીશું નહીં, એટલે કે આ વખતે જ્યારે જ્યારે લગ્ન કાઢવા ચિઠ્ઠીઓ અમે નાંખીશું ત્યારે દેવીને આવતાં પાંચ વર્ષ પર લગ્ન કરવાને પૂછી ભેગાભેગી તારીખો નક્કી કરીશું, જેથી કરીને અત્યારે નક્કી કરેલી તારીખોએ પાંચવર્ષીય તિથિએ લગ્ન કરાય. બ્રાહ્મણોએ આપેલું વચન તોડ્યું છે, જેથી મને શંકા રહે છે કે, તે જ્ઞાતિના કોઈ આગેવાનોએ તેમને તેમ કરવા પ્રેર્યા હશે, પણ ખર્ચમાં ઘટાડો કરવાને સહુએ સંમતિ આપી છે, તેને અને ટૂંકી મુદતના લગ્નને કશો સંબંધ નથી. અને તે દેવીને પૂછવા સિવાય ખુશીથી અમલમાં લાવી શકાય છે. લગ્ન મોસમ પૂરી થયા પછી આ નિયમો કેવું કાર્ય કરે છે તે જોયા બાદ થયેલા રૂલોનો સ્વીકાર કરવામાં ગાયકવાડ

સરકારે ફરી વિચાર કરવા વચન આપ્યું છે, તો મને ભરોસો છે કે ઘણું મોડું થઈ ગયા પહેલાં ફરીથી તમને તેમ કરવા પ્રેરવામાં આવશે. પોતાના રાજ્યમાં સારી કન્યાઓની હરીફાઈ માટે જે પુષ્કળ કન્યાવિક્રય ચાલતો હતો તે બંધ પડ્યો છે, તેથી પોતાની રૈયતની પાયમાલી અટકાવવા માટેના ગાયકવાડ સરકાર દ્રઢતાથી પ્રયત્ન કરશે જ. હું આતુરતાપૂર્વક વિશ્વાસ રાખું છું કે આ વાતને પડતી મૂકવામાં નહીં આવે અને ના. ગાયકવાડ સરકારના કડી પ્રાંતના અધિકારીઓ દ્વારા ઊંઝા માતાના પાટીદારો અને બ્રાહ્મણોને માતાજી પાસેથી પાંચ પાંચ વર્ષના લગ્નની માગણી કરવા ફરીથી દબાણ કરવામાં આવશે. આમ કરવાથી કણબીઓની આર્થિક, સાંસારિક તથા નૈતિક સ્થિતિમાં સુધારો પણ થશે અને આશરે દસ વર્ષની કઢંગી રૂઢિ બંધ પડશે. આ રૂઢિમાં સંપૂર્ણ સુધારો કરવાની કોઈ રીત હોય તો તે એ જ છે કે પહેલાં પાંચ પાંચ વર્ષે લગ્ન કરો, પછી લોકો અને બ્રાહ્મણો પણ જોશે કે આમ થવાથી કોઈને કાંઈ નુકસાન નથી. ત્યારપછી આ નવી રીતથી દુષ્ટ રિવાજની ગરદન તૂટશે અને હાલની પ્રજા ભવિષ્યમાં વાર્ષિક છૂટાં લગ્ન થયેલાં પહેલાં જોવા ભાગ્યશાળી થશે. ફૂલના દડા ૮૫૯ થયા છે તે પ્રતિ જ્ઞાતિના આગેવાનો તિરસ્કારની નજરથી જુએ છે, છતાં તેમાં હાલ ખર્ચ થતું નથી તેથી મોટી સંખ્યા છે. આમ થવાથી કન્યાના માવિતરોને જુદી રીતે ઘણો ફાયદો થાય છે, તેથી હું તેમની સંખ્યા વધવા માટે દિલગીર થતો નથી. આ કાયદાના પાલન માટે જુદા ઇન્સ્પેક્ટરો રાખવાની જરૂર નથી, પરંતુ જો જિલ્લાના અધિકારીઓ પોતે કાળજી રાખે તો આખું ડિપાર્ટમેન્ટ રાખે જ. જમાબંધી વગેરે કાર્ય પ્રસંગે જ્યારે ગામોમાં જવું. ખાતાં ત્યારે આ વિષે ખંતથી ખબર રાખે તો, ગુના પકડાયા વિના રહે નહીં, એટલે અધિકારી સ્વયં પોતે જો કાળજી ન રાખે તો મૃત કાયદા પ્રમાણે પડી રહે. એકંદરે ૧૧,૩૮૬ લગ્ન થયાં છે. ૧૦,૪૧૩ ખરાં લગ્ન, ૮૫૯ ફૂલના દડાનાં લગ્ન, ૫૦ બાંહ્યવરનાં લગ્ન, ૨૬ એક પર બીજી કરવાનાં લગ્ન, ૩૫ પ્રથમની સ્ત્રીના મરણ પછી થયેલાં લગ્ન અને ૧,૫૪૭ લગ્ન સરકારી હદમાંથી જઈ ગાયકવાડીમાં કરી આવેલા છે તે જોતાં ત્યાં કાયદાની જરૂર છે.

કમિશનરસાહેબના રિપોર્ટનો ના. મુંબઈ સરકારે તા. ૧૩-૧૨-૮૦ના જનરલ ડિપાર્ટમેન્ટ નં. ૪૯૦૨થી જે જવાબ વાંચ્યો હતો તેની મતલબ એવી હતી કે કડવાના લગ્નના ખર્ચ કમી કરવા થયેલા નિયમો જે કામ કર્યું છે તે વિશેનો રિપોર્ટ સંતોષકારક છે. એક નકલ પોલિટિકલ ડિપાર્ટમેન્ટમાં મોકલી વિનંતી કરવી કે એજંટ ટૂ ધ ગવર્નર જનરલને વડોદરા લખી. લગ્નના સદરહુ નિયમોનો સ્વીકાર કરતા તથા દર પાંચ પાંચ વર્ષે લગ્ન કરવાના દિવસો કરાવવા ઊંઝામાં માતાને પૂછવાનું માતાના પૂજારીઓ પાસેથી વચન લેવા ના. ગાયકવાડ સરકારને વીનવવું.



આ અરસામાં બાવળાના વતની સ્વજ્ઞાતીય કવિ જેસિંગએ 'સ્વદેશ હિતબોધક' માસિક કાઢી જ્ઞાતિસેવા કરવા માંડી હતી, અને કેટલાંક ગદ્યપદ્ય પુસ્તકો લખી લેખક તથા કવિ તરીકે સારી નામના મેળવી હતી, અને ૧૮૯૦માં રા.બ. બેચરદાસના સ્વર્ગવાસ પછી જ્ઞાતિમાં તેમના સમયમાં હતી તેવી જાગૃતિ ચાલતી નહોતી.

સંવત ૧૯૫૫ની સાલનું ચોમાસું નિષ્ફળ નીવડવાથી છપ્પનિયો દુષ્કાળ પડ્યો. એટલે તે સાલમાં વિવાહ આવવાની મુદત હોવા છતાં પણ તે વર્ષે વિવાહ થઈ શક્યા નહીં, અને સંવત ૧૯૫૭માં થયા, પરંતુ દુષ્કાળના અણધાર્યા હુમલાથી કણબીભાઈઓ એવા તો પાયમાલ થઈ ગયા હતા અને તેમની આર્થિક સ્થિતિ એવી નબળી થઈ ગઈ હતી કે વર્ષો સુધી કળ વળી નહીં. ચાંલ્લાને કરકરિયાવર વગેરે તો વીસરી જવાય પણ મફત પેટ સાટે પુત્રો પરણાવવા તે પણ મોટી વાત થઈ પડી. ચોગદરમ ફૂલના દડાથી ચલાવી લેવામાં આવ્યું, એટલે પુત્રી માટે વિવાહની આવેલી આફત ટાળવા ફૂલના દડાનો સવડ સલામત હતો, પણ પુત્રને માટે તેવો કોઈ ફૂલની દડીનો સવડ ન હોવાથી તથા પુત્ર તો કુંવારો ન જ રહે તેવું વ્યવહારનું લગભગ બંધન થઈ ગયું હોવાથી વર્ષોનાં વર્ષો સુધી પુત્રના પિતાઓએ કરેલો લાડ આ વિવાહમાં ઊતરી ગયો. આ વખતે પણ સને ૧૮૮૯માં પાસ થયેલી રૂલો લોકોની જાણ માટે તા. ૨-૩-૧૯૦૧ની તારીખે ક્લેક્ટર મે. પી.જે. મીડસાહેબની સહીથી બહાર પડી હતી, પરંતુ તેની ગત વિવાહ પ્રસંગ જેવી ચોકસી રહી નહીં, કારણ કે બેચરદાસના સ્વર્ગવાસ પછી તેમના પુત્ર શેઠ શંભુપ્રસાદભાઈ જે કામમાં હિત લેતા હતા તે વિવાહ આવવા પહેલાં જ સ્વર્ગવાસી થયા, તેમજ થયેલ રૂલોમાં પણ તેના ભંગની ફરિયાદની ગેરહાજરીમાં પોલીસને પ્રત્યક્ષ ભાન કરાવે તેવી એક રૂલ નહોતી. આ દુષ્કાળ પછી લોકોની માનસિક તેમજ આર્થિક સ્થિતિમાં ઓર ફેરફાર થઈ ગયો અને સહુએ વિવાહ વખતે પુત્રીઓ ફૂલના વડે પરણાવી વિવાહ આવ્યા તે વધાવવા વિચારતો થઈ ગયો હતો. વળી દિનપ્રતિદિન વિદ્યાનો વધારો થવાથી લોકોના હૃદયમાંથી અજ્ઞાનનાં બંધનો ઢીલાં થતાં ગયાં, અને લગ્નની પ્રચલિત પ્રણાલિકા એકહથ્થુ-ઇજારા જેવી અને અનિષ્ટકારક જણાવા લાગી. તેમાં પણ લગ્ન કાઢી અમદાવાદમાં લાવી જાહેર કરવા માટે દર લગ્નસરા વખતે બે પક્ષ પડતા હોવાથી ઊંઝાનાં લગ્ન કાઢનાર બ્રાહ્મણો અને પટેલો ડબલ ભાગ ભજવતા હતા તથા જમાનો પણ મંદ અને મક્કમપણે આગળ વધતો જતો હતો, તેથી આ વિષયમાં બહુ ચર્ચા ચાલવા લાગી અને નવા યુવાન વિદ્વાન વર્ગે તેમાં ઊંડા ઊતરી તપાસ કરવા માંડી ત્યારે અનેક પ્રકારનાં પોકળો માલૂમ પડી આવ્યાં તેમ તેમ શ્રદ્ધા ઘટતી ચાલી અને આ બધું માતાજી પોતે નહીં, પણ તેમના નામે લોકોએ તૂત ચલાવ્યું છે તેવું સ્પષ્ટ ભાન થવા લાગ્યું.

**જ્ઞાતિ સુધારા વિશે ખુદ બેચરદાસની માન્યતા :**

બેચરદાસ લશ્કરી જેવા સુધારા કરતા હતા તે સુધારાની ખાતર જ કરતા હતા, નહિ કે ધાંધલ કે હું પદની ખાતર કરતા નહોતા એવો તેમના સ્વભાવ ઉપરની હકીકતો પરથી જણાઈ આવે છે.

વળી ઉપર પ્રમાણે જે સુધારા કરવામાં આવ્યા તથા અમલમાં મૂકવા આગેવાની તથા હિલચાલ કરી હતી તેને હકો આપવામાં કેટલાક જ્ઞાતિબંધુઓ તેમના વિરુદ્ધમાં હતા, છતાં આ સુધારાની સફળતા માટે યશ તેમને આપે છે તે ખરેખર તેમની મહાનતા હતી.

તેઓશ્રીને જ્યારે રાવબહાદુરનો ખિતાબ આપવા માટે અમદાવાદના ક્લેક્ટર બોરેડોલએ જાહેર સમારંભ રાખ્યો ત્યારે રા.બ. બેચરદાસે પોતાના પ્રવચનમાં કહ્યું....

'નાતનો સુધારો કન્યાઓ તરફથી ઓછો ચાંલ્લો, ખર્ચ કરવા વિષે નાતના સર્વ મળી. મિ. ફોસેટસાહેબ હજુ સહી કરેલો ઠરાવ હતો. તે ચલાવવાની ઇંતેજારી પાટડી દેસાઈ શ્રી જોરાવરસિંહજીએ ભારે રકમ ખર્ચીને નાતનો ઠરાવ સુધારા સારુ કરેલો તે વિષે અત્રે તરફથી અમને, એ દેસાઈશ્રીએ તથા કુંવર હિંમતસંગજીએ ભલામણ કરેલી, તેથી બનતી મહેનત કરીને, કન્યાઓ તરફથી લગ્ન ખર્ચ કમી કરવા સરકાર શ્રી એક્ટ લાગુ કરીને, રૂલ પાસ કર્યો, તેથી લોકોને લાખોનો બચાવ થયો. પણ કોઈએ વધુ ચાંલ્લો કે ખર્ચ છાનું લીધું હોય, તે વિશે હું કોશિશમાં છું. ને બીજા કેટલાક નાતના સુધારા કરવાના છે તે દેસાઈ તથા નાતના ભાઈઓની મદદથી બર આવશે.

દાદાહરીની વાવે ગઈ સાલમાં (ઈ.સ. ૧૮૭૧) નાતનાં તોરણ બાંધ્યાં હતાં, તથા મોટો મેળાવડો આશરે માણસ ૧૫,૦૦૦નો થયેલો, તે વખતે મને તિલકનું માન (નાત શેઠાઈનું) આપ્યું ને કસબી સાલ પાટડીનું ઇનામ, નાતનો સુધારો કરવાની (નાતે) આપ્યું તેથી હું મોટો આભારી હતો. નાતમાં થોડાક જે, તેમાં મારાં સગાં મારા અભિપ્રાયને મળતાં નહોતાં, તે જુદાં હતાં, પણ છેવટ મારા કૃત્યથી ખાતરી થઈ, ને નાતમાં સમાધાન થયું તે હવે સર્વે સુલેહમાં વરતે છે, તેથી હું ખુશી છું. આમ તથા રાઈટ ઓનરેબલ ગવર્નર સાહેબ તથા ઓનરેબલ મિ. એસીસ સાહેબ તથા ઓ.મી.રાજરસ તથા ઓ. રેવીનસ ક્રાફ્ટને ઘણા શુકર છે, કે નાતના લગ્નની અણી ઉપર રૂલ પાસ કરવાને ઝડપ કરવા સરકારી રીતે મદદ કરી, જેથી લોકોને લાખો રૂપિયાનો ફાયદો થયો ને વળી આપ તથા ગવર્નમેન્ટને મારા ઘણાં શુકર છે કે મારી મહેનત જાણી ઇલકાબ સોનાના ચાંદ સાથે બખશ્યો. તે ઘણી મહેરબાની માની લઉં છું. ને વળી ખાતરીથી કહું છું કે હજુ હું વધારે મારા દેશી કે પરદેશી લોકોના સુધારાના કામમાં સમર્થ હોઉં.'



**અમદાવાદના ક્લેક્ટર બોરોડોલેનું ભાષણ :**

તેઓએ અંગ્રેજીમાં ભાષણ કરેલું તેનો તરજુમો તેમના શિરસ્તેદાર દ્વારકાદાસભાઈએ ગુજરાતીમાં કરેલો.

'શેઠ સાહેબો, આપણે આજે, જેને વાસ્તે આ શહેરને અભિમાન છે તેવા સદ્‌ગૃહસ્થને માન આપવાને મળ્યા છીએ, અને તેના નામથી તમોએ તસદી લીધી તેને સારું હું એહશાન માનું છું.'

બેચરદાસ અંબાઈદાસને તમે સારી પેઠે ઓળખો છો. એટલે એ વિષે મારે વધારે કહેવું પડે એમ નથી. ગમે તે વિષય એમના લક્ષમાં આવે તે પછી તે વિદ્યાશાળા, દવાખાનું, ધર્મશાળા, સંસ્કૃત પાઠશાળા યા ચાહે તે હો, તો પણ તેને એવી ઉદારતાની સાથે કહેવું કે થોડાક જ તેનો દાખલો લઈ શકશે.

આપણે એકઠા થવાની મુખ્ય મતલબ એ છે કે ગઈ સાલમાં તેઓએ પોતાની જ્ઞાતિમાં લગ્નનો ખર્ચ ઓછો કરવામાં પ્રયત્ન કરેલો, તેથી પોતાની જ્ઞાતિની બાળકીઓની હાલતમાં સુધારો કરેલો, તેના બદલામાં હિન્દુસ્તાનની સરકાર તેઓને રાવબહાદુરનો ખિતાબ આપ્યો તેની સનંદ, તથા સોનાનો ચાંદ અર્પણ કરેલો.

આ બધી કોશિશો સફળ થઈ અને અગર જો સ્વાર્થી લોકો થોડીક વાર કકળશે, તો પણ જ્ઞાતિનો ઘણો વિભાગ એમની તરફ છે. અમે થોડાં વર્ષ પછી તમામ એમ કહે છે કે, શાબાશ છે બેચરદાસ અંબાઈદાસ લશ્કરીને કે જેણે પોતાની છાતી તથા મરજીથી એ કામ પાર પાડ્યું.

અમદાવાદ પોતાના જાહેર કામ અને શેઠિયાઓની સખાવતને વાસ્તે પ્રખ્યાત છે. પ્રેમાભાઈ અને હઠીસંઘ તેમજ મગનભાઈ અને હરકોર શેઠાણીનાં પ્રતિષ્ઠિત નામ, દેશવિદેશમાં ફેલાયેલા છે... તે સજ્જનોની યાદીમાં આપણા રાવબહાદુરનું નામ પણ હવેથી મજેથી વપરાશે એના દાનધર્મના લક્ષ માટે મને કહેતાં ખુશી થાય છે કે એમણે દેશ તથા જાતના ભેદ નહિ ગણતાં દાનપુણ્ય કરેલાં છે... આંધળા લોકોને આશ્રય આપવાને લિવરપુલમાં રૂ. ૫,૦૦૦ની રકમ આપી છે... મારા વિલાયતના લોકો આ સાંભળી ખુશ થશે અને તેમના ઉપકારને યાદ કરશે.''

**મેજર પેન્ડગસ્ટ વોલ્સના ભાષણનો સાર :**

પ્રાર્થના સમાજ અને મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કોલેજના ખાતમુહૂર્ત વખતે : (૧૮૭૪)

હિન્દુસ્તાનના ભાગમાં આવ્યે મને આશરે ૨૦ વરસ થયાં, અને સરકારી નોકરીમાં મને પળિયાં આવ્યાં, પણ હું આવ્યો છું ત્યારથી હંમેશાં બેચરદાસ અંબાઈદાસને ઘણા જ જાહેર કામમાં ઊલટ બતાવનાર માણસોમાંના એક ગૃહસ્થ

સાંભળતો આવ્યો છું.

એવો વખત હતો કે જ્યારે દુઃખી ગરીબ લોકો કોલેરાથી અને તાવથી રોગ અટકાવવાને ઓસડ નહીં મળી શક્યાના સબબથી મરી જતા હતા, તે વખતે રા.બ. બેચરદાસને પોતાના ગરીબ દેશીઓ ઉપર દયા આવી, અને એક ઇસ્પિતાલ પોતાના નામથી સ્થાપી કે જ્યાં ગરીબ માણસોની બરદાશ લેવાય છે, તથા તેમને પરોપકારથી સાજા કરવામાં આવે છે. ગૃહસ્થો, તમને ખબર હશે કે અહીંયાં ગરીબ લોકોને વાસ્તે કાયદો નથી, પણ રા.બ. બેચરદાસે તેની ખોટ પૂરી પાડીને (રૂ. ૫૦,૦૦૦ પચાસ હજાર)ની રકમ જુદી કરી જેના વ્યાજમાંથી ગરીબ લોકોને ખોરાક વહેંચવામાં આવે છે.

સરકાર ગુજરાતમાં બાળહત્યા બંધ કરવાને વાસ્તે ઘણા વખતથી પ્રયત્ન કરતી હતી. પણ તેની ખાતરી થઈ કે દેશી રજવાડાની મદદ સિવાય તેનો પ્રયત્ન નિષ્ફળ જશે. શ્રી બેચરદાસે તે કામમાં મદદ આપવાને ખુશી બતાવી અને અસરકારક રીતે કડવા કણબીમાં બાળહત્યા બંધ થઈ છે. હિન્દુસ્તાનમાં અંગ્રેજોનું કામ એ છે કે, હિન્દુસ્તાનના લોકોને પશ્ચિમ તરફના સુધારાની ઊંચી સ્થિતિએ પહોંચાડવા અને જ્યારે હિન્દુસ્તાનના લોકો પોતાના પ્રામાણિકપણાથી અને સત્યતાથી લાયક થાય ત્યારે જે રાજ્યની લગામ હાલ તેઓ તેમની વતી પોતે પકડે છે તે તેમને સોંપવી.

**ઉપરની હકીકતો રા.બ. બેચરદાસની મહાનતા પૂરી પાડે છે. રા.બ. ભોળાનાથ સારાભાઈ રા.બ. ગોપાળહરિ દેશમુખ રા.સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ તેમજ કવિશ્રી દલપતરામે તેમનાં કાર્યોનાં ભારોભાર વખાણ કરેલાં છે, છતાં તત્કાલીન નીકળતાં સામયિકોમાં તેમનાં કાર્યોને બિરદાવતો એકપણ લેખ જોવા મળતો નથી તેનું કારણ એ હોઈ શકે કે બીજા સુધારકોને ગુજરાતમાં આટલી સફળતા મળી ન હતી. સામયિકોનું સંપાદન બુદ્ધિજીવી વર્ગ અને સુધારણા આંદોલન સુધારકોના હાથમાં હતું. તેઓ ખાસ કરી ઊંચા વર્ગના હતા, એટલે પોતાનાં કાર્યોની નોંધો કરતા પણ આમની પ્રવૃત્તિની ઉપેક્ષા કરવામાં આવી તે હકીકત લાગે છે.**

**બેચરદાસને મળેલાં પ્રશંસાપત્રો :**

તેમને મળેલાં માનપત્રો વગેરેની ચર્ચા કરવામાં આવી છે, તેઓ રાવબહાદુર બન્યા અને થોડા જ વખત બાદ વિક્ટોરિયા મહારાણીએ તેમણે સી.એસ.આઈ.નો ખિતાબ આપ્યો આ બંને ખિતાબો તે વખતના જનજીવનમાં ખૂબ આદરપાત્ર અને પ્રશંસનીય ગણાતા હતા. આવા માનવંતા ખિતાબો મળતાં તેઓ માત્ર ગુજરાતમાં જ નહીં પણ દેશવિદેશમાં જાણીતા બન્યા, એટલું જ નહીં પણ વિક્ટોરિયા મહારાણીએ જ્યારે કૈસરેહિન્દનું પદ સ્વીકાર્યું તેના માનમાં દિલ્હીમાં જે દરબાર ભરાયો તેમાં વાઈસરોય લિટને રાવબહાદુરને ચાંદ બક્ષ્યો હતો. તેઓ પોતે તે દરબારમાં હાજર



રહ્યા હતા. આ ઉપરાંત તેઓ અનેક પ્રકારના હોદ્દાઓ પર નિમાયા હતા. અહીં આપણે તેમને કરેલા સુધારાના બદલામાં જ્ઞાતિ આગેવાનોએ જે પ્રત્યાઘાત રજૂ કર્યા હતા અને માનપત્રો આપ્યાં હતાં તેની ચર્ચા કરીશું.

કેટલાક વિઘ્નસંતોષીઓ એવી રજૂઆત કરતા હતા કે રાવબહાદુર બેચરદાસ લશ્કરીને કણબી જ્ઞાતિનું હિત? હઈડે હતું તેથી, સન ૧૮૭૦નો આઠમો એક્ટ (રજપૂત વગેરે જાતિને માટે કન્યાઓના રક્ષણનો કાયદો) અમદાવાદ અને ખેડા જિલ્લાના લેઉવા, કડવા કણબીને, કાઉન્સિલમાં રહીને, લાગુ કરાવ્યો, જન્મ અને મરણ નોંધવાની ફી ચાર આના અને વિવાહ અને લગ્ન નોંધવાની ફી ૨ સરકાર મારફતે લેવરાવી કણબીઓને ત્રાહિમ પોકારાવી.'' આ દલીલમાં ખાસ કંઈ વજૂદ નથી, કારણ દૂધપીતી કરવાની ચાલની સરકારને પૂરેપૂરી માહિતી મળી અને તે બંધ કરવી ખૂબ જ જરૂરી હતી એટલે આ કાયદો દાખલ કરવો પડે તે સ્વાભાવિક હતું તેમજ તેના આંકડા રાખવા માટે અને પુરાવા માટે નોંધણી અને ફી પણ જરૂરી હતી, પરંતુ પાછળથી આ રકમ માટે ઇન્ફન્ટ્રી સાઈડ ફંડ ઊભું થયું હતું તે રકમને કડવા-લેઉવાની જ્ઞાતિમાં જ ઉપયોગમાં લેવાય તે માટે તે અંગેની પણ રા.બ. બેચરદાસે સરકાર સાથે વાટાઘાટો ચલાવી હતી, અને પોતાના મિત્ર ધારાસભાના સભ્ય મિ. બર્ડવુડે આ ફંડનો કડવા-લેઉવા પાટીદારનાં બાળકો અને બાળાઓના વિકાસ માટે સદ્ઉપયોગ થાય તે અંગેનું બિલ મૂક્યું હતું જે 'ઇન્ફન્ટ્રીસાઈડ સ્કોલરશિપ'ના નામે જાણીતું બન્યું હતું.

સુરતની જ્ઞાતિમાં પણ તેમણે તડ પડેલાં સાંધી આપ્યાં. અમદાવાદની જ્ઞાતિમાં સ્વામિનારાયણના શિષ્યો વચ્ચે પડેલી તકરાર પણ તેમણે ઉકેલી. આથી સેવાનાં તેમનાં કામોની આખરે જ્ઞાતિએ ઉમદા કદર કરી એટલે તેમને માન આપવાનું શરૂ કર્યું. તા. ૨૨-૧-૭૧ના રોજ દાદાહરિની વાવ પાસે (અમદાવાદ) લગ્ન વધાવવા માટે અમદાવાદના સઘળા જ્ઞાતિભાઈઓ મળ્યા ત્યારે તેમણે બેચરદાસને માનપત્ર આપ્યું હતું જેનો સારાંશ આ પ્રમાણે હતો : 'અમે સહુ તમને તિલક કરી જ્ઞાતિના અધિષ્ઠાતા ઠરાવીએ છીએ, તે અમે વંશપરંપરા, તમને તમારા વંશપરંપરા સુધી માનીશું. વળી ફૂલ નહીં ફૂલની પાંખડી તરીકે અમારા સહુના આશીર્વાદ સાથે આ સાલજોટો અને પાઘડીની નજીવી ભેટ સ્વીકારી ઉપકૃત કરશો.' સરકારે તેમની જાહેર સેવાની કદર કરી 'રાવબહાદુર' અને સી. એસ. આઈ.નો માનવંતો ઇલ્કાબ એનાયત કર્યો હતો. ત્યારબાદ તેમની સેવાની પિછાન પડવાથી અને જ્ઞાતિ માટે તેમણે કરેલાં ઉમદા કાર્યોથી અભિભૂત થઈ તેમની સેવાની પિછાન કરી જ્ઞાતિના જુદાજુદા વિભાગ તરફથી તા. ૭-૨-૮૭ના રોજ તેમને માનપત્રો આપવામાં આવ્યાં જેનો મેળાવડો ઊંઝા મુકામે થયો હતો.

૧. 'આપે તન, મન અને ધનથી મદદ કરી અમૂલ્ય વખતના ભોગે માતાજી સંસ્થાન અને જ્ઞાતિની સેવા કરી અનેક ઉપકાર કર્યા છે, જેનો યોગ્ય બદલો આપવા આ સભા અશક્ત છે.'' આ પ્રકારનું માનપત્ર અમદાવાદ જ્ઞાતિની જ્ઞાનવર્ધક સભાના જોઈન્ટ સેક્રેટરી અને શેઠ માધવલાલ છોટાલાલની સહીથી આપ્યું હતું.

૨. એવા જ આશયયુક્ત માનપત્ર નામદાર પાટડી દરબારશ્રી સૂરજમલજી તરફથી કિનખાબથી લપેટીને આપવામાં આવ્યું હતું.

૩. ઊંઝાના માંડલોત શાખાના મુખી પટેલ રામચંદ્ર બાજીદાસ તથા રુંસાત પાટીના આગેવાનોએ મળી માનપત્ર આપ્યું. 'માતાજીની તથા જ્ઞાતિ સમસ્તની સેવા કરી તથા ગાયકવાડી રાજ્યના કણબીઓ પાસેથી દર નાતરાનાં લગ્નદીઠ જે પાંચ રૂપિયાનો કર લેવાતો હતો, તે આપે આપની લાગવગ વાપરી, શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી બંધ કરાવ્યો તે વગેરે અનેક ઉપકારથી દબાઈ, દર વિવાહે લગ્ન કાઢવા અને કુમકુમ પત્રિકાઓ લખવા, **અમારી અહીંની કમિટી મળે છે તેમાં તમને વંશપરંપરા સામેલ રાખીશું અને અમે વંશપરંપરા અમદાવાદમાં પહેલાં લગ્નપત્રિકા વધાવવા મોકલીએ છીએ તે હવે પછીથી અમદાવાદમાં તમને વંશપરંપરામાં મોકલશું તે તમો વંશપરંપરા વધાવી લેશો.' આ પ્રમાણે માનપત્ર વાંચી તિલક કરી માતાજીની ચુંદડીએ વીંટી માનપત્ર આપ્યું.**

૪. રૂપાલ, ચાણસ્મા, આદિગામો તરફથી એવા જ ભાવાર્થનું માનપત્ર અમદાવાદવાળા ડો. પીતાંબરદાસ કુબેરદાસે વાંચીને આપ્યું હતું (ડોક્ટરનું મૂળ વતન રૂપાલ હતું.)

૫. જાહેર સેવાની કદર કરી નામદાર ગાયકવાડ સરકાર તરફથી મે. સૂબા સાહેબે શાલ, પાઘડી અને દીવાન સાહેબ મણિભાઈ જશભાઈ તરફથી પણ શેલું અને પાઘડી બક્ષિસમાં આવ્યાં હતાં.

શ્રી ઉમિયામાતા સંસ્થાન કમિટીના સભ્યોએ અંદરોઅંદર ઉઘરાણું કરીને શેઠ બેચરદાસની છબી માતાજીના મંદિરના ચોકના ગોખમાં મૂકી તેમનું માન વધાર્યું હતું.

એ પ્રમાણે તેમની જાહેર સેવા અને ખાસ કરી જ્ઞાતિસેવાના બદલામાં તેમને ના. સરકાર અને જનસમાજ તરફથી બેહદ માન મળ્યું તેમાં જ તેમની લોકપ્રિયતા અને જનતાનો પ્રેમ દેખાય છે. તેમને મળેલું માન તે તેમના કાર્યની સાચી કદર કરી હતી. પરિણામે તેઓ પોતાના કાર્યમાં વધારે ને વધારે ઉમંગથી ભાગ લેવા લાગ્યા. પોતાની જ્ઞાતિની સ્થિતિ સુધારવા તેમણે સને ૧૮૮૯માં છેલ્લો પ્રયત્ન કર્યો હતો તેની અસર ઘણાં લાંબા સમય સુધી ચાલી અને તેનું સારું પરિણામ આવ્યું હતું. આ મહાપુરુષે, આદ્ય સુધારકે, જ્ઞાતિસેવકે હિન્દના જુદા જુદા ભાગોની મુસાફરી કરી



જનસમાજનો બહોળો અભ્યાસ કર્યો હતો તેનોલાભ તેમણે ગુજરાતની જનતાને આપ્યો. તેમના કાર્યનાં વર્ષો જોઈએ તો ૧૮૪૫થી ૧૮૮૯ સુધી એટલે કે ૪૩ વર્ષ સુધીના લાંબા સમય સુધી સમાજસુધારણાની પ્રવૃત્તિમાં પુરુષાર્થ કરતા રહ્યા.

**બેચરદાસ અંબાઈદાસ લશ્કરીનો સ્વર્ગવાસ :**

અવસાનની છેલ્લી પળો સુધી તેઓ સમાજસુધારણાની પ્રવૃત્તિને વળગી રહ્યા. તેમની દાનપ્રવૃત્તિ પણ અવિરતપણે ચાલુ રહી હતી. તેમનું જીવન આધ્યાત્મિક હોવાથી તેને મૃત્યુનો પણ ભય ન હતો. તેઓ જે કાર્ય કરતા તેની પાછળ હંમેશાં તે 'ઈશ્વરી સંકેત બતાવતા હતા.' તે હકીકત તેમનાં ભાષણોમાંથી આપણને જાણવા મળે છે. 'સર્વથા ઈશ્વરે મારા મનમાં પ્રેરણા કરી અને મેં કર્યું છે.' 'હું જે કંઈ કરું છું તે બીજાને જણાવવા નહીં પણ પ્રાણી પરની દયાથી કરું છું.' 'મારા મનમાં જે હતું તે ઈશ્વરે સિદ્ધ કર્યું.' 'માણસે પ્રેમ લક્ષણાભક્તિ કરવા હંમેશાં તત્પર રહેવું.' આવા તેમના ઉદ્‌ગારો હંમેશાં જાહેર સભામાં સાંભળવા મળતા હતા. બહુ જ સ્વસ્થ ચિત્તે તા. ૨૦-૧૨-૮૯ના રોજ આ મહાન સમાજસુધારક, જ્ઞાતિભક્ત, વીર નર પંચત્વને પામ્યા. તેમના અવસાનથી અમદાવાદ શહેરની પ્રજા અત્યંત દિલગીર થઈ હતી તેમજ સમસ્ત કડવા જ્ઞાતિ અંધકારમાં અટવાઈ ગઈ હતી. તેમના જવાથી સમગ્ર ગુજરાતે એક સાચો સેવક અને દાતા તેમજ સમાજસુધારક ગુમાવ્યો. તેમના પિતાશ્રી અંબાઈદાસ લગભગ ૯૩ વર્ષ સુધી જીવ્યા હતા. આમની જીવાદોરી તેટલી લાંબી ચાલી હોત તો કડવાકણબી જ્ઞાતિનો ઈતિહાસ કંઈક જુદો જ હોત.

તેમના શરીરને ચંદનાદિક કાષ્ઠ વડે અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. તેમની સ્મશાનયાત્રામાં અનેક દેશી સદ્‌ગૃહસ્થો અને વિદેશીઓ જોડાયા. તેમના નિકટનાં સગાંસંબંધીઓમાં, સ્નેહીઓમાં અને સામાન્ય જનસમાજમાં ઘણો શોક પ્રસર્યો. નામદાર સરકાર તથા સરકારી અધિકારીઓ તરફથી પણ રા.બ. બેચરદાસના મરણ માટે દિલગીરી સૂચવનાર તાર અને પત્રો તેમના કુટુંબ ઉપર આવ્યા હતા. મોટાભાગના તત્કાલીન વર્તમાનપત્રોએ પણ પ્રજાના સબળ હિમાયતી અને રાજ્યના વાસ્તવ હિતચિંતક તેમજ સમાજસુધારકને છાજે તેટલું સઘળું માન ખરા અંતઃકરણથી રા.બ. બેચરદાસના દેહપાતને માટે શોક દર્શાવતાં આપ્યું હતું. જે જે વ્યાપારી મંડળમાં તેમજ તેમને દાન આપેલી સંસ્થાઓમાં તેમજ સામાજિક સંસ્થાઓમાં તેઓ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે કાર્ય કરતા અથવા સભાસદ તરીકે અથવા અગ્રેસર તરીકે જ્યાં તેઓએ ભાગ લીધો હતો તે સઘળાં મંડળોએ તેમના પરલોક ગમનથી પડેલી ખોટને માટે શોક પ્રદર્શિત કર્યો હતો. તેમની અવસાન નોંધ લેતા 'બુદ્ધિપ્રકાશ' નોંધે છેઃ

## ખેદકારક મૃત્યુ

**'થોડાક વખતમાં આ શહેરમાંથી બે નામીચા આદમી આ દુનિયા ત્યાગ કરી ગયા છે. રા.બ. બેચરદાસ અંબાઈદાસ સી.એસ.આઈ.નું પવિત્ર નામ કાને નહીં પડ્યું હોય એવું ભાગ્યે જ કોઈ હશે. ઉદ્યોગ અને ખંતથી આપબળથી મનુષ્ય કેટલી સંપત્તિ સંપાદન કરે છે, શુદ્ધ બુદ્ધિ, સરળતા અને ન્યાયવટથી કેવી ઈજ્જત-આબરૂ મેળવે છે, દેશી પ્રજા અને વિદેશી રાજ્યકર્તા પ્રત્યે વગર તરફદારીથી એક સરખી અદલ વર્તણૂકથી કેવા માનમર્તબો હાંસલ કરે છે, દયાની લાગણીથી અને દિલની દાઝથી કેવાં રૂડાં કૃત્ય કરી પોતાની પદવીને જેબ આપે છે, પરોપકાર ઈષ્ટથી બહોળે હાથે અને મોકળે મને પૈસા ખરચી સમૃદ્ધિ કેવી સાર્થક કરે છે, એનું એકત્ર ઊજળું ઊદાહરણ જોઈએ તો મર્હૂમ માનવંત શેઠજી છે. એમનું મુબારક નામ કાયમ રહે એવાં એમણે રૂડાં કામ કર્યાં છે. એઓ ગુ.વ.સો.ના આજન્મ સભાસદ (Life Member) હતા તથા કેટલાક વખતથી પ્રમુખનો માનવંતો હોદ્દો દીપાવતા હતા. એમના સ્વર્ગવાસથી ગુજરાતે એક સરળ ઉદાર શુદ્ધ ટેકવાળો ઉત્તમ નર ખોયો છે. શેઠ સાહેબના ખેદદાયક મૃત્યુથી એમના કુટુંબને થયેલ દિલગીરીમાં અમે પણ અંતઃકરણથી ભાગ લઈએ છીએ, અને પરમકૃપાળુ પરમેશ્વર પાસે માગીએ છીએ કે તે એમના સુપુત્ર શંભુપ્રસાદને સદા આબાદી બક્ષે તથા તેમના હાથે રૂડાં કામ કરાવે.'** (બીજી નોંધ ખરસેદજી પાલનજીના અવસાનની હતી).

રા.બ. બેચરદાસનાં સામાજિક કાર્યોનું વિશ્લેષણ કરતાં શ્રી વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલે અમદાવાદમાં ૧૯૧૪માં ભરાયેલ નવમી અખિલ ભારતીય કૂર્મી પરિષદમાં જણાવ્યું હતું કે, 'ગુજરાતમાં સ્વ. રા.બ. શેઠ બેચરદાસ અંબાઈદાસ સી.એસ.આઈ. કે જેઓ ખરી રીતે વ્યવહારિક સુધારાના સ્થંભરૂપ ગણાતા હતા. તેમણે કડવા પાટીદાર જ્ઞાતિમાં બાળલગ્નોનો અનિષ્ટ પ્રચાર ચાલી રહ્યો હતો તેને નિર્મૂળ કરવાને કમર કસી હતી. કહેવાતાં કુળવાન કુટુંબો ચાંલ્લો, પહેરામણીને નામે જુલમી રીતે મોટી મોટી રકમો પડાવતાં તેના ઉપર સખત અંકુશો મૂકવાનો મુકાવવાનો તેમણે નિશ્ચય કીધો હતો.

બાનુઓ અને સદ્‌ગૃહસ્થો! આપ જોઈ શક્યા હશો કે તેમણે ઘણી જ દીર્ઘદૃષ્ટિ વાપરી હતી... નિંદ્ય અને નાશકારક રૂઢિઓને જડમૂળથી ઉખેડી નાખવા તરફ રાવબહાદુર શેઠ બેચરદાસે પોતાનું ધ્યાન દોર્યું, તેમના વખતમાં કેળવણીની પ્રગતિ ઘણી મંદ હતી અને તેમનાં પરોપકારી કાર્યોમાં સહાયકારી કોઈ નહીં. એકલે હાથે પણ પોતાનાં મુશ્કેલ કાર્યમાં મંડ્યા રહ્યા, જ્યારે તેમને જણાયું કે અજ્ઞાન વર્ગ પોતાના



લાભની વાતો પણ સમજી શકતો નથી ત્યારે તેમણે સરકાર માબાપની મદદ મેળવવા ઈચ્છ્યું અને સને ૧૮૭૦નો યાદગાર ઈન્ફન્ટીસાઇડ એક્ટ (પુત્રીરક્ષક કાયદો) પાસ કરાવ્યો... પુત્રીરક્ષક કાયદાએ દૂધપીતી ચાલ પર અંકુશ મૂક્યો, લગ્નચાંલ્લા પર અંકુશ મૂક્યો, લગ્નખર્ચ કમી થવાથી છોકરીઓનાં માબાપ પુત્રીઓના ઉછેરમાં વિશેષ કાળજી રાખશે એવો આ કાયદાનો ઉદ્દેશ હતો (પટેલ બંધુ, ઓનરેબલ વિઠ્ઠલભાઈનું ભાષણ પૃ. ૧૬૯-૧૭૦, ફેબ્રુ. ૧૯૧૪)

શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજના છઠ્ઠા મહોત્સવ પાદરામાં તા. ૩૦-૧૨-૧૬ના રોજ આ સભામાં ભાષણ આપતાં વડોદરાના મે. સૂબા સાહેબ માણેકલાલભાઈ એમ.એ.એ. જણાવ્યું... ભાઈઓ! શેઠ સાહેબ બેચરદાસને હું જાતે પિછાનતો હતો. તેઓ પુરુષાર્થ બળે કરી સ્વાશ્રયથી આગળ આવ્યા હતા. તેમ તેમ પણ કરો. જ્યારે જ્ઞાતિ સુધારાની બિલકુલ હિલચાલ નહોતી ત્યારે તેમણે એને શરૂ કરી હતી જે આજ સુધી ચાલુ છે ને તેનું રૂડું ફળ તમને જરૂર અલ્પ સમયમાં મળશે. (કડવા વિજય, ૧૯૧૬ અંક ૯-૧૦, પૃ. ૧૪૭. શ્રી કડવા. પા. શુ. સમાજ, છઠ્ઠો મહોત્સવનો રિપોર્ટ)

શેઠ રા.બ. બેચરદાસના અવસાન પછી કુટુંબનો અને વૈભવનો સઘળો બોજ તેમના યુવાન પુત્ર શંભુપ્રસાદ પર આવી પડ્યો. પોતે યુવાન હોવા છતાં ઠરેલ હતા. સાહસિક રા.બ. બેચરદાસે પોતાનું ધન લગભગ સર્વસ્વ વ્યાપારી સાહસોમાં અને ઉદ્યોગ તેમજ મિલમાં રોકેલું હતું, પણ હાથીનો ભાર હાથી જ ઉપાડી શકે છે તે જ પ્રમાણે તેમનાં બુદ્ધિમાન પુત્રે સ્વર્ગવાસી પિતાનો મોભો જેવો ને તેવો બલ્કે અધિક શોભાસ્પદ રીતે જાળવવામાં તથા સંતાનોને કેળવણી આપવામાં તેમજ સમાજસેવામાં અને જ્ઞાતિસેવામાં સફળ કરી બતાવ્યો હતો.

### રા. બેચરદાસ લશ્કરીના વારસો :

શેઠ શંભુપ્રસાદ લશ્કરીનો જન્મ તા. ૨૪-૨-૧૮૬૫ના દિવસે થયો હતો. પોતાના પિતા શરાફી આડતના અને મિલના ધંધામાં તેમણે ઘણો ભાગ લીધો હતો. મિલઉદ્યોગની જાણકારી માટે તેમણે ઘણાં વિદેશી પુસ્તકો મંગાવ્યાં હતાં, તેમજ રૂની જાત જાણવા માટે તેમની તારની ગણતરી માટેનાં કોષ્ટકોને લગતા ઘણાં મૂલ્યવાન પુસ્તકો તેઓએ મંગાવ્યાં હતાં. માન્ચેસ્ટર અને લિવરપુલની કંપનીઓ સાથે તેઓ જ્ઞાન મેળવવા માટે પત્રવ્યવહાર કરતા અને પુસ્તકો મંગાવતા હતા. બાળપણથી જ તેમના પિતાશ્રીની સાથે પ્રવાસે ધાર્મિક સ્થળોની મુલાકાતે જતા હોવાથી તેમનામાં પણ પ્રવાસની રુચિ પેદા થઈ હતી. તેમને મુસાફરીનો અને વિદ્યાભ્યાસનો સારો શોખ હતો. તેમણે આખા હિન્દુસ્તાનની અને લંકાની મુસાફરી કરી હતી, જેનું ઉપયોગી

વર્ણન તેઓ જાહેર પેપરોમાં પણ લખી મોકલતા હતા. ત્યારબાદ તેમણે તેમના આ અનુભવોને આધારે 'ભરતખંડનો પ્રવાસ' નામનું પુસ્તક લખ્યું, જે પુસ્તકનું લખાણ જોઈ જવામાં કવિ દલપતરામે (આઈ.એ.એસ.) ઘણી કીમતી સૂચનાઓ આપી હતી તેમજ શાહપુર નિશાળના મુખ્ય માસ્તર નનામિયાં રસુલમિયાંએ પણ કેટલાંક સૂચનો કરેલાં. શંભુપ્રસાદે આ પુસ્તક ૧૮૯૯માં પ્રગટ કર્યું હતું. તે ઘણું જ મૂલ્યવાન છે, કારણ તેમણે જે જે સ્થળની મુલાકાત લીધી તેની આબોહવા, તેની વસ્તી, સ્વભાવ, ખામીઓ, ખૂબીઓ, મુશ્કેલીઓ અને ઐતિહાસિક મહત્ત્વ, સ્થાપત્ય વગેરેનું ઝીણવટભર્યું બ્યાન કર્યું છે. કંઈ સંસ્થાઓ આવેલી છે તેનો પણ ઉલ્લેખ કર્યો છે. આમ તે પુસ્તક ઐતિહાસિક દસ્તાવેજની ગરજ સારે છે. તેમણે આ પુસ્તક રચતી વખતે જે વાત તેમને જાણવામાં ન હતી તે માટે તેમણે ઇંગ્લિશ ગૃહસ્થ મિ. ડબલ્યુ. એસ. કેઈનના હિન્દુસ્તાનની મુસાફરીના પુસ્તકનો આધાર લીધો હતો.

પ્રભુને કરું પ્રણામ હું, એ પૂરે મુજ આશ,
ભરતખંડની ભૂમિનો, લાયક લખું પ્રવાસ.
હામ ધરી પરગામ જઈ, ઠામઠામ ફરિ આમ,
જોવા ધામ તમામ તે એ છે ઉત્તમ કામ

આ પુસ્તક તેઓશ્રીએ પોતાના પિતાશ્રી બેચરદાસને અર્પણ કરેલું છે.

અમદાવાદમાં કર ભરનારાઓમાં તેઓ ઘણા લોકપ્રિય હોવાથી તેમને મ્યુનિસિપલ કાઉન્સિલર તરીકે પસંદ કરવામાં આવ્યા હતા. મ્યુ. કાઉન્સિલરમાં તેમણે અગત્યનો ભાગ ભજવ્યો હતો. કડવા જ્ઞાતિના સુધારા માટે અને વિદ્યાવૃદ્ધિ માટે ઘણી બક્ષિસો આપી હતી, તેઓ પણ તેમના પિતાશ્રીની જેમ જ્ઞાતિના આગેવાન ગણાતા હતા. તેમનાં લોકોપયોગી કામોની પિછાન કરી. ના. ગાયકવાડ સરકારે તેમને કીમતી ભેટો મોકલી હતી. તેઓને વ્યાપારી લાઈનનું સારું જ્ઞાન હતું. ઉપરાંત દેશહિતની ઇજ્જતમાં જુદાજુદા સવાલોમાં સારું ધ્યાન આપતા હતા. તેમણે સરકારી હાઈસ્કૂલમાં ભણતાં સ્વજ્ઞાતિનાં બાળકો માટે સારી રકમ કાઢી હતી તેમજ કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓ માટે પુસ્તકો તેમજ ભોજન માટે રકમ કાઢી હતી. બેચરદાસની હવેલી પાસે વિદ્યાર્થીઓને રહેવા જમવા માટે બોર્ડિંગ ખોલી હતી. સંવત ૧૯૫૭ના વિવાહ (૧૯૦૧)ના સમયમાં જ પોતાની પાછળ દુર્ગાપ્રસાદ અને લક્ષ્મીપ્રસાદ નામના બે પુત્રો તથા રાધા, અનસૂયા અને કાન્તા નામે ત્રણ પુત્રીઓ મૂકી સ્વર્ગવાસ થયા હતા. લક્ષ્મીપ્રસાદ બાળઅવસ્થામાં અવસાન પામ્યા તેમની સ્મૃતિમાં લક્ષ્મીપ્રસાદ પુસ્તકાલય હાલ છે. દુર્ગાપ્રસાદ સગીર હોવાથી તેમના ફૂવા શેઠ કેશવલાલ વહીવટ ચલાવતા હતા. આ બંને ગૃહસ્થોએ ખાનદાનને



પગલે ચાલી ઉમદા પ્રકારની જ્ઞાતિસેવા બજાવવા જાહેર હિંમત કરી હતી. સ્વ. શેઠ બેચરદાસનો ટૂંકી ટૂંકી પાંચ વર્ષની લગ્ન મુદત કરવાનો જે અંતિમ હેતુ હતો તે આ બંને ગૃહસ્થોએ ઘણાં જોખમો વચ્ચે ઈ.સ. ૧૯૨૧ વિવાહ પ્રસંગે અમલમાં મૂક્યા હતા, જેને જ્ઞાતિના મોટા સમુદાયે આવકારથી વધાવી લીધો હતો. એટલું જ નહીં પણ તે દિવસથી બાંધ્યા વિવાહની પ્રથાનો લગભગ અંત આવી ગયો અને છૂટાં લગ્નોની શરૂઆત થઈ. તેઓએ કડવા પાટીદાર સમાજસુધારક મંડળમાં શરૂઆતથી જ ઉમંગભર્યો ભાગ લીધો હતો. તેમણે ખાનગી લાભોનો ભોગ આપી પાંચ વર્ષીય લગ્નનો સુધારો કરવામાં જે જાહેર હિંમત બતાવી હતી તે જ્ઞાતિ કદી પણ ભૂલી શકશે નહીં તેઓ ઊંઝા કમિટીમાં જ્ઞાતિ સુધારણામાં અને ઊંઝાના મેળામાં જિગરથી ભાગ લેતા અને પોતાના દાદા બેચરદાસની પરંપરા સાચવી રાખી હતી.

બેચરદાસે પોતાના પિતાશ્રીના અવસાન બાદ જે શરાફી પેઢીઓ નાખી તેમજ નાણાંની ધીરધારનો ધંધો શરૂ કર્યો તેમજ વિદેશી કંપનીઓ સાથે વેપારધંધો વિકસાવ્યો; આયાતનિકાસની પેઢી પણ શરૂ કરી હતી. આપણે હવે પછીના પ્રકરણમાં વેપાર ઉદ્યોગમાં તેમની કાબેલિયતનો પરિચય કરીશું.

■ ● ■

# પ્રકરણ ૫ બેચરદાસ લશ્કરીની વ્યાપારી તથા ઔદ્યોગિક નેતાગીરી

મેક્સ વેબર નામના જર્મન સમાજશાસ્ત્રીએ એવી દલીલ કરી છે કે અનેક ધાર્મિક પરંપરાઓ તેમજ જ્ઞાતિ અને પેટાજ્ઞાતિઓમાં વિભાજિત થયેલા હિન્દમાં વેપારી નેતૃત્વ એવી જ્ઞાતિઓએ પૂરું પાડ્યું કે, જે પરંપરાગત રીતે વ્યાપારી પ્રવૃત્તિઓ સાથે સંકળાયેલી હોય. મેક્સ વેબરે આ વિધાન આ સદીની ત્રીસીમાં કર્યું હતું. તેમાં કાંઈ જ આશ્ચર્યજનક ન હતું. ૧૭મા સૈકામાં ભારતમાં આવેલા અનેક યુરોપીય મુસાફરોએ પણ આપણા દેશના સમાજનો માત્ર ઉપરછલ્લી રીતે અભ્યાસ કરીને એવાં વિધાનો કર્યાં હતાં કે, હિન્દમાં ધંધો વંશપરંપરાગત છે, અને બ્રાહ્મણનો છોકરો હંમેશાં ધાર્મિક ક્રિયાકાંડનો વ્યવસાય અપનાવે છે, સોનીનો છોકરો ઘરેણાં ઘડે છે, લુહારનો છોકરો લુહારીકામ કરે છે; સુથારનો છોકરો સુથારીકામ કરે છે અને કણબીનો છોકરો ખેતી કરે છે. પરંતુ તાજેતરનાં સંશોધનોએ પુરવાર કર્યું છે કે પશ્ચિમાત્ય વિદ્વાનોની આ માન્યતાઓ માત્ર ભૂલભરેલી જ નહીં, પરંતુ અવળે માર્ગે દોરી જનારી હતી. ડો. દ્વિજેન્દ્ર ત્રિપાઠી અને ડો. મકરંદ મહેતાએ તેમના તાજેતરમાં પ્રકાશિત થયેલા સંશોધનલેખમાં બતાવ્યું છે તે પ્રમાણે વ્યાપારી પ્રણાલિકા ધરાવતા ગુજરાતે તો વ્યાપારી જ્ઞાતિઓ કે કોમો નહીં પણ વ્યાપારી વર્ગ ખીલવ્યો હતો અને જ્યારે જ્યારે સમાજમાં વેપારી દૃષ્ટિએ તકોની ક્ષિતિજ વિશાળ બનતી જતી હતી ત્યારે આવી તકોનો લાભ લેવા જૈનો તથા વૈષ્ણવ વાણિયાઓ જેવી માત્ર વ્યાપારી જ જ્ઞાતિઓના સભ્યો જ નહીં, પરંતુ રાજપૂતો, બ્રાહ્મણો અને પાટીદારો જેવી બિન-વૈશ્ય જ્ઞાતિઓના સભ્યો પણ તેનો લાભ લેવા કટિબદ્ધ થતા હતા. બેચરદાસ લશ્કરીએ વ્યાપાર અને ઉદ્યોગમાં જે રીતે નેતૃત્વ લીધું તે આ બાબતની સચોટ સાક્ષી પૂરે છે તેથી સવાલ એ ઊભો થાય છે કે બેચરદાસ લશ્કરી ખેતીવિષયક પરંપરાઓ ધરાવતા હોવા છતાં તેઓ અને તેમનાં કુટુંબીજનો કેવી રીતે અને કયાં કારણોસર વ્યાપાર અને ઉદ્યોગમાં પ્રવેશ્યા? વળી, બેચરદાસે તો અમદાવાદ શહેરની બીજી મિલ સ્થાપી અને તેનું સંચાલન તેમણે એટલું કુનેહપૂર્વક કર્યું કે **ગુજરાત અને ગુજરાત બહારના લોકો 'બેચર લશ્કરીની મિલ'ના નામે જ એ મિલનું સૂતર તેમજ કાપડ વિશ્વાસપૂર્વક ખરીદતા.** આ પ્રક્રિયાને સમજવા માટે અમદાવાદના વેપાર અને હુન્નરઉદ્યોગના ઈતિહાસને તપાસવો આવશ્યક છે. અમદાવાદ ભારત અને વિશ્વભરમાં એક



વ્યાપારી મથક તરીકે સુપ્રસિદ્ધ હોઈ બેચરદાસનું આ ક્ષેત્રમાં મૂલ્યાંકન કરવા માટે અમદાવાદના વ્યાપારઉદ્યોગ અંગેનો સંક્ષિપ્ત વૃત્તાંત જરૂરી ગણાય.

**૧૭મા સૈકામાં અમદાવાદ-વ્યાપારીમથક તરીકે :**

૧૫૭૩માં અમદાવાદ મોગલોના શાસન નીચે આવ્યું અને લગભગ દોઢસો વરસના મોગલ શાસન દરમિયાન તે વ્યાપારમાં અને હુન્નર-ઉદ્યોગની બાબતમાં દેશપરદેશમાં સુપ્રસિદ્ધ બન્યું. અકબરના સમયમાં અને જહાંગીરના રાજ્યની શરૂઆતમાં ખંભાતનો રસ્તો સહીસલામત ન હોવા છતાં અમદાવાદથી દર દસ દિવસે કીમતી સામાનનાં ભરેલાં બસો ગાડાં પરદેશ ચડવા માટે ખંભાત જતાં અને ત્યાંથી નાનાં વહાણો મારફતે ઘોઘે જતાં. **૧૬૫૯માં ઈટાલિયન મુસાફર કેકેરીયે પણ લખ્યું છે કે 'અમદાવાદ ઉદ્યોગોનું કેન્દ્ર હતું અને તે કિનખાબ તથા રેશમી કાપડ માટે તેમજ હસ્તકલાકારીગરીના ઉદ્યોગો માટે જાણીતું હતું.**

મરાઠાઓના સમયમાં અમદાવાદની જાહોજલાલી અસ્ત થઈ એ વાત સાચી, પરંતુ તેનો અર્થ એ નથી કે અમદાવાદ તેના કાપડઉદ્યોગની દૃષ્ટિએ તદ્દન ભાંગી પડ્યું. આ સમયે પણ અમદાવાદનો કાપડઉદ્યોગ સચવાઈ રહ્યો હતો. બ્રિટિશ શાસન સ્થપાયું તે પહેલાં અમદાવાદના નગરશેઠ કુટુંબના વ્યાપાર અંગે જે કવિતા રચાઈ હતી તે ઉપરથી સહેજે ખ્યાલ આવી શકે છે કે મરાઠાઓ અને અંગ્રેજો વચ્ચેની લડાઈ દરમિયાન પણ અમદાવાદનો વ્યાપાર-ઉદ્યોગ સહીસલામત રીતે ટકી રહ્યો હતો.

**'આદરતી લોકોનો દેશાવરે રે, ઢાકા બંગાળા દેશ.''**

આ કવિતા શબ્દશઃ પ્રકરણ બેમાં આપવામાં આવી છે.

**બ્રિટિશશાસન અને અમદાવાદ :**

આવા સંજોગોમાં ૧૮૧૮માં અમદાવાદ બ્રિટિશશાસન નીચે આવતાં તેના વ્યાપારે નવી દિશામાં વળાંક લીધો. મગનલાલ વખતચંદે ૧૮૫૧માં નોંધ્યું છે તે મુજબ બ્રિટિશશાસન નીચે અમદાવાદનો વેપાર ઝડપથી વધ્યો, અને પેશ્વા અને ગાયકવાડના શાસન દરમિયાન ઘણા નાસી ગયેલા વેપારીઓ અને કારીગરો શહેરમાં પાછા આવીને વસવા લાગ્યા. તેમણે લખ્યું છે કે 'અહીંયાં સૌથી વટવાળો વેપાર નાણાવટી કે જેના નામથી લાખો રૂપિયાની હૂંડીઓ ચાલે છે તે નાણાવટીની દુકાનો આશરે સો છે પણ અફીણનો સટ્ટો અમદાવાદમાં આવીને તેમાંના કેટલાએકનો વટ ચોરી ગયો તેથી તેઓનો વટ ઓછો થયો ને પરખિયા નાણાવટીનો વટ વધ્યો તેનું કારણ કે અફીણના સટ્ટામાં ખાધ ગઈ તે તેઓએ આપવાની ના કહી પણ નાણાવટીની દુકાન તો ચાલતી રહી તેથી કોઈને તાંહાં હૂંડી કોઈના ઉપરની આપે છે તો કબજાકબજી થવાની બીહકે પરખિયાને રૂપે છે ને તે હૂંડીના રૂપૈયા પરખીઓ પતાવે છે.'

આ ઉપરાંત, અમદાવાદમાં ૧૮૪૦ની આસપાસ તાગીઆની દુકાનો સિત્તેર જેટલી હતી, અને તાગીઆ વણકરો મુંબઈથી જાતજાતનું રેશમ મંગાવીને તેને વણાવતા. છણવાનું કામ ઘણુંખરું અમદાવાદમાં આવીને વસેલા કણબીઓ કરતા. મગનલાલના જ શબ્દોમાં કહીએ તો 'તે છણનાર ઘણું કરીને કણબી તથા કણબીની બાયડીઓ હોય છે તેહને છણવાની રીતી હેવી છે કે એ રેશમના વડ પાડીને કારીગરને છણવા આપે તે કારીગર માહોટ ફાળકા ઉપર ચઢાવીને ઉકેલે છે. પછી તેહને દાંતના આધારથી જાડાજીણી વડ પાડે છે. હેવી રીતે ઘણી નળત્રાકને આશરે ભગોટા બાંધીને વહેપારીને પાછું આપે પછી વહેપારી મશરૂવાળા તથા કારાંવાળાને વેચાતી આપે છે તેહેની મુદત ૭૬ દાહાડાની છે એટલી મુદત ઉપર રેશમના રૂપૈયા રાખે તો રાંમ ૮ પ્રમાણે વ્યાજ આપવું પડે. રેશમના સોદામાં રાંમ ૮ (આઠ)ને કંઈક વખત બાર રાંમ લેખે ચિઠ્ઠી વટાવ ખરેદારને કાપી આપવાનો દસ્તુર છે.'

**અંબાઈદાસ લશ્કરી :**

મગનલાલ વખતચંદ ઉપરાંત અમદાવાદના તે સમયના સરકારી અધિકારીઓનાં લખાણોથી એ પુરવાર થાય છે કે અમદાવાદ બ્રિટિશશાસન નીચે આવ્યા બાદ વ્યાપારીની બાબતમાં પ્રગતિશીલ બનતું ગયું અને અમદાવાદનાં બજારો વિવિધ પ્રકારના સૂતર અને કાપડથી છલકાવા લાગ્યાં. ધીરધારનો ધંધો પણ વિકાસ પામ્યો. આ અસરને પરિણામે અમદાવાદના કણબીઓ પૈસાપાત્ર બનતા ગયા અને તેમાંના કેટલાક સાહસિક કણબીઓએ વેપાર અને ધીરધારનો કસબ અજમાવવો શરૂ કર્યો. **આ બધામાં બેચરદાસના પિતા અંબાઈદાસ અગ્રગણ્ય હતા. તેમણે પેશ્વા અને ગાયકવાડના સમયમાં અંગ્રેજો તેમજ મરાઠાઓને લગભગ ૧૨ ટકાના વ્યાજે નાણાં ધીર્યાં હતાં. ઘણીવાર તે રાજસ્થાનના સામંતોને તેમની પાસેથી જમીનો લખાવી ઊંચા વ્યાજના દરે પૈસા ધીરતા તેમ દિલ્હીના નેશનલ આર્કાઈવ્ઝની ફોરીન પોલિટિકલ ડિપાર્ટમેન્ટની ફાઈલોમાં જણાવવામાં આવ્યું છે.** આવી ધીરધાર કરનાર તે એકમાત્ર ન હતા, પરંતુ ખુદ હેમાભાઈ વખતચંદ જેવા અમદાવાદના નગરશેઠ તથા હઠીસીંગ કેસરસિંહ જેવા લક્ષાધિપતિઓ પણ આ પ્રકારની ધીરધાર દ્વારા માતબર બનતા અંબાઈદાસે પણ આ રીતે સારા પ્રમાણમાં ધનસંચય કર્યો હતો.

**બેચરદાસ-એક વ્યાપારી તરીકે :**

અંબાઈદાસની વ્યાપારી પરંપરાની અસર તેમના પુત્ર બેચરદાસ પર થાય તે દેખીતું હતું. તે જે સમયે જન્મ્યા હતા તે જ સમયે અમદાવાદ પર બ્રિટિશશાસન શરૂ થયું હતું અને એ દૃષ્ટિએ તો બેચરદાસને માત્ર તેમના પિતાની વ્યાપારી પ્રવૃત્તિઓમાં જ નહીં પરંતુ બ્રિટિશશાસનની કેટલીક પ્રગતિશીલ અસરનો પણ લાભ



મળ્યો. બેચરદાસના બાળપણ વિશે આપણી પાસે સાચી માહિતી નથી. આમ છતાં પણ આપણે એટલું તો કહી શકીએ કે તેમણે શાળાઓમાં ઝાઝો અભ્યાસ કર્યો ન હોવા છતાં તે અનેક ભાષાઓના જાણકાર બની શક્યા હતા. આ ભાષાઓનો ઉપયોગ તેમણે તેમની પેઢીઓના વિકાસઅર્થે કર્યો કેમ કે આ પેઢીઓ માત્ર ગુજરાતમાં જ નહીં, પરંતુ હિન્દના અન્ય પ્રદેશોમાં પણ પથરાયેલી હતી.

બેચરદાસના સમયમાં અફીણનો વેપાર અને સટ્ટો પૈસાપાત્ર બનવા માટેની 'જાદુઈ લકડી' સમાન હતો, અને નગરશેઠના કુટુંબથી લઈને અમદાવાદના ઘણાખરા નાનામોટા વેપારીઓ આ વેપારમાં તેમની મૂડીનું રોકાણ કરતા અને દરિયાવાટે અફીણ ચીનમાં મોકલાવતા. બેચરદાસ આ સમયે ઈસ્ટ ઈન્ડિયા કંપનીમાં 'લશ્કરી' તરીકે જોડાયા હતા અને તેઓ કંપનીના લશ્કરને નાણાં ધીરવા ઉપરાંત અનાજ અને કરિયાણું પણ પૂરું પાડતા. આમ બેચરદાસ કંપનીના લશ્કર ખાતામાં જોડાયા, પણ તે સૈનિક તરીકે નહીં પણ લગભગ અર્ધવેપારી તરીકે. આ પરિસ્થિતિ બતાવે છે કે બેચરદાસે તેમની શક્તિઓનો ઉપયોગ સરકારી નોકરી દ્વારા તેમજ પોતાની પેઢીઓ દ્વારા દ્રવ્ય વધારવા પાછળ કર્યો. અફીણના વેપારમાં પણ તેઓ ઘણું સારું કમાયા હોય તેમ લાગે છે. જો તેમણે અનેક દિશાઓથી આ રીતે ધનસંચય કર્યો ન હોય તો તેમણે જે રીતે અમદાવાદની બીજી મિલ સ્થાપી તે શક્ય જ ન બનત. તે સમયે મિલ શરૂ કરવા માટે રૂપિયા પાંચથી સાત લાખ જરૂરી ગણાતા. અને તે શરૂ કરવું તે અત્યંત જોખમકારક કામ ગણાતું. ૧૮૬૪માં તેમણે મિલ સ્થાપવાની શરૂઆત કરી તે બતાવે છે કે તેમણે આ સમય પહેલાં વ્યાપાર અને ધીરધારના ક્ષેત્રમાં સારી એવી પ્રગતિ કરી હતી અને નાણાંની બચત પણ કરી હતી. બેચરદાસે મિલની સ્થાપના તો ૧૮૬૭માં કરી હતી, પરંતુ તેમણે સદાવ્રત, પુસ્તકાલયો અને અનાથઆશ્રમો, શાળાઓ અને જાહેર સંસ્થાઓને અનેક નાનાંમોટાં દાનો ૧૮૬૭ પહેલાં કર્યાં હતાં, જે ઉપરથી સાબિત થાય છે કે બેચરદાસ મિલમાલિક બન્યા તે પહેલાં પણ તેઓ એક પ્રતિષ્ઠિત વ્યાપારી તરીકે નામના પ્રાપ્ત કરી ચૂક્યા હતા અને ખાસ કરીને તેમની જ્ઞાતિમાં તેઓ એક લક્ષાધિપતિ સુધારક તરીકે લોકચાહના પ્રાપ્ત કરી ચૂક્યા હતા.

બેચરદાસ લશ્કરી આપબળે આગળ વધ્યા હતા. તેઓની નિમણૂક કેટલાંક જાહેર વહીવટી ક્ષેત્રોમાં બ્રિટિશશાસને કરી હતી. કોઈપણ વ્યાપાર કે ઉદ્યોગની શરૂઆત કરાતાં પહેલાં જે તે ઉદ્યોગનો સ્થાપક હોય તેના માટે કેટલાંક લક્ષણો (ગુણો) જરૂરી બને છે. આ ગુણો બેચરદાસને અનુભવે વિકાસ પામ્યા હતા. ધંધામાં હંમેશાં હિસાબ-કિતાબની વ્યવસ્થા અને વહીવટીતંત્ર વ્યવસ્થિત ગોઠવાયેલું જોઈએ. તેઓએ

ઈસ્ટ ઈન્ડિયા કંપનીના લશ્કરી ખાતામાં નોકરી કરી હોવાથી નિયમિતતા અને વહીવટી ચીવટ જેવા ગુણો વિકાસ પામ્યા. આ ઉપરાંત પિતાશ્રીના અવસાનથી ધંધો પોતાના હાથમાં આવતાં સાહસ જેવા ગુણો વિકાસ પામ્યા. પિતાશ્રીના અવસાન બાદ તેઓએ આયાત-નિકાસનો પરદેશ સાથે ધંધો શરૂ કર્યો હતો તે તેમની ઔદ્યોગિક સૂઝ બતાવે છે. ધંધો શરૂ કરતાં ધનની આવશ્યકતા જરૂરી બને છે તે તેઓએ મેળવ્યું. બીજું સરકારી તંત્ર સાથેના સંબંધો પણ જરૂરી બને છે જે તેઓએ ઊભા કર્યા. પાછળથી **તેમની નિમણૂક પોર્ટ ટ્રસ્ટના મેમ્બર તરીકે થઈ હતી. આના કારણે પણ તેમને ખૂબ ફાયદો થયો, કારણ કે તે કમિટી આયાત-નિકાસના કામ સાથે સીધી રીતે સંકળાયેલી હતી. તેમને બંદર પરથી ચાલતા ધીકતા વેપારનો અને કઈ માલની વિદેશમાં ખપ છે અને કયા માલની ભારતને ખપ છે તેનો અનુભવ તેમને મળ્યો. આ ઉપરાંત દેશ-વિદેશની આયાત-નિકાસ કરતી કંપનીઓના પરિચયમાં આવ્યા.** આ અંગેનાં પુસ્તકો પણ તેમણે મેળવ્યાં અને તેનો અભ્યાસ કર્યો. આ કમિટીમાં દેશીઓ અને વિદેશીઓ હતા એટલે વિદેશીઓ સાથે સંબંધો બાંધી તેમણે ત્યાંનાં બજારો વિષેનો અભ્યાસ કર્યો અને ધંધાના વિકાસ માટેનું આયોજન કરવા લાગ્યા. અંગ્રેજ વહીવટી અધિકારીઓ તેમજ ઇસ્ટ ઇન્ડિયા કંપનીના વેપારી અધિકારીઓ સાથે તેમને સારા સંબંધો હોવાથી તેઓ મિલઉદ્યોગ નાખવાનું સાહસ કરી શક્યા. તેમણે તેમની મિલ માટે જે સામાન મંગાવ્યો હતો તે પણ વિદેશી વેપારીઓની મદદથી મંગાવ્યો હતો.

**આ ઉપરાંત તેમની પાસે બી.બી. એન્ડ સી.આઈ. રેલવેના શેર ઘણા હતા તે દ્વારા પણ તેમણે રેલવે દ્વારા વેપાર અંગે તેઓએ વિચાર કર્યો, તેમની પાસે શેર હોવાને કારણે તેઓ રેલવેમાં મફત મુસાફરી કરી શકતા.** આમ તેમને જળમાર્ગનો અને સ્થળમાર્ગના વેપારનો અનુભવ થતાં વેપારમાં નવું સાહસ કરવા માટે તેઓ તૈયાર થયા. સાહસિક સ્વભાવ અને ચીવટાઈ તેમજ નિયમિતતા અને બીજા વેપારી તરીકેના આવશ્યક ગુણો તેમનામાં હતા.

બેચરદાસ લશ્કરી, અમદાવાદના એ સમયના પ્રતિષ્ઠિત અને લક્ષાધિપતિ કુટુંબો સાથે સારો સંબંધ ધરાવતા. મુંબઈના જમશેદજી જીજીભાઈ, મોરારજી ગોકુળદાસ, કાવસજી પટેટ અને સર મંગળદાસ નથુભાઈ જેવા ધનિક વેપારીઓ સાથે પણ તેમને ઘરોબો હતો. આ જ કારણથી તેમણે મુંબઈ જેવા તે સમયે ધીકતા બંદરમાં તેમની પેઢીની એક શાખા શરૂ કરી. 'મુંબઈ સમાચાર'ની 'ગુજરાતી ડાયરેક્ટરી' નામના ૧૮૭૬માં પ્રસિદ્ધ થયેલા પુસ્તકમાં નોંધાયું છે તે મુજબ ૧૮૪૦ની આસપાસ પ્રેમાભાઈ હીમાભાઈ અને હઠીસંગ કેસરીસિંહ જેવા અમદાવાદના વ્યાપારીઓ અને



શરાફોની પેઢીઓ મુંબઈના ફોર્ટ વિસ્તારમાં સ્થપાઈ હતી. આ પુસ્તકમાં નોંધાયું છે તે મુજબ બેચરદાસ અંબાઈદાસ લશ્કરીની પણ આ વિસ્તારમાં પેઢી સ્થપાઈ હતી, અને તે દેશપરદેશના વેપાર સાથે સંકળાયેલી હતી. આત્મારામ ભૂખણ નામના સુરતના વેપારીની પેઢી પણ ફોર્ટ વિસ્તારમાં હતી અને તે 'કાકાની પેઢી' તરીકે પ્રચલિત હતી.

ઉપર્યુક્ત માહિતી ઉપરથી એ ફલિત થાય છે કે બેચરદાસ લશ્કરીએ અમદાવાદમાં મિલની સ્થાપના કરી તે પહેલાં મુંબઈ અને ગુજરાતની વ્યાપારી આલમમાં સારી એવી પ્રતિષ્ઠા સંપાદન કરી હતી. આ સમયે મિલ સ્થાપવી તે વાત જરા પણ સરળ ન હતી. મિલ સ્થાપવા માટે અને તેને કુશળતાપૂર્વક આગળ ધપાવવા માટે ભારે નાણાકીય ભંડોળની જરૂર તો પડે જ, પરંતુ ભૂલભરેલી માન્યતા એ છે કે નાણાકીય રોકાણ થવાથી મિલો ઊભી થઈ શકે છે. અંબાલાલ સાકરલાલ દેસાઈ અને લાલશંકર ઉમિયાશંકર જેવા સમાજસુધારકોએ નાણાંભંડોળ ઊભાં કરીને મિલો શરૂ કરી હતી, પરંતુ તે પાણીના પરપોટાની જેમ થોડાંક વર્ષોમાં પડી ભાંગી હતી, જ્યારે બેચરદાસની મિલ માત્ર તેમના જીવનકાળ દરમિયાન જ નહીં પરંતુ તે આજદિન સુધી ચાલુ રહી હતી. આ દલીલ કરવા પાછળનું પ્રયોજન એ છે કે **મિલ શરૂ કરવા માટે માત્ર નાણાકીય ભંડોળ એટલે કે મૂડીની જ જરૂર રહેતી નથી, પરંતુ તેને માટે વ્યાપારી કુનેહ અને અનુભવની જરૂર પડે છે. આર્થિક ઈતિહાસની ભાષામાં કહીએ તો કોઈ પણ ઔદ્યોગિક સાહસ શરૂ કરવા માટે પ્રયોજન શક્તિની ભારે આવશ્યકતા રહે છે. રણછોડલાલ છોટાલાલે અમદાવાદમાં સૌ પ્રથમ મિલ ૧૮૬૧માં સ્થાપી. ત્યારબાદ માત્ર આંગળીને વેઢે ગણાય તેટલાં વર્ષમાં, એટલે કે ૧૮૬૪માં બેચરદાસ લશ્કરીએ મિલ સ્થાપવા માટેની તનતોડ મહેનત કરી.** આ મિલ તેમણે કેવી રીતે સ્થાપી તેની ચર્ચા કરતાં પહેલાં 'પ્રયોજનશક્તિ' વિષેની સૈદ્ધાંતિક ચર્ચા અનિવાર્ય ગણાય. કારણ કે બેચરદાસની મિલ તેમની ઉચ્ચ કક્ષાની પ્રયોજનશક્તિના નમૂનારૂપ હતી.

**પ્રયોજન અને પ્રયોજનશક્તિ :**

બેચરદાસ લશ્કરીએ તેમની વેપારી પ્રવૃત્તિઓને ઔદ્યોગિક પ્રવૃત્તિઓમાં વાળીને અમદાવાદના મિલ ઉદ્યોગમાં મહત્ત્વનું પ્રદાન કર્યું. જે જમાનામાં તેમણે મિલ ઉદ્યોગ શરૂ કર્યો તે જમાનો બ્રિટિશ સામ્રાજ્યવાદનો યુગ હતો, અને બ્રિટિશ શાસકો હિન્દને ઔદ્યોગિક વિકાસની બાબતમાં પછાત રાખવા માગતા હતા. આવા સંજોગોમાં અમદાવાદમાં રણછોડલાલ છોટાલાલ અને બેચરદાસ લશ્કરી જેવા પ્રયોજકોએ મિલ ઉદ્યોગ શરૂ કર્યો.

આર્થિક વિકાસની પ્રક્રિયા જટિલ છે. આ પ્રક્રિયામાં રાજ્યની આર્થિક નીતિ, વહીવટીતંત્ર, ટેક્નોલોજીનું જ્ઞાન અને તે અંગેનું માહિતીતંત્ર, સામાજિક મૂલ્યો, લોકોની બચત કરવાની શક્તિ, કુશળ મજૂરવર્ગ અને મૂડીરોકાણની શક્યતાઓ મહત્ત્વપૂર્ણ ભાગ ભજવે છે, પરંતુ આ બધામાં દિશાસૂચક ફાળો આપનાર જો કોઈ પ્રેરકબળ હોય તો તે છે પ્રયોજનશક્તિ. પ્રયોજકો આર્થિક વિકાસના આધારસ્તંભ છે. સમાજ કેવા પ્રકારના અને કઈ કક્ષાના પ્રયોજકોને ઉત્પન્ન કરે છે અને પોષે છે તેની ઉપર મહદ્અંશે મૂડીવાદી સમાજમાં ઔદ્યોગિક વિકાસનો આધાર છે. વિકાસ અને ઔદ્યોગિક ક્ષેત્રે પ્રયોજક અને પ્રયોજનશક્તિનું શું મહત્ત્વ છે તે વિષે હવે આપણે વિચારીશું.

**વ્યાપારી અને પ્રયોજકો વચ્ચેનો તફાવત :**

વ્યાપારી અને પ્રયોજક વચ્ચે એક મૂળભૂત તફાવત છે. સામાન્યતઃ વ્યાપારી એનાં રોજબરોજનાં કાર્યો (routine work)માં ગૂંથાયેલો છે, અને તેની મૂડીના રોકાણના પ્રમાણમાં ઝડપથી નફો મળે તે માટે તે સજાગ હોય છે; જ્યારે પ્રયોજકનો હેતુ તાત્કાલિક નફાનો નથી હોતો અને તે જોખમ ખેડીને નવા પ્રકારનો માલ ઉત્પન્ન કરે છે અથવા એના માલને ખપાવવા નવાં બજારો શોધે છે અથવા તો ઉત્પાદન પ્રક્રિયામાં નવી ટેક્નોલોજી અપનાવી માલની જાતમાં સુધારો કરે છે કે તેને સસ્તો બનાવે છે. જોસેફ શુમ્પીટર નામના અર્થશાસ્ત્રીએ પ્રયોજનશક્તિમાં સૌથી મહત્ત્વની અને પાયાની ખાસિયત તરીકે નવીનીકરણ (innovation)ને સ્થાન આપ્યું છે. જ્યારે જમશેદજી તાતાએ તેમની એમ્પ્રેસ મિલમાં ઇજિપ્તના રૂ તથા નવા સાંચાકામનો ઉપયોગ કરીને કાપડવણાટની જાતમાં સુધારો કર્યો ત્યારે તેમનું પગલું પ્રયોજકીય હતું. વળી જ્યારે તાતાએ ભારતમાં સૌપ્રથમ લોખંડ અને પોલાદનો ઉદ્યોગ શરૂ કરવાના ભગીરથ પ્રયાસો આદર્યા ત્યારે તે એક પ્રયોજક તરીકેનું કાર્ય હતું. જમશેદજીના મૃત્યુ બાદ ઈ.સ. ૧૯૦૭માં ધી તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપનીના સ્વરૂપમાં તેમનું સ્વપ્ન સિદ્ધ થયું. આ સમયે હિન્દી વ્યાપારીઓ ચીલાચાલુ કાપડ ઉદ્યોગમાં મૂડીરોકાણ કરતાં. પોલાદ ઉદ્યોગ જેવા ભારે જોખમી ઉદ્યોગમાં પ્રવેશવાનું તેમને ક્યાંથી સૂઝે? 'કાપડ ઉદ્યોગમાંથી જ જો અઢળક દ્રવ્ય પ્રાપ્ત થઈ શકતું હોય તો વણખેડ્યા સાહસ પાછળ મૂડી, સમય અને શક્તિ બરદાસ કરવાની શી જરૂર છે? આવી વૃત્તિ હિન્દી વ્યાપારીઓ ધરાવતા. આવા સંજોગોમાં જમશેદજી તાતા ખૂબ મોટું જોખમ વહોરીને આ પાયાના ઉદ્યોગમાં પડ્યા હતા. તે જ પ્રમાણે કાપડ ઉદ્યોગનો પણ દાખલો લઈ શકીએ. ઓગણીસમા સૈકાના ચોથા દાયકામાં જ્યારે ભારતીય વ્યાપારીઓ ઇંગ્લેન્ડથી આયાત થતા સૂતર અને કાપડ વેચીને ભારે નફો પ્રાપ્ત કરતા હતા ત્યારે તેવા સંજોગોમાં રણછોડલાલ છોટાલાલે ઈ.સ. ૧૮૪૫-૪૬માં સુતરાઉ



કાપડની મિલ શરૂ કરવાનો સૌપ્રથમ વિચાર કર્યો. તેમણે આ અંગે જ્યોર્જ ફલજેમ્સ અને જેમ્સ લેન્ડન જેવા અંગ્રેજો પાસેથી આ ઉદ્યોગ શરૂ કરવા માટેની તમામ પ્રકારની માહિતી મેળવી લીધી. પણ તેમની પાસે મૂડી ન હોવાથી તે ઘણાં વર્ષો સુધી મિલ સ્થાપી ન શક્યા. આ દરમિયાન મુંબઈના પારસી વ્યાપારી કાવસજી દાવરે ઈ.સ. ૧૮૫૪માં મુંબઈ ખાતે મિલ સ્થાપી. રણછોડલાલે હિંમત ન હારતાં તેમના પ્રયાસો ચાલુ રાખ્યા અને છેવટે તેમણે ૧૮૬૧માં અમદાવાદમાં મિલ સ્થાપી અને તેનું સફળતાપૂર્વક સંચાલન પણ કર્યું. તે જ રીતે થોડા જ સમયમાં બેચરદાસે પોતાની મિલ શરૂ કરી એ કારણે તેમને માટે મૂડીનો પ્રશ્ન હતો નહીં, એટલે પોતા થકી પોતાની માલિકીની મિલ ઊભી કરી. કાવસજી, રણછોડલાલ તથા બેચરદાસ જેવા સાહસિકોએ જે રીતે પાશ્ચાત્ય યંત્રવિદ્યાની મદદથી હિન્દમાં તદ્દન નવી ઢબે કાપડ ઉત્પાદનનું કાર્ય શરૂ કર્યું, તે સાચે જ ઊંચા પ્રકારની પ્રયોજનશક્તિના પ્રતીકરૂપ હતું. તે જ પ્રમાણે ભારતમાં જ્યારે એન્જિનિયરિંગ ઉદ્યોગ શરૂ કરવાની કોઈ હિંમત કરતું ન હતું, અને આવા ઉદ્યોગો ભારતમાં શરૂ ના થાય તેમ અંગ્રેજો પણ ઇચ્છતા હતા ત્યારે તેના પ્રતિકૂળ સંજોગોમાં લક્ષ્મણરાવ કિર્લોસ્કરે (૧૮૬૯-૧૯૫૬) જે રીતે હળ અને એન્જિનિયરિંગ માલસામાનનું ઉત્પાદન શરૂ કર્યું, તે તેમની ઊંચા પ્રકારની પ્રયોજનશક્તિના નમૂનારૂપ હતું. ઉપરનાં દૃષ્ટાંતો ઉપરથી ફલિત થાય છે કે પ્રયોજકો કાંઈ ને કાંઈ નવું કાર્ય કરે છે અને તેઓ સાર્વજનિક શક્તિ ધરાવે છે માટે જ પ્રયોજકો અને વ્યાપારીઓ વચ્ચે મોટો તફાવત જોવા મળે છે.

અમદાવાદમાં મિલ ઉદ્યોગની સ્થાપના રણછોડલાલ છોટાલાલે કરી અને ત્યારબાદ ટૂંક સમયમાં જ બેચરદાસ લશ્કરીએ અમદાવાદની બીજી મિલની શરૂઆત કરી આ પ્રક્રિયાને સમજ્યા. આપણે 'પ્રયોજન અને પ્રયોજનશક્તિ'ની તાત્ત્વિક ચર્ચા કરી છે. આ પ્રક્રિયાને તેના સામાજિક સંદર્ભમાં સમજવા માટે અમદાવાદના મિલ ઉદ્યોગની શરૂઆત કેવી રીતે થઈ તેની ચર્ચા પણ આવશ્યક છે. કોઈ પણ પ્રયોજન શક્તિને તેનો સામાજિક અને આર્થિક સંદર્ભ હોય છે તેથી બેચરદાસ લશ્કરીની 'પ્રયોજનશક્તિ'ને સમજવા માટે અમદાવાદમાં જે સંજોગોમાં મિલ ઉદ્યોગનો પાયો નંખાયો તેને વિશે સમજૂતી આપવી જરૂરી છે.

**અમદાવાદમાં મિલ ઉદ્યોગની શરૂઆત :**

અમદાવાદમાં મિલ ઉદ્યોગની શરૂઆત કરનાર તથા તેને ગતિ આપનાર રણછોડલાલ છોટાલાલ અને બેચરદાસ લશ્કરી બિનવૈશ્ય જ્ઞાતિના હોવા છતાં તેમણે આ સાહસ કર્યું તેથી અત્યાર સુધી ચાલી આવેલી ચીલાચાલુ દલીલોને રદિયો મળવો જરૂરી છે. રણછોડલાલ સાઠોદરા નાગર જ્ઞાતિના હતા, જ્યારે બેચરદાસ કડવા કણબી

હતા. આ સમયે અમદાવાદમાં મૂડીની અછત ન હતી. પ્રેમાભાઈ હીમાભાઈ અને મગનભાઈ કરમચંદ જેવા લક્ષાધિપતિઓ અમદાવાદમાં હતા, અને હઠીસીંગ કેસરીસીંગનો ૧૮૪૬માં દિલ્હી દરવાજા બહાર લાખો રૂપિયાને ખર્ચે જૈન દેરાસર બાંધ્યું હતું. આ વસ્તુસ્થિતિ બતાવે છે કે અમદાવાદના જૈનો તેમજ વૈષ્ણવ વાણિયા લાખો રૂપિયાની મૂડી ધરાવતા હતા. આમ છતાં પણ તેમણે મિલ ઉદ્યોગમાં ન ઝંપલાવતાં તેમના ચીલાચાલુ વ્યાપાર અને વ્યાજ-વટાવના ધંધામાં જ તેમનું મન પરોવ્યું. જ્યારે બીજી તરફ, પ્રમાણમાં ઓછી મૂડી ધરાવનાર બેચરદાસ લશ્કરીએ તેમની બચતનો ઉપયોગ મિલ ઉદ્યોગની સ્થાપના કરવામાં કર્યો. આ પરિસ્થિતિને સમજવા માટે રણછોડલાલ તથા બેચરદાસ લશ્કરીના 'રેફરન્સ ગ્રૂપ'ને સમજવું જરૂરી છે. તે સમયના બ્રિટિશ અધિકારીઓ એક રીતે મહત્ત્વપૂર્ણ પ્રવૃત્તિઓ કરી રહ્યા હતા, અને ખાસ કરીને જ્યોર્જ ફુલજેમ્સ, જેમ્સ લેન્ડન અને એચ.જી. બ્રીઝ નામના અધિકારીઓ નવા પ્રકારની પ્રવૃત્તિઓ આદરી રહ્યા હતા.

આ બધામાં જ્યોર્જ ફલુજેમ્સ મહત્ત્વનો અધિકારી હતો. એ એક નિષ્ણાત ઇજનેર અને ખગોળશાસ્ત્રી હતો અને પોતાની સારડી ખભે ટિંગાડી તે ગુજરાતનાં નગરોમાં ફરતો. આથી તેને ગુજરાતની પ્રજા 'સારડી સાહેબ'ના હુલામણા નામથી ઓળખતી. બ્રિગ્સ એક સારો લેખક, ઇતિહાસકાર અને પ્રવાસી હતો, અને તેણે ૧૮૪૯માં 'ધી સિટીઝ ઓફ ગુજરાત' નામનું પુસ્તક લખ્યું હતું. આર કારવુડઝ નામનો અંગ્રેજ અધિકારી ફ્રાંસની 'જ્યોગ્રોફિકલ સોસાયટી' સાથે સંકળાયેલો હતો. આ સમયે ગુજરાતમાં કપાસની જાત સુધારવા મુંબઈ સરકાર તનતોડ પ્રયાસ કરતી કે જેથી કપાસની સુધારેલી જાતને દરિયાઈ માર્ગે ઇંગ્લેન્ડની સુતરાઉ કાપડની મિલો સુધી પહોંચાડી શકાય. આ સમયે સારાએ હિન્દમાં એકપણ મિલ ન હતી, અને હિન્દમાં સૂતર તેમજ કાપડ ઇંગ્લેન્ડથી આયાત થતું. બ્રિટિશ અધિકારીઓની આ પ્રવૃત્તિઓ પરથી સહેજે ખ્યાલ આવી શકે છે કે ઇંગ્લેન્ડનો મૂળ ઉદ્દેશ ભારતને ઇંગ્લેન્ડનું એક વિશાળ બજાર બનાવવાનો હતો. આ ધ્યેયને સારી રીતે પાર પાડવા ગુજરાતમાં કેટલાંક મૂડીવાદી તત્ત્વો દાખલ થઈ રહ્યાં હતાં.

રણછોડલાલ સરકારમાં ઉચ્ચ હોદ્દો ધરાવતા. વળી તેઓ અંગ્રેજી ભાષા પર પણ સારો કાબૂ ધરાવતા. આ કારણોથી રણછોડલાલ બ્રિગ્સ અને લેન્ડન જેવા બ્રિટિશ અધિકારીઓના સંપર્કમાં આવ્યા અને તેમની પાસેથી તેમણે માહિતી પ્રાપ્ત કરી કે ગુજરાતમાં મિલ ઉદ્યોગ સ્થાપવો તે કાર્ય ભલે દુષ્કર હોય, પરંતુ તે અશક્ય નથી. એકવાર આ વાત રણછોડલાલના મગજમાં ઠસી જતાં તેમના મગજમાં આ વાત સતત ઘોળાયા કરી, અને તેને માટે તેમણે અથાગ પરિશ્રમ પણ કર્યો. તેમની પાસે



મિલ ઉદ્યોગ શરૂ કરવા માટે જરૂરી મૂડી ન હોવાથી રણછોડલાલે અમદાવાદના શેઠિયાઓનો તેમજ શામળ, બેચર અને ગોપાળરાવ મેરમ જેવા વડોદરાના શાહુકારોનો સંપર્ક સાધ્યો, પણ વેપાર અને વ્યાજ-વટાવના ધંધામાં રાચતા આ શાહુકારોએ રણછોડલાલના વિચારોને 'તરંગી' ગણીને હસી કાઢ્યા. આમ છતાં રણછોડલાલે ૧૮૫૮માં 'ધી અમદાવાદ સ્પિ. એન્ડ વીવિંગ કંપની'ની રૂપિયા પાંચ લાખની મૂડીથી શરૂઆત કરી અને ૧૮૬૧માં તેનું ઉદ્‌ઘાટન કર્યું. ૩૦ મે ૧૮૬૧ના રોજ તેમણે અમદાવાદના વ્યાપારીઓ, શિક્ષકો, તબીબો અને ગોરા તેમજ હિન્દી સરકારી અમલદારોની હાજરીમાં આ મિલનો શુભ આરંભ કર્યો.

**બેચરદાસ લશ્કરી મિલ :**

૩૦ મે ૧૮૬૧ના રોજ અમદાવાદની પ્રથમ મિલના ઉદ્‌ઘાટન વિધિમાં જે નામાંકિત સ્ત્રી-પુરુષોએ હાજરી આપી હતી તેમાં બેચરદાસ લશ્કરીનો પણ સમાવેશ થતો હતો. આ સમયે તેમના મનમાં શા વિચારો ઉત્પન્ન થયા હશે તે જાણવાનાં સાધનો આપણી પાસે નથી, પરંતુ આ પ્રસંગ પછી માત્ર ત્રણ વર્ષમાં જ જે રીતે તેમણે મિલ કંપનીની સ્થાપના કરી તે ઉપરથી આપણે એવા અનુમાન ઉપર આવી શકીએ કે વ્યાપારી પ્રતિભા ધરાવતા આ મહાન કડવા કણબીના મન ઉપર આ પ્રસંગે ઊંડી છાપ પાડી હશે. બેચરદાસની મિલમાં આ અંગેના દફતરો જળવાયા નથી, કારણ કે તે ૧૮૭૫ની રેલમાં તદ્દન નષ્ટ પામ્યાં હતાં. પરંતુ રણછોડલાલના કુટુંબમાં જે દફતરો સચવાયાં છે તે ઉપરથી એવી ચોક્કસ માહિતી પ્રાપ્ત થાય છે કે બેચરદાસે તેમની મિલ સ્થાપવામાં રણછોડલાલની મદદ લીધી હતી અને તેમણે તેમની મિલની મશીનરી ખરીદવામાં ઇંગ્લેન્ડની કિર્ક કંપની અને પ્લાન્ટ બ્રધર્સ નામની કંપનીઓનો સંપર્ક સાધ્યો હતો. હાવર્ડ સ્પોડકે તેમના 'ધી માન્ચેસ્ટરાઇઝેશન ઓફ અમદાવાદ' નામના તેમના લેખમાં નોંધ્યું છે તે મુજબ રણછોડલાલ અન્ય સાહસિકોને પણ મિલ ઉદ્યોગ શરૂ કરવામાં મદદ કરતા. જેવી રીતે જ્યોર્જ ફુલ જેમ્સ અને જેમ્સ લેન્ડન જેવા અંગ્રેજ અધિકારીઓએ મિલ ઉદ્યોગ સ્થાપવામાં રણછોડલાલને મદદ કરી હતી તે જ રીતે મિલમાલિક બનેલા રણછોડલાલે બેચરદાસને આ દિશામાં માર્ગદર્શન પૂરું પાડ્યું. બેચરદાસ તેમના બાળપણથી જ ઉદ્યમી હતા. તેમણે તેમની વ્યાપારી અને શરાફી પેઢીઓની શાખાઓ ગુજરાત અને ગુજરાતની બહાર સ્થાપી હતી અને મુંબઈમાં પણ ફોર્ટ વિસ્તારમાં આવેલા 'બઝાર સ્ટ્રીટ'માં તેમણે તેમની શાખા સ્થાપી હતી. તેઓ મુંબઈ અવારનવાર જતા હોઈ મુંબઈના વેપારી અને ઔદ્યોગિક પ્રવૃત્તિઓથી સુમાહિતગાર હતા. વળી મિલ ઉદ્યોગ શરૂ કરવા માટે જે ભારે મૂડીરોકાણની જરૂર પડે તે પણ તેમની પાસે હતી. બેન્કિંગ અને વેપારી વ્યવસાયમાં

તે નિપુણ હતા જ. નોંધપાત્ર હકીકત એ છે કે અમેરિકન આંતરવિગ્રહના સમયે (૧૮૬૧-૧૮૬૫) જ્યારે ગુજરાતમાં રૂના સટ્ટા થવા માંડ્યા અને પ્રેમાભાઈ હીમાભાઈથી લઈને કવિ દલપતરામ જેવા માણસો પણ તેમાં ફસાયા ત્યારે બેચરદાસ લશ્કરી શેર મેનિયાની માયાજાળથી દૂર રહ્યા તેમણે આ સમયનો ઉપયોગ અમદાવાદમાં ઉદ્યોગો શરૂ કરવા આશયથી બેન્કની સ્થાપના કરવા પાછળ કર્યો. નીચેના કોઠા પરથી આ વિષે ખ્યાલ આવી શકશે.

---

અમદાવાદ બેંક
(શેઠ બેચરદાસવાળી)
ઊભી કરનારાઓ શેઠ બેચરદાસ અંબાઈદાસ, શેઠ ઉમાભાઈ હઠેસીંગ વગેરે
નોમની થાપણ : ૨૦,૦૦,૦૦૦ તેના દર રૂ. ૨૫૦ના ૮,૦૦૦ શેરો કેટલા
ભરાઉનું થાપણ દર શેરે રૂ. ૧૨૫ લેખે, ૧૦,૦૦,૦૦૦

---

બેચરદાસ સ્પિનિંગ એન્ડ વીવિંગ કંપનીએ
(બેચરદાસનો સાંચો)
ઊભી કરનાર શેઠ બેચરદાસ અંબાઈદાસ વગેરે
થાપણ ૪,૦૦,૦૦૦ તેમના શેર ૨૦૦ ભરાયેલા ૨૦,૦૦૦
આ કંપની રૂઉ વણવા તથા કાંતવાના કારખાના માટે ઊભી થાય છે
તેનો સાંચો હજુ ગોઠવાઈ રહેલો નથી.

---

બેચરદાસ રણછોડલાલની જેમ ઈંગ્લેન્ડના ઉદ્યોગપતિઓ સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો. ઈંગ્લેન્ડ આ સમયે કાપડ ઉદ્યોગની બાબતમાં અજોડ ગણાતું હોઈ મિલ ઊભી કરવા માટે આ જરૂરી હતું. **એક બાબતમાં રણછોડલાલ કરતાં બેચરદાસ ભાગ્યશાળી હતા. તેમણે જ્યારે મિલ ઉદ્યોગ શરૂ કરવાનો વિચાર કર્યો ત્યારે તેમની એક વ્યાપારી તરીકેની છાપ ગુજરાત તેમજ મુંબઈમાં પ્રસરી ચૂકી હતી, એટલું જ નહીં પરંતુ નાણાકીય બાબતમાં તેમની સ્થિતિ રણછોડલાલ કરતાં ઘણી વદારે સધ્ધર હતી.** વળી બેચરદાસે જ્યારે મિલ શરૂ કરી ત્યારે મુંબઈમાં પણ અનેક મિલો ઊભી થઈ ચૂકી હતી. રણછોડલાલની મિલ પણ સારી રીતે પ્રગતિ કરી રહી હતી. આ કારણોથી બેચરદાસે મિલની બાબતમાં રણછોડલાલને ટપી જવાનો આગ્રહ રાખ્યો. ૧૮૬૭ના જૂનમાં જ્યારે બેચરદાસ મિલે તેનું કામકાજ શરૂ કર્યું ત્યારે એ મિલમાં ૧૦ હજાર ત્રાકો, ૧૦૦ સાળો અને ૩૦૦ કારીગરો કામ કરતા હતા. રણછોડલાલે તેમની મિલ માત્ર ૨,૫૦૦ ત્રાકો સાથે કરી હતી અને શરૂઆતમાં તેમની મિલમાં એક પણ સાળ ન હતી, એટલે કે **રણછોડલાલની મિલની શરૂઆત માત્ર**



**સૂતર કાંતવાથી થઈ હતી. બીજી તરફ બેચરદાસે તેમની મિલ સૂતર કાંતવાથી તેમજ કાપડ વણાટથી પ્રયોજી હતી. બેચરદાસની મિલ કંપનીના ધી બેચરદાસ સ્પિનિંગ એન્ડ વીવિંગ કંપની તરીકે ઓળખાવતા અને તે એક પબ્લિક લિમિટેડ કંપની તરીકે રૂપિયા ૫,૦૦,૦૦૦ની થાપણથી શરૂ થઈ હતી.** તેમની મિલની પ્રગતિ વિશે આપણી પાસે ચોક્કસ માહિતી છે. નીચેના કોઠા ઉપરથી આપણને સહેજે ખ્યાલ આવી શકે છે કે બેચરદાસ મિલે તેની કેવી પ્રગતિ કરી હતી.

**બેચરદાસ મિલની કામગીરી : ૧૮૬૭-'૬૮થી ૧૮૭૭-'૭૮**

| વર્ષ | ત્રાકો | સાળો | મજૂરો | (મૂડી લાખ રૂ.માં) |
|---|---|---|---|---|
| ૧૮૬૭-'૬૮ | ૧૦,૦૦૦ | ૧૦૦ | ૩૦૦ | ૫.૦૦ |
| ૧૮૬૯-'૭૦ | ૧૫,૦૦૦ | ૧૦૦ | ૩૦૦ | ૫.૦૦ |
| ૧૮૭૫-'૭૬ | ૧૫,૦૦૦ | ૧૪૦ | ૪૦૦ | ૫.૦૦ |
| ૧૮૭૭-'૭૮ | ૧૫,૦૦૦ | ૧૯૦ | ૫૦૦ | ૫.૦૦ |

બેચરદાસ લશ્કરીની મિલ તેના સૂતર તેમજ કાપડ માટે જાણીતી હતી. **સૂતરની વિવિધ જાતો તેમજ સાંચા કામનો અનુભવ બેચરદાસને શરૂઆતમાં ન હતો. તેમણે ભારે પરિશ્રમ લઈને આ બાબતમાં પોતાની જાણકારી પ્રાપ્ત કરી અને નિપુણતા મેળવી.** જે સમયે બેચરદાસની મિલ સ્થપાઈ તે સમયે ગુજરાત અને હિન્દમાં ઉચ્ચ કક્ષાના ઈજનેરો અને ટેકનિશિયનોનો અભાવ હોઈ બેચરદાસે એક અંગ્રેજ નિષ્ણાતને મુખ્ય ઈજનેર તરીકે નીમ્યો. આ માહિતી મુંબઈ ઈલાકાના રિપોર્ટમાં નોંધવામાં આવી છે. **કારીગરો અને મજૂરની બાબતમાં રણછોડલાલ કરતાં બેચરદાસ વધારે ભાગ્યશાળી હતા, કારણ કે તેમની કડવા કણબી જ્ઞાતિનાં અનેક સ્ત્રી-પુરુષો સૂતર-વણાટના સારા કસબીઓ હતાં. ખાસ કરીને ૧૮૧૮માં અમદાવાદ પર બ્રિટિશ શાસનની સ્થાપના થયા બાદ ઉત્તર ગુજરાતમાંથી ઘણા કણબીઓ સ્થળાંતર કરીને અમદાવાદ આવ્યા હતા. તેમણે અમદાવાદની આસપાસનાં પરાંઓમાં વસવાટ કર્યો હતો.** મગનલાલ વખતચંદે નોંધ્યું છે કે **કણબી સ્ત્રી-પુરુષો તેમની સૂતર વણાટની હસ્તકલા કારીગરી માટે જાણીતા હતા. અમદાવાદમાં એક વખત ઘેર ઘેર રેશમના ફાળકા ચાલતા, ઘણીખરી નાતોમાં સ્ત્રીઓને રેશમ છણતાં આવડતું. તેઓ મુંબઈથી જાતજાતનું રેશમ મંગાવીને તેને છણતા તે છણનાર ઘણું કરીને કણબી તથા કણબી બાયડીઓ હતી.** આજે પણ અમદાવાદનાં ઘણાંખરાં પરાંઓમાં અને પોતાનાં જૂનાં ઘરોમાં રેશમ લટકાવી રાખવા માટે પીઢીઓમાં ઘણી કડીઓ જડેલી જોવા મળે છે તે ખાસ કણબીઓનાં ઘરોમાં, બેચરદાસ લશ્કરીએ આ રીતે

પોતાની જ્ઞાતિના નેતા તરીકે પોતાની વગનો ઉપયોગ કરીને અનેક જ્ઞાતિબંધુઓને પોતાની મિલના સાળખાતામાં દાખલ કર્યા. આ સમયે સૂતર અને રેશમના વેપારમાં ગુજરાતભરમાં કડવાકણબીઓ ભારે શાખ ધરાવતા. ઉદાહરણ તરીકે સુરતનું સીતવાળા કુટુંબ અને મુંબઈમાં સોમનાથ રૂપચંદ તેમજ અમદાવાદમાં લોઢુવાલા અને મશરૂવાળા જાણીતા હતા. કડવા કણબીઓએ રેશમ, કિનખાબ અને મિલને લગતા વ્યવસાયો શરૂ કર્યા.

ઉપર્યુક્ત કારણોને લીધે **ટૂંક સમયમાં જ બેચરદાસ અને તેમના દ્વારા સંચાલિત મિલની શાખ ઝડપથી વધી અને બેચરદાસ હવે એક વેપારી અને શરાફમાંથી એક ઉદ્યોગપતિ તરીકે પંકાવા લાગ્યા.** કે. એલ. ગિલિયન નામના ઓસ્ટ્રેલિયન ઇતિહાસકારે નોંધ્યું છે તે મુજબ **‘ધી બેચરદાસ સ્પિનિંગ એન્ડ વીવિંગ મિલ’ જ્યારે ૧૮૬૭માં સ્થપાઈ ત્યારે તે એક જોઈન્ટ-સ્ટોક કંપની હતી અને ૧૮૭૨માં આ મિલ કંપનીના તમામ શેરો ખરીદી લઈને બેચરદાસે તેને સ્વમાલિકીની બનાવી.**

બેચરદાસ લશ્કરીનું અવસાન તા. ૨૦-૧૨-૧૮૮૯માં થયું. આ સમયે અમદાવાદમાં માત્ર ૯ મિલો હતી. એ દૃષ્ટિએ બેચરદાસ અમદાવાદ મિલ ઉદ્યોગના એક પ્રતિષ્ઠિત પ્રણેતા હતા. નીચેનું કોષ્ટક ૧૮૬૧થી ૧૮૮૯ સુધીના અમદાવાદ મિલ ઉદ્યોગ વિશે માહિતી પૂરી પાડે છે.

**અમદાવાદ મિલ ઉદ્યોગનો વિકાસ : ૧૮૬૧-૧૮૮૯**

| વર્ષ | મિલોની સંખ્યા | ત્રાકો | સાળો | મજૂરો |
|---|---|---|---|---|
| ૧૮૬૧ | ૧ | ૨,૫૦૦ | – | ૬૩ |
| ૧૮૬૪-’૬૫ | ૧ | ૧૦,૦૦૦ | ૧૦૦ | ૫૧૫ |
| ૧૮૬૭-’૬૮ | ૨ | ૨૦,૦૦૦ | ૨૨૮ | ૮૦૦ |
| ૧૮૭૫-’૭૬ | ૩ | ૩૫,૩૦૦ | ૩૪૦ | ૧,૩૦૯ |
| ૧૮૭૮-’૭૯ | ૪ | ૫૧,૫૨૮ | ૬૮૪ | ૨,૦૧૩ |
| ૧૮૮૯-’૯૦ | ૯ | ૧,૯૩,૭૩૭ | ૨,૪૮૫ | ૭,૪૫૧ |

ઉપર્યુક્ત માહિતી પરથી ખ્યાલ આવે છે કે જે વર્ષે બેચરદાસ લશ્કરીનું મૃત્યુ થયું તે વર્ષે, એટલે કે ૧૮૮૯માં અમદાવાદમાં માત્ર નવ મિલો હતી. આ સમય મિલ ઉદ્યોગની શરૂઆતનો જ હતો અને અમદાવાદમાં હજુ તો મિલમાલિક મંડળની સ્થાપના પણ થઈ ન હતી. અમદાવાદ મિલમાલિક મંડળની સ્થાપના બેચરદાસ લશ્કરીના મૃત્યુ બાદ બે વરસે એટલે કે ૧૮૯૧માં થઈ. બેચરદાસ આ દૃષ્ટિએ



અમદાવાદ મિલ ઉદ્યોગના બીજા નંબરના સ્થાપક હતા. બેચરદાસ લશ્કરી ઉચ્ચ કક્ષાના પ્રયોજક હતા. તેમની અંગત રાહબરી નીચે તેમની મિલે ઘણો વિકાસ કર્યો.

તેમને જો માત્ર દ્રવ્ય પ્રાપ્તિની જ આકાંક્ષા હોત તો તે માત્ર મિલ ઉદ્યોગમાંથી જ તેને થતા દ્રવ્યસંચયથી સંતોષ પામી શક્યા હોત, પરંતુ તેમણે જોયું કે **મિલની સાથે સંકળાયેલા લોખંડ અને કોલસા જેવા આનુષંગિક ઉદ્યોગો પણ અમદાવાદના સાહસિકો ખીલવી શકે તેમ છે. આ સમયે એવી માન્યતા પ્રચલિત હતી કે ગુજરાતમાં પંચમહાલ જિલ્લામાં લોખંડ અને કોલસો પ્રાપ્ત થઈ શકે તેમ છે, તેથી તેમણે રણછોડલાલ છોટાલાલ, મનસુખભાઈ ભગુભાઈ અને સારાભાઈ મગનભાઈ જેવા મિલમાલિકોની મદદથી ‘ગુજરાત આયર્ન એન્ડ કોલ કંપની’ નામની એક કંપની ૧૮૮૨માં ઊભી કરી અને આ સાહસ શરૂ કરવાના તેમણે તનતોડ પ્રયાસો કર્યા. આ કંપનીમાં તેઓ એક અગ્રગણ્ય શેરહોલ્ડર બન્યા.** આ કંપનીના ડિરેક્ટરો નીચે મુજબ હતા :

૧. સારાભાઈ મગનભાઈ
૨. મનસુખભાઈ ભગુભાઈ
૩. ત્રિકમલાલ જમનાદાસ
૪. નરોત્તમદાસ ગુલાબચંદ
૫. રણછોડલાલ છોટાલાલ
૬. નવરોજી પેસ્તનજી

તેના શેરહોલ્ડરોમાં બેચરદાસ અંબાઈદાસ ઉપરાંત ભોળાનાથ સારાભાઈ પણ હતા. કંપની શરૂ થયા બાદ પંચમહાલમાં લોઢાની શોધ કરવી અને જમીન ખોદવી તેમાં સરકારની મદદ અને પરવાનગી જોઈએ. તેને માટે આ કંપનીએ મુંબઈ સરકારને અરજીઓ કરી. પ્રથમ પત્ર પંચમહાલના ક્લેક્ટરને લખવામાં આવ્યો. ૮ સપ્ટેમ્બર ૧૮૮૪ના રોજ પંચમહાલના ક્લેક્ટર, જે. કે. સ્પેન્સને લખાયેલો પત્ર અક્ષરશઃ નીચે ટાંકવામાં આવ્યો છે.

‘જનાબમાં અરજ એ છે કે આપ સાહેબ જાણો છો કે ગુજરાત એક ફળદ્રુપ અને કાચું સોનું પાકે એવો દેશ છે. ગુજરાતના લોકો સાહસિક અને ઉદ્યોગી છે. આ મુલકમાં જોઈએ તેવાં સાધન પણ મળી શકે તેમ છે અને તેમાં સુધારો થઈ શકે એવું છે. પણ હાલના સુધારાના અને ઉદ્યમની હરીફાઈના સમયમાં યંત્રશાસ્ત્ર અને વરાળયંત્ર વગર કશું બની શકે તેમ નથી. આને માટે કોલસા અને એવું બળતણ સસ્તું થવાની ઘણી જરૂરી છે તેથી કરીને જો ગુજરાતમાં કોઈ ઠેકાણેથી કોલસાની ખાણ જેવું માલૂમ પડી આવે તો દેશને ઘણો ફાયદો થાય. હાલમાં કોલસા અને બીજા

ખનિજ પદાર્થની શોધ કરવાને અમદાવાદમાં એક કંપની ઊભી થઈ છે અને એને માટે જોઈતાં નાણાં એકઠાં થઈ ગયાં છે.

ભવિષ્યમાં પૃથ્વીમાંથી ખનિજ પદાર્થ જડશે એવી ફક્ત આશા ઉપર જ શરૂઆતમાં તો આ કંપનીને ઘણું ખરચ કરવું પડશે. પણ કદાચ તેઓનો પ્રયાસ સફળ થાય તો તેમને બેસિતમ લાભ થાય એવી બધાને સારી પેઠે ખાતરી છે. પ્રયાસ સફળ થાય તો કંપનીને તેમજ સરકારને ઘણો ફાયદો છે. ખાલસામાં તથા દેશી રાજ્યના મુલકમાં કાઠિયાવાડ વગેરે ઠેકાણે શોધ કરવાનો કંપનીનો વિચાર છે. પણ સરકાર આવા કામથી દેશને કેટલો ફાયદો થશે એ વાત ધ્યાનમાં લઈ અમને અમારી શરતો પ્રમાણે કામ કરવાની રજા આપો તો હાલમાં તો અમારે પંચમહાલ જિલ્લામાં અમારી શોધ શરૂ કરવાનો વિચાર છે. અમારા જાણમાં આવ્યું છે કે પંચમહાલમાં-પંચમહાલની ભૂમિમાં લોઢાની કાચી ધાતુ છે, અમને ખબર છે કે તરત પાસે કોલસા વગર લોઢું શોધવાનું અને ગાળવાનું કામ ઉપાડવું એ જોખમકારક છે. સસ્તે ભાવે પુષ્કળ જથાબંધ કાઠીનાં લાકડાં મળી આવે તો કોલસા તો નિપજાવી શકાય.

પંચમહાલ જિલ્લામાં બાળવાનાં લાકડાં પુષ્કળ મળી આવે છે. આવાં લાકડાં રેલવેથી દૂર હોય ત્યાં તેઓની કિંમત કાંઈ ઝાઝી ઊપજતી નથી. પણ લાકડાનાં જંગલ સરકારની માલિકીનાં માટે એ બાબતમાં સરકારની નજરમાં આવે તે ખરું. તેથી કરીને રેલવેથી દસ માઈલ છેટે, વીસ માઈલ છેટે, અને ત્રીસ માઈલ છેટે એ પ્રમાણે જંગલમાંથી અમે લાકડાં લઈએ તો સરકાર જંગલ ખાતા તરફથી શા ભાવે આપશે તે ત્રણનો ભાવ અમને જણાવે તો મોટી મહેરબાની થશે.

આ કંપનીને માટે નીચેની શરતો જરૂરની છે તેથી તે શરતો આકારી કબૂલ રાખવાને આપ સરકારમાં ભલામણ કરશો એવી આશા છે.

કંપનીને જે જગ્યાએ જ્યારે જ્યારે કાંઈ કીમતી ધાતુ માલૂમ પડે તે જગ્યાથી ફક્ત ૨૫ માઈલ સુધીની જગ્યામાં કંપનીના માણસો સિવાય બીજા કોઈ માણસો પચીસ વરસ સુધી ધાતુ ખોદી શકે નહીં.

મ્યુનિસિપલ અને લોકલ ફંડની જકાત સિવાય બીજી જે સરકાર તરફથી જકાત લેવાની હોય તેવી જકાત કંપની પાસેથી સરકાર લે નહીં.

આ બદલામાં મદ્રાસમાં જેમ સોનું શોધવાની જમીનનું ભાડું દર એકરે રૂપિયા પાંચ લે છે તે પ્રમાણે જ જમાનામાં કંપનીનો ભોગવટો હશે અથવા જેમાં ખોદાણ કર્યું હશે તેવી જમીનનું દર એકરે રૂપિયા ચાર લેખે ભાડું કંપની આપશે. અમને આશા છે કે આવા શુભ કામમાં યોગ્ય જણાય એવી મદદ સરકાર અમને આપશે, અને તેથી આપ આ પત્રને જલદી અમારા લાભમાં જવાબ આપશો.'



પંચમહાલના ક્લેક્ટર જે. કે. સ્પેન્સે આ કંપનીના ડિરેક્ટરોના પત્રનો જવાબ તા. ૧-૧૦-૧૮૮૪ના રોજ આપ્યો જે નીચે મુજબ છે :

૧. 'તમારા તા. ૮મી સપ્ટેમ્બરના પત્રના જવાબમાં જણાવવાનું કે, તમારા પત્રમાં એવી અગત્યની અને વિચાર કરવાની બાબત છે કે તમે તે સંબંધની સંપૂર્ણ હકીકત મને જણાવો નહીં ત્યાં સુધી આ બાબતમાં મારાથી કાંઈ થઈ શકે તેમ નથી. મારી નજરમાં એમ આવે છે કે આ બાબત સરકારના ધ્યાન પર લાવવાને તમારે કોઈ વકીલ સોલિસિટરને સોંપવી જોઈએ. આવી અનિશ્ચિત બાબતમાં કશો હુકમ આપવાને મને સત્તા નથી અને તમને આ બાબતમાં સૂચનાઓ આપી મદદ કરવાને મને ફુરસદ નથી.

૨. બળતણને માટે લાકડાના ભાવ વિષે તમને જણાવવાનું કે એનો ભાવ રેલવેથી નજદીક કે દૂર એના ઉપર કાંઈ નથી. જ્યાં જ્યાં તમારે લાકડાં જોઈશે ત્યાં ત્યાં તમને બજારભાવે મળશે. કદાચ તમને અમુક વજનને માટે અમુક વખત સુધી અમુક ભાવે કંટ્રાટ મળી શકે, પણ પંદર વર્ષની લાંબી મુદતને માટે કંટ્રાટ આપી શકાય નહીં. સૂકી અને લીલી કાઠી એકઠી જંગલમાં કાપીને તૈયાર આપવાનો હાલનો ભાવ રૂપિયા એકની એક ખાંડી એટલે ૭૮૪ શેર છે.

આ બાબત તમારે સરકારના જંગલખાતાના અમલદારો સાથે ગોઠવણ કરવી જોઈએ.

૩. તમને કોઈ પણ જગ્યાએ કોઈ પણ મુદત સુધીનો કામ કરવાને એકહથ્થુ સ્વતંત્ર હક આપવા હાલ હું ભલામણ કરી શકતો નથી. આ કરતાં પહેલાં મારે તમારી કંપની વિશેની સંપૂર્ણ માહિતી મેળવવી જોઈએ. તે પછી થોડાં એક ખાણ ખોદવા બાબતના હક્ક તમને આપવાનો હું વિચાર કરું છું. અંગ્રેજ સરકારના મુલકમાં માલ જતાં-આવતાં સરકાર તરફથી જકાત લેવાતી નથી પણ દેશી રાજ્યની બાબતમાં તો ત્યાંના અધિકારીઓની મરજી ઉપર છે.

ગુજરાત કોલ એન્ડ આયર્ન કંપનીના ડાયરેક્ટરોને સ્પેન્સના ઉત્તરથી સંતોષ ન થતાં તેમણે ફરી એકવાર તેમને પત્ર લખ્યો. તેમણે વિનંતી કરી કે 'અમે ફક્ત પંદર વર્ષની જ મુદત માગી છે. આટલી છૂટ ન મળે તો આવા અજાણ્યા અને જોખમકારક કામમાં પડવાનું કોઈનું મન થાય નહીં. માટે અમને આશા છે કે આ બાબત સરકારના ધ્યાન ઉપર સંપૂર્ણ રીતે લાવવામાં આવે તો સરકાર અમારી માંગેલી શરતો મહેરબાની કરી કબૂલ કરશો.'

ગુજરાત આયર્ન એન્ડ કોલ કંપની વિશે બીજી એક મહત્ત્વની માહિતી નીચે આપવામાં આવી છે, તે બતાવે છે કે બેચરદાસ આ કંપનીના એક અગ્રગણ્ય ભાગીદાર હતા.

'નીચેના કામ કરવા સારુ આ કંપની સ્થાપવામાં આવી છે, ગુજરાતમાં કોઈ પણ ઠેકાણે મકાન, બંધ કે છૂટી કાંઈ પણ જમીન કોઈ પણ મુદત સુધી કોઈ પણ કિંમતે અને કાંઈ પણ શરતે ભાડે લેવી અથવા ખરીદ કરવી, અને કોયલા અને લોઢું અને બીજી ધાતુઓ જમીનમાંથી ખોદી કાઢવા સારુ વરાળયંત્ર, સાંચા તથા એમાં બીજાં સાધનો જોઈએ તે બનાવવા અને લાવવાં. ભાગીદારો તે માથે જવાબદારી પોતાના ભાગ જેટલી જ રાખવામાં આવે છે.

કંપનીના ડિરેક્ટરો નીચેના ગૃહસ્થોને નીમ્યા છે :

શેઠ સારાભાઈ મગનભાઈ રૂના સાંચાના માલિક અને શરાફ.

શેઠ મનસુખભાઈ ભગુભાઈ સાંચાના માલિક અને શરાફ.

શેઠ નરોત્તમ ગુલાબચંદ શરાફ

શેઠ ત્રિકમલાલ જમનાદાસ શરાફ

રા. બ. રણછોડલાલ રૂના સાંચાના માલિક.

ખાનસાહેબ નવરોજજી પેસ્તનજી, નવરોજી પેસ્તનજીની કંપની. દલાલ

**ભાગીદારો**

રા. બ. બેચરદાસ અંબાઈદાસ, સી.એસ.આઈ.

રા. બ. ભોળાનાથ સારાભાઈ માજી સબ જડજ.

ટી. ડબલ્યુ. વુડ સાહેબ, વડોદરા રેલવેમાં એજંટ વગેરે ગૃહસ્થો.

ગુજરાત આયર્ન એન્ડ કોલ કંપનીના સંચાલકોએ મુંબઈના ગવર્નર તેમજ હિન્દના તે સમયના વાઈસરોય લોર્ડ ડફરીનને પણ અનેક અરજીઓ કરી પરંતુ તેનું ધાર્યું પરિણામ આવ્યું નહીં. ''મુક્ત વેપાર'ની નીતિને જડતાપૂર્વક વળગી રહેલા બ્રિટિશ શાસકોએ તેવું ઈચ્છ્યું ન હતું કે આવી કોઈ કંપની હિન્દમાં ઊભી થાય. આ કારણથી સરકારે તમામ અરજીઓને ફગાવી દીધી અને આમ બેચરદાસ લશ્કરીએ અમદાવાદના પ્રયોજકોના સહકારથી સ્થાપેલી કંપની ઉપર ઠંડું પાણી ફરી વળ્યું. આમ **બેચરદાસ ઔદ્યોગિક વિકાસ માટે કોલસો કેટલો મૂલ્યવાન અને જરૂરી છે તેનું મહત્ત્વ બરાબર સમજતા હતા.**

કોઈપણ દેશનો ઔદ્યોગિક વિકાસ માત્ર મૂડીથી જ શક્ય નથી બનતો. ઔદ્યોગિક વિકાસ માટે મૂડી અને પ્રયોજનશક્તિની જેટલી જરૂર હોય છે તેટલી જ જરૂર શ્રમજીવીઓની પણ હોય છે. છેવટે તો કુશળ કારીગરો તેમના શ્રમ દ્વારા ઉદ્યોગને જીવંત રાખે છે અને વિકસાવે છે. રણછોડલાલ છોટાલાલ અને બેચરદાસ લશ્કરીએ જ્યારે અમદાવાદમાં સૌપ્રથમ મિલો શરૂ કરી ત્યારે મજૂરોના મહત્ત્વ વિશે આ મિલમાલિકો તેમજ અન્ય પ્રજાજનોને ઘણો ઓછો ખ્યાલ હતો. મુંબઈ અને



અમદાવાદની મિલોનાં કારખાનાંઓમાં સ્ત્રીઓ ઉપરાંત સાતથી આઠ વર્ષની વયનાં બાળકો પણ કામ કરતાં અને તે પણ લગભગ બાર કલાક કે તેથી પણ વધારે સમય માટે. આ ઉપરાંત શરૂઆતની મિલોમાં મજૂરોની સહીસલામતી કે તેમની માનસિક અને શારીરિક તંદુરસ્તી વિષે કોઈ પણ જાતની સારસંભાળ લેવામાં આવતી નહીં. નવાઈની વાત તો એ છે કે અમદાવાદ અને મુંબઈ જેવાં નગરોમાં કામ કરતા કારીગરોનું શોષણ અટકાવવામાં હિન્દના મિલમાલિકોએ નહીં પણ ઇંગ્લેન્ડના મિલમાલિકોએ ભાગ ભજવ્યો. આથી કદાચ કોઈને આશ્ચર્ય થાય કે ભારતના મજૂરોની વ્યથા ભારતીય મિલમાલિકોને બદલે લેન્કશાયર અને માન્ચેસ્ટરના મિલમાલિકોને કેવી રીતે થઈ આવી? આ બાબતમાં ઊંડા ઊતરતાં આપણને જરૂર થાય કે આમાં કશું જ આશ્ચર્યકારક ન હતું. **મુંબઈ અને અમદાવાદના મિલઉદ્યોગનો વિકાસ થતો જોઈને ઈર્ષ્યા પામેલા ઈંગ્લેન્ડના ઉદ્યોગપતિઓએ એવો ઊહાપોહ કર્યો કે હિન્દના મિલમાલિકો તેમના મજૂરોનું શોષણ કરીને સૂતર અને કાપડ સસ્તા ભાવે વેચે છે. હકીકતમાં તો ઈંગ્લેન્ડના ઉદ્યોગપતિઓને હિન્દુ મજૂરોના સ્વાસ્થ્યની કાંઈ પડી ન હતી, પરંતુ જે રીતે હિન્દી મિલમાલિકો તેમના મજૂરોનું શોષણ કરીને સસ્તો માલ તૈયાર કરતા અને પરદેશી માલ સામે ટક્કર ઝીલતા તેથી ઈર્ષ્યા પામીને ઈંગ્લેન્ડના ઉદ્યોગપતિઓ મગરનાં આંસુ સારી રહ્યા હતા.** આથી તેમણે હિન્દી વજીર પર પણ દબાણ કર્યું. આ બધાને પરિણામે મુંબઈ સરકારે ૧૮૭૫માં એક ફેક્ટરી કમિશનની નિમણૂક કરી. કમિશનનો અહેવાલ જોવાથી ખ્યાલ આવે છે કે રણછોડલાલ તથા બેચરદાસ લશ્કરી જેવા અમદાવાદના મિલમાલિકોએ તેમની જુબાનીઓમાં કેવી સિફતથી સાત-આઠ વર્ષની ઉંમરે બાળકોની મજૂરી માટેની હિમાયત કરી હતી. આ સમયે મુંબઈ-અમદાવાદની મિલોમાં પુરુષમજૂરો ૧૪ કલાક, સ્ત્રીમજૂરો ૧૨ કલાક અને બાળમજૂરો ૧૦ કલાક મજૂરી કરતા હતા. મુંબઈ અને અમદાવાદના મિલમાલિકોની દલીલ એ હતી કે તેઓ ભૂખ્યાં અને બેકાર સ્ત્રી, પુરુષો અને બાળકોને મજૂરીએ રાખીને તેમનું કલ્યાણ કરી રહ્યા છે, જ્યારે બીજી તરફ માન્ચેસ્ટરવાળાઓનો દાવો એ હતો કે હિન્દી મજૂરોનું બેહદ શોષણ થઈ રહ્યું છે અને તે ઘટના અમાનુષી છે. આમ ગ્રેટબ્રિટનના ઉદ્યોગપતિઓ તેમજ હિન્દના ઉદ્યોગપતિઓ 'મજૂરકલ્યાણ' માટેના પોતપોતાનાં દૃષ્ટિબિંદુ અને દાવા આગળ કરી રહ્યા હતા. સાંસ્થાનિક ભારતમાં કામદાર સંઘ પ્રવૃત્તિ હજુ સુધી પાંગરી પણ ન હતી. સદ્‌ભાગ્યે આપણી પાસે આ અંગેનો મહત્ત્વનો રિપોર્ટ ઉપલબ્ધ છે. ફેક્ટરી એક્ટ શરૂ કરતી વખતે મુંબઈ સરકારે અમદાવાદ અને મુંબઈના મિલમાલિકો પાસેથી તેમની કામદાર વિષયક નીતિ

અંગેનો ચોક્કસ અને સિલસિલાબદ્ધ ખુલાસો માગ્યો હતો. રણછોડલાલ છોટાલાલ, બેચરદાસ લશ્કરી આ સમયે અમદાવાદના બે જ મિલમાલિકો હતા, તેથી તેઓ તેમની જુબાની આપવા ૧૮૭૫માં ખાસ અમદાવાદથી મુંબઈ ગયા હતા. બેચરદાસની મુલાકાત મુંબઈમાં બ્રિટિશ અધિકારીઓ સાથે ૧૮૭૫માં થઈ. આ અંગેની અત્યંત મહત્ત્વપૂર્ણ અને રસપ્રદ માહિતી નીચે પૂરી પાડવામાં આવી છે જે બતાવે છે કે મજૂરો પ્રત્યે તે જમાનામાં મિલમાલિકોનું વલણ કેવા પ્રકારનું હતું. બેચરદાસ લશ્કરી પણ આ બાબતમાં અપવાદરૂપ ન હતા. તેમણે પણ સાત-આઠ વર્ષના બાળમજૂરો માટેની હિમાયત કરી હતી.

બુધવાર બીજી જૂન ૧૮૭૫ ૩ વાગે બોમ્બે ફેક્ટરી કમિશનની ૮મી બેઠક લાઈબ્રેરી રૂમ, સેક્રેટરિયેટમાં મળી તેની શબ્દશઃ કાર્યવાહી આ પ્રમાણે હતી.

**હાજર :**

એફ.એફ. રૂથનોટ, એસ્કવાયર, સી.એસ., પ્રમુખ.
એચ. મેક્સવેલ, એસ્કવાયર, સભ્ય.
ટી. બ્લેન્લી, એસ્કવાયર, સભ્ય.
મોરારજી ગોકુલદાસ એસ્કવાયર, સભ્ય.
ડબલ્યુ. મોઈલન, એસ્કવાયર, સેક્રેટરી.

**રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસની જુબાની :**

૯૬૨ પ્રશ્ન : આપનું નામ શું છે?
ઉત્તર : બેચરદાસ અંબાઈદાસ.
૯૬૩ પ્રશ્ન : આપ ક્યાં રહો છો?
ઉત્તર : અમદાવાદ
૯૬૪ પ્રશ્ન : તમારી ત્યાં કોઈ મિલ છે?
ઉત્તર : હા.
૯૬૫ પ્રશ્ન : કાંતવાની અને વણવાની મિલ?
ઉત્તર : હા.
૯૬૬ પ્રશ્ન : તે મિલ સાથે તમે કેટલા સમયથી સંકળાયેલ છો?
ઉત્તર : ૧૮૬૪
૯૬૭ પ્રશ્ન : તમને મિલ વહીવટનો કંઈ અનુભવ છે?
ઉત્તર : હા.
૯૬૮ પ્રશ્ન : તમારી મિલની યંત્રસામગ્રી રક્ષિત છે?
ઉત્તર : હા.



૯૬૯ પ્રશ્ન : તમે માનો છો કે બધી મિલની યંત્રસામગ્રી રક્ષિત હોવી જોઈએ?
ઉત્તર : હા.
૯૭૦ પ્રશ્ન : તમારી મિલમાં બહુ અકસ્માતો થાય છે?
ઉત્તર : ના, બહુ નહીં.
૯૭૧ પ્રશ્ન : તમારી મિલમાં કામે રાખેલાં બાળકોની ઓછામાં ઓછી ઉંમર કેટલી છે?
ઉત્તર : આઠ વર્ષ અને તેની ઉપરનાં.
૯૭૨ પ્રશ્ન : તેમને કયાં કામે રાખેલાં છે?
ઉત્તર : થ્રોસલ ખાતામાં.
૯૭૩ પ્રશ્ન : આઠ વરસ બહુ નાની ઉંમર કહેવાય તેમ તમે માનો છો?
ઉત્તર : ના, હું એમ માનતો નથી.
૯૭૪ પ્રશ્ન : તો તમે એમ માનો છો કે તેમને આઠ વર્ષની ઉંમરે કામે લગાડવાં જોઈએ?
ઉત્તર : હા.
૯૭૫ પ્રશ્ન : તેઓ કેટલા કલાક કામ કરે છે?
ઉત્તર : સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી.
૯૭૬ પ્રશ્ન : બાળકો બધો સમય કામ કરે છે?
ઉત્તર : હા, રિસેસના સમય સિવાય.
૯૭૭ પ્રશ્ન : રિસેસનો સમય અડધો કલાકનો છે?
ઉત્તર : હા.
૯૭૮ પ્રશ્ન : તે સમય બારથી સાડાબાર સુધીનો છે?
ઉત્તર : હા.
૯૭૯ પ્રશ્ન : સ્ત્રીઓ અને બાળકો બધો સમય સતત કામ કરે છે?
ઉત્તર : હા, પણ તેમને અવારનવાર ધૂમ્રપાન અને બીજા હેતુઓ માટે પાંચ પાંચ મિનિટનો મુક્તિનો સમય આપવામાં આવે છે.
૯૮૦ પ્રશ્ન : પણ તે લોકો સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી મિલની હદમાં જ રહે છે? એ સમય દરમિયાન તે લોકો કોઈ માલિકના તાબામાં હોય છે?
ઉત્તર : હા.
૯૮૧ પ્રશ્ન : કામના સમય દરમિયાન તે લોકો પોતાનું ખાણું લે છે?
ઉત્તર : હા.

૯૮૨ પ્રશ્ન : તમે રવિવારે મિલ બંધ રાખો છો?
ઉત્તર : હા, અમે બાર વાગ્યાથી યંત્રસામગ્રી સાફ કરવા માટે મિલ બંધ રાખીએ છીએ.
૯૮૩ પ્રશ્ન : દરેક રવિવારે?
ઉત્તર : હા.
૯૮૪ પ્રશ્ન : તમારા કામદારોને તમે છૂટક મજૂરી આપો છો કે માસિક?
ઉત્તર : બંને રીતે.
૯૮૫ પ્રશ્ન : રવિવાર સિવાયના સમયે તેમને કેટલી રજાઓ આપો છો?
ઉત્તર : અગિયાર.
૯૮૬ પ્રશ્ન : મિલો રવિવારે બંધ હોવી જોઈએ?
ઉત્તર : હા, યંત્રસામગ્રી સાફ કરવા માટે.
૯૮૭ પ્રશ્ન : ધારો કે આગળના સપ્તાહમાં રજા હોય તો તમે રજા પછીના રવિવારે કામ ચાલુ રાખો છો?
ઉત્તર : હા, જો સપ્તાહના કોઈ પણ દિવસમાં કામ બંધ રહ્યું હોય તો તે પછીના રવિવારે અમે તે સમય ભરપાઈ કરી દેવા માટે કામ કરીએ છીએ, નહિતર નહીં.
૯૮૮ પ્રશ્ન : અઠવાડિયામાં એક દિવસ કામ બંધ રાખવાનું તમે મંજૂર રાખો છો?
ઉત્તર : હા, હું મંજૂર રાખું છું (માન્ય રાખું છું).
૯૮૯ પ્રશ્ન : રજાનો દિવસ રવિવાર હોવો જોઈએ કે બીજો કોઈ દિવસ હોવો જોઈએ તેમ તમે માનો છો?
ઉત્તર : હા, અઠવાડિયામાં કોઈ એક દિવસ જરૂરી છે. પછી તે રવિવાર હોય કે બીજો કોઈ દિવસ હોય તે અગત્યનું નથી.
૯૯૦ પ્રશ્ન : આખા વર્ષમાં રવિવારો તથા બીજું બધું ગણીને કામદારોને કેટલી રજાઓ આપવી જોઈએ?
ઉત્તર : ૫૯થી ૬૩
૯૯૧ પ્રશ્ન : રવિવારોએ મિલ બંધ રાખવાથી કામદારોને લાભ થશે?
ઉત્તર : હા, તેમને એક દિવસનો આરામ મળશે.
૯૯૨ પ્રશ્ન : જો, રવિવારને કાયદા દ્વારા રજાનો દિવસ મુકરર કરવામાં આવે તો કામદારોને મુશ્કેલી પડશે?
ઉત્તર : અલબત્ત નહીં. (ના, બિલકુલ નહીં.)



૯૯૩ પ્રશ્ન : તમારી મિલમાં પાણીનો પૂરતો પુરવઠો છે?
ઉત્તર : હા.
૯૯૪ પ્રશ્ન : તમારી મિલમાં મુતરડી અને જાજરૂની સુવિધા છે?
ઉત્તર : હા. એમને ચોખ્ખી રાખવામાં આવે છે. વારંવાર તેને ધોળાવી અને જંતુરહિત કરવામાં આવે છે.
૯૯૫ પ્રશ્ન : બાળકોના માટે કામના કલાક કેટલા હોવા જોઈએ?
ઉત્તર : તેઓ કંઈ પણ તકલીફ વગર આખો દિવસ કામ કરી શકે છે.
૯૯૬ પ્રશ્ન : પણ તમે ઇચ્છો છો કે તેઓ સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી, સાડાતેર કલાક કામ કરે? પ્રશ્ન એ છે કે તેમને માટે રોજના કામના વધુમાં વધુ કેટલા કલાક હોવા જોઈએ?
ઉત્તર : સાડાદસથી અગિયાર કલાક.
૯૯૭ પ્રશ્ન : પણ કેટલા દિવસોમાં સાડા દસ કે અગિયાર કલાક હોવા જોઈએ?
ઉત્તર : હું એમ માનું છું કે ઠંડી ઋતુમાં ૧૦ કલાક અને બીજી ઋતુઓમાં અગિયાર કલાક હોવા જોઈએ.
૯૯૮ પ્રશ્ન : બાળકો આખો દિવસ કામમાં હોય છે?
ઉત્તર : અરે! ના, એમને અવારનવાર ધૂમ્રપાન અને બીજા હેતુઓ માટે બહાર જવા દેવામાં આવે છે તેઓ કોઈ કોઈ વાર મિલમાં રમતાં હોય છે, એટલે આપ જોઈ શકશો કે તેમને કામના કલાકો દરમિયાન આરામ માટે ઘણા ઇન્ટરવલો મળતા હોય છે.
૯૯૯ પ્રશ્ન : હા, એવું તો બધે હોય છે, પણ એમને મિલમાં તો બધો સમય રહેવું પડે છે ને?
ઉત્તર : હા.
૧૦૦૦ પ્રશ્ન : તો પછી આખા દિવસમાં તેઓ ખરેખર કેટલા કલાક કામ કરે છે?
ઉત્તર : હું કહી શકું નહીં. પણ માનું છું કે આશરે નવ કલાક.
૧૦૦૧ પ્રશ્ન : તો પછી તેમણે કેટલા કલાક કામ કરવું જોઈએ, તેમ તમે માનો છો?
ઉત્તર : હું કહી શકું નહીં, પણ નવ કલાક યોગ્ય ગણાય.
૧૦૦૨ પ્રશ્ન : નવ કલાકથી વધુ નહીં?
ઉત્તર : તેઓ નવ કલાક પણ ભાગ્યે જ કામ કરે છે. કેટલોક સમય તે લોકો રમતમાં ગાળે છે.

૧૦૦૩ પ્રશ્ન : તમને લાગે છે કે તેઓ પોતાની તંદુરસ્તીને અસર કર્યા વગર નવ કલાક કામ કરી શકે?
ઉત્તર : હા.
૧૦૦૪ પ્રશ્ન : તમને એમ નથી લાગતું કે હાલના કામના કલાક સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી વધારે પડતો લાંબો સમય ગણાય?
ઉત્તર : હા, પણ કામદારો બરાબર સૂર્યોદય થયે કામ આવતા નથી.
૧૦૦૫ પ્રશ્ન : ઠીક ત્યારે, શિયાળામાં કામના મુકરર કલાકો શું હોય છે?
ઉત્તર : લગભગ સવારના ૭થી ૫-૩૦ સુધી.
૧૦૦૬ પ્રશ્ન : અને ઉનાળામાં?
ઉત્તર : લગભગ સવારના ૬થી ૬-૩૦ સુધી.
૧૦૦૭ પ્રશ્ન : તમને નથી લાગતું કે આઠ વર્ષનાં બાળકો માટે આટલા કલાક તે વધુ પડતો લાંબો સમય છે?
ઉત્તર : જુઓ બાળકો આખો સમય કામ કરતાં હોય તો આ સમય વધુ પડતો લાંબો ગણાય.
૧૦૦૮ પ્રશ્ન : કામદારોને માટે ખાણું લેવા માટે છાપરાવાળી શેડ બાંધી છે?
ઉત્તર : ઘણા ચોતરા છે જ્યાં લીંબડા અને ઝાડ નીચે તેઓ જમવા બેસે છે.
૧૦૦૯ પ્રશ્ન : પણ કોઈ શેડ અથવા તેની બીજી કોઈ વ્યવસ્થા કરવામાં આવી નથી?
ઉત્તર : ના, મોટા ઝાડના છાંયામાં જમવાનું એટલું ખુશનુમા હોય છે કે એમને સામાન્ય રીતે એના છાંયામાં જમવાનું ગમે છે.
૧૦૧૦ પ્રશ્ન : તમને તમારું ખાણું ઝાડ નીચે લેવાનું ગમે?
ઉત્તર : હા, મને ગમે અને મેં એમ ઘણીવાર કર્યું છે.
૧૦૧૧ પ્રશ્ન : પણ છતવાળું શેડ રાખવું જોઈએ?
ઉત્તર : મોટો ઝાડનો છાંયો હોય પછી છતવાળી જગ્યાનો શો અર્થ છે?
૧૦૧૨ પ્રશ્ન : અમદાવાદમાં કોઈ દિવસ વરસાદ નથી આવતો?
ઉત્તર : હા, આવે છે. પણ જ્યારે વરસાદ આવતો હોય ત્યારે તેઓ વરંડામાં જમે છે.
૧૦૧૩ પ્રશ્ન : તો પછી ઝાડ હંમેશાં ઉપયોગમાં નથી આવતાં?
ઉત્તર : ના, હંમેશાં નહીં.
૧૦૧૪ પ્રશ્ન : તમારી મિલમાં હવા-ઉજાસ સારાં છે?
ઉત્તર : હા.



૧૦૧૫ પ્રશ્ન : તમારી મિલમાં તાપમાનનું પ્રમાણ શું રહે છે તે તમે જાણો છો?
ઉત્તર : હા. ૮૫, ડિગ્રીથી ૯૦ ડિગ્રી રહે છે.
૧૦૧૬ પ્રશ્ન : કયા મહિનામાં?
ઉત્તર : માર્ચ અને એપ્રિલ
૧૦૧૭ પ્રશ્ન : સિવિલ હોસ્પિટલમાં રજિસ્ટર રાખવામાં આવે છે તેની સાથે આનો મેળ ખાતો નથી.
ઉત્તર : હા, મળતું આવે છે. છાવણીમાં તાપમાન ૧૦૦ ડિગ્રી હોય છે. અને શહેરમાં ૧૦૫ અને મારી મિલમાં સરેરાશ ૮૫થી ૮૯ ડિગ્રી હોય છે. શહેરમાં તાપમાન છાવણી કરતાં વધુ ગરમ હોય છે.
૧૦૧૮ પ્રશ્ન : તમે એમ કહો છો કે છાવણીમાં અને શહેરમાં તમારી મિલ કરતાં તાપમાન વધુ ગરમ હોય છે?
ઉત્તર : હા, મારા ઘરમાં કેટલીકવાર તાપમાન ૯૮ ડિગ્રી સુધી ઊંચું જાય છે.
૧૦૧૯ પ્રશ્ન : અમદાવાદમાં મિલો ચાલુ થઈ તેના કરતાં અત્યારે કામદાર વર્ગો વધુ સુખી છે?
ઉત્તર : હા. ૧૮૬૪માં જ્યારે સરકારે અનિયમિત (અસ્થાયી) દળ બરખાસ્ત કર્યું ત્યારે હું કે જે-તે દળમાં રસાલા તરીકે કામ કરતો ત્યારે હું બેકારીના સપાટામાં આવી ગયેલો અને એટલે મેં મિલ શરૂ કરી.
૧૦૨૦ પ્રશ્ન : હા, પણ પ્રશ્ન એ છે કે મિલો શરૂ થઈ એ પહેલાં ઘણા લોકો કામ વગરના હતા?
ઉત્તર : હા. ગરીબ વર્ગોને ઘણા મોટા પ્રમાણમાં મિલોએ કામ પૂરું પાડ્યું છે.
૧૦૨૧ પ્રશ્ન : તો પછી હવે અમદાવાદમાં ગરીબ કોઈ લોકો નથી?
ઉત્તર : હા છે, પણ મિલો શરૂ થઈ ત્યારથી તેમની સામાન્ય સ્થિતિમાં ઘણો સુધારો થયો છે.
૧૦૨૨ પ્રશ્ન : તેમને શું મહેનતાણું મળે છે?
ઉત્તર : માસિક રૂપિયા બેથી પચાસ સુધી
૧૦૨૩ પ્રશ્ન : કામદારોને ૫૦ રૂપિયા મળે છે?
ઉત્તર : ના, મુકાદમને
૧૦૨૪ પ્રશ્ન : તો પછી કામદારોને શું મળે છે?
ઉત્તર : રૂપિયા સાતથી ચૌદ

૧૦૨૫ પ્રશ્ન : તમારી મિલમાં નિશાળ છે?
ઉત્તર : ના.
૧૦૨૬ પ્રશ્ન : બાળકો નિશાળે જાય છે?
ઉત્તર : ના. તેઓ મોટાભાગે કોળી અને વાઘરી વર્ગનાં હોય છે, અને નિશાળે જતાં નથી અને જવાની દરકાર પણ કરતાં નથી.
૧૦૨૭ પ્રશ્ન : વાઘરીઓ વ્યવસાયી ભિખારી છે?
ઉત્તર : હા. લગભગ એવું.
૧૦૨૮ પ્રશ્ન : એ લોકો પીતા નથી?
ઉત્તર : હા, પીએ છે.
૧૦૨૯ પ્રશ્ન : બાળકો અને યુવાન વ્યક્તિઓને શિક્ષણ આપવું જોઈએ?
ઉત્તર : હા, એ લોકો જો પસંદ કરે તો સારી વસ્તુ છે.
૧૦૩૦ પ્રશ્ન : એ લોકો જો શિક્ષણ પામેલા હોય તો વધુ સારી રીતે કામ કરે?
ઉત્તર : ના.
૧૦૩૧ પ્રશ્ન : તો પછી, વધુ ખરાબ રીતે કામ કરે?
ઉત્તર : હા, અત્યારે જેટલું ધ્યાન રાખે છે તેટલું ધ્યાન રાખે નહીં.
૧૦૩૨ પ્રશ્ન : તમે શિક્ષણને મરજિયાત બનાવો, પણ ફરજિયાત નહીં?
ઉત્તર : હા.
૧૦૩૩ પ્રશ્ન : તમે શિક્ષિત કામદારોને કામે રાખો?
ઉત્તર : હા, ચોક્કસ મારે એમ શું કામ ન કરવું જોઈએ?
૧૦૩૪ પ્રશ્ન : તમે એમ માનો છો કે મિલના કામને નિયમિત બનાવવા કોઈ ધારાની જરૂર છે?
ઉત્તર : ના, બિલકુલ જરૂરી નથી.
૧૦૩૫ પ્રશ્ન : તમને લાગે છે કે મિલ કામદારો ધારાથી સ્વતંત્ર રીતે મિલોનું કામ નિયમિત બનાવવા માટે પોતાનું મંડળ રચી શકે?
ઉત્તર : હા, હું એમ માનું છું.
૧૦૩૬ પ્રશ્ન : મિલના કામમાં કેટલીક એવી વિગતો છે કે જેને નિયમિત બનાવવાની જરૂર છે, તે? દાખલા તરીકે યંત્રસામગ્રીનું રક્ષણ.
ઉત્તર : કેમ? યંત્રસામગ્રી તો સારી રીતે રક્ષિત છે જ.
૧૦૩૭ પ્રશ્ન : પણ, એના સિવાયની પણ કેટલીક વિગતો છે, નથી?
ઉત્તર : હા છે.



૧૦૩૮ પ્રશ્ન : તે કઈ છે?
ઉત્તર : મિલમાલિકોએ સાથે મળીને મસલત કરવી જોઈએ કે તેમને માટે તથા કામદારો માટે કયાં પગલાં ઉત્તમ ગણાશે?
૧૦૩૯ પ્રશ્ન : હા, પણ તમે શું ગોઠવણ કરશો?
ઉત્તર : કેમ, અમે યંત્રસામગ્રીની સુધારણા માટે વ્યવસ્થા કરીશું.
૧૦૪૦ પ્રશ્ન : પણ તમને લાગે છે કે આ વ્યવસ્થા વફાદારીપૂર્વક અમલમાં મૂકી છે?
ઉત્તર : હા.
૧૦૪૧ પ્રશ્ન : તમને નથી લાગતું કે સરકારની મધ્યસ્થી મિલમાલિકો અને કામદારો બંનેને લાભકર્તા થશે?
ઉત્તર : ના.
૧૦૪૨ પ્રશ્ન : તો શું નુકસાન કરતા થશે?
ઉત્તર : હા.
૧૦૪૩ પ્રશ્ન : કઈ રીતે?
ઉત્તર : એક કરતાં વધારે રીતે હું સ્વાનુભાવ પરથી જાણું છું કે સરકાર સાથેના કોઈ પણ વિષય વિશેનો પત્રવ્યવહાર અને તે પત્રવ્યવહારની પ્રલંબ પ્રક્રિયા, જે મિલમાલિકો અને સરકાર વચ્ચે થશે તે ઘણી બાબતોમાં મિલોના નિયમિત કામકાજને નુકસાન કરતા થશે.
૧૦૪૪ પ્રશ્ન : તો તમને એમ લાગે છે કે સરકારની મધ્યસ્થી લાભ કરતાં નુકસાન વધુ કરશે?
ઉત્તર : હા, મને એમ લાગે છે.
૧૦૪૫ પ્રશ્ન : તમારી મિલમાં કામદારોમાં માંદગી બહુ રહે છે?
ઉત્તર : ના.
૧૦૪૬ પ્રશ્ન : તમારા કામદારોની તબિયત સારી રહે છે, એટલે મિલના કામથી તેમનું સ્વાસ્થ્ય બગડતું નથી?
ઉત્તર : મિલના કામથી તેમની તબિયત બગડતી નથી.
૧૦૪૭ પ્રશ્ન : અમદાવાદમાં મિલકામદારો તેમના જ વર્ગનાં ગામડાંમાં કામ કરતા માણસો કરતાં સારી સ્થિતિમાં છે?
ઉત્તર : હા, નિઃશંક વધુ સારી સ્થિતિમાં છે.

૧૦૪૮ પ્રશ્ન : મિલકામદારોને શહેરમાં કામ કરતા અન્ય કામદારો કરતાં વધુ મહેનતાણું આપવામાં આવે છે?

ઉત્તર : હા.

૧૦૪૯ પ્રશ્ન : તમે એમ કહેવા માગો છે કે (હુન્નર) કલા અને ઉત્પાદનમાં કામ કરતા લોકો મિલકામદારો કરતાં ઓછું કમાય છે?

ઉત્તર : એનો આધાર ધંધા ઉપર રહે છે. કેટલાક ઓછું કમાય છે, કેટલાક વધુ કમાય છે. રેશમ અને કિનખાબ ઉત્પાદકો (ઉત્પાદનમાં કામદારો) વધુ કમાય છે, સૂતર ઉત્પાદકો ઓછું કમાય છે.

૧૦૫૦ પ્રશ્ન : પણ તમોને નથી લાગતું કે મિલકામદારો બીજા બહાર કામ કરતા મજૂરો કરતાં વધુ સુખી છે?

ઉત્તર : હા, મને એમ લાગે છે.

ઉપરની જુબાનીથી આપણને તે વખતની કેટલીક વિગતો જાણવા મળે છે. **આ વિગતોથી આપણે એમ કહી શકીએ કે બેચરદાસ મુક્ત વેપારના હિમાયતી હતા. એટલું જ નહિ પણ ખાનગી માલિકીના ધંધાઓમાં સરકારે મધ્યસ્થી કરવી જોઈએ નહીં તેવું સ્પષ્ટપણે માનતા બેચરદાસ કામદારો માટે જે કંઈ કરવું પડે તે કરવા માટે તૈયાર હતા તેમને શિક્ષણ આપવું જોઈએ તેના આગ્રહી કરતા. પોતાની મિલની સ્વચ્છતા સારી રીતે રાખતા હતા. કુદરત તરફનો તેમનો પ્રેમ પણ જોઈ શકાય છે કે તેમણે ઝાડ નીચે બેસી અનેકવાર ખાણું પણ લીધેલું હતું. આ તેમના પૂર્વજોનો કુદરત તરફનો પ્રેમ વર્તાતો હતો.** આ ચર્ચા અહીં એટલા માટે કરવી જરૂરી છે કે પ્રયોજનશક્તિ, મૂડી, કોલસો કે લોખંડ અને કામદારોની સ્થિતિ અને તેમને મળતી સવલતો ઉદ્યોગ વિકાસમાં મહત્ત્વનો ભાગ ભજવે છે.

## મુંબઈની ધારાસભામાં બેચરદાસ લશ્કરીની ઔદ્યોગિક નેતા તરીકેની પ્રતિભા

અગાઉ આપણે જોઈ ગયા છીએ કે **બેચરદાસ લશ્કરીની કેટલીક વિશિષ્ટ સિદ્ધિઓને કારણે તેઓને મુંબઈની ધારાસભામાં બેસવાનો અધિકાર આવ્યો હતો. ઈ.સ. ૧૮૭૫માં તેઓ મુંબઈની લેજિસ્લેટિવ એસેમ્બ્લીના સભ્ય તરીકે નિયુક્તિ પામ્યા હતા.** આ સમય દરમિયાનમાં તેઓ ધારાસભામાં હંમેશાં પ્રજાકલ્યાણનાં કામોમાં તેમજ ઔદ્યોગિક વિકાસની બાબતોમાં પોતાની સૂઝ અને જાગૃતિ બતાવતા હતા. ધારાસભામાં નિમાયા તેના થોડા સમય પહેલાં જ ‘રાવબહાદુર’નો માનવંતો ખિતાબ પામ્યા હતા. તેમ છતાં **તેઓએ ધારાસભામાં યુરોપિયન એજન્સીઓની ખુશામત ક્યારેય કરી ન હતી.** તેમને જે યોગ્ય લાગતું તે બેધડક રીતે ધારાસભામાં રજૂ કરતા. આ માટે આપણને ખૂબ જ મહત્ત્વના એવા દસ્તાવેજ પ્રાપ્ત થયા છે તેમાં તેમણે



ઉદ્યોગની બાબતમાં અને તેમાંયે ખાસ કરી કાપડની બાબતમાં, રૂના વાવેતરની બાબતમાં રૂની જાત અને તેને ઉત્પન્ન કરતા પ્રદેશો વિશ્વનાં બજારોમાં રૂની પરિસ્થિતિ વગેરે બાબતમાં તેઓને કેવું જ્ઞાન હતું અને યુરોપિયન એજન્સીઓ કાપડ ઉદ્યોગને અને રૂના બજારને કઈ રીતે કચડી નાખવા માંગે છે વગેરે બાબતોની રસપ્રદ માહિતી આપણને પ્રાપ્ત થાય છે જે માહિતી દ્વારા આપણને તેમની ઔદ્યોગિક નેતા તરીકેની પ્રતિભાનાં દર્શન થાય છે, એટલું જ નહીં પણ તેઓએ ગુજરાતના કાપડ ઉદ્યોગના વિકાસ માટે અને સુતરાઉ કાપડના આત્મા સમાન રૂની બાબતમાં તેમણે કેટલો રસ લીધો હતો તે બાબત બહાર આવે છે. આ માહિતી આપણને કાયદા-કાનૂન ઘડવાના હેતુ માટે મળેલા ગવર્નરના સલાહકાર મંડળની કાર્યવાહીમાંથી પ્રાપ્ત થાય છે.

‘કોટન ફ્રોડ બીલ’ પરના મિ. ગ્રેહામના સુધારાના ખરડા નં. ૧, ૧૮૭૭માં ૨૮ ફેબ્રુઆરીના રોજ બેચરદાસ અંબાઈદાસે સંભાષણ આપતાં કહ્યું હતું : ‘મૂળ ૧૮૬૩ના ધારાના નવમા સિદ્ધાંતનો આશય માત્ર ઈંગ્લેન્ડ નિકાસ થતા રૂમાં દગો અટકાવવાનો હતો અને આ પ્રેસિડન્સીમાં વપરાતા હાથથી અથવા યંત્રથી વણાતા રૂ માટે નહીં. વણકરો (સ્પિનર) નિરીક્ષકો કરતાં વધુ નિષ્ણાત હોઈ તેમની જુદી જુદી પ્રક્રિયામાં જોઈતા રૂની તેઓ પસંદગી કરે છે. તેમને નિરીક્ષકોના રક્ષણની જરૂર નથી, કારણ કે તેઓ ખરીદીની વખતે રૂની પૂરતી જાંચ કરે છે અન તેમના ધંધા માટે કયું રૂ સૌથી યોગ્ય છે તે જાણે છે. કોઈ પણ જાતની સત્તાવાર દેખરેખ કે રખેવાળી વગર પોતાનું કામ પોતે ચલાવી શકે તેમ છે. ભૂતકાળના બધા અનુભવો એ છે કે ખૂબ જ અસાધારણ બીનાઓને બાદ કરતાં ધંધામાં કાયદાકીય દખલગીરી માત્ર અકળામણ ઉપજાવનારી જ નહીં, પરંતુ તેને બાધારૂપ પણ છે. હું ગાયકવાડ નાકા અને ફ્રેન્ચ ઓક્ટ્રોય (જકાત) જે બંને બાબતો દરેક રીતે બિનલોકપ્રિય છે તેનો હું ઉલ્લેખ કરીને આ બાબતને ઉદાહરણ સહિત સમજાવીશ. અને આ ખરડો પણ એ જ રીતે તિરસ્કૃત બનશે. મને લાગે છે કે સરકારી હુકમ નીચે રૂનો સુધારો અને ઉત્પાદન માટેનું કોટન ફંડ ફ્રોડનો અમલ ખૂબ જ વાંધાજનક નીવડશે, કારણ કે સરકાર આખરે તેમાંથી મહેસૂલનો લાભ પ્રાપ્ત કરશે. આ પ્રેસિડન્સીમે અલગ કક્ષામાં રાખવા માટે, ઈંગ્લેન્ડ સિવાયના બીજાઓ પાસેથી ફી ઉઘરાવવાની રીત, ઘણી મુશ્કેલ થશે. આમાંથી સર્જાતી વધારાની મુશ્કેલી અને કામગીરીમાં ઊભી થતી ડખલને ગણતરીમાં ન લઈએ તો પણ, એ વાત નિઃશંક છે કે ઉઘરાવાયેલી ફીની રકમ કરતાં તેને ઉઘરાવવા માટે થયેલ ખર્ચ વધુ થશે. કમિશનના અહેવાલમાં આ ધારાને મોકૂફ રાખવાના મત પછી પણ રાજ્યમંત્રીએ આ ધારાને ચાલુ રાખવાનું નક્કી કર્યું છે તે દયાજનક પરિસ્થિતિ છે. મને લાગે છે કે આ ધારાને શક્ય તેટલો વધુ બિનનુકસાનકર્તા રાખવો

તે ડહાપણભર્યું લેખાશે. નિરીક્ષકોનો ખર્ચ કર્યા વગર આ બાબતે ક્લેક્ટરો અને તેમના મદદનીશો ઉપર છોડી દેવાનું વધુ હિતાવહ છે, કારણ કે તેઓ તેનો અમલ કરવા માટે યોગ્ય લોકો છે, અને ગુના માટે દંડ નિધિનો કાયદો પર્યાપ્ત છે, સમાપનમાં હું માનનીયશ્રી ગ્રેહામ દ્વારા પ્રસ્તુત થયેલા સુધારાને અનુમોદન આપું છું.' અત્રે એ વાત નોંધવી જરૂરી છે કે ગ્રેહામનો સુધારો આ ધારામાંથી બધી જ કડકાઈ દૂર કરવાના હેતુથી રજૂ થયો હતો. આ સુધારો બ્રિટિશ સત્તાધીશો દ્વારા નિષ્ફળ બનાવાયો હતો. ગ્રેહામ અને બેચરદાસ અંબાઈદાસ સાથે માત્ર બીજા બે જણાએ જ તેની તરફેણમાં મતદાન કર્યું હતું.

૩ માર્ચ ૧૮૭૭ 'ધી કોટન ફ્રોડ બીલ' ઉપરના ત્રીજા વાચનની ચર્ચામાં બેચરદાસ અંબાઈદાસે વિગતે સંબોધન કર્યું હતું. પોતાના વિચારો વ્યક્ત કરતાં કહ્યું, 'બીલનો સિદ્ધાંત વાંધાજનક છે કારણ કે તે પૂર્વગ્રહિત રીતે ધંધાને અસર કરે છે. અગાઉની સભાઓમાં રૂની અગત્યની જાતમાં સુધારો કરવાના વિષય ઉપર બે વાર વિગતે ચર્ચા થઈ હોવા છતાં, મને લાગતું નથી કે ધારાસંગ્રહો, જિલ્લાઓમાંની યુરોપિયન એજન્સીઓ અને ભાવનગર ખાતેની સંયુક્ત વહીવટી તંત્રની કાર્યવાહી કંઈ પણ મહત્ત્વની રીતે લાભકર્તા નીવડે. મેં પહેલાં પણ કહ્યું હતું અને અત્યારે પણ તે વાત દોહરાવું છું કે આ પ્રશ્ન માત્ર ખરીદનાર અને વેચનાર વચ્ચેનો છે. તેમના સ્વહિત ઉપર આપણે આધાર રાખવો જોઈએ અને હું મારો આ મત જારી રાખવા માગું છું, અને તેનાં કારણો આપવા માગું છું. જો કોટન ફ્રીડ ખાતું અસરકારક હોય તો અરોરા વહાણના બનાવ ઉપરાંત ધોલેરાના નવા માર્કાવાળું સારું રૂ, તેની ગાંસડીઓ લિવરપુલના બજારમાં નકામા તરીકે 2d per 1bના ભાવે વેચાયેલું, જ્યારે સારું રૂ. 5d per 1bના ભાવે વેચાતું હતું. હું વધુમાં કહેવા માગું છું કે 'હરિયા' રૂ જે અમદાવાદ અને આસપાસમાં ઉત્પન્ન થાય છે, અને જે સારામાં સારી ગુણવત્તા લાંબા અને મજબૂત તારવાળું જે સ્થાનિક બજારોમાં પોતાની લોકપ્રિયતા ધરાવે છે અને જે ભરૂચના રૂ કરતાં પણ ઊંચી કિંમતે થોડા સમય માટે વેચાતું હતું અને લગભગ અમેરિકન રૂની જેટલી કિંમતે વેચાતું હોત. જો તેની પ્રતિષ્ઠા તેના જેટલી જ હોત અને એમાં હલકા પ્રકારનું રૂ ભેળવવામાં આવ્યું ન હોત તો અમદાવાદની મિલોએ ઘરઆંગણે ઊગતા રૂને બદલે ભરૂચ જિલ્લામાં આવેલા જંબુસરમાં ઊગતું રૂ દલાલી, રેલવે નૂર ઉપરાંત રૂની કિંમત આપીને વધારે ઊંચા ભાવે શા માટે ખરીદવું જોઈએ? હું એ દર્શાવવા માગું છું કે જો યુરોપિયન એજન્સી રૂની જાત સુધારવા માટે કારણભૂત હોય તો તેમનું જુદી જુદી ગુણવત્તાવાળું કેમ હતું અને સોદામાં લવાદો દ્વારા તેને કેમ ફેંકી દેવામાં આવેલું, અને અહીંથી જે રૂ



લિવરપુલના બજારમાં મોકલવામાં આવેલું તેની જાત અને વર્ગ જુદાં જુદાં માલૂમ પડવાથી તેના ઉપર દંડ શા માટે લાદવામાં આવેલો? એજન્સીને કેટલાક લોકો કદાચ લાભકર્તા ગણે પણ મારા મત મુજબ તે કંઈ હકીકતમાં (વ્યવહારમાં) કંઈ ભલું કરતી નથી, એજન્ટોનું પણ - કારણ કે જો મુંબઈના બજારમાં રૂ લાવવા દેવામાં આવતું હોય તો તે રૂના કરતાં પણ; તેમણે ઊંચી કિંમત ચૂકવવી પડે છે. પબ્લિક જર્નલોમાં બતાવેલા ભાવો, અહીંના ભાવોની સામે 'અપકન્ટ્રી'ના ભાવો કે જે લિવરપુલના બજારમાં ભાવ ઉપર સત્તા ભોગવે છે. આ હકીકત દ્વારા આ બાબતનો નિર્દેશ થાય છે. આમ કેમ બને છે? પ્રશ્ન કદાચ પૂછવામાં આવે એનું કારણ એ છે કે બી વાવવામાં આવે છે એ પહેલાં અહીં સોદાઓ થઈ જાય છે. દાખલા તરીકે જે માલની ડિલિવરી જાન્યુઆરી, ફેબ્રુઆરી કે માર્ચમાં કરવાની હોય છે તેના સોદાઓ ઘણા અગાઉથી થઈ ગયા હોય છે. આની ના નથી પણ સાથે સાથે પાલિતાણાને પણ ઓછો યશ આપવો જોઈએ નહીં, કારણ કે ત્યાં જે ઊંચા પ્રકારનું રૂ ઉગાડવામાં આવે છે તે ભાવનગરી રૂ કરતાં પણ ઊંચી કિંમતે વેચાય છે અને તેની કિંમત લગભગ ભરૂચના રૂ જેટલી હોય છે. પાલિતાણા સ્વતંત્ર છે જેના પર ખાસ કંઈ દેખરેખ નથી. ૧૮૭૨માં જ્યારે ખાંડીએ બે રૂપિયા જેટલો નજીવો તફાવત હતો જેને લીધે સુધારા માટે કંઈ પ્રોત્સાહન પૂરું પાડવામાં આવેલું નહીં, પણ હવે જ્યારે દર ખાંડીએ ૧૫ રૂપિયા કે તેથી વધારે ફરક આવે છે ત્યારે બજારમાં રૂની ઘણી સારી જાત વેચાવા માટે આવે છે, એટલે એ બાબત સ્પષ્ટ છે કે, અસાધારણ સંજોગો સિવાય ખેતી સુધારણા કિંમત સાથે સંકળાયેલી છે, એટલે ભાવનો સંબંધ ખેતી સુધારણા સાથે સીધી રીતે જોડાયેલો છે. સારી ગુણવત્તાવાળા માલ સિવાય કંઈ પણ નહીં ખરીદવાનો આગ્રહ રાખવો અને તેને વળગી રહેવું તે બાબત ખરીદનારાઓ ઉપર આધાર રાખે છે. કારણ કે તેઓને શું જોઈએ છે તે લોકો જ નક્કી કરી શકે. નિરીક્ષકને અબાધિત સત્તા આપતો (સેક્શન-૬) બહુ જ અસ્પષ્ટ છે અને જો તેને અત્યારના સ્વરૂપમાં પસાર કરવામાં આવે તો નિર્દોષ ખરીદનારાઓ કે જેને તે ગંભીર રીતે નુકસાન કરી શકે અને અકળાવી શકે તેવા કોઈ વ્યક્તિની દયા પર છોડી દેવામાં આવશે, એટલે મીઠાના ધારામાં જે જાતનું નિયંત્રણ છે તે પ્રકારનું નિયંત્રણ તેના પર મૂકવું જોઈએ. વઢવાણના મેનેજરના અભિપ્રાયની બાબતમાં મેં છેલ્લી સભામાં તેના વિશે જાણ્યું. તે પહેલાં મને કંઈ ખ્યાલ ન હતો. તેનું કારણ શું હતું તે હું કહી શકતો નથી. તે સમય પહેલાં પંચ (કમિશન) બેસવાનું હોય. આ કદાચ કોઈ હિત ધરાવતી વ્યક્તિનું કામ હોય, હું અહીંયાં મારા વિચારો રજૂ કરું છું. એ બાબતમાં એમ કહેવા ઇચ્છુ છું કે આ બાબતમાં મને કોઈ લાગણી કે પૂર્વગ્રહ

નથી, પણ પણ કાઉન્સિલની વિચારણા માટે મારા અભિપ્રાયો જણાવું છું. 'બેચરદાસના મત સાથે ખરડો ચાર મત વિરુદ્ધ પસાર કરવામાં આવ્યો હતો.'

ઉપર્યુક્ત માહિતીને આધારે આપને બેચરદાસના ખેતી વિષેના, સરકારની અડચણ વિષેના તેમજ આંતરરાષ્ટ્રીય રૂ બજાર વિષેના અને કાયદા-કાનૂન વિષેના જ્ઞાનની પ્રતીતિ થાય છે. અપકન્ટ્રીઝ વિષેનું તેમનું જ્ઞાન અને અમદાવાદના મિલ ઉદ્યોગની તેમની ચિંતા અને તેનો વિકાસ કરવાની તેમની ભાવના અને સ્વતંત્ર વેપારની હિમાયત તેમના વિચારોમાં સ્પષ્ટપણે જોવા મળે છે. ગુજરાતના રૂને થતા અન્યાય અને તેના ભાવવધારા માટેની લડાઈ આમ તો મિલ ઉદ્યોગને ફાયદાકારક હતી. આમ તેમણે ધારાસભામાં આપેલાં બે વ્યાખ્યાનો તેમના ઔદ્યોગિક નેતૃત્વની ઝાંખી કરાવે છે અને ગુજરાતમાં ઉદ્યોગ વિકાસ કરવાની તેમની શુભ ભાવના જોવા મળે છે.

**બેચરદાસનું વ્યક્તિત્વ :**

વ્યાપારી કે ઔદ્યોગિક નેતાગીરી માટે ઉદ્યોગ માલિકનું વ્યક્તિત્વ પણ ઉપરની સર્વ બાબતો જેટલું જ મહત્ત્વનું ગણાય, અને તે ઉદ્યોગના વિકાસમાં મહત્ત્વનું લક્ષણ મનાય છે. **બેચરદાસની મનઃસ્થિતિનું મનોવૈજ્ઞાનિક વિશ્લેષણ કરીએ તો તેમનો સ્વદેશપ્રેમ, સ્વધર્મભક્તિ, સ્વાભિમાન, સ્વજ્ઞાતિપ્રેમ જેવાં લક્ષણો જોવા મળે છે. આ બધા ગુણો આપણને તેઓએ આપેલાં ભાષણો તેમજ ઉપરોક્ત જુબાનીના આધારે ફલિત થાય છે. તેઓ જે માનતા તે સ્પષ્ટપણે રજૂ કરતાં કોઈ અંગ્રેજ અધિકારીની પણ શેહશરમમાં આવતા નહીં. આ ઉપરાંત તેમનામાં ઉદ્યોગપતિ તરીકે જે ગુણો જોઈએ તે હતા.** આ પ્રકરણની ચર્ચા પૂરી કરીએ તે પહેલાં બેચરદાસમાં રહેલી ખૂબીઓ અને શક્તિઓની નોંધ લેવી ખૂબ જરૂરી બને છે. આ શક્તિઓ માટે તેમના વ્યક્તિત્વને ચકાસવું અને તેમના 'રેફરન્સગ્રુપ' વિષેની થોડીક માહિતી ઉપયોગી બને તેમ છે.

(૧) તેઓને નોકરીનો અનુભવ હતો અને તે પણ લશ્કરી વિભાગમાં એટલે જીવનમાં ચીવટતા આવી હતી, જે ચીવટતા કોઈપણ ધંધા માટે ખૂબ આવશ્યક ગણાય. (૨) પિતાના ધંધા ઉપરાંત સ્વતંત્ર ઉદ્યોગ તરફ તેમનું મનનું વલણ હતું અને લશ્કરી ખાતામાં નોકરી કરતા ત્યારે પણ ઈસ્ટ ઇન્ડિયા કંપનીના અધિકારીઓ સાથે ખાનગીમાં વેપાર કરતા હતા. (૩) રૂના સાંચા વિલાયતથી મંગાવવા માટે તેનો તેમણે અભ્યાસ કર્યો હતો, સૂતરની જાતો તેમજ મશીનરીનો અભ્યાસ કર્યો હતો તેનો ઉલ્લેખ તેમણે બોમ્બે ફેક્ટરી કમિશન આગળ જુવાનીમાં કર્યો હતો. તેઓ મિલ ચલાવવાનો અનુભવ જાણે છે તે વાત પણ તેમાંથી બહાર આવી હતી. આ ઉપરાંત તેમના કુટુંબીઓ પાસે



કેટલાક આધારભૂત પુસ્તકો રૂની જાતો, રેશમની જાતોનું તેમજ સૂતરની જાતોનું કોટન કેટલૉગ આજે પણ હયાત છે. તેમની મિલનું મશીન ૬૫ હોર્સપાવરનું હતું. (૪) બીજા સ્વતંત્ર ધંધા તરફ તેમનું વલણ ન જતાં સાંચાથી રૂ કાંતવા અને વણવા તરફ ગયું હતું. એટલું જ નહીં તેઓએ 'દાક્તરી સૂતર' એટલે વિદેશી રૂ અને ઇજિપ્શિયન રૂ સાથે દેશી રૂને મેળવીને સૂતરનું કાપડ વણવાનો પ્રયોગ કર્યો. (૫) બેચરદાસ કશું કામ સંપૂર્ણ વિચાર કર્યા સિવાય ઉપાડતા નહીં અને ઉપાડ્યું તો તેને પાર મૂકીને જંપતા - પછી તે સમાજસુધારાનું કે ઉદ્યોગને લગતું હોય. કોઈ પણ કામ માટે પાકો બંદોબસ્ત કરતા તે આપણે મિલની સ્થાપના અને તેના વહીવટીતંત્રના માળખામાં જોઈ શકીએ છીએ.

૧૮૭૦નો કાયદો કડવા જ્ઞાતિના કણબીઓને લાગુ કરવા માટે પણ પાકો બંદોબસ્ત કર્યો હતો. આ બાબતમાં સહીઓ એકઠી કરી પોતે પૂના ગવર્નરને મળવા ગયા હતા. **તેઓ કોઈના તેજ કે પ્રભાવથી અંજાઈ જતા નહીં, કારણ તેઓ પોતે જ પ્રભાવશાળી વ્યક્તિત્વ ધરાવતા હતા અને લશ્કરમાં નોકરી કરેલી હતી. આ કારણે તેઓ શિસ્તના આગ્રહી હતા. તેઓ માયાળુ અને પરદુઃખ ભંજક પણ હતા. પ્રાણીમાત્ર પર તેઓને ખૂબ દયા હતી. તેઓ વિઘ્નથી ડરતા નહીં, પુરુષાર્થમાં માનતા હતા.**

તેમને જે સમયે મિલ શરૂ કરવી હતી ત્યારે ન થઈ કારણ ખંભાતથી સામાન આવતાં મુશ્કેલીઓ નડી. તેમની મિલનો સામાન પણ રણછોડલાલની મિલના સામાનની જેમ જ ખંભાતથી અમદાવાદ ગાડા થકી આવ્યો હતો. ત્યારબાદ હાથીઓની મદદથી ખસેડ્યો હતો. **અન્ય જ્ઞાતિવાદના વર્ચસ્વને તોડવા કડવા કણબી જ્ઞાતિના આ બેચરદાસ ટક્કર લઈ શકે તે જ તેમના વ્યક્તિત્વનો પ્રભાવ હતો.** ગુજરાતીમાં કહેવત છે કે 'બ્રાહ્મણનું ઝેર આંખમાં, વાણિયાનું ઝેર પેટમાં અને પટેલનુ ઝેર જીભે.' એનો અર્થ એ થયો કે પટેલોની કડવી જીભે તેઓને સ્પષ્ટ કહી દેનાર પ્રજા તરીકે જાણીતી બનાવી હતી. એક દંતકથા એવી છે કે તેઓ કડવું (આડું) બોલતા હોવાથી તેઓ કડવા કહેવાય. પાટીદારની ભાષા 'કહોડાફાડ' કહેવાય છે. પણ મનનો ભોળો હોય છે. દિલનો સાફ અને દિલાવર હોય છે.

બેચરદાસના 'રેફન્સ ગ્રુપ'ને તપાસીએ તો પણ તેમનું વ્યક્તિત્વ આપણને તેજસ્વી અને આકર્ષક લાગે છે. નગરશેઠના કુટુંબ, અમદાવાદ, સુરત, ભરૂચ, વડોદરા અને મુંબઈના ધનાઢ્યો સાથે, પારસી ધંધાદારીઓ અને ધનિકો સાથે અન્ય દેશવિદેશના શાહુકારો સાથે તેમને ઘરોબો હતો. આ ઉપરાંત દેશી રાજા, નવાબો સાથે પણ અંગત સંબંધો હતા. ધર્મચિંતકો, બુદ્ધિજીવીઓ, મહારાષ્ટ્રિયન વિદ્વાનો અને

અધિકારીઓ, અંગ્રેજ વિદ્વાનો અને અધિકારીઓ તેમના નિકટના પરિચયમાં હતા, એટલું જ નહીં પણ અનેક સમારંભોમાં તેઓ મુક્ત મને બેચરદાસ લશ્કરીનાં ગુણગાન કરતાં હતાં. પોતે આદ્યશક્તિના ઉપાસક હોવાથી દર નવરાત્રિમાં પોતાને ત્યાં અમદાવાદના ગૃહસ્થોને આમંત્રી ગરબાઓનો જલસો રાખતા તેમજ લાણી વહેંચતા હતા. તેના ધાતુના ઘડાઓ આજે પણ કેટલાંક કુટુંબો પાસે સચવાયેલા છે. તેમના વારસોએ પણ તે પ્રથા ચાલુ રાખી હતી. તે વખતની **અમદાવાદની તમામ સામાજિક પ્રવૃત્તિઓ ઉપર દૃષ્ટિપાત કરીએ તો બેચરદાસનું કુટુંબ મોખરે ગણાય. પ્રેમાભાઈ શેઠ, હઠીસિંહ કુટુંબ, મગન કરમચંદ કુટુંબ સાથે તેમને ઘણી આત્મીયતા હતી. આ ત્રણ કુટુંબ પછી તરત જ બેચરદાસ લશ્કરીના કુટુંબને ગણીએ તો અસ્થાને નથી. તેઓ સાચા અર્થમાં સમાજસુધારક અને વ્યાપારી ઔદ્યોગિક નેતા હતા. રત્નમણિરાવ ભીમરાવ જોટે નોંધે છે કે 'વેપારમાં તેઓ સાહસિક હતા... વિદ્યાબુદ્ધિમાં પૈસો ખર્ચ્યો હતો. એ સુધારક હતા.''**

૧૯મી સદીના મહાન સુધારક ઔદ્યોગિક નેતા નરકસેરી વિરલ વિભૂતિ રા.વ. બેચરદાસનો તા. ૨૪-૧૨-૧૮૮૯ના રોજ જીવન દીપ બુઝાઈ ગયો.

## બેચેરદાસ વિરહ

## સી. એસ. આઇ.

''શેર બજારે આ શું કર્યું, હાંરે વાળ્યો દુનિયાંનો દાટ''
''લાજ લીધી લાખો લોકની, હાંરે ઉપજાવ્યો ઉચાટ''

એ રાગ. - રાગ પરજ.

અંબાઇદાસ કુળ ઉપજ્યા, સી.એસ.આઇ. બેચરદાસ;
ઓનરેબલે અવની થકી, કિધો કૈલાસે નિવાસ. ટેક.
સર્વોપરી તે સ્વભાનારે, પુરા પુનેશ્રી કહેવાય;
લાયક તે લશ્કરી તણો, વડો વિરહ વરણાય. અંબા૦ ૧
મુખ કમળથી મલપતારે, કાઢ્યાં વિવેકી વેણ;
બધી ઉંમર બેચરભાઈ, કદી કડવું ન કેણ. અંબા૦ ૨
પ્રભાતે પરીબ્રહ્મનું રે, ધ્રડતા રાખીને ધ્યાન;
કરતા તે બહુ કોડથી, નહી ઉપાધી આન. અંબા૦ ૩

વિરહ સંતાપ રાગ ઉપર પ્રમાણે.

અશુભ ખબર એ શેઠનીરે, સુણી કરે સંતાપ;
પરદેશીને વળી પુરજન, પ્રૌઢો કરે પરીતાપ. અંબા૦ ૪



હાવા ઉદાર હવે થશે રે? ના ના નકી પ્રમાણ;
શીર ધૂણાવે સંભારીને, ગદ ગદ કંઠે તે વાણ. અંબા૦ ૫
અમદાવાદ સુરતને વળી રે, મોજી મુંબઈના શેઠ;
વડું તે શેહેર વડોદરું, ચિન વિલાયત ઠેઠ. અંબા૦ ૬
મારવાડને વળી માળવોરે, મોટો દેશ મેવાડ;
સોરઠ દેશ સોહામણો, કછ ભુજ કાઠિયાવાડ. અંબા૦ ૭
દક્ષિણ દ્વારકાં દિલ્લીએરે, કાશી ને કેદાર;
સંતાપ કરે સૌ શ્રષ્ટીમાં, પઢતાં આવે ન પાર. અંબા૦ ૮
પ્રલય સમયમાં પ્રાણીયોરે, અતિ અંતરે અકળાય;
તેમ સમાચાર સાંભળી, ઘણા ગુણીયલ ગભરાયા. અંબા૦ ૯
કડવાએ કરી કળકળીરે, ખરેખરી ખરતાળ;
મુંબઈ અમદાવાદની મહી, હાંટે પડી હરતાળ. અંબા૦ ૧૦
સંવત ઓગણીસેં વળી રે, છકી છેતાળીસની સાલ;
માગસર વધ ત્રયોદશી, વિશ્વમાં થઈ વિકરાળ. અંબા૦ ૧૧
શોક કરે છે શેહેરનારે, સાણા સાહેબ સહુ;
લોકોપકારી તે કામને, હાંરે સંભારીને બહુ. અંબા૦ ૧૨
અમલદારને વળી અધિપતિરે, સારો સરકારી સમાજ;
બેચેરદાસ જેવા બને નહી, સૌ બોલે એકે અવાજ. અંબા૦ ૧૩
નગરનાથી નૌતમ કરીરે, કીરતી કીતાબ બહુ;
સદાવરતને સખાવતો, પુણ્યનો પાર ન લહુ. અંબા૦ ૧૪
કેનું કઠણ હોય કાળજુ રે, મનમાં ધારે જે ધીર,
વિલાપ વનિતાના સાંભળી, તનમાં લાગે છે તીર અંબા અંબા૦ ૧૫
પથ્થર તો ફાટી પડેરે, એવા વિવિધ વિલાપ;
કરૂણા ઉપજે બહુ ક્રૂરને, સુણી સુંદરિયોના સંતાપ અંબા અંબા૦ ૧૬
વાળ્યું તે મનડુ વળે નહી રે, ધારી શકે ન ધીર;
ગુણ તમારા સાંભરી, નયણે આવે છે નીર. અંબા૦ ૧૭
શંભુપ્રસાદજી શેઠને રે, વિરહ પીડા જે થાય.
દલારીનો દિલ તેમનાં, કોણ કરશેરે સાહ્ય. અંબા૦ ૧૮
હાહાકાર હવો ઘણો રે, શેહેર અમદાવાદ માંય;
પયાણ કર્યું પરબ્રહ્મમાં, તે વેળાએ ત્યાંય. અંબા૦ ૧૯

શોકનો સિંધુ રેલીઓરે, સઘળી સૃષ્ટી છે જ્યાંય;
દુઃખનો દાવાનળ બળે, સહુના હૃદય માંય. અંબા૦ ૨૦
ક્લેશ કરવો ઘટતો નથી રે, સધાર્યા ગણોની સાથ;
કેમ કરી મન વાળીએ, હૈયું રહે ના હાથ. અંબા૦ ૨૧
લખતાં લેખણ ચાલે નહીરે, કેઈ પેરે લખાય;
આંખોથી આંસું ઝરે, કથન કેમ કથાય. અંબા૦ ૨૨
કાન કઠણ થયા ઘણા રે, સાંભળી સહન તે થાય;
આંખ અતિશે કુમળી, તેણે જોયું ન જાય. અંબા૦ ૨૩
શીવો કહે એ શેઠને રે, શંકર કરજ્યોરે સહાય;
જીવન મુક્ત મા જાણીને, આદ્ય શક્તિ અંબાય. અંબા૦ ૨૪

## ગુણ કથન

**(ક્યા ઈશ્કે પરીને મારા, મુઝે છોડ ચલા બનજારા;)**

**એ રાહ.**

ગુલ્લ હવે જો ગુલેહજારા, ઓનરેબલ હિંદકા તારા. ટેક.
કિહ અચળ ઉજ્વળ કીરતી, જહાં તક સારી હે પીરથી;
ગયે ગરીબું પાલનહારા, ઓનરેબલ હિંદકા તારા. ૧
કૌંન્સિલમે મેંબર કહાએ, સીએસઆઈ કીતાબ પાએ;
કીયા હિંદુસ્તાન ઉજીઆરા, ઓનરબેલ હિંદકા તારા. ૨
ધન્ય બહેચરદાસ ગુન ખાની, સીધી સુધાસી બાની;
દીય દિપ્તમાન દેદારા, ઓનરેબલ હિંદકા તારા. ૩
દંગ હોવે પુરુષ નર નારી, દેખ દસરાકી અસવારી;
સંગ રથ અશ્વ અસ્વારા, ઓનરેબલ હિંદકા તારા. ૪
શીર છત્ર ચમર સો છાજે, મેનામાં બહાદુર બિરાજે;
સોહે શંભુપ્રસાદ સુત સારા, ઓનરેબલ હિંદકા તારા. ૫
શાંત સુભાવ મંગલ મુરતી, લગી પરીબ્રહ્મમાં સુરતી;
સુર બચન બદો ગંગ ધારા, ઓનરેલ હિંદકા તારા. ૬
સિકંચા રાયખડ મ્યાને, કીયા ખલ્ક ખૂબ સો જાને;
આગે ફિરતા નદીકા આરા, ઓનરેબલ હિંદકા તારા. ૭
કામ કાપડકા નખસીદારે, વહાઁ નકિલે સુતકે તારે;
કીયા ગરીબુંકા એ ગુજારા, ઓનરેબલ હિંદકા તારા. ૮



સબ સમાજ ખુરશી આપે, ચેરમેનકે સ્થાનક થાપે.
જાની રૈયતકા ભવ પારા, ઓનરેબલ હિંદકા તારા. ૯
ગુનીજન ગવૈયા આવે, નીત માજીકે ગુન ગાવે,
લઈ નરગાંસિરંગી ચીકારા, ઓનરબેલ હિંદકાતારા. ૧૦
મુખ દેખ જાવે ઉદાસી, પરમાર્થ પ્રભા પ્રકાશી.
સમભાવ નેન નજારા, ઓનરેબલ હિંદકા તારા. ૧૧
છાંડ કપટ દંભ મોહમાયા, શુદ્ધચૈતન્યસો ધ્યાન લગાયા;
જુઠાજાની આ જગ પસારા, ઓનરેબલ હિંદકા તારા. ૧૨

**''ઓધવજી રે સંદેશડો, કેહેજ્યો મથુરાં મોજાર;''**

**એ રાગ. ગરબી**

બેચરભાઈ બહુ ગુણે ભર્યા, બત્રિસ લક્ષણ ભરપુર, ટેક.
દાન દયાથી રે દીપતા, નારાયણનૈં રે નુ.
મંજુલ મુખ વિકાસતું, શરદ પુનમ ચંદ;
અધર પ્રવાલની હદ્યમાં, કરતા હાસરે મંદ. બેચરભાઈ ૧
ધરમની રે ધજા ધરી, માના મંદિર માંય,
સદાવ્રત તેમાં શોભતું, પાઠશાળા છે ત્યાંય. બેચરભાઈ ૨
અતિથીને ત્યાં આપતા, સીધુ સરપણ સમેત;
અવાસમાંરે ઉતારતા, પુરણ આણી રે હેત. બેચરભાઈ ૩
પાઠશાળે પોતે રાખતા, સુકદેવ જેવા મુન્ય;
તે શાસ્ત્રી શીષ્યને ભણાવતા, વેદ કેરી ધુંન્ય. બેચરભાઈ ૪
શોભાયમાન સારી કરી, હવેલીની હરોળ;
અચળ નામ ધરી આપનું, વસાવિ પોતાની પોળ. બેચરભાઈ ૫
સમીપમાં શંભુપ્રસાદની, શોભે સામી તે ઓળ.
છટ્ટાદાર તે છાજતી, વસ્તી કરેરે કલોલ. બેચરભાઈ ૬
દીલી દરવાજે દીપતો, બંગલો શોભાયમાન;
કિધો મેમાનને કારણે, ઉતારવા રાજ રાજન. બેચરભાઈ ૭
બાકી મેરાબને બારણે, ખીલાવી ખૂબ બાગ;
ક્યારી રચાવી કુસુમની, ફળીત વૃક્ષનો નહિ તાગ. બેચરભાઈ ૮
કોટ કઠેરો કોડામણો, તેમાં ન મળે રે ભુલ;
અગ્રે તેની ઓપતું, ગૌર ગુલાબી રે ફુલ. બેચરભાઈ ૯

ઈસ્પિતાળ સ્વહસ્તે કરી, ઘણા ખરચીને દામ;
રોગિયા રોગ વિદારીને, વળતી પામે વિરામ. બેચરભાઈ ૧૦
મહાલક્ષ્મીબાનું મહિ વિષે, અચળ રાખવા નામ;
સ્ત્રીઓને સારુ કર્યો, ભણવાનોરે મુકામ. બેચરભાઈ ૧૧
ખડપામાં ખડકનાથના, બીજો રચીયો ત્યાં બાગ;
ફુલ ફળ અતિ ઉતરે, સાભ્ર તીરે મહાભાગ. બેચરભાઈ ૧૨
હવા ખાવાને કારણે, બંગલો બાંધ્યો ત્યાં એક;
મિલિટ્રી મેજરસાથે બહુ, બોલ ચાલનો નેક. બેચરભાઈ ૧૩
દુધેશ્વરનાં દેહેરાં તણો, કર્યો, સુધારો બહુ;
લાખો રૂપૈયા ખરચીને, સોચ કરાવ્યાં સહુ. બેચરભાઈ ૧૪
એજ સ્થળે પોતા તણું, કરયું દેહેરું અમૂલ્ય;
શંકરનું રે સોહામણું, કારમુ કૈલાસ તુલ્ય. બેચરભાઈ ૧૫
ધેંગી ધર્મશાળા કરી, મહા કામથી મજબુત;
સાભ્ર તીરે તે શોભતું, ઉજવળ અદ્‌ભુત. બેચરભાઈ ૧૬
કાળુપર દરવાજા કને, ધવળ ધર્મશાળાનો ધામ.
કરયો તે બહુ કોડથી, વટેમાર્ગુનો વિશ્રામ. બેચરભાઈ ૧૭
રાયખંડમાં રૂડો કર્યો, સાંચો સાભાર તીર;
ઊંચી ચુમની ઓપતી, નીચે નૌતમ અંજીર. બેચરભાઈ ૧૮
વણાય ત્યાં બહુ વેગથી, રૂ સુતર સાફ થાય;
માદરપાટને ધોતીઆં, દેશ પરદેશે જાય. બેચરભાઈ ૧૯
લાયક જનને લાભનું, ગરિબોનું ગુજરાન;
કામ કરાવ્યું એ કારમું, બહાદુર બુદ્ધિનિધાન. બેચરભાઈ ૨૦
પાટણવાડામાં પ્રૌઢ છે, ઉજવળ હુંઝારે ગામ;
કડવા રહે ત્યાં કોડામણા, અવિચળ ઉમીઆનો ધામ. બેચરભાઈ ૨૧
નોબત ગહગહ ગરગડે, સારો શ્રણાઈનો સોર;
ઉંચુતે દેવળ ઓપતું, ઉપર બોલે રે મોર. બેચરભાઈ ૨૨
માનસરોવરનું મંડાવિયું, કરવા અવિચળ કામ;
સર્વોપરિ થઈ સર્વમાં, સુધરાવ્યું તમામ. બેચરભાઈ ૨૩
ત્યાંથી વધાવો વિવાહ તણો, આવે આપને ઘેર;
સભા વચે તીલક કરી, પઢે લગનની પેર બેચરભાઈ બેચરભાઈ ૨૪



તુરત તોરણ બાંધવા, અસારવા ગામ;
વરઘોડો રૂડો ચડાવીને, જતા કરી ધુંમધામ. બેચરભાઈ ૨૫
ત્યાં ગોળનું ગાડું લુંટાવતા, માની મંગલ મુલ;
સર્વ સજ્જનને આપતા, પાન સોપારીને, ફૂલ. બેચરભાઈ ૨૬
ગવર્નર ઈનકૌંન્સિલમાં, ખૂબ ખુરશી નંખાય;
પોતાના પરવર્યા પછી, કાયદા કાનૂન લખાય. બેચરભાઈ ૨૭
ઉપમા તે હિંદુસ્તાનના, ઉજળા તારાની જેહ;
મનોહર જાણી માહારાણીએ, આપી ઉજ્વળ એહ. બેચરભાઈ ૨૮
કોઠામાં કમિશનર થઈ, લોક લાભમાં ઉતરો;
એવાં કામ અતિ કર્યાં, તેણે કરી ન વિસરો. બેચરભાઈ ૨૯
દુકાનો દેશ વિદેશમાં, વિલાયત હુંડી શકરાયા;
વેપાર વડેરો ચાલતો, કોથી નવ્ય કળાય. બેચરભાઈ ૩૦
તેનું કામ ચલાવતા, બુદ્ધમાન બલાખીરેદાસ;
માતબર તેમને માનતા, વડો રાખી વિશ્વાસ. બેચરભાઈ ૩૧
શંભુપ્રસાદશેઠ શાબાશ છે, ખરચામાં ખરચી બહુ દામ;
દેશ વિદેશ કરી નામના, રાખ્યું રાવબહાદુરનું નામ બેચરભાઈ ૩૨
જગપ્રસિદ્ધ જમનાદાસના, સપુત ડાહ્યારેભાઈ;
ખરચ કરાવ્યું બહુ ખાંતથી, પોતે પાસે રહી. બેચરભાઈ ૩૩
શીવોકહે સુખીરાખજો, શંભુ તમને હરરોજ;
નવનિદ્ધરિદ્ધ સિધે ભર્યા, માણજ્યો શુભ મોજે. બેચરભાઈ ૩૪

## સોરઠા

શેઠ શંભુપ્રસાદ, મુલક મયાવિ મેદની;
પ્રૌઢો કરી પ્રસાદ, જમાડ્યા જુગતે કરી. ૧
શેલાંનો શિરપાવ, પાઘડિયોનો પાર નહિ;
દૂલા દિલ ઉમરાવ, બંધાવિ બહાદુર નરા. ૨
અમૃત ટીંપુ એક, શાંતિ કરે સૌ જીવને;
ઝાંઝવાં જળ અનેક, તૃષા તેથી છિપે નહિ. ૩

---

બનાવી પ્રસિદ્ધ કરનાર બારોટ શીવલાલ ખુશાલ. અમદાવાદ ખાડીયામાં દેસાઈની પોળ. ૧૮૯૦

# પ્રકરણ ૬ ઉપસંહાર

૧૯મા સૈકામાં ગુજરાતમાં અનેક સમાજસુધારકો અને ઔદ્યોગિક નેતાઓ પેદા થયા. રણછોડલાલ ગિરધરલાલ, પ્રાણલાલ હરિવલ્લભદાસ, ભોળાનાથ સારાભાઈ, મહીપતરામ રૂપરામ, કરસનદાસ મૂળજી, દુર્ગારામ મહેતાજી, કવિ નર્મદ, કવિ દલપતરામ અને નવલરામ લક્ષ્મીરામ પંડ્યા, રમણભાઈ નીલકંઠ તેમના સમયના મહાન સમાજસુધારકો હતા. જ્યારે બીજી તરફ રણછોડલાલ છોટાલાલ, મનસુખભાઈ ભગુભાઈ, મંગળદાસ ગિરધરદાસ મગનભાઈ કરમચંદ, જમનાલાલ, ત્રિકમલાલ, પ્રેમાભાઈ હીમાભાઈ અને હઠીસિંગ કેસરસિંગ જેવા પુરુષો ૧૯મા સૈકાના ધુરંધર વ્યાપારીઓ અને ઉદ્યોગપતિઓ હતા. પરંતુ આ તમામ સામાજિક અને ઔદ્યોગિક નેતાઓ હિન્દુ જ્ઞાતિ પ્રણાલીના સંદર્ભમાં ઉચ્ચ જ્ઞાતિઓમાંથી આવતા હતા, જ્યારે બેચરદાસ લશ્કરી હિન્દુ વર્ણવ્યવસ્થા અનુસાર કણબી જ્ઞાતિનું સભ્યપદ ધરાવતા હતા. 'પાટીદારો' એક યા બીજાં કારણોસર 'કુલીન' ગણાતા, જ્યારે બેચરદાસ કડવા કણબીની જ્ઞાતિ કૃષિક્ષેત્રે અત્યંત ઉદ્યમી હોવા છતાં સામાજિક વર્ગીકરણમાં પાછળ હતી અને ઉપલી જ્ઞાતિઓના સભ્યો તેની ઉપેક્ષા કરતા. તેથી બેચરદાસ લશ્કરીની એક સામાજિક અને ઔદ્યોગિક નેતા તરીકે સમીક્ષા કરતાં તે પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉદ્ભવે છે કે આવી 'આર્થિક પછાત' જ્ઞાતિમાં જન્મ્યા હોવા છતાં બેચરદાસ લશ્કરી કેવા સંજોગોમાં અને કેવી રીતે ગુજરાતભરમાં સુપ્રસિદ્ધ થયા? એક બીજો પ્રશ્ન પણ અત્રે પ્રસ્તુત બને છે કે તેમણે એકી સાથે સામાજિક તેમજ ઔદ્યોગિક ક્ષેત્રોમાં નેતાગીરી કેવી રીતે પ્રાપ્ત કરી? આ પ્રશ્ન પ્રસ્તુત એટલા માટે છે કે મહીપતરામ રૂપરામ, કવિ નર્મદ, કવિ દલપતરામ અને દુર્ગારામ મહેતાજી જેવા સામાજિક ક્ષેત્રમાં નામાંકિત બન્યા. આર્થિક ઉન્નતિ વિષે તેમણે ચર્ચાઓ ઘણી કરી હશે. પરંતુ તેમાંના કોઈએ પણ પ્રત્યક્ષ વ્યવહારમાં સિદ્ધ કરી બતાવ્યું ન હતું. બીજી તરફ મનસુખભાઈ ભગુભાઈ, જમનાદાસ ત્રિકમદાસ, બાલાભાઈ દામોદર જેવી વ્યક્તિઓ ઔદ્યોગિક ક્ષેત્રમાં જાણીતી હતી. આમ છતાં પણ સમાજસુધારાના ક્ષેત્રે તેમનું પ્રદાન લગભગ નહિવત્ હતું. રણછોડલાલ છોટાલાલ અમદાવાદના મિલઉદ્યોગના સ્થાપક હતા અને તેમણે મિલ સ્થાપ્યા પછી પણ તેમની ઔદ્યોગિક નેતાગીરી ચાલુ રાખી હતી. પરંતુ સામાજિક ક્ષેત્રમાં તે અત્યંત રૂઢિચુસ્ત માણસ તરીકે સાબિત થયા, ઉદાહરણ તરીકે એક સમયે જ્યારે વિધવા પુનર્લગ્નના હિમાયતીઓ એક વિધવાનું લગ્ન યોજવાના



ફંડફાળા માટે રણછોડલાલ છોટાલાલ પાસે ગયા ત્યારે તેમણે ઠંડે કલેજે મુત્સદીપૂર્વક એવો ઉત્તર આપ્યો કે 'હું પણ વિધવા પુનર્લગ્નમાં માનું છું. પરંતુ મારે મારા કર્મ થકી જૈન અને વૈષ્ણવ વાણિયા શેઠિયાઓ સાથે સારો સંબંધ છે, અને શેઠિયાઓ જુનવાણી અને રૂઢિચુસ્ત છે, તેથી આ બાબતમાં તમે કહો તેમ કરું. બીજા શબ્દોમાં કહીએ તો રણછોડલાલે પોતાના વ્યવસાયનું બહાનું કાઢીને વિધવા વિવાહના પ્રશ્ન પર કુહાડો માર્યો. બેચરદાસ લશ્કરી ઉપર્યુક્ત તમામ સામાજિક અને ઔદ્યોગિક નેતાઓથી વિશિષ્ટ તરી આવે છે. આપણા અભ્યાસમાંથી એક વાત ફલિત થાય છે કે બેચરદાસે સામાજિક તેમજ આર્થિક એમ બંને બાબતોમાં આગળ પડતો ભાગ લીધો, તેમણે મિલની સ્થાપના દ્વારા ઔદ્યોગિક નેતાગીરી પણ પ્રાપ્ત કરી અને વાંકડા પદ્ધતિ તેમજ બાળકી હત્યાઓનો તેમણે સખત વિરોધ કર્યો અને તેની સામે સતત પ્રચાર કરીને સામાજિક ક્ષેત્રે પણ મહત્ત્વનું પ્રદાન કર્યું. તેઓ વિધવા પુનર્લગ્નના આજીવન ચુસ્ત હિમાયતી બની રહ્યા. તેનું કારણ કદાચ એ પણ હોઈ શકે કે તેઓ જે જ્ઞાતિમાંથી આવતા હતા તે 'કણબી જ્ઞાતિ'માં વિધવાવિવાહનો કોઈ બાધ ન હતો તેથી તેમને આ પ્રશ્ન પર કોઈ જાતનો ડર રાખવાની જરૂર ન હતી.

**બેચરદાસ લશ્કરી યુગપલટાનું સંતાન હતા. યોગાનુયોગ તેઓ જે વર્ષે જન્મ્યા તે જ વર્ષે ગુજરાતમાંથી મરાઠાઓની સત્તા નષ્ટ થઈ અને બ્રિટિશ સત્તા આરૂઢ થઈ** અને બ્રિટિશ શિક્ષણ તેમજ મૂલ્યો ત્યારબાદ પ્રસરવા શરૂ થયાં. કબીર, નરસિંહ અને અખા જેવા સંતભક્તોનો સમાજસુધારાનો યુગ આથમી ગયો હતો અને સંસ્થાનવાદને પગલે નવા યુગનું મોંસૂઝણું થયું હતું. બેચરદાસ લશ્કરી ઘોડિયામાં હતા ત્યારે ગુજરાતમાં અને સાધુઓ ધર્મસુધારણાના એક મસાલચી તરીકે તેમની અનેકવિધ પ્રવૃત્તિઓ આદરી રહ્યા હતા તેમજ તેઓ સતીપ્રથા અને દૂધપીતી ચાલ સામે બાથ ભીડી રહ્યા હતા. કણબી જેવી કૃષિ સાથે સંકળાયેલી જ્ઞાતિઓના સભ્યોને આ ધર્મપુરુષો વધારેને વધારે આકર્ષી રહ્યા હતા. આમ દૃષ્ટિએ **બેચરદાસ લશ્કરી સમાજસુધારણાનું સર્વપ્રથમ સંતાન હતા.**

ગુજરાત ઉપર બ્રિટિશ આણ સ્થપાતાં પરિવર્તનનો અને સુધારાનો વેગ વધ્યો. બ્રિટિશ વહીવટી તંત્ર, ન્યાયપદ્ધતિ અને શિક્ષણસંસ્થાઓ પાંગરવા માંડી. ક્રમેક્રમે મુદ્રણનો અને પત્રપત્રિકાઓનો પ્રસાર થતો ગયો. તેમના જન્મ બાદ ચાર વર્ષ એટલે કે ૧૮૨૨માં 'મુંબઈ સમાચાર'નો જન્મ થયો. બ્રિટિશ શાસનની સ્થાપના થતાં ગુજરાતમાં ભાવિ સુધારાઓ માટેનું એક અસરકારક સંસ્થાકીય માળખું અસ્તિત્વમાં આવ્યું. અંગ્રેજી શાસનમાં જ્ઞાતિ કે એવી બીજી બાબતોને ધ્યાનમાં રાખવા સિવાય કાયદો બધાને એકસરખી રીતે લાગુ કરાતો હતો. અંગ્રેજોએ કાયદાની નજરમાં 'સૌ

સરખા'નો સિદ્ધાંત અમલમાં મૂક્યો. ગુનો કરાતા પવિત્ર મનાતા બ્રાહ્મણ, પુરોહિત, રાજપૂત રાજવીઓ, પ્રતિષ્ઠિત ધનવાન શેઠ (વાણિયા), સમૃદ્ધ પાટીદાર ખેડૂત, વસવાયો કારીગર કે તિરસ્કૃત અસ્પૃશ્ય હોય પણ અપરાધોને લગતો કાયદો, કરાર કે સાક્ષી સાબિતીનો કાયદો બધાને સમાન રીતે અપવાદ વિના લાગુ પડતો હતો. 'કાયદા સામે સૌ સમાન'ના નવા સિદ્ધાંતનું નાટ્યાત્મક ઉદાહરણ પ્રખ્યાત 'મહારાજ બાયબલ કેસે' પૂરું પાડ્યું. આ નિંદાત્મક ખટલામાં વૈષ્ણવોના મુખ્ય આચાર્ય જદુનાથજી મહારાજને ૧૮૬૨માં અદાલતમાં હાજર થઈ સાક્ષી આપવી પડી હતી. કહેવાનું તાત્પર્ય એ છે કે બેચરદાસ લશ્કરી આવા પરિવર્તનલક્ષી યુગની નીપજ હતા.

બ્રિટિશ શાસનની સ્થાપનાના ત્રણચાર દાયકાઓમાં તો નવું શિક્ષણ અને પરિણામે નવાં મૂલ્યો તેમજ નવી જીવનદૃષ્ટિ સાથે સમાજસુધારકોનો મોટો ફાલ ઊતર્યો. દુર્ગારામ મહેતાજી, રણછોડભાઈ ગિરધરભાઈ, મહીપતરામ રૂપરામ અને કરસનદાસ મૂળજીએ ૧૯મી સદીનો પૂર્વાર્ધ પૂરો થતાંમાં તો જુદી જુદી શૈલીમાં અને ઓછીવત્તી તીવ્રતા સાથે ઘોષણા કરવા માંડી કે નીતિમત્તાની દૃષ્ટિએ જે ખોટું છે તે ધાર્મિક દૃષ્ટિએ કદી પણ સાચું હોઈ શકે નહીં. આગળ વધીને એવી ઘોષણા પણ થવા માંડી કે, સમાજના સળગતા સવાલોનો ઉકેલ ધર્મ-શાસકોને કે જ્ઞાતિપંચોને આધારે નહીં પણ સારાસાર વિવેક તેમજ વિચારશક્તિને ધોરણે જ લાવવો પડશે. બેચરદાસ લશ્કરીએ આવાં પરિવર્તનાત્મક મૂલ્યોને અપનાવ્યાં, એટલું જ નહીં પણ કડવા કણબીની જ્ઞાતિમાં અનેક સુધારાઓ દાખલ કરીને તેમને પ્રત્યક્ષ વ્યવહારમાં પણ મુકાવી આપ્યા.

બેચરદાસ લશ્કરીની સમાજસુધારક તરીકેની પ્રવૃત્તિનું મૂલ્યાંકન તેમણે તેમની જ્ઞાતિમાં દાખલ કરેલા સુધારાઓના સંદર્ભમાં કરવું તે બાબત ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં સાચી અને વાસ્તવિક છે. આનું કારણ એ છે કે, આપણે અગાઉનાં પ્રકરણોમાં નોંધ્યું છે તે મુજબ ૧૯મા સૈકામાં જ્ઞાતિ એક નાનોસરખો સમાજ હતો અને અંબાલાલ સાકરલાલ દેસાઈ જેવા પ્રખર કેળવણીકાર અને સમાજસુધારકે પણ ૧૯૧૧માં એટલી હદ સુધી લખ્યું હતું કે, 'ગુજરાતમાં તો સંસાર સુધારો વ્યવહારમાં સફળ થવાનું દ્વાર નાત સિવાય બીજું હાલ દીસતું નથી.' ખુદ અંબાલાલ સાકરલાલને જ જ્ઞાતિબંધારણ દૂષણ રૂપ લાગ્યું ન હતું, અને જ્ઞાતિનો બચાવ કરતાં તેમણે લખ્યું હતું. 'જ્ઞાતિબંધારણ કામની ગતિએ કરીને અનેક કારણોથી આજની સ્થિતિએ આવ્યું છે, અને તે એક તડાકે ઉડાડી દેવું શક્ય જ નથી.' **જો અંબાલાલ સાકરલાલ દેસાઈ જેવા સમાજસુધારકે છેક ૧૯૧૧માં જ્ઞાતિસંસ્થા અંગે આવા ઉદ્‌ગારો વ્યક્ત કર્યા હોય તો પછી બેચરદાસ લશ્કરીને કેવળ 'જ્ઞાતિભક્ત' તરીકે મૂલવવા તે બાબતે**



**ઐતિહાસિક દૃષ્ટિએ તેમને અન્યાયકર્તા જ લેખાવી જોઈએ અને બેચરદાસની સામાજિક પ્રવૃત્તિઓ તેમની જ્ઞાતિ સુધારા પૂરતી જ મર્યાદિત ન હતી, કારણ કે જે જમાનામાં સમાજસુધારા માટે નવી નવી સંસ્થાઓ ઊભી કરવાની તાતી જરૂર હતી તે જમાનામાં બેચરદાસે આવી સંસ્થાઓ ઊભી કરવામાં અને તેને પોષણ આપવામાં તન, મન અને ધનથી મદદ કરી હતી. આવી સંસ્થાઓને તેઓ પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે મદદ કરતા.**

કોઈપણ વ્યક્તિનાં કાર્યોનું મૂલ્યાંકન તેના સામાજિક સંદર્ભને લક્ષમાં રાખીને જ થઈ શકે. બેચરદાસ લશ્કરીની સામાજિક પ્રવૃત્તિઓ અને સામાજિક નેતાગીરીને સમજવા આ જ કારણથી આ પુસ્તકમાં આપણે કણબી જ્ઞાતિના સામાજિક અને આર્થિક બંધારણનું વિશ્લેષણ કર્યું છે. આપણે એ બાબતની નોંધ લીધી છે કે ૧૯મા સૈકામાં ગુજરાતની અન્ય જ્ઞાતિઓની જેમ કણબી જ્ઞાતિ પણ ચાર પેટાજ્ઞાતિઓમાં વિભાજિત થઈ હતી. લેઉવા, કડવા, આંજણા અને મતિયા. મતિયા, કડવા અને આંજણા ઉત્તર ગુજરાતમાં કેન્દ્રિત થયા હતા અને તેઓ ઊંચનીચના ક્રમમાં વહેંચાયેલા હતા. ૧૯મી સદીના મધ્યયુગ સુધીમાં કોઈ પણ પેટાજ્ઞાતિ 'પાટીદાર' તરીકે જાણીતી ન હતી ૧૯મી સદીમાં 'પાટીદાર' તરીકે જાણીતી બની હતી. અને આ તમામ કણબીઓ મૂળભૂત રીતે ખેતીના વ્યવસાય સાથે જ સંકળાયેલા હતા. કડવા કણબી તેમનાં લગ્નો દસથી બાર વર્ષે એક જ તિથિએ કરતા અને તેમનામાં નાતરાં પણ થતાં. તેમનામાં ગોળપ્રથા પણ ઘર કરી ગઈ હતી. કડી પ્રાંત જેટલા વડોદરા રાજ્યના ૧-૪ ભાગમાં કડવા પાટીદાર જ્ઞાતિના લગભગ નાનામોટા ૪૦ ગોળ પડી ગયા હતા, જે ઉપરથી ખ્યાલ આવશે કે કડવા કણબીઓમાં પણ સામાજિક વિભાજન કેટલી હદ સુધી પ્રસરી ચૂક્યું હતું. બેચરદાસ લશ્કરી આવી કણબી જ્ઞાતિના સમાજસુધારાના આદ્યસુધારક બન્યા. તેમણે ગોળપ્રથા અને એકડા અને ચોખડાનો પણ સખત વિરોધ કર્યો. જ્ઞાતિ સમારંભો પ્રયોજીને તેમ કન્યાવિક્રય સામે પણ પ્રખર ઝુંબેશ આદરી. ૧૯મા સૈકામાં લગ્ન અને મરણના ખર્ચાઓ ગજા ઉપરાંતના થતા અને તેનાં અનેક કુટુંબો દેવાં કરીને બરબાદ થતાં. કડવા કણબીની જ્ઞાતિ પણ આ બાબતમાં અપવાદરૂપ ન હતી. બેચરદાસે આ કણબી જ્ઞાતિની સામાજિક વાસ્તવિકતાને પારખી લઈ ફેબ્રુઆરી ૧૯૬૯માં પાટડી દરબાર જોરાવરસિંહ કુબેરસિંહની સહાયથી એક જ્ઞાતિ મેળાવડો યોજ્યો હતો અને તેમાં જન્મ, લગ્ન અને મરણમાં થતા ખર્ચા ઓછા કરાવવા માટે અને દીકરીઓના રક્ષણ માટે નીતિનિયમો દાખલ કરાવ્યા હતા.

બેચરદાસનો સમય નવજાગૃતિનો જમાનો હતો, પરંતુ આ યુગ સારાયે ગુજરાતમાં નવજાગૃતિનો યુગ હતો તેમ કહીશું તો તે એક ઐતિહાસિક સામાન્યીકરણ

કરી નાખવા બરાબર લેખાશે. સાચી હકીકત તો એ હતી કે નાગર બ્રાહ્મણ, વાણિયા અને જૈનો જેવી શિક્ષણ પામેલી જ્ઞાતિઓના સમાજસુધારા પૂરતી જ સામાજિક જાગૃતિ આવી હતી અને ભીલ, કોળી, ઠાકરડા જેવી 'હલકી' ગણાતી જ્ઞાતિઓ અંગ્રેજોએ દાખલ કરેલી કેળવણીવિષયક સંસ્થાઓના લાભથી વંચિત રહી હતી. એટલે તેમનામાં સામાજિક નેતાગીરી ઊભી થઈ શકી ન હતી. કણબી જ્ઞાતિમાં પણ આ સમયે કેળવણીનું પ્રમાણ લગભગ નહિવત્ હતું, અને 'ભણ્યો કણબી કટંબ બોળે' એવી કહેવતો પ્રચલિત બની હતી. જો આ પરિસ્થિતિ પુરુષોની હોય તો પછી સ્ત્રીઓની કેળવણીવિષયક અને કૌટુમ્બિક અને સામાજિક સ્થિતિ કેવી હશે તેની કલ્પના સહેજે થઈ શકે તેમ છે. આ જ કારણથી આ મહાનિબંધમાં આપણે કણબીઓમાં ઘર કરી ગયેલી એક શાપરૂપ સંસ્થાને મહત્ત્વનું સ્થાન આપ્યું છે. આ સંસ્થા તે દહેજ પ્રથા પર આધારિત 'દીકરી મારની ચાલ.'

કણબીઓ ઉચ્ચ કક્ષાના ખેડૂતો હતા. અંગ્રેજી અમલદારોએ અનેકવાર એવી નોંધ લીધી હતી કે ગુજરાતના કણબીઓ અત્યંત સ્વાશ્રયી અને કુશળ છે અને તેઓ પશુપક્ષીઓ તેમજ પોતાનાં ઢોરઢાંખરનું મમતાપૂર્વક રક્ષણ કરે છે. તેમનાં ખેતરોના પાક નષ્ટ કરતાં પક્ષીઓ અને પશુઓને તેઓ મારતા નથી, પણ ભગાડી મૂકે છે તેવી પણ નોંધ લેવાઈ છે. આમ છતાં પણ જો કણબીઓમાં દૂધપીતીનો રિવાજ પ્રચલિત બન્યો હોય તો તેનાં કારણો તેમના કુલીનશાહીના ખ્યાલો, સામાજિક બંધારણ અને રીતરિવાજોમાં જ રહ્યાં હતાં તેમ માનવું તે યોગ્ય લેખાવું જોઈએ. કણબીઓમાં પણ કુલીનશાહી ઊંચનીચના ભેદભાવો સર્જાયા હતા. જેણે દહેજપ્રથાને જન્મ આપ્યો. આ જ કારણથી જ્યારે દૂધપીતીની ચાલને સમજવા માટે ઈ.સ. ૧૮૪૮માં એક મોજણી કરવામાં આવી ત્યારે કણબી જ્ઞાતિના આગેવાનોએ જણાવ્યું હતું કે, 'અમારામાં કોઈને વધારે પુત્રીઓ જન્મે અને પૈસા સંબંધી સ્થિતિ સારી ન હોય તે કોઈ દીકરીને હાથે કરીને મારી નાખતું નથી પણ જેમ ભેંસને પાડી આવે છે તો તેને દૂધ પાઈને ઊછેરે છે પણ પાડો આવે તો કોઈ ધરાવતા નથી. તેમ પુત્રીઓનું પણ કરે છે જેથી ઘસારે ઘસારે મરી જાય છે.''

આવી દુઃખદાયક પરિસ્થિતિનું નિરાકરણ કરવા જ્યારે મુંબઈ સરકારે નિષ્ઠાપૂર્વક પ્રયાસો આદર્યા ત્યારે ઠાકરસી પુંજાશા અને બેચરદાસ લશ્કરી જેવા આ જ્ઞાતિના આગેવાનોએ તેમની ખાસ વગ વાપરીને તેમની જ્ઞાતિના બંધારણ અને સામાજિક રીતરિવાજોનો તાગ મેળવીને બ્રિટિશ વહીવટીતંત્રને આ રિવાજની નાબૂદી કરવામાં તનતોડ મદદ કરી. દૂધપીતીની ચાલને નાબૂદ કરવા બ્રિટિશ શાસકો માત્ર કાયદાઓનો આશ્રય લેવાને બદલે જ્ઞાતિબંધારણ અને જ્ઞાતિના



રીતરિવાજોને સમજવા માગતા હતા. ઠાકરસી પુંજાશા અને બેચરદાસ લશ્કરી તેમના આ વિશેના જ્ઞાન માટે જાણીતા હતા. જો આવા સંનિષ્ઠ સુધારકોની બ્રિટિશ શાસકોને હૂંફ ન હોય તો માત્ર કાયદાઓ દ્વારા જ તેઓ રિવાજને કેટલી હદે નાબૂદ કરી શક્યા હોત તે મોટો પ્રશ્ન છે.

**બેચરદાસ કેવળ 'જ્ઞાતિભક્ત' જ હતા તેમ કહેવું તે તેમને અન્યાય બરાબર લેખાશે. આપણે આગલાં પ્રકરણોમાં ભારપૂર્વક નોંધ્યું છે કે બેચરદાસે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી પાયાની સંસ્થાને પ્રાણવાન બનાવવા માટે કેવી અનેકવિધ મદદ કરી હતી. ગુજરાત કોલેજની સ્થાપનામાં રસ લઈ રૂ. ૧૦,૦૦૦નું દાન આપ્યું હતું. તેમની પુત્રી મહાલક્ષ્મીના નામે તેઓ તેમની જ્ઞાતિમાં જ ફંડફાળા આપીને જ્ઞાતિસેવા કરી શક્યા હોત. પણ તેમણે તેમ ન કરતાં તેમનાં નાણાંનો ઉપયોગ પ્રજા સમસ્તના કલ્યાણ માટે કર્યો જેને પરિણામે સ્ત્રીશિક્ષણની સંસ્થા ઊભી થઈ અને પાંગરી. ૧૯મા સૈકામાં સ્ત્રીકેળવણી અને સ્ત્રીજાગૃતિનું પ્રમાણ અત્યંત અલ્પ હતું અને આવા સંજોગોમાં બેચરદાસે સ્ત્રીકેળવણીનો પાયો નાખીને એક મહત્ત્વનું પ્રદાન કર્યું.**

બેચરદાસ લશ્કરી કણબી જ્ઞાતિમાં જન્મ્યા હતા અને આ જ્ઞાતિ તેમની કેળવણીવિષયક અને ઔદ્યોગિક પરંપરાઓને માટે નહીં પણ ખેતીવિષયક પરંપરાઓ માટે જાણીતી છે. આમ હોવા છતાં પણ એ પ્રશ્ન જરૂર ઊભો થાય કે બેચરદાસે મિલ ઉદ્યોગ દ્વારા તેમની પ્રતિષ્ઠા કેવી રીતે વધારી? આનાં મૂળ તપાસવા માટે આપણે બ્રિટિશ શાસને ઊભી કરેલી કાયદાવિષયક અને વહીવટી તંત્રની પ્રણાલીઓમાં ઊંડા ગયા અને એવા તારણ ઉપરઆવ્યા કે બ્રિટિશ શાસકોએ ગુજરાતમાં જે રીતે 'શાંતિ અને મિલકતની સહીસલામતી'નું વાતાવરણ ઉત્પન્ન કર્યું તેના પરિણામે ૧૯મા સૈકાના પૂર્વાર્ધમાં જ ઊંઝા, કડી, કલોલ, મહેસાણા, પાટણ, ગોઝારિયા, લાડોલ, વીરમગામ જેવા. ઉત્તર ગુજરાતના કણબીઓ અમદાવાદમાં કાયમી વસવાટ કરવા માટે આવ્યા. અમદાવાદની વ્યાપારી સંસ્કારને અનુરૂપ થવા માટે તેમણે તેમનો વણાટકામનો કસબ અજમાવ્યો અને ઘણા કણબીઓએ આર્થિક તકોનો લાભ લેવા માટે વ્યાપારી પ્રવૃત્તિઓમાં પણ ઝુકાવ્યું. બેચરદાસ લશ્કરીનું કુટુંબ બ્રિટિશ શાસન પહેલા પણ વ્યાપારી પ્રવૃત્તિ માટે પંકાઈ ચૂક્યું હતું, કારણ કે એમના પિતા અંબાઈદાસ ગાયકવાડ અને અન્ય રાજા-રજવાડાંઓમાં નાણાંનું ધિરાણ કરતા. તેઓ ઈસ્ટ ઇન્ડિયા કંપનીને પણ સારા પ્રમાણમાં નાણાંનું ધિરાણ કરતા અને અવારનવાર લશ્કરને અનાજ, ઘાસદાણા અને સાધનસામગ્રી પૂરી પાડતા. આમ બેચરદાસને વ્યાપારી સંસ્કારો તેમની ગળથૂથીમાંથી જ મળ્યા હતા. પરંતુ કેવળ વ્યાપારી સંસ્કારો અને

અનુભવોથી જ ઉદ્યોગના ક્ષેત્રમાં ફંટાઈ શકાતું નથી. જો એમ જ હોત તો પછી નગરશેઠ પ્રેમાભાઈ હીમાભાઈ, હઠીસિંગ કેસરસીંગ, મનસુખભાઈ ભગુભાઈ, મગનભાઈ કરમચંદ અને મંગળદાસ ગિરધરદાસ જેવા વ્યાપારી સંસ્કાર ધરાવનાર માણસો અને તેમના કુટુંબીજનો અમદાવાદના મિલઉદ્યોગનો પાયો નાખી શક્યા હોત. પરંતુ તેમ ન જ થયું. ઊલટાનું, આ પ્રક્રિયા અવળી રીતે જ થઈ. અમદાવાદના મિલઉદ્યોગનો પાયો એવી વ્યક્તિએ નાંખ્યો કે જેની જ્ઞાતિને વેપાર સાથે કશી જ નિસ્બત ન હતી. રણછોડલાલ છોટાલાલની જ્ઞાતિ તેની વ્યાપારી પરંપરાઓ માટે નહીં પણ વહીવટીતંત્ર વિષયક, કેળવણીવિષયક અને મુત્સદીગીરીની પરંપરાઓ માટે જાણીતી હતી. તેવી જ રીતે બેચરદાસ લશ્કરીને તેમના પિતા તરફથી વ્યાપારી સંસ્કારો ભલે પ્રાપ્ત થયા હોય, પરંતુ ૧૯મા સૈકામાં તેમની જ્ઞાતિ મૂળભૂત રીતે તો ખેતીવિષયક સંસ્કારોને વરેલી હતી. આમ છતાં પણ બેચરદાસ લશ્કરી જે રીતે તેમના પરંપરાગત શરાફી અને વેપારી વ્યવસાયમાંથી ફંટાયા અને મિલ ઉદ્યોગમાં પ્રવેશ્યા તે બતાવે છે કે તેમનામાં એક ઉચ્ચ કક્ષાની પ્રયોજનશક્તિ હતી. આપણે ગયા પ્રકરણમાં 'પ્રયોજન અને પ્રયોજનશક્તિ' વિષે ચર્ચા કરતાં નોંધ્યું છે કે પ્રયોજકો અને વ્યાપારીઓ વચ્ચે મૂળભૂત તફાવત છે.

બધા વ્યાપારીઓ પ્રયોજકો નથી હોતા. પ્રયોજનશક્તિ એ એક લાંબી પ્રક્રિયા છે જે લાંબા ગાળાનું આયોજન અને નાણાકીય સાહસ માગી લે છે. જો બેચરદાસમાં આ ગુણો ન હોત તો પણ તે એક વ્યાપારી તરીકેની પ્રતિષ્ઠા પામી શક્યા હોત. પરંતુ તેમની મહત્ત્વાકાંક્ષા અને સાહસવૃત્તિ તેમને મિલ ઉદ્યોગ તરફ દોરી ગયાં અને રણછોડલાલે ૧૮૬૧માં મિલ શરૂ કરી તેના માત્ર છ જ વર્ષમાં તેમણે અમદાવાદમાં એક બીજી મિલ ઊભી કરી.

**બેચરદાસ તેમની વ્યાવસાયિક પ્રવૃત્તિઓ માટે જાણીતા હતા. કુશાગ્રબુદ્ધિ, સાહસવૃત્તિ, મિલ ઉદ્યોગની સફળતા માટેની ઝીણી દૃષ્ટિ અને ઝડપી નિર્ણયો લેવાની વૃત્તિને કારણે બેચરદાસની મિલ ટૂંક સમયમાં જ ગુજરાત અને ગુજરાતની બહાર સુપ્રસિદ્ધ બની. એ નોંધપાત્ર છે કે રણછોડલાલની મિલની શરૂઆત માત્ર સૂતર ઉત્પાદનથી જ શરૂ થઈ હતી. બીજી તરફ બેચરદાસની મિલ સૂતર અને કાપડ વણાટના ઉત્પાદનથી થઈ અને આ માલ તેની ઉચ્ચ ગુણવત્તાને લીધે લોકોમાં પ્રશંસાપાત્ર બનવા લાગ્યો.**

બેચરદાસે મિલની સ્થાપના ૧૮૬૭માં કરી હતી. પરંતુ તે સ્થાપવા માટેના પ્રયાસો તો તેમણે લગભગ ૧૮૬૧થી શરૂ કરી દીધા હતા. આપણે બતાવ્યું છે કે આ કાળ અમેરિકન આંતરવિગ્રહનો કાળ હતો જેણે મુંબઈ અને ગુજરાતમાં શેર-



મેનિયાને જન્માવ્યો હતો. રૂના ભાવમાં ઝડપથી ઉછાળો આવવાથી કેવી રીતે મોટા મોટા વેપારીઓથી માંડીને સામાન્ય કારકુનો અને વિધવા સ્ત્રીઓ પણ આ શેર-મેનિયાથી આકર્ષાયાં હતાં અને 'રાતોરાત લક્ષાધિપતિ થઈ જવાના કોડ' સેવ્યા હતા. આ શેરસટ્ટાની ગરબીઓ તે સમયે રચાઈ અને તેણે લોકોની પાયમાલી અને બેહાલી પ્રસ્તુત કરી. રણછોડલાલ અને બેચરદાસ લશ્કરી આ બાબતમાં અપવાદરૂપ રહ્યા. બેચરદાસે આ સમયે તેમની મૂડીનો ઉપયોગ શેરસટ્ટાના રોકાણમાં ના કર્યો. આ સમયે તેમણે મિલ મશીનરીની જાણકારી માટે કર્યો. જો તેમણે આમ ન કર્યું હોત તો તેઓ ૧૮૬૭માં મિલ સ્થાપી શક્યા ન હોત. આ સમયે મિલ ઉદ્યોગ માટેની મશીનરીઓ પ્રાપ્ત કરવી તે સરળ વાત ન હતી. તેને ગોઠવવી અને ત્યારબાદ તેનું સંચાલન કરવું અને મજૂરોને તેમજ ઈજનેરોને ભેગા કરવા તે કાર્ય પણ તેટલું જ અઘરું અને મહત્ત્વનું હતું. બેચરદાસે આ સિદ્ધ કરી બતાવ્યું.

બેચરદાસના જન્મ સમયે અમદાવાદમાં માત્ર ખાનગી શાળાઓ અસ્તિત્વ ધરાવતી હતી. કેળવણીવિષયક ચેતના હજુ હવે જન્મવાની હતી. આ કારણે બેચરદાસ અત્યંત પ્રાથમિક કક્ષાનું જ શિક્ષણ પામી શક્યા હતા. આમ છતાં પણ તેમની સ્વભાષા ગુજરાતી ઉપરાંત મરાઠી, સંસ્કૃત, હિન્દુસ્તાની, ઉર્દૂ અને અંગ્રેજી ભાષાઓ ઉપર પણ પ્રભુત્વ પ્રાપ્ત કર્યું હતું. આ વસ્તુસ્થિતિ બતાવે છે કે તેમનામાં નવા વિચારોને અને વિવિધ ભાષાઓને ગ્રહણ કરવાની અને તે દ્વારા સમાજકલ્યાણમાં પોતાનું મન પરોવવાની કેવી તમન્ના હતી. તેમણે તેમની શક્તિઓનો ઉપયોગ પોતાના કુટુંબકલ્યાણ ઉપરાંત સામાજિક કલ્યાણ માટે પણ કર્યો. તેમણે વેપારી મૂલ્યો પણ ગ્રહણ કર્યાં અને ધનવાન બનવાની તેમની મહત્ત્વાકાંક્ષાને પોષવા તે વ્યાપારમાંથી મિલ ઉદ્યોગમાં પ્રવેશ્યા. આમ બેચરદાસે સામાજિક અને આર્થિક એમ બંને દૃષ્ટિએ ઉચ્ચ કક્ષાની નેતાગીરી પૂરી પાડી, એટલું જ નહીં પણ તેમનામાં સ્વદેશપ્રેમ, સ્વધર્મભક્તિ, સ્વાભિમાન અને સ્વાજ્ઞાતિપ્રેમ જેવાં લક્ષણો જોવા મળતાં હતાં.

■ ● ■

# BIBLIOGRAPHY

## PRIMARY SOURCES

**A. Archival Sources :**

(a) Maharashtra State Archives, Bombay. Secret and Political Department, Diary No. 228/1808 on "History of Female Infanticide in Gujarat."

Political Department, No. 4/2014 of 1848.

Political Department, No. 19 of 1851.

Political Department, No. 86 of 1856. This file gives information on the Role of Bechardas Laskari in abolishing the custom of female infanticide among the Kanbis and Patidars of Gujarat.

Judicial Department, No. 81/2087 of 1848. This file gives information on Bechardas Laskari and Thakarsingh Punjasha in connection with female infanticide.

Proceedings of the Bombay Factory Commission, 1875. This source gives an idea about Bechardas Laskari's attitudes to the factory workers. He was interviewed in Bombay on 2-6-1975. The source is in the form of Questions and Answers.

"Proceedings of the Council of the Governor of Bombay assembled for the purpose of making laws and regulations." Vol. 26 of 1877. This source provides information on the part played by Bechardas Laskari in the Bombay Legislative Assembly. He played important part on the "Cotton Frauds Bill."

(b) National Archives of India, New Delhi.

Foreign Political Department proceedings Political Despatch to Court of Directors, No. 131 of 1849, No. 66 of August, 28, 1856. These sources throw light on the indigenous banking in Ahmedabad and also on the banking house of Bechardas Laskari's father.

(c) Laskari Records. These records are available at the Laskari Family and Laxmiprasad Library Ahmedabad.

(d) State Records Department, Baroda,
Historical Selections from Baroda.
**Records :**

Vol. 1, 1724-1768 Vol. 4, 1793-1800
Vol. 2, 1769-1789 Vol. 5, 1813-1820
Vol. 3, 1790-1798 Vol. 7, Sayajirao II

Historical Selections from Baroda Records (New Series). Disturbances in Gujarat (1859-1864).



**Government Publications**

Baroda Government, **Gaekwads of Baroda Being Selections from the Baroda Residency Records, Sayajirao II** (Baroda, 1958).

— Report on the Administration of Baroda State, 1872-1890.

Bombay Government, **Gazetteer of the Bombay Presidency, Vol. 2, Surat and Broach**, (Bombay, 1877)

— **Gazetteer of the Bombay Presidency, Vol. 3, Kaira and Panchmahals** (Bombay, 1879).

— **Gazetteer of the Bombay Presidency, Vol. 4, Ahmedabad** (Bombay, 1879).

— **Gazetteer of Bombay Presidency Vol. 9, Part-I, Population : Hindus** (Bombay, 1901)

— "Report on the Collectorate of Ahmedabad" by E. G. Fawcett, **Selections from the Records of the Bombay Government**, Vol. 5, New Series (Bombay, 1854).

— Sir Mangaldas Nathubhai (ed.) **Borraidale's Gujarat Caste Rules**, 2 Vols. (Bombay, 1884-87).

— **Report on Native Newspapers**, 1871-1890.

**Directories, Journals and Newspapers.**

Desai, Natvarlal N. **Directory of Ahmedabad Mill Industry, 1929 to 1993** (Ahmedabad, 1933).

— **Directory of Ahmedabad Mill Industry 1934 to 1937** (Ahmedabad, 1938).

Manekji Barjorji (ed). **Mumbai Samacharni Gujarati Directory** (Bombay, 1879).

કપિલરાય મહેતા (સંપા.) **અમદાવાદ-૧૯૫૮** (અમદાવાદ-૧૯૫૯)

લાધાભાઈ હરજી પરમાર, **રેવાકાંઠાની ડિરેક્ટરી** (રાજકોટ, ૧૯૦૩)

દામોદરદાસ રેવાભાઈ, **મહીકાંઠા ડિરેક્ટરી** (વિજાપુર, ૧૯૨૨)

મણિલાલ રણછોડલાલ ત્રિવેદી, **મહીકાંઠા મેન્યુઅલ** (અમદાવાદ-૧૮૯૨)

**Times of India**, 1868.

The Indian Textile Journal, A Quarterly published from Bombay (from 1885 to 1916).

– આર્ય સમાજ (મુંબઈ), ગુજરાતમિત્ર (સુરત), ગુજરાતી પંચ (અમદાવાદ), મુંબઈ સમાચાર (મુંબઈ), રાસ્તગોફ્તાર (મુંબઈ), સયાજીવિજય (વડોદરા), સાંજવર્તમાન (મુંબઈ), હિન્દુસ્તાન (મુંબઈ).

